# ગુજરાતના સારસ્વતો

## ગુજરાત સાહિત્ય સભાની
## ષષ્ટિપૂર્તિ અંગે
## એના આજ સુધીના
# અહેવાલ
## સાથે

લેખક

અધ્યા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા)

'વિદ્યાવાચસ્પતિ'

અને

**ઇસુની વીસમી સદીની પોણી સદીનું ગુજરાતી સાહિત્ય – વિહંગાવલોકન**

સમીક્ષક

પ્રા. ડૉ. મધુસૂદન હીરાલાલ પારેખ



ગુજરાત સાહિત્ય સભા · અમદાવાદ

GUJARAT NA SARASWATO: Who's who in Gujarati Literature, published by Gujarat Sahitya Sabha, C/o Gujarat Research Society, Paldi-west, Ahmedabad-380 007 (1977)
Price Rs 20

પ્રકાશક: કેશવરામ કા. શાસ્ત્રી, ધીરજલાલ ધ. શાહ, મધુસૂદન હી. પારેખ
મંત્રીઓ: ગુજરાત સાહિત્ય સભા, ઠે. ગુજરાત રીસર્ચ સોસાયટી, પાલડી-પશ્ચિમ, અમદાવાદ-૩૮૦ ૦૦૭

પહેલી આવૃત્તિ * પ્રત ૧૧૦૦
વિ. સ. ૨૦૩૩ * ઈ. સ. ૧૯૭૭

કિં. વીસ રૂપિયા



# અનુક્રમણિકા





મુદ્રક: અચુભાઈ રાવત • કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૩૮૦ ૦૦૧

# પ્રકાશકોનું નિવેદન

**ગુજરાત સાહિત્ય સભાની** સ્થાપના સન ૧૯૦૪માં થઈ અને ૧૯૬૪માં સાઠ વર્ષ પૂરાં થતાં હોઈ એની **ષષ્ટિપૂર્તિ** ઊજવવાનો સભાની કારોબારી સમિતિએ નિર્ણય કર્યો; એના ઉપલક્ષમા ગુજરાત સાહિત્ય સભાનો સાઠ વર્ષનો અહેવાલ તૈયાર કરી પ્રસિદ્ધ કરવો, ગુજરાતની ભૂમિમાં થયેલા તેમ બહારથી આવી વસેલા અને આ ભૂમિના થઈ ચૂકેલા (સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ-જૂની ગુજરાતી તેમ અન્ય ભાષાઓના) ગ્રંથકારોની માહિતી એકઠી કરી 'ગુજરાતના સારસ્વતો' એ મથાળે પ્રસિદ્ધ કરવી, ગુજરાતી સાહિત્યની સાઠ વર્ષોની વિકાસ-સૂચનો (હકીકતે તો ૧૯૦૧ થી ગણી ૧૯૬૪ સુધીનો) પરિચય પણ પ્રસિદ્ધ કરવો, આવી આવી મહત્ત્વની પ્રવૃત્તિઓ કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. આ ઠરાવના અનુસંધાનમાં 'ષષ્ટિપૂર્તિ' એના સમય ઉપર ઊજવાઈ ગઈ. બાકીનાં સિદ્ધ કરવાનાં કાર્યોમા અમારામાના કેશવરામ કા. શાસ્ત્રીને 'ગુજરાતના સારસ્વતો'નો ગ્રંથ અને સભાની પ્રવૃત્તિઓનો અહેવાલ તૈયાર કરવાનુ સોપવામાં આવેલું હતુ તે તૈયાર થતાં 'કુમાર પ્રિન્ટરી'ને છાપવા સોપવામાં આવેલું. લગભગ ૭ વર્ષોના લાંબા ગાળે એનું મુદ્રણ પૂરું થયું છે અને એ પ્રસિદ્ધ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. ગુ. સા. સભાનાં પ્રકાશનોમાં આનાથી એક મહત્ત્વનુ સોપાન ચડાય છે એનો અમને સંતોષ તેમ આનદ છે. અધ્યા. શાસ્ત્રી અમારામાના જ એક હોઈ આભાર માનવાનો રહે નહિ એ સમુચિત કહેવાય. આભાર અમારે માનવાનો છે તે 'ગુજરાતના સારસ્વતો' માટેની માહિતી—અર્વાચીન યુગના લેખકો વિશેની—મેળવી આપવામાં અધ્યાપક મિત્રો પ્રો. ચદ્રશકર ભટ્ટ, ડૉ. ચિમનલાલ ત્રિવેદી, પ્રો. રતિલાલ સાં. નાયક, પ્રો. જયતભાઈ કોઠારી અને અમારામાના ડૉ. મધુસૂદન પારેખનો. આમા આચાર્યશ્રી યશવત પ્રા. શુકલની મળેલી દોરવણી માટે એમનો અને એ સાથે 'કુમાર પ્રિન્ટરી'ના સંચાલક અને ગુ. સા. સભાની કારોબારી સમિતિના વર્ષોથી એક જવાબદાર સભ્ય શ્રી બચુભાઈ પો. રાવતનો પણ જાત-દેખરેખથી આ ઐતિહાસિક ગ્રથ મુદ્રિત કરી આપી આપેલા સહકાર માટે આભાર માનિયે છિયે. આવા સુંદર સ્વરૂપમાં કરકસરથી કરેલું મુદ્રણ આ ગ્રંથની વિશેષ શોભારૂપ બન્યું છે.

એક જ વાતનુ અમારા હૈયાંમા દુ:ખ છે કે ગુજરાત સાહિત્ય સભાના પ્રાણરૂપ ભૂતપૂર્વ એક મત્રી સ્વ. ચૈતન્યપ્રસાદ મો. દીવાન અમારી વચ્ચે આ ગ્રથ જોવા વિદ્યમાન નથી. એમની ભાવનાનુ આ પ્રતીક એમની આ સાતમી સંવત્સરીના દિવસે એમના સદ્‌ગત આત્માને સતુષ્ટિકર થાઓ એવી શુભ ભાવના.

સાઠ વર્ષોની સાહિત્યવિકાસની સૂચ તૈયાર કરવાનુ કામ અમારામાના મધુસૂદન પારેખને સોપાયેલું, જેની સાઠને સ્થાને ૧૯૦૧ થી ૧૯૭૫નાં ૭૫ વર્ષોની સૂચ આ ગ્રથના અત-ભાગમાં છાપવામા આવી છે.

ગુજરાત રીસર્ચ સોસાયટી,
પાલડી-પશ્ચિમ, અમદાવાદ-૭
તા. ૩-૩-૧૯૭૭

કેશવરામ કા. શાસ્ત્રી
ધીરજલાલ ધ. શાહ
મધુસૂદન હી. પારેખ
મંત્રીઓ

# ભૂમિકા

**ગુજરાત સાહિત્ય સભાનો** એની સ્થાપનાથી સાઠ વર્ષો સુધીનો અહેવાલ—એની સમગ્ર પ્રકારની પ્રવૃત્તિઓની વિકાસયાત્રા સાથેનો—તૈયાર કરવાનું અને એ સાથે 'ગુજરાતના સારસ્વતો' તૈયાર કરવાનું કાર્યવાહક સમિતિએ મારામાં વિશ્વાસ રાખીને મને સોંપ્યું, તે અગિયાર વર્ષે સંપૂર્ણ મૂર્ત સ્વરૂપે મૂકવા ભાગ્યશાળી થયો છુ. ષષ્ટિપૂર્તિ પછીના બીજા બાર વર્ષ પસાર થઈ જવામાં હોઈ સભાના અહેવાલને અદ્યતનતા આપી શકાઈ છે, તો વર્તમાન લેખકોની માહિતી આપવામાં તે તે તબક્કે માહિતીમાં ઉમેરો કરી શકાય તેવું મળ્યું તે ત્યાં ત્યાં ઉમેરી લેવા સભાનતા રાખી છે. બેશક, એમાં સર્વથા અદ્યતનતા ન જ કહી શકાય, કારણ કે છાપવા અપાયા પછી પ્રૂફો આવતી વેળા તે તે ફર્મામાં આવતા લેખકોમાંના પરિચિતો વિશે જ થોડી વિશેષ માહિતી ઉમેરી શકાઈ છે, છતાં 'પરિશિષ્ટ'માં થોડા વધુ લેખકોને પણ આવરી લેવાનો પ્રયત્ન પણ કર્યો છે.

સભાનો અહેવાલ તો મુખ્યત્વે એના વાર્ષિક અહેવાલ છપાયેલા મળ્યા તેઓના ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે. એ અહેવાલોમાંથી સભાની વિવિધ પ્રવૃત્તિઓ જાણવી સુલભ બની, તેમ પ્રમુખો, ઉપપ્રમુખો, મંત્રીઓ, કારોબારીના ભિન્ન ભિન્ન સમયના સભ્યો, વાર્ષિક સમીક્ષા કરનારા વિદ્વાનો, તેમ 'રણજિતરામ સુવર્ણચંદ્રક'ના વિજેતાઓ માટેની માહિતી પણ સુલભ બની. લગભગ બધા જ સાહિત્યકારો હોઈ 'ગુજરાતના સારસ્વતો'માં એમના વિશે માહિતી આવી જતી હોઈ, માત્ર અનુસંધાનનો નિર્દેશ કરી એ બેવડાવા દીધી નથી; એમાં સુલભ નથી તેટલી જ સ્વતંત્ર રીતે મેળવીને આપી છે.

'ગુજરાતના સારસ્વતો' તૈયાર કરવાનું કામ એકલે હાથે બને એમ નહોતું. સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ-જૂની ગુજરાતીમાં ખેડાણ કરનારા વિદ્વાનોની માહિતી છૂટક લેખોમાંથી તેમ સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈના 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' અને 'જૈન ગુર્જર કવિઓ'ના ગ્રંથોમાંથી, મારા આત્મીય પ્રો. ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાના 'વસ્તુપાલ અને એનું વિદ્યામંડળ'માંથી તેમજ મારા 'આપણા કવિઓ—ભાગ ૧' અને 'કવિચરિત'ના મુદ્રિત બે ખંડ અને અમુદ્રિત ખંડમાંથી તૈયાર કરી લીધા. એ સામગ્રી મને તદ્દન સુલભ હતી, પરંતુ અર્વાચીન યુગના સાહિત્યસ્વામીઓ વિશે આવી સરલતા નહોતી. આમાં મારા અંતેવાસીઓ ભાઈશ્રી પ્રો. ચંદ્રશંકર ભટ્ટ, ડૉ. ચિમનલાલ ત્રિવેદી, ડૉ મધુસૂદન હી. પારેખ અને પ્રો. રતિલાલ સા. નાયક તથા મિત્ર પ્રો. જયંત કોઠારીએ જો પ્રાથમિક કાર્ય કરી ન આપ્યું હોત તો આ કાર્ય આ સ્વરૂપે સિદ્ધ થઈ શક્યું ન જ હોત. એ ગુરુદક્ષિણાનું ઋણ હુ કદી ભૂલી શકું એમ નથી. આત્મીયોનો આભાર માનવો એટલે એ મારી જાતનો જ આભાર માન્યો લેખાય, માટે અંતરમાં જ એ લાગણી સાચવી રાખી ઉપચાર કરતો નથી.

સારસ્વતોમાં અનુશ્રુતિથી ગુજરાતની તળભૂમિ સાથે સંકળાયેલા કપિલમુનિ, યાજ્ઞવલ્ક્યમુનિ, અને ઐતિહાસિક કાલના તો એમનાં કથનોથી જ સિદ્ધ થયેલા નિરુક્ત-ભાષ્યકાર જંબુસર-નિવાસી દુર્ગ તેમજ યજુર્વેદના ભાષ્યકાર વડનગરવાસી ઉવ્વટ જેવાને પણ સમાવી લઈ શકાયા છે; બાકીનાઓ માટે તો સાધનો સુલભ જ હોઈ ગુજરાતીપણા વિશે સંદેહને કારણ નથી

આવો વિશાળ પ્રયત્ન કરતી વેળા જો ઉક્તિનું લાઘવ સાચવવામાં ન આવે તો ગ્રંથનું પૂર મોટું થઈ જાય, એ માટે તે તે ગ્રંથકારની માહિતી આપતા ક્રિયાપદોનો ઓછામાં ઓછો ઉપયોગ કર્યો છે, છતાં સાવધાની રાખી જ છે કે ક્રિયાપદહીન વાક્યો અસંદિગ્ધ બને.

ગુજરાત (સૌરાષ્ટ્ર-કચ્છ સહિતના, 'માઘ' જેવા અને કેટલાક જૈન મુનિઓ નજીકના પડોશ દેશના)-ના જૂના નવા ગ્રંથકારોની માહિતી આ દેશનો સાચો સારસ્વત વારસો સમજવામાં અને નિરૂપવામાં પણ ઉપયોગી નીવડશે જ એ આત્મશ્રદ્ધાથી સભાએ મારામાં વિશ્વાસ મૂકવાથી મેં આ સત્પ્રયત્ન કર્યો છે તે એના અધિકારીઓને અર્પણ કરી વિરમુ છું.

મધુવન, એલિસબ્રિજ,
અમદાવાદ-૬, તા. ૩-૩-'૭૭

કેશવરામ કા. શાસ્ત્રી
લેખક

# ગુજરાત સાહિત્ય સભાનો ૬૦ વર્ષનો વિકાસ

## પૂર્વ ભૂમિકા

ગુજરાત મુખ્યત્વે વેપારમાં મશગૂલ રહ્યુ છે અને આ ખેતીપ્રધાન દેશમાં ઉદ્યોગોને રફતે રફતે સ્થાન આપી કેવળ વેપારથી જ સમૃદ્ધિ પામ્યો હોય તો એ આ ગુજરાત દેશ જ. સાસ્કૃતિક પ્રવૃત્તિઓમા પણ ગુજરાત જરા પણ પછાત રહ્યું નથી. યજુર્વેદના ભાષ્યકાર ઉવ્વટ અને યાસ્કના નિરુક્તનો ટીકાકાર દુર્ગ એ અનુક્રમે વડનગર અને જબુસરના. સોલકી યુગથી તો ગુજરાતે સાંસ્કૃતિક ક્ષેત્રે અસામાન્ય પ્રકારનો વિક્રમ સ્થાપ્યો હતો. આચાર્ય હેમચદ્રના પુરોગામી જૈન તેમજ જૈનેતર વિદ્વાનો અને સમકાલીન તેમજ પછીના, સેકડો વર્ષોના, આ ઉભય પ્રકારના વિદ્વાનોએ સંસ્કૃત પ્રાકૃત અપભ્રશ અને જૂની ગુજરાતી ભાષાના અનેકવિધ સાહિત્યનો ભારે સમર્થ પ્રવાહ વહાવ્યો હતો. સંસ્કૃત પ્રાકૃતનુ જ્ઞાન ન ધરાવનારા, ભક્તિ જ્ઞાન અને ધર્મકથાઓના સાહિત્યના પુરસ્કારકોએ પણ સેકડો વર્ષ સાહિત્યોપાસના કરવાનુ અવિરત ચાલુ રાખ્યું હતુ. ફારસી ભાષા અને ઉર્દૂ ભાષાના લેખકોએ પણ ગુજરાતને ગણ્ય કોટિની સેવા આપી જ હતી. આ પ્રવાહમા પશ્ચિમની નવી શિક્ષણ-પ્રણાલીએ પણ સબળ પ્રકારની ઉમેરણી કરી. સશોધન-ક્ષેત્રે યુરોપીય વિદ્વાનોએ ભારતવર્ષને સેવા આપવાનુ ચાલુ કર્યું અને નવી જ દિશાઓમા જ્ઞાનનાં ઝરણાંનો પ્રવાહ સ્ફુરણા પામ્યો. ગુજરાતમાં એનો આરભ ઈસુની ૧૯મી સદીની શરૂઆતમા જ થયો. અને ઈ. સ. ૧૮૦૮મા કોઈ આર. ડ્રુમન્ડ નામના વિદ્વાને ગુજરાતી–મરાઠી–અગ્રેજીના સમન્વય સાથે અગ્રેજીમા ગુજરાતી ભાષાનો નાનો સૂચક કોશ પ્રસિદ્ધ કર્યો. બીજી બાજુ દેશીઓના પ્રયત્ન તો ચાલુ થયા જ હતા, પણ સૂચક પ્રકારનો પ્રયત્ન ઇતિહાસ–કથાઓના શોખીન સર એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની સહાયથી 'રાસમાળા'ની સામગ્રી એકઠી કરવાનો શરૂ કર્યો. આ સાથે જ સસ્થા સ્થાપવાનો વિચાર પણ એમને ઉદ્ભવ્યો અને અમદાવાદમા ૧૮૪૮ના ડિસેમ્બરની ૨૬મીએ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ની સ્થાપના થઈ. શ્રી. ફાર્બસ મત્રી હતા અને કવીશ્વર દલપતરામ સહાયક મત્રી હતા. થોડા જ સમયમાં કવીશ્વર દલપતરામના તંત્રી-પદે ગુજરાતનુ પહેલું માસિક પત્ર 'બુદ્ધિ-પ્રકાશ' શરૂ થયું. જ્ઞાન વિજ્ઞાનને લગતુ વિવિધ સાહિત્ય 'બુદ્ધિ-પ્રકાશ'મા પ્રસિદ્ધ થવા લાગ્યું. સાહિત્ય-લેખને પણ નવો વળાક અનુભવ્યો. 'સિપાઈઓનો બળવો' નામથી જાણીતા સ્વરાજ્ય-સંગ્રામ પછી મુબઈમાં સ્થપાયેલી 'મુબઈ યુનિવર્સિટી'એ ઉચ્ચ શિક્ષણમા અગ્રેજી સાહિત્યનો પરિચય કરાવી આપ્યો અને સાહિત્યના વિવિધ પ્રકાર પણ યુરોપીય છાયા અને અનુકરણમા ખેડાવા લાગ્યા. અમદાવાદમા ટ્રેનિંગ કોલેજની સ્થાપનાની સાથે 'શાળાપત્ર' માસિક શરૂ થયું. આમા શ્રી. મહીપતરામ રૂપરામ નીલકઠ, શ્રી. નવલરામ લક્ષ્મીરામ પડચા, કમળાશંકર પ્રા. ત્રિવેદી વગેરે વિદ્વાનોની અમદાવાદને સંપ્રાપ્તિ થઈ. સર્જન અને વિવેચનનુ સાહિત્ય ઉત્તરોત્તર વિકસવા લાગ્યું. વડનગરા નાગર દિવેટિયા કુટુબના ભોગીદ્રરાવ, કૃષ્ણરાવ, નરસિંહરાવ વગેરે, તો સાઠોદરા નાગર ધ્રુવ કુટુબના શ્રી હરિ હર્ષદ ધ્રુવ અને કેશવ હર્ષદ ધ્રુવ જેવા બહુશ્રુત વિદ્વાનોની સાહિત્યોપાસનાથી અમદાવાદ ધમધમવા લાગ્યુ.

## ગુજરાત સાહિત્ય સભાની સ્થાપના

ગુ. વર્ના. સો.ની પ્રવૃત્તિઓ શિક્ષણ-સંસ્થાઓનો આરભ કરવામા, વિવિધ પ્રકારના સાહિત્યનુ પ્રકાશન કરવામાં, અને વિદ્યાની પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવામા કેદ્રિત થયેલી હતી. એની પચાસ વર્ષોની ચોક્કસ ઢાંચામા સ્થિર થયેલી કાર્યપ્રણાલીને લઈ નવયુવકોને વ્યાખ્યાનો દ્વારા દેશના સસ્કાર-ધનની મુલવણી કરવાની જરૂર જણાઈ અને સને ૧૮૯૮મા **'સોશિયલ એન્ડ લિટરરી એસોશિયેશન'**ની અમદાવાદમા જ શ્રી. રણ-જિતરામ વાવાભાઈ મહેતાના નેતૃત્વે સ્થાપના કરવામાં આવી. સામાજિક રાજકીય અને ધાર્મિક પ્રવૃત્તિઓના મૂળમા વિદ્વાનો જે બીજારોપણ કરે છે તે જ સામાન્ય રીતે ફૂલે-ફાલે-ફળે છે આ સિદ્ધાતમા માનનારો એક યુવક એ યુગમાં અમદાવાદને ચેતન પૂર્યે પણ જતો હતો. એ બીજો કોઈ નહિ પણ ઉપર કહ્યો તે શ્રી. રણજિતરામ વાવાભાઈ મહેતા (વર્તમાન રાજ-પુરુષ શ્રી. અશોક મહેતાના પિતા). એમના મિત્રોનો સમૂહ પણ ખૂબ મોટો હતો. પ્રો. બળવંતરાય ક. ઠાકોર તથા કવિવર્ય નાનાલાલ દલપતરામ, સર પ્રભાશંકર પટ્ટણી તથા પ્રો. ત્રિભુવનદાસ ક. ગજ્જર, શ્રી. અબાલાલ સાકરલાલ દેસાઈ તથા શ્રી. કમળાશકર પ્રાણશકર ત્રિવેદી એ એમના મિત્રમડળના મોવડી અને રણજિતરામના ચાહક હતા. શ્રી. રણજિતરામે ઉપર્યુક્ત એસોશિયેશનનુ સને ૧૯૦૪ના એપ્રિલમા **'ગુજરાત સાહિત્ય સભા'** એવુ નામ આપી એનુ નવેસરથી બધારણ તૈયાર કર્યું. આ નવી સસ્થાનો પ્રધાન ઉદ્દેશ **'ગુજરાતી સાહિત્યનો બને તેટલો બહોળો વિસ્તાર કરવો તેમજ બનતા**

**પ્રયાસે લોકપ્રિય કરવું'** એ હતો. આની પાછળનુ આ સભાનુ લક્ષ્ય એ યુગમાં ખૂબ જ નોંધપાત્ર ગણાય; જેવુ કે —(૧) ગુજરાતી ભાષા તથા સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ કરવો; (૨) ગુજરાતી ભાષા તથા સાહિત્યના અભ્યાસ અને વ્યવસ્થા સારુ ઉપાયો યોજવા; (૩) ગુર્જર સાક્ષરોની જયંતી ઊજવવી અને એમના અપ્રસિદ્ધ ગ્રથોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવો; (૪) દેશજ સાહિત્યની શોધ કરાવવી તેમજ સગ્રહ કરવો; (૫) સસ્તું સાહિત્ય પ્રસિદ્ધ કરી ફેલાવવા પ્રયત્ન કરવો; (૬) સ્વતત્ર ગ્રથો રચાવી તેમજ પરભાષાના ગ્રથોના ભાષાંતર અથવા અનુકરણ કરાવી છપાવવા; (૭) ગુજરાતી પુસ્તકોનો બને તેટલો સપૂર્ણ સગ્રહ કરવો; (૮) ગુજરાતી સાહિત્યના અભ્યાસને આવશ્યક પરભાષાના ગ્રથોનો પણ સગ્રહ કરવો; અન્ય ભાષાઓના સાહિત્યનો અભ્યાસ સ્વભાષાના વિકાસ અને ઉન્નતિક્રમની સત્ય તુલના માટે કરાવવો અને એને માટે અન્ય ભાષાઓના સાહિત્યની સસ્થાઓના અહેવાલ તથા સગ્રહોની યાદીઓ મેળવવી; (૯) લેખો (અર્થાત્ શિલાલેખો અને હસ્ત-લેખો) તેમજ સાહિત્યના ઇતિહાસને ઉપયોગી વસ્તુઓનો સગ્રહ કરવો; (૧૦) સાહિત્ય પરિષદો ભરવી અને જાહેર વ્યાખ્યાનો અપાવવાં; (૧૧) ગામ પરગામ સભાની શાખાઓ ખોલવી; (૧૨) સાધનહીન ગ્રથકારોને બનતી રીતે ઉત્તેજન આપવું; અને (૧૩) ગુજરાતી ભાષા અને સાહિત્યની અભિવૃદ્ધિના વાર્ષિક વૃત્તાંત મેળવવા.

સન ૧૯૦૪માં 'વસંત' માસિકમાં તાજી સ્થપાયેલી 'ગુજરાત સાહિત્ય સભા' વિશે સવિસ્તર હકીકત લખી મોકલતા એના સ્થાપક સ્વ. રણજિતરામે લખેલું કે 'યગ મેન્સ યુનિયનમા,—જે સસ્થા કાઢવામા ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓનો મુખ્યત્વે હાથ હતો,—મતભેદ ઊભો થતા એમાથી 'સોશિયલ અને લિટરરી એસોશિયેશન' ઉદ્ભવી અને એ સંસ્થાનુ અસ્તિત્વ બીજા કોઈ કારણથી નહિ, તો જે બે ચાર ભાષણો, ખસૂસ કરીને શ્રી ગોવર્ધનરામ પાસે Higher Brahmanism ઉપર અને શ્રી. નરસિંહરાવ પાસે Social Dynamics ઉપર અપાવ્યાં હતા, તેટલા પૂરતી સદા યાદગાર રહેશે અને એ વ્યાખ્યાનોનુ વાચન અદ્યાપિ મનનીય માલૂમ પડશે.'

યુનિવર્સિટીની સ્થાપનાથી દેશમાં એવો અદ્ભુત જ્ઞાન-સૂર્ય ઊગ્યો કે એનાં કિરણોએ જનતાને જાગ્રત કરી એનામાં ચેતન રેડયુ અને એ ચેતન આત્મવિકાસ—આત્મસિદ્ધિઓ વિશે અનેક રીતે સાવધ બન્યું. એ મથનકાળમાં સ્વ. રણજિતરામે જોઈ લીધુ હતુ કે પ્રજાનુ જીવન ઘડવામાં અને એનો વિકાસ સાધવામા સાહિત્યે પછાત ન રહેતા પ્રેરક અને પોષક થઈ રહેવુ જોઈએ. ઉપર નિર્દિષ્ટ થયેલ ઉદ્દેશ અને લક્ષ્યમાં એનુ પ્રતિબિંબ આપણને જોવા મળે છે. આખા પ્રાંતમા આ પ્રકારની સાહિત્યવિષયક સંસ્થા આ પહેલી જ હતી. પ્રવૃત્તિઓને પોષણ આપવાના લક્ષ્યને સામે રાખીને જ એમણે સ્વ. નરસિંહરાવ હરિલાલ ધ્રુવને 'સાહિત્ય' નામનું માસિક પત્ર કાઢવા પ્રેરણા આપી હતી. એવી જ લાગણીથી શ્રી. હિંમતલાલ ગ. અજારિયાને પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ના ધોરણે નવી ગુજરાતી કવિતાના સંગ્રહ 'કાવ્ય માધુર્ય'ની યોજના કરવાનો, ઝીણવટથી વાંચી તપાસી ઉપયોગી સૂચનાઓ કરી એને પ્રસિદ્ધિમા લાવવાનો હૃદયપૂર્વકનો પ્રયત્ન કર્યો હતો.

એમની સાહિત્યાકાક્ષા થોડેથી સંતોષાય એમ નહોતુ, એમને તો જનતાને સાહિત્યનો રગ લગાડવો હતો, આસ્વાદ ચખાડવો હતો. એ આશયથી એમણે ગુજરાતમાં થયેલા જૂના નવા સાહિત્યકારોની જયતીઓ ઊજવવાનો કાર્યક્રમ અમલમા મૂક્યો. 'ગુજરાત સાહિત્ય સભા'ની સ્થાપના પૂર્વે જ 'સોશિયલ ઍન્ડ લિટરરી એસોશિયેશન' દ્વારા 'કલાપી' 'અખો' અને 'મીરા'ની જયતીઓ 'જયતી વ્યાખ્યાનમાળા' નીચે ઊજવી હતી, અને સભાની સ્થાપના પછી પણ 'દયારામ' 'ધીરો' 'પ્રેમાનદ' 'નર્મદાશકર' 'મણિલાલ' 'બાલાશંકર' 'હરિલાલ ધ્રુવ' 'કલાપી' 'ગોવર્ધનરામ' 'નરસિંહ મહેતો' વગેરેની જયતીઓની ઉજવણી સાથે સમર્થ વ્યાખ્યાનો અપાવડાવ્યાં હતા. આ વ્યાખ્યાનો ગ્રંથસ્થ થયાં અને એની ત્રણ આવૃત્તિ આજ દિવસ સુધીમાં થઈ ચૂકી છે. આ જયંતીઓ ઊજવવા પાછળ બે હેતુ સ્પષ્ટ હતા: એક તો, પ્રજા સાહિત્યકારો પ્રત્યેના આદર અને પ્રેમભાવની લાગણીને કેળવે અને બીજું, એ નિમિત્તે એ સાહિત્યકારોનાં લખાણો—સર્જનોનો પદ્ધતિસર અને સમગ્ર રીતે અભ્યાસ સુલભ થાય, સાહિત્યને નવું પોષણ મળે, ઉત્તેજન મળે. આ પ્રણાલી અન્ય ક્ષેત્રોમા પણ વ્યાપક બની અને પ્રજાકીય અગ્રેસરો—સ્વ. દાદાભાઈ, ગોખલે, ફીરોઝશાહ મહેતા વગેરેની જયતી-સંવત્સરીઓ પણ ઊજવાવા લાગી. આજે તો આ એક પ્રથા જ થઈ પડી છે અને નાનાં મોટા વિવિધ ક્ષેત્રોના આગેવાન કાર્યકરોના દેહાત બાદ જયતીઓ ઊજવવાનુ સામાન્ય બની ગયું છે.

શ્રી. રણજિતરામના વિચારો મૌલિક કોટિના જ રહ્યા છે, ગુજરાતમા તો ખાસ જ. એમને વિચાર આવ્યો કે આપણા વિદ્વાનો લેખકો અને અભ્યાસીઓ એકઠા મળે, વિચારોની પરસ્પર આપ-લે કરે અને અંગત પરિચયમાં આવે તો સાહિત્યના કાર્યને વિશેષ ગતિ મળે—વિશેષ વેગ મળે. આ વિચાર દૃઢ થતાં એમણે થોડાક મિત્રોની મદદથી ગુજરાત સાહિત્યસભાના ઉપક્રમે **'ગુજરાતી સાહિત્ય પરિષદ'** મેળવવાનુ બીડું ઝડપ્યું અને ૧૯૦૫ માં—એટલે કે 'ગુજરાત સાહિત્ય સભા'ની સ્થાપનાના બીજા જ વર્ષે—અમદાવાદમાં જ સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપદે 'ગુજરાતી

સાહિત્ય પરિષદ'નુ પહેલું અધિવેશન ભર્યું. એમની ખોજ-બુદ્ધિ ખૂબ ઊંડી હતી: 'કૉન્ફરન્સ' શબ્દનો પર્યાય એ શોધતા હતા. એમને બૌદ્ધ સાહિત્યમાં વ્યાપક રીતે જાણીતો 'પરિષદ' શબ્દ મળ્યો અને એમણે એ શબ્દને ગુજરાતીમાં સૌથી પ્રથમ વહેતો મૂક્યો. બે વર્ષ બાદ સન ૧૯૦૭ મા સ્વ. કેશવ હ. ધ્રુવના પ્રમુખપદે બીજું અધિવેશન સુરતમાં થયું. આ બીજા અધિવેશન પછી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' ગુજરાત સાહિત્ય સભાથી સ્વતંત્ર બની. ગુજરાત સાહિત્ય સભાને માટે એ સદા ગૌરવનો વિષય બન્યો છે કે 'ગુજરાતી સાહિત્ય પરિષદ'-ની એ જનની બની છે. સભા કેટલી માનપાત્ર બની હતી એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (ગુજરાત વિદ્યાસભા)ને સન ૧૯૦૮મા ૬૦ વર્ષ પૂરાં થતાં ઊજવાયેલા ઉત્સવમા ગુ. સા. સભાએ 'સોસાયટી'ને માન આપ્યું ત્યારે પ્રમુખસ્થાનેથી સ્વ. અબાલાલ સાકરલાલ દેસાઈએ 'સભા'ને 'સોસાયટી'ની નાની બહેન કહીને બિરદાવી એમાથી જાણવા મળે છે.

ગુજરાત સાહિત્ય સભાની આરભની પ્રવૃત્તિઓમાં સ્વ. રણજિતરામને સ્વ. ઠાકોરલાલ હરિલાલ દેસાઈ અને સ્વ. હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતાનો લાગણીભર્યો સાથ હતો. વ્યાખ્યાનો સાથે સભ્યોમા ભ્રાતૃભાવ અને પરિચય વધે એ માટે આ મિત્રો નાનાં નાનાં સમેલન પણ યોજવાના હતા. વળી સાહિત્યની જેમ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ માટે સભ્યોમા જિજ્ઞાસા અભ્યાસ અને સશોધન-વૃત્તિ ઉદ્દીપ્ત થાય એ ઉદ્દેશે શ્રી. રણજિતરામે ઐતિહાસિક સાધનોની યાદી પ્રગટ કરી. આ યાદી આ દિશાના એ પછીના અનેક પ્રયત્નોને ઉપકારક નીવડી છે. એક રીતે કહિયે તો શ્રી. ક. મા. મુનશીએ 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' 'રાજાધિરાજ' વગેરે ઐતિહ્ય-મૂલક નવલકથાઓ લખવામાં આ યાદીનો ઉપયોગ કર્યો જ છે, તો સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી, સ્વ. રત્નમણિરાવ ભીમરાવ વગેરે વિદ્વાનોએ લખેલા ઇતિહાસ-ગ્રથો પાછળ આ યાદીનો ફાળો નાનોસૂનો નથી. શ્રી. રણજિતરામને પ્રામાણિક ઇતિ-હાસનો સબળ આગ્રહ હતો. એવા જ ઉદ્દેશથી એમણે ગુજરાતના ઇતિહાસમા ઉપયોગી થવાના હેતુને લક્ષ્યમાં રાખી સ્વ. ડૉ. કિલ્હોર્નની યાદી ઉપરથી ગુજરાત સૌરાષ્ટ્રના ઉત્કીર્ણ લેખોની સાલવારી ગુજરાતીમાં ઉતારી હતી અને બીજું પણ મહત્ત્વનુ કાર્ય ઉપાડી લીધું હતું.

વર્ષ દરમ્યાન ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકોનુ અવલોકન થાય એ જરૂરતું સમજી સ્વ. રણજિતરામે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (ગુ. વિદ્યાસભા)'ને વાર્ષિક સમાલોચનાનુ કાર્ય હાથ ધરવા એના 'હીરક મહોત્સવ' પ્રસગે સૂચના કરેલી અને નમૂના તરીકે 'ઈસુનુ વર્ષ ૧૯૦૭' એ નામનો એક લેખ 'બુદ્ધિપ્રકાશ'માં મુદ્રિત કરાવેલો. સોસાયટીએ એ સૂચના સ્વીકારીને સન ૧૯૧૦, ૧૯૧૧ અને ૧૯૧૨ માટે સમીક્ષકો નીમ્યા, પણ એનું કાંઈ ફળ ન આવતાં ૧૯૧૬ના વર્ષનું સમીક્ષા કાર્ય સ્વ. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખને સોંપવામાં આવ્યું. સ્વ. આનદશંકર બા. ધ્રુવના પ્રમુખપદે શ્રી. પારેખે સમીક્ષા-વાચન કર્યું તે વખતે પ્રમુખશ્રી તરફથી પણ વિશિષ્ટ વ્યાખ્યાન મળ્યું.

સન ૧૯૧૫ મા ગુ. સાહિત્ય પરિષદ સુરતમાં ફરી મળી ત્યારે આપણી પ્રાચીન વસ્તુઓ–ઐતિહાસિક અવશેષો, શિલ્પ અને ભરતગૂથણના નમૂના, ચિત્રો, હાથ-પ્રતો, સિક્કા વગેરેનો સગ્રહ કરવા એક ઠરાવ કરવામાં આવ્યો હતો; કેળવણીના પ્રશ્નો ચર્ચવા પરિષદથી સ્વતત્ર રીતનું સંમેલન ભરવા પણ નિશ્ચય કરવામાં આવેલો હતો. આને અનુસરી ૧૯૧૬ માં ગુજરાત સાહિત્ય સભાએ ચિત્રકળા, ભરતગૂંથણ અને હાથ-પ્રતોનુ એક નમૂનેદાર પ્રદર્શન અમદાવાદમાં ભર્યું હતું. પહેલી કેળવણી પરિષદ મેળવવાનુ કાર્ય તો શ્રી. ઇદુલાલ ક. યાજ્ઞિકે ઉપાડી લીધું હતું. આનંદની વાત એ હતી કે સાંસ્કારિક આ બધી જ પ્રવૃત્તિઓની પાછળ, એ સમયે મુબઈમાં રહેતા હતા છતાં, હાથ તો શ્રી. રણજિતરામનો જ હતો. ગુ. વ. સોસાયટીને માનપત્ર આપતી વખતે ૧૯૦૮માં શ્રી. રણજિતરામે સાહિત્યિક પરીક્ષાઓ સોસાયટી શરૂ કરે એવી વિનતિ કરી હતી, પણ સોસાયટી એ શરૂ કરી શકી નહોતી; એનો સભાએ ૧૯૧૭ માં આરંભ કર્યો. આ પરીક્ષાઓ છેક ૧૯૩૬ સુધી ચાલુ રહેલી.

ગુ. સાહિત્ય સભાનો એ પણ મનોભાવ હતો કે નામી સાહિત્યકારોના નાના મોટા ગ્રથોની સક્ષિપ્ત આવૃત્તિઓ કરાવી એનો જનતામાં બહોળો પ્રચાર થવાની સુવિધા કરી આપવી. આ યોજના પ્રમાણે સભાએ 'દલપતરામ' નામની એક નાની પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. આ પૂર્વે દેશોદયની ઉષાનુ દર્શન થતાંની સાથે જ દેશભક્તિના કાવ્યોનો ગ્રંથ સૌથી પ્રથમ સભાએ જ પ્રસિદ્ધ કરેલો, જેની બીજી સંસ્થાએ પછી સાતેક આવૃત્તિઓ પ્રસિદ્ધ કરી પચાસ હજારથીયે વધુ નકલ જનતામાં વહેતી મૂકી હતી.

'જયંતી વ્યાખ્યાનમાળા'ની નવી આવૃત્તિથી સ્વતત્ર રીતે શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ દ્વારા તૈયાર કરાવી 'વીર નર્મદ' એ જીવનચરિત્ર ૧૯૩૪ માં સભાએ પ્રસિદ્ધ કર્યું.

સક્ષિપ્ત આવૃત્તિઓની દિશામાં વચ્ચેનાં વર્ષ ખાલી ગયાં એ ખરુ, પણ પછી 'નર્મદનુ પદ્યમદિર' (૧૯૩૬) અને 'નર્મદનુ ગદ્યમદિર' શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પાસે તૈયાર કરાવી સભાએ પ્રસિદ્ધ કર્યાં, તો 'કલાન્ત કવિ' એ મથાળે શ્રી. ઉમાશંકર જોશી પાસે સ્વ. બાલાશંકર ઉ. કથારિયા 'બાલ'નાં કાવ્યોનો સંગ્રહ તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યો.

૧૯૧૬ મા ચિત્રકલા ભરતગૂંથણ અને હાથપ્રતોનુ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, પરતુ સભાને ભારે ગૌરવ અપાવનાર ત્રીજો પ્રસંગ તો 'ગુજરાત ઇતિહાસ સમેલન'નો થયો, જે સમગ્ર ગુજરાતને પણ ગૌરવપ્રદ બની રહ્યો હતો. ૧૯૪૪ના આ સંમેલન અગે ત્રણ દિવસનો ભરચક કાર્યક્રમ યોજવામા આવ્યો હતો. પહેલે દિવસે જાણીતા પુરાતત્ત્વવિદ શ્રી. ગિરિજાશકર વલ્લભજી આચાર્યને હસ્તે ગુજરાતના ઇતિહાસના અનેકવિધ પ્રાચીન અવશેષોનુ ભવ્ય પ્રદર્શન 'પ્રેમાભાઈ હોલ'મા ખુલ્લું મૂકવામા આવ્યું હતુ, જે લાગલગાટ દસ દિવસ સુધી જનતા અને અભ્યાસીઓ માટે ખુલ્લું રહ્યુ હતુ. આમા ગુજરાતી સાહિત્યનો વિકાસ તેમજ ગુજરાતનો સામાજિક વિકાસ કલા-મૂર્તિ શ્રી. રવિશકર રાવળના હસ્તે સચિત્ર મૂર્ત થયો હતો. આમા ગુજરાતી શિલ્પના વિરલ નમૂના પણ રજૂ કરવામાં આવ્યા હતા. બીજે દિવસે 'ઇતિહાસ સમેલન'ની જાહેર બેઠક પુરાતત્ત્વવિદ આચાર્ય મુનિશ્રી જિનવિજયજીને પ્રમુખપદે 'ગુજરાત કૉલેજ'ના 'જ્યૉર્જ–ધ ફિફ્થ હૉલ'માં ભરચક હાજરી વચ્ચે મળી હતી, જે વખતે સ્વાગતાધ્યક્ષ મૌલાના પ્રો. અબુઝફર નદવી, ઉપપ્રમુખ શ્રી. દુર્ગાશકર કે. શાસ્ત્રી અને પ્રમુખશ્રીનાં મનનીય વ્યાખ્યાન થયા હતાં. મગલ પ્રવચન શ્રી. ક. મા. મુનશીએ કર્યુ હતુ. ત્રીજે દિવસે સવારે 'ઇતિહાસ અને ઐતિહાસિક નવલકથા' એ વિષય ઉપર ગુજરાતના લબ્ધ-પ્રતિષ્ઠ નવલકથાકારો, ઇતિહાસવિદો અને વિવેચકોએ રસમય ચર્ચા કરી હતી. બપોરે શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદીની દોરવણીથી શિક્ષક સભા યોજવામાં આવી હતી, જે સમયે ગુજરાતભરના અગ્રણી કેળવણીકારોએ ઇતિહાસના શિક્ષણના પ્રકાર વિશે વિચારણા કરી હતી. આ સંમેલન અગે સશોધન-મૂલક વીસ નિબધ પણ મળ્યા હતા, જેનો સગ્રહ 'ઇતિહાસ સમેલન નિબધસગ્રહ'ના રૂપમા સભાએ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. ત્રીજે દિવસે અડાલજનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

૧૯૪૫ માં (તા. ૨૧, ૨૨–૭–૪૫) બે દિવસને માટે વૈદ્યશાસ્ત્રી શ્રી. વલ્લભરામભાઇના સપૂર્ણ સહકારથી ભારત-વર્ષની ભિન્ન ભિન્ન ૪૦૦૦ ઓષધિઓનુ વનસ્પતિ પ્રદર્શન ભરવામાં આવ્યું હતુ. આ પ્રસગ પણ નાના સંમેલન જેવો બની ગયો હતો, જ્યાં 'આપણી વનસ્પતિઓ ઉપર આર્થિક અને નૈસર્ગિક દૃષ્ટિ' અને 'વનસ્પતિઓના ઔષધીય ઘરગથ્થુ ઉપયોગો' એ બે વિષય ઉપર એ વિદ્વાન વૈદ્યના મહત્ત્વપૂર્ણ વ્યાખ્યાનોનો લાભ મળ્યો હતો.

૧૯૫૦–૫૧ ના વર્ષોમા ગુજરાત–મહાગુજરાતની ચર્ચા ઉચ્ચ કક્ષાએ ઊપડી હતી. એ ચર્ચાની ગભીરતાને લક્ષ્યમાં લઈને ગુજ. સા. સભાએ તા. ૨૧, ૨૨–૧૧–૫૧ ના બે દિવસોને માટે અમદાવાદમાં ગુજરાતની સીમા વિશે પ્રમાણભૂત નર્ણય કરવા ગુજરાતના ઇતિહાસવિદોની એક પરિષદ ભરી હતી. પહેલે દિવસે આચાર્ય મુનિશ્રી જિનવિજયજીના પ્રમુખ-પદે અને બીજે દિવસે શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રીના પ્રમુખપદે આ વિષયમાં મહત્ત્વપૂર્ણ ચર્ચાઓ થઈ હતી. ત્રીજે દિવસે સાબરમતીના કિનારે કૅમ્પ નજીક આવેલા હાસોલના મહાદેવના સ્થાનકમા પ્રવાસ-સમેલન યોજવામાં આવ્યું હતુ. આ પરિષદે એક સમિતિ નીમી હતી. એના જ પરિણામે ડાગ અને આબુના પ્રદેશોમા સભાએ સમિતિના સભ્યોને મોકલ્યા હતા. ડાંગના પ્રવાસનો અને ત્યાં બોલાતી બોલીનો અભ્યાસ કરવામા આવ્યો હતો અને એનો પ્રામાણિક હેવાલ સભાએ પ્રસિદ્ધ કર્યો હતો. ભાગલા વખતે ગુજરાતમા 'ડાગ'નો પ્રદેશ આવી શકયો એની પાછળ સભાનો આ શ્રમ લેખે લાગ્યો એ કહેવાની જરૂર નથી. ડાગની સસ્કૃતિનો સમગ્ર રીતે ખ્યાલ આવે એ માટે એક ફિલ્મ પણ ઉતારી લેવામા આવી હતી. ડાગ ગુજરાતને પાછુ મળ્યુ એમાં આ અહેવાલ અને પ્રવૃત્તિએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

**પ્રકાશન-પ્રવૃત્તિ**

'વૈજ્ઞાનિક પારિભાષિક કોશ' અને વિજ્ઞાનને લગતાં બે પુસ્તકો ઉપરાત શ્રી. રત્નમણિરાવ ભીમરાવના ઇતિહાસને લગતા સંશોધન-ગ્રથો : ૧. ગુજરાતનુ પાટનગર : અમદાવાદ, ૨. ખભાતનો ઇતિહાસ, અને ૩. સોમનાથ, તથા નિબધો : ૪. ગુજરાતની સસ્કૃતિનુ વિહગાવલોકન, ૫. શાહેઆલમ, ૬. ગુજરાતનુ વહાણવટુ, ૭. શાહીબાગ, ૮. જેતલપુર અને ૯. અમદાવાદનુ સ્થાપત્ય વિશિષ્ટ પ્રકારના પ્રદાન નીવડયા છે. શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટનાં સંપાદિત–લિખિત: ૧. વીર નર્મદ, અને ૨. નર્મદનુ મંદિર (ગદ્યવિભાગ), પ્રો ઉમાશકર જોશીનુ સ્વ. બાલાશકર કથારિયાની કૃતિઓનુ સંપાદન: 'કલાન્ત કવિ,' અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીના ભાષા અને જોડણીને લગતા ૨૨ સંશોધનમૂલક લેખોનો સગ્રહ: 'અક્ષર અને શબ્દ,' શ્રી. યશોધર ન. મહેતાનાં: ૧. રણછોડલાલ અને બીજાં નાટકો અને ૨. નદીઓ અને નગરો, સ્વ. ડૉ. હરિપ્રસાદ દેસાઈનું 'ઉચ્ચ જીવન' ઉપરાંત સ્વ. શ્રી. ભાતખંડેજીના મરાઠી ભાષણનો શ્રી. સુંદરલાલ હી. ગાંધીનો ગુજરાતી અનુવાદ: 'ઉત્તર હિંદુ-સ્તાનના સગીતની ઐતિહાસિક સમાલોચના.' ઇતિહાસસંમેલનમાં રજૂ થયેલા નિબધોનો સંગ્રહ અને 'ડાગ' વિશેની પુસ્તિકા આ પ્રકાશનો સભાને ગૌરવ અપાવનારા થયાં છે. ગુજરાતી પુસ્તકોની વાર્ષિક સમીક્ષાઓ—એમા સુવર્ણચંદ્રકવિજેતાનાં વ્યાખ્યાનો અને અન્ય વિદ્વાનોનાં પ્રસગે પ્રસંગે થયેલાં સગૃહીત વ્યાખ્યાનો સાથે– એ તો આ બધાંથી વધી જાય તેવુ નિયમિત પ્રદાન–પ્રકાશન એને આ ગૌરવરૂપ બન્યું છે. સભાએ વચ્ચે એક વિશિષ્ટ વસ્તુ પણ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરી તે 'શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીની પાત્રસૃષ્ટિ'–કલાસ્વામી શ્રી રવિશંકર રાવળ પાસે શ્રી. મુનશીની સાહિત્યકૃતિઓમાંથી તારવી કરાવેલાં

૨૫ જેટલાં ઉત્તમ કોટિના ત્રિરંગી ચિત્રોનો સંપુટ. (પ્રકાશનોની યાદી પરિશિષ્ટ ૧-માં[1])

સભા પોતાનાં પ્રકાશન સામાન્ય રીતે સભ્યોને ભેટ આપે છે; ક્વચિત્ મામૂલી કિંમતથી આપે છે; એનો આશય ગુજરાતી સંસ્કાર-ધન છૂટે હાથે પ્રજામાં ફરતું થાય એ જ હમેશાં રહ્યો છે.

આમ ગુજરાત સાહિત્ય સભા ગુજરાતી ભાષા, ગુજરાતી સંસ્કાર, ગુજરાતી અનેકવિધ સાહિત્ય-સંભાર આદિના સર્વતોમુખી વિકાસ તરફ શરૂથી જ કાર્ય કરી રહી છે. એ પ્રકારની મજલ ખેડતી એ ૧૯૬૪ માં ૬૦ વર્ષ પૂરાં કરી ૧૯૭૪ માં ૭૦ મા વર્ષમાં પ્રવેશ કરવા સફળ થઈ છે. 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ની એ જનની છે, તો 'ગુજરાત વિદ્યાસભા—અમદાવાદ'-ની એ નાની બ્હેનનું ગૌરવ પામી છે. એ કોઈ સંકુચિત વાડામાં પુરાયેલી નથી, અને તેથી જ જગતના મહાન સાહિત્યકારો અને સંસ્કાર-સ્વામીઓ વિશેના વ્યાખ્યાનો આદિ યોજવામાં, પરપ્રાંતોમાંથી તેમજ પરદેશોમાંથી આવતા એવા વિદ્વજ્જનોના સન્માનમાં એ ઉદાર ચિત્તે ઊભી રહે છે, સમારંભો યોજે છે. ડૉ. રોય, પોલ રિચર્ડ, શ્રી. કેસકર, ડૉ. કઝીન્સ, શ્રીમતી નાયડુ વગેરેની સાથે ગોઠવાયેલી મુલાકાતો નોંધપાત્ર બની છે. અમદાવાદમાં મરાઠી સાહિત્ય પરિષદ થઈ કે બંગાળી સાહિત્ય પરિષદ થઈ ત્યારે પણ એના સભ્યોને નિમંત્રણ આપી સત્કારવામાં, એમની સાથે ચર્ચાવિચારણા ગોઠવવામાં એ મોખરે રહી છે. ગુજરાતનો સંસ્કાર-વિકાસ એ જ એને હૈયે છે.

---

1. ૧૯૭૨ થી સભાએ ભક્તકવિ દયારામભાઈના હસ્તાક્ષરોમાં મળતી એમની રચનાઓ, જે એમના હસ્તાક્ષરમાં ન મળે તે એમના શિષ્યોના હસ્તાક્ષરોમાં હોય તે રચનાઓની પ્રમાણિત વાચના પ્રસિદ્ધ કરવાનું કામ શરૂ કર્યું છે, જેના ગ્રંથ 'દયારામ રસધારા' મથાળે પ્રસિદ્ધ થયા છે અને બધા મળી એના વીસેક ખંડ થવા ધારણા છે. કે. કા શાસ્ત્રીના સાથથી ભક્તકવિ દયારામભાઈના મુખ્ય શિષ્ય શ્રી રણછોડ જોશીના પ્રપૌત્ર પ્રો. જીવનલાલ છ. જોશીએ પોતા પાસેની પ્રતોનો પૂરો ઉપયોગ કરી આ સંપાદનની જવાબદારી લીધી છે.

# સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતા

રણજિતરામનો જન્મ સં. ૧૯૩૮ ના કાર્તિક સુદિ બીજ, તા. ૧૦-૯-૧૮૩૭ ના સવારના પાચ વાગતાં એમના મોસાળના ઘરમાં સુરતમાં થયો હતો. એમના પિતા મુબઈ યુનિવર્સિટીના એલ. સી. ઈ. હતા અને ઈ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બરમાં એમનુ મરણ થયું ત્યારે અમદાવાદમા નિવૃત્ત થઈ રહેતા હતા. રણજિતરામ બધા ભાઈઓમાં સૌથી મોટા હતા. એમના વિધવા શાન્તાબહેન ૧૯૧૮ ના તાવમા સ્વર્ગવાસી થયાં. એમની સતતિમા બહેન અરુણકિશોરી (જન્મ ૧૯૦૭ ના નવેમ્બરમા), ભાઈ અશોકકુમાર (જન્મ ઈ. સ. ૧૯૧૧ નો ઓકટોબર) તથા બહેન ઉર્વશી–રણજિતરામભાઈ સ્વર્ગવાસી થયા પછી ત્રણચાર માસે જન્મેલા છે

રણજિતરામની બાલ્યાવસ્થા અમદાવાદમાં તેમજ પાલિતાણામાં પોતાના મોસાળમાં વીતી હતી. એમનો સ્વભાવ નાનપણથી જ એકલશ્રૂરો હતો. કોઈ એમના મિત્રો નહોતા. શ્રી જયસુખલાલ કૃષ્ણલાલ તથા હરિપ્રસાદ પીતાંબર મહેતા એ જ બે એમના બાલપણના સ્નેહી; અને આ બને સાથે હંમેશ સ્નેહસબધ વધતો જ રહેલો. પોતાની કે પોતાનાની વાત કહેવાની રણજિતરામને ટેવ જ નહિ. એમના પિતાનો સ્વભાવ કડક હતો. બોલવાની ટેવ જ નહોતી. ઘરમા હોય ત્યારે સામાન્ય રીતે વાચવામાં જ ગૂંથાઈ રહેતા અને રણજિતરામ સૌથી મોટા એટલે મર્યાદાથી એમને બોલાવતા પણ નહિ. આવી કડક પ્રકૃતિ છતાં પુત્રમાં કોઈ જાતની કુટેવ કે દોષ દાખલ ન થઈ જાય એ ઉપર ખાસ ધ્યાન રાખતા. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં રણજિતરામભાઈ હતા ત્યારે કુસગતથી બીડી–સિગાર પીવા માંડેલી. એઓ જ્ઞાતે કાયસ્થ હતા, ધાર્મિક બાધ બીડી પીવામા એમને કાઈ હતો નહિ, પરતુ કુટુંબ વૈષ્ણવ પથ પાળતુ એટલે બીડી ન પિવાતી. રણજિતરામને રૂબરૂમાં કાઈ કહ્યુ નહિ, પરંતુ એક વખત કોટના ખીસામાથી સિગાર હાથ લાગતાં ઘણી જ સખત શિક્ષા કરી. રણજિતરામે જીવનમા ફરી બીડી પીધી નહિ; ફરી કોઈની કુસગત લાગી નહિ; આખુ જીવન સ્વચ્છ નિર્મલ પસાર થઈ ગયું. દુર્ગુણ અને અનીતિ તરફ એમનો એટલો બધો તિરસ્કાર હતો કે એવા લોકો સાથે એઓ ભળી તો ન શકતા, એમનો લેશ માત્ર પરિચય પણ સહન ન કરી શકતા. વ્યવહારમા પડયા પછીથી એવા કોઈ માણસના સબધમા આવવાનુ થયું ત્યારે એ માણસના દુરાચારની વાત જાણતાં આખો દિવસ એમનુ માથું દુખવા આવ્યું હતુ અને એ માણસનુ મોઢુ પણ ફરીથી જોવુ ગમ્યું નહોતુ. કોમળ મગજ ઉપર, સામાન્ય રીતે, આવી જ અસર શરૂઆતમા થાય છે એવો ઘણાને અનુભવ હશે.

રણજિતરામનો અભ્યાસ સહજ રીતે પૂરો થઈ ગયો. સ્થળની અનુકૂલતા હતી, વ્યવહારનો બોજો માથે પડયો નહોતો અને ભણવામાં પણ હોશિયાર હતા એટલે કંઈ વિઘ્ન નડયુ નહિ, જોકે મહેનત કરવાની એમને ટેવ નહોતી એટલે એમના જેવી શક્તિવાળો માણસ મહેનતથી તો કાયમ પ્રથમ વર્ગમા જ આવે એમ એમના સંબંધમાં બન્યું નહિ. આવી મહેનત ન ઉઠાવી શકાય તેવી એમની શરીરસંપત્તિ પણ હતી. તદન બાલ્યાવસ્થાથી જ એમનું શરીર નિર્બળ હતુ. હાડ મોટા હતા, પરતુ રુધિર અને માસ નહિ જ. ઈ. સ. ૧૯૦૮ મા ભાવનગરમાં નિવાસ કરી રહ્યા અને ત્યાંનું પાણી માફક આવ્યા પછીથી એમની પ્રકૃતિ સપૂર્ણ સુધરી એમ કહી શકાય. તોપણ અસલથી જ શરીર નિર્બળ હતુ એટલે એમનું શરીર પહેલવાન જેવુ તો બન્યુ નહિ જ.

અભ્યાસ પૂરો થયા પછીથી શું કરવુ એની ચિંતા થવા માંડી. એક વરસ તો 'ફેલો' તરીકે રહ્યા. ઉમરેઠ ખાનગી સ્કૂલમાં જગા ખાલી હતી ત્યાં અરજી કરી અને એ સ્વીકારાઈ તેથી ઈ. સ. ૧૯૦૫ ના એપ્રિલથી માંડી લગભગ છ આઠ માસ ત્યા હેડમાસ્તર તરીકે કામ કર્યું. એમનો કદ ધીમો હતો તેમજ શીખવવાની શક્તિ ખામીવાળી હતી એવો એમનો પોતાનો અભિપ્રાય હતો તેથી આ સ્થળ છોડયા પછીથી શિક્ષક તરીકે રહેવા એમણે કયાંય ઇચ્છા કરી નહોતી. છેલ્લા વર્ષોમા જ્યારે ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવનમા રહેવાનો એમનો વિચાર થયો ત્યારે પણ પોતાની ઉપલી બે ખામી બાબત કહ્યા જ કરતા. એમના પિતાની મરજી બી. એ. થયા પછીથી સરકારી નોકરીમાં એઓ જોડાય તેવી હતી, પરતુ એવો યોગ આવ્યો નહિ અને સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ 'કાત'ની ભલામણથી ઈ. સ. ૧૯૦૫ માં જ ડૉ. કે. ટી. ગજ્જરના મત્રી તરીકે રહ્યા. ઈ. સ. ૧૯૦૫ ના જૂન માસમાં પ્રથમ 'સાહિત્ય પરિષદ' મળી એ અગાઉ રણજિતરામ ઘણા સાક્ષરોની સાથે પત્રવ્યવહાર રાખતા. સ્વ. મણિભાઈ નભુભાઈ સાથે પણ એમને પત્રવ્યવહાર હતો, જે ઉપરથી એમની પ્રીતિ સપાદિત કરી હતી. પ્રથમ સાહિત્ય પરિષદની

યોજનાથી માંડી પૂર્ણાહુતિ સુધી એમની જ મહેનત હતી એ સૌને દેખાય તેવું હતું. એમને માટે જે સારો વિચાર સ્વ. મણિભાઈને હતો તેમાં આ પ્રત્યક્ષ અનુભવથી વધારો થયો અને ડૉ. ગજ્જરને ત્યાં એમને માટે ખાસ ભલામણ કરી. ડૉ. ગજ્જર સાથેના પરિચયથી રણજિતરામના જીવનમાં ઘણા ફેરફાર થયા અને એની સારી અસર કાયમ સુધી રહી. ડૉ. ગજ્જરની વિદ્વત્તા, ભવ્ય કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપવાની અસાધારણ ખંત અને સૌથી વિશેષ એમની ઉદારતા અને ત્યાગવૃત્તિ, એનાથી એમના જીવનમાં ઘણા નવા સંસ્કાર રોપાયા અને એઓ આમરણાંત એમના ઋણી રહ્યાનું કહેતા. સાહેબરામની વાર્તામાં ભૈરવનાથ શેઠનું પાત્ર ડૉ. ગજ્જર ઉપરથી યોજાયેલું સહુ કોઈ જાણી શકે એમ છે, જોકે એ સંપૂર્ણ તો નથી જ.

ડૉ. ગજ્જર સાથેના નિવાસ પ્રસંગે એમને સ્વ. ગોવર્ધનરામભાઈ સાથે પણ સંબંધ થયો. ૧૯૦૭ ના જાન્યુઆરીમાં ગોવર્ધનરામ ડૉ. ગજ્જરના બંગલામાં જ અવસાન પામ્યા તે વખતે રણજિતરામ પણ હાજર હતા. ગોવર્ધનરામભાઈની હયાતીમાં અને અવસાન પછીથી એમનું જીવનચરિત રણજિતરામભાઈને હાથે લખાવી તૈયાર કરાવવા ડૉ. ગજ્જરને આગ્રહ રહ્યા કરતો, પરંતુ એમ બની શક્યું નહિ. જીવનચરિત લખવા જેટલો નિકટ પરિચય ગોવર્ધનરામભાઈ સાથે એમના મરણને લીધે થઈ ન શક્યો એ એક કારણથી પણ રણજિતરામે એ કામ શરૂ કરેલ નહિ.

ડૉ. ગજ્જરને ત્યા એક જ પ્રકારનું કામ નહોતું. રણજિતરામભાઈની હાજરીની એમને વારવાર જરૂર પડતી તેથી રહેવાનુ પણ એમની સાથે જ રાખ્યું હતું. કેટલાક મહિના ગિરગામ બૅકરોડ ઉપર એક ઊંચા માળામાં પાંચમે મજલે એઓ રહેતા, પરતુ વાલકેશ્વર જેટલે જવા-આવવાની મુશ્કેલી પડવાથી થોડા દિવસ પછી એ ઘર કાઢી નાખ્યું અને સહકુટુંબ ડૉ. ગજ્જર સાથે જઈ રહ્યા. એમના જેવી પ્રકૃતિના માણસની સેવા ઉઠાવવી અને એમાં સંતોષ આપવો એ કાંઈ સામાન્ય વાત નહોતી. રાત્રે બાર વાગ્યે કે બે વાગ્યે ગમે ત્યારે એમને નવો વિચાર સૂઝે એટલે ઊંઘમાંથી પણ રણજિતરામભાઈને ઉઠાડી નોધ લેવરાવતા. આ સ્થિતિમાં બીજો માણસ, ઓછા અનુભવવાળો અથવા જલદ પ્રકૃતિવાળો, લાંબું ખેંચી શકે નહિ, પરતુ રણજિતરામભાઈએ એ સ્થિતિ બે અઢી વરસ ચલાવી અને ડૉ. ગજ્જર સાથે એમને ત્યાંથી છૂટા થાય છતાં હમેશનો સંબધ જાળવી રાખ્યો. ડૉ. ગજ્જરની ઉદારતાની પણ હદ નહોતી. જુવાન રણજિતરામભાઈ ઉપર એમને ગાઢ પ્રીતિ હતી, પોતાના નોકર તરીકે એમના તરફ દૃષ્ટિ નહોતી. એમના અગત્યના કામકાજમાં રણજિતરામભાઈ ભાવનગર હતા ત્યારે અને પછીથી મુબઈ હતા ત્યારે પણ એમની એક મિત્ર તરીકે સલાહ લેતા. એમના મિત્રો કે સંબધીઓમાં વિખવાદ ઊભો થતો તેમા રણજિતરામભાઈને પણ મધ્યસ્થ રાખતા. રણજિતરામભાઈએ ડૉ. ગજ્જરનો સંબંધ છોડચા પછીથી નવદસ વરસ બીજે સ્થળે ગાળ્યા, પરતુ એમ કહેતા કે મે ત્યાં સરસ્વતીની જેવી ઉપાસના નિરંતર થતી જોઈ હતી તેવી ફરીથી ક્યાંય જોઈ નથી.

ઈ. સ. ૧૯૦૭ ના સપ્ટેમ્બરમાં એઓ મુબઈ હતા ત્યારે બીજી સાહિત્ય પરિષદ ભરાઈ; એના મંત્રી તરીકે સ્વ. હિંમતલાલ ગણેશજી અંજારિયા તથા ઠાકોરલાલ હરિલાલ દેસાઈ સાથે એમણે પોતે જ કામ કર્યું હતું. યાદી ઘડવાથી માંડીને એમણે પોતે જ ઘણી મહેનત લીધી હતી. નિબધ લખવાનો અવકાશ એમને નહોતો મળ્યો તેથી પ્રથમ પરિષદમાં જેમ લોકગીતનો લેખ વાંચેલો તેમ આ પરિષદમાં એઓ કૈં લખી શક્યા નહિ, પરતુ એમની સ્થિતિ બદલાતી જતી હતી—પરિષદ સંબધે એમને સતત ઉદ્યોગ કરવો પડતો. એ નવી સસ્થામા રસ ઉત્પન્ન કરવા માટે અનેક સાક્ષરો અને ગૃહસ્થો સાથે ખાનગી સબંધે તેમજ મત્રી તરીકે એમને પત્રવ્યવહાર કરવો પડતો. લેખો માટે ઘણાઓ પાસે માગણી કરવી પડતી. પોતાને એમ લાગે કે અમુક વિષય ઉપર ગુજરાતી સાહિત્યમાં કાંઈ લખાણ નથી તો એ વિષયના અંગ્રેજી પુસ્તક ખાસ મેળવી લેખક પાસે લેખ તૈયાર કરાવતા. સાહિત્ય પરિષદની સંસ્થાને એમના જીવનથી જુદી પાડી નથી શકાતી. એ સંસ્થાને ઊભી કરીને જ અટક્યા નહિ, પરંતુ એ ચાલુ રહે, દેશના અનેક સાક્ષરો અને પ્રસિદ્ધ પુરુષો તેમજ સામાન્ય વર્ગ એમાં ભાગ લે, એ બળવાન સંસ્થા બને, ગુજરાતની ભાવી પ્રજાને દોરનાર નીવડે, ગુજરાતનુ ગૌરવ વધારે, તેવા બધા પ્રયત્ન એમણે આખી જિંદગી સુધી કર્યા જ. સાહિત્ય પરિષદને એમના વિચારોમા હમેશ અગ્રસ્થાન હતુ. એ સંસ્થાને માટે કડવુ વાક્ય બોલનાર ગમે તે હોય તોપણ સહન ન કરી શકતા. ટૂંકમાં, પરિષદ ઉપર એમને ગાઢ મમતા હતી.

રણજિતરામભાઈ ઈ. સ. ૧૯૦૮ ના એપ્રિલ માસમાં મુબઈ છોડી ભાવનગરના એ સમયના દીવાન અને પીઢ મુત્સદ્દી સ્વ. પ્રભાશકર દલપતરામ પટ્ટણી પાસે રહ્યા. મુબઈમાં ભરાયેલી બીજી સાહિત્ય પરિષદને પ્રસંગે સ્વ. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, જેઓ વ્યવસ્થાપક મડળના પ્રમુખ હતા, તેમનો પરિચય થયો. એમણે શ્રી પટ્ટણીને સારા માણસની જરૂર છે એમ જાણતાં રણજિતરામભાઈની ભલામણ કરી. રણજિતરામભાઈ રહ્યા તે વખતે ભાવનગર રાજ્યના કેળવણી ખાતામા એક જગા ખાલી હતી અને એ ઉપર જ એમની નિમણૂક થશે એમ લાગતુ હતુ, પરંતુ શ્રી પટ્ટણીએ બહુ થોડી મુદ્દતમાં રણજિતરામભાઈની યોગ્યતા જોઈ લીધેલી હોવી જોઈયે, જેથી પોતાનુ બધુ ખાનગી કામકાજ એમને સોપી પોતા પાસે જ રાખ્યા.

રણજિતરામભાઈના જીવનમાં ભાવનગરના નિવાસને ઘણુ મહત્ત્વનુ સ્થાન મળે છે. એઓ પોતે ભાવનગરથી થયેલા ફાયદાઓનુ અનેક વખત વર્ણન કરતા. પ્રથમ એમની પ્રકૃતિ હમેશા શિથિલ રહેતી તે ત્યાના નિવાસથી ઘણી સુધરી. હાડકાંના માળખા જેવા શરીરમાં બહુ માસ તો ન ભરાયું, પણ દૃઢતા તો લોઢાની આવી હતી. માઇલોના માઇલો સુધી લેશ વિસામો ખાધા સિવાય રખડવાની–ફરવાની એમનામાં સ્ફૂર્તિ હશે એમ ઉપરથી જોનાર કોઈ કહી શકે એમ નહોતુ, પરંતુ એઓ એમ ફરી શકતા અને એ ભાવનગર રહ્યા પછીથી જ.

ભાવનગર આવ્યા અગાઉ એમનુ માનસિક બંધારણ અમુક રીતે દૃઢ બંધાયેલુ નહોતુ તાજા કૉલેજ–જીવનમાંથી છૂટી વ્યવહારમા પડયા અને પ્રવૃત્તિનો બોજો માથે એટલો રહેવા લાગ્યો કે ગભીર વિષયોનો અભ્યાસ કે ચિંતન કરવા અવકાશ નહિ મળેલો. સુધારાના પવનની સામાન્ય છાપ જેવી પડે છે તેવી ભાવનગર આવ્યા અગાઉ એમના ઉપર હતી, જે સંસ્કારી લેવા અભ્યાસ અને અવકાશ ભાવનગરમાં મળ્યાં. અહી ભાવનગરમા એમણે પોતાને યોગ્ય વાતાવરણ જમાવ્યું હતું. સાહિત્યમાં સહેજ પણ રસ લેનાર માણસો સાથે પરિચયમા આવતા અને એમના વિદ્વત્તા કે અનુભવ બીજાઓને ઉપયોગી થાય એવો પ્રયાસ કરતા. મહુવાનિવાસી સ્વ કવિ ત્રિભુવન પ્રેમશકર તથા હરગોવિંદ પ્રેમશકરનો સબધ અહીં જ બધાયો. સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ, જેમને ઇતિહાસની જૂની વાર્તાઓનો તથા ગીતો વગેરેનો શોખ, તેમનો પણ પરિચય થયો. સ્વ. માનશકર પીતાંબરદાસ મહેતા, જેઓ એક સારા લેખક તથા અભ્યાસી, તેમનું પણ ઓળખાણ કર્યું. આ ઉપરાંત સ્વ પ્રોફેસર વિઠ્ઠલરાય મહેતા તથા સ્વ. નરભેશંકર દવે, જેઓ એમની નજીકમા જ રહેતા, તેમની સાથે પણ એઓ ભેળાતા. એમણે પોતે સાહિત્યની અનેક પ્રકારે સેવા આદરી હતી અને એમાં સૌની સહાય ઘણા જ ભાવપૂર્વક સ્વીકારતા. બીજાઓ જે જે વિષયમાં નિષ્ણાત હોય તે તે વિષય ઉપર લખે એવી યોજનાઓ કરતા.

ભાવનગરની બાર્ટન લાઇબ્રેરી સમૃદ્ધ છે, એનો જૂનાં પુસ્તકોનો તથા સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ જોવા એમણે અવકાશ મેળવ્યો હતો. શામળદાસ કોલેજની લાઇબ્રેરીમાંથી પણ પુસ્તકો મગાવતા. આ ઉપરાંત શ્રી પટ્ટણીની પોતાની લાઇબ્રેરી એમણે આખી તપાસી હતી. એમાં અનેક નવીન પુસ્તક એમણે પોતે જ મગાવ્યા હતાં. આ બાબતમા શ્રી પટ્ટણીની એમને એટલી બધી અનુકૂળતા હતી કે કોઈ પણ નવીન પુસ્તક એમને યોગ્ય લાગે તે ખુશીથી મગાવતા. અગ્રેજી માસિકો સાહિત્યનાં, કલાનાં, ચિત્રનાં, બાલકોપયોગી–અનેક જાતના પુસ્તકો અને માસિકો એઓ અહીં મેળવી શકતા અને એઓનો અભ્યાસ કરતા.

ભાવનગરમાં એઓ રહ્યા ત્યાર પછી લગભગ બેએક વરસ પછી એમણે એક ગૃહસ્થની ઓળખાણ કરી અને સંબધ જમાવ્યો. સ્વ. પ્રો. નૃસિંહપ્રસાદ કાળિદાસ એ વખતમા કોલેજના પ્રોફેસર હતા, પરંતુ એઓ ચુસ્ત સનાતન-ધર્મી અને નથુરામ શર્માના શિષ્ય હોવાથી એમના સમાગમમાં આવતાં રણજિતરામ-ભાઈને સંકોચ થતો. ઈ. સ. ૧૯૧૦ ના વરસમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવન નામની સંસ્થાની સ્થાપના થયા અગાઉ એ સંસ્થા વિશે શ્રી પટ્ટણી સાથે અનેક વખત ચર્ચા ચાલતી, શરૂઆતમાં કયા ધોરણ ઉપર સંસ્થા શરૂ કરવી એ પણ એમની સાથે જ ચોક્કસ થયું હતું. આ ભવન સંબંધે જ ચર્ચા ચલાવવા એક પ્રસગે શ્રી. નૃસિંહપ્રસાદ રણજિતરામભાઈને ઘેર આવી ચડયા અને ત્યાં કલાકો સુધી કેળવણીવિષયક સંસ્થા કેવી હોવી જોઇયે એ બાબત વાતચીત ચાલી. સાંઝે ભાઈ નૃસિંહપ્રસાદ ગયા પછીથી રણજિતરામભાઈએ કહ્યું કે આ ગૃહસ્થમા આટલી બધી વિચારની ઉદારતા હશે એમ હુ માનતો નહોતો.

ઈ. સ. ૧૯૧૦ ના ડિસેમ્બરમાં ભવન સ્થપાયું અને એમાં રણજિતરામભાઈએ ઇતિહાસ શીખવવાનુ માથે લીધું. આ શિક્ષણ લાબી મુદત આપી ન શકાયું, કારણ કે ૧૯૧૨ ના ડિસેમ્બરમાં શ્રી પટ્ટણી મુબઈ ગયા અને એમની સાથે એમણે પણ ભાવનગર હંમેશ માટે છોડયુ.

ભાવનગર છોડયા પછીથી શ્રી નૃસિંહપ્રસાદ સાથે એમણે ભવન સંબધે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો. ભવનને એમના વિચારોમાં હંમેશ પ્રથમ સ્થાન હતુ અને એક સામાન્ય બોર્ડિંગમાંથી વધીને એ મોટી સંસ્થા થાય એવાં એમના સ્વપ્ન સાચાં પડયાં એ જોવા એઓ પછી હયાત ન રહ્યા.

ભાવનગરમાં એમનો સંસાર બહુ સુખરૂપ હતો. કૉલેજ પાસેના એક એકાંત વિશાળ ઘરમાં એઓ રહેતા. એમનુ મકાન સાહિત્યની સેવા કરનાર કે રાજકીય અથવા શિક્ષણ-શાસ્ત્રમાં રસ લેનાર ગૃહસ્થોનુ વિશ્રામસ્થાન હતું. જે બધા વરસ એઓ ભાવનગરમાં રહ્યા તેમાં એક બે વખત જ, મહિનો પદર દિવસ, એઓ ભાવનગરથી અમદાવાદ ગયા હતા. રાત્રે ચાદનીમાં મનોહર સરોવરના કિનારા તરફ, વિશાળ બાગમાં કે મિલની પાછળના મેદાનમાં એઓ એકબે મિત્રો સાથે ફરતા. મંડળ જામ્યું હોય ત્યારે સ્વાભાવિક રીતે વાત તો એ જ કરતા. વિષય સામાજિક સુધારણાનો હોય, સાહિત્યપ્રવૃત્તિનો હોય, ચાલુ શિક્ષણપદ્ધતિનો અથવા દેશી રાજ્યોનો હોય, પણ એઓ જ મુખ્ય વક્તા હોય. અમદાવાદ આવે ત્યારે આ એમની દિનચર્યા.

સ્વ. કવિ નાનાલાલ રણજિતરામભાઈના ગાઢ સ્નેહી હતા. એમની કવિતા નવીન કવિતા તરીકે આદર પામી એની શરૂઆત રણજિતરામભાઈના જમાનાથી થયેલી. અમદાવાદમા એઓ હતા તે વખતે એક દિવસ ફરવા જતા પ્રાર્થનાસમાજનો પટાવાળો 'જ્ઞાનસુધા' વેચતો હતો. રણજિતરામભાઈએ એ

જોયું અને વેચાતું લીધુ. એ અંક ૧૮૯૮ ના ડિસેમ્બર માસથી ૧૮૮૯ના માર્ચમા લગભગ બહાર પડેલો હતો. એમાં 'વસંતોત્સવ' છપાયું હતું. રણજિતરામભાઈએ એ આખું જોયું અને પટાવાળા પાસેથી મળ્યા તેટલા બીજા અંક પણ ખરીદ્યા. ઘેર જઈ એ કાવ્ય ધ્યાનપૂર્વક વાચ્યું અને એની અદર એમને આકર્ષક અંશો જણાયા. 'વસતોત્સવ' ઉપર એમણે સૌ પહેલી ટીકા લખેલી, જોકે એ અધૂરી જ રહેલી. એ 'સાહિત્ય' માસિકમાં કટકે કટકે છપાયેલી છે. મૂળ નિબંધ સુરત કાયસ્થ મડળ સમક્ષ ભાષણરૂપે વાંચ્યો હતો.

આ વખતથી જ એમને ગુજરાતી વાંચવા તરફ વિશેષ આકર્ષણ થયું. નાનપણથી જ પોતાના ઘરમાં 'પ્રાચીન કાવ્યમાલા'ના પુસ્તક હતાં તે વાંચવાનો તો એમને શોખ હતો, પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્ય તો એમણે કૉલેજમાં દાખલ થઈને જ વાંચવા માંડ્યુ. એમનો ઉદ્યોગ ઘણો હતો. સારાં સારા કાવ્ય નોધી લેતા. સ્વ. હિં. ગ. અંજારિયા 'કાવ્યમાધુર્ય' જેવો સંગ્રહ પ્રકટ કરે છે એ વાત એમના જાણવામાં આવી ત્યારે પોતે એકઠી કરેલ કવિતાનો સગ્રહ એમને આપ્યો હતો.

સ્વ. નાનાલાલ કવિ ભાવનગરમાં વારંવાર આવતા, કારણ કે સ્વ. મણિભાઈ નભુભાઈ સાથે એમને ઘણો સ્નેહ હતો. ઉતારો મણિભાઇને ત્યાં હોય, પણ આખો દિવસ હરવાફરવાનું રણજિતરામભાઈ સાથે. એ બે જણનો મેળ કૈં અદ્ભુત હતો. કવિના જેવા પ્રતિભાશાળી પુરુષની રણજિતરામભાઈને પૂરી કદર હતી અને એમના લેખો માટે પક્ષપાત હતો કવિ પણ ખરા મિત્રભાવથી દરેક લેખ એમને જોવા અને સુધારવા મોકલી આપતા. રણજિતરામભાઈના હાથથી ઊભી થયેલી સાહિત્ય પરિષદનું અધિવેશન રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯ માં અગાઉના કોઈ પણ અધિવેશન કરતાં વધારે વિશાળ ધોરણ ઉપર થયું હતુ. એના એક મંત્રી સ્વ. પ્રો. બળવંતરાય ઠાકોર હતા. એમણે પરિષદ માટે થોડા દિવસની રજા લીધી હતી અને પરિષદને ફતેહમંદ કરવા એમણે સ્થળે સ્થળે ભાષણો કર્યાં હતા. ભાવનગરમાં પરિષદની એક પેટાસમિતિ નીમી હતી અને એના મત્રી તરીકે રણજિતરામભાઈ હતા. એમને તો પરિષદ કોઈ રીતે વિજયી નીવડે એવો જ આગ્રહ રહેતો અને તેથી એમણે જાહેર સૂચનાઓ છાપા દ્વારા કરવા માંડી હતી. સહેજ અસાવધપણાથી, ત્રીજી પરિષદના પ્રમુખ તરીકે નરસિંહરાવભાઈની પસંદગી થવી જોઇયે એમ, એમનાથી લખાયું અને એ લખાણ ઉપર અનેક જાતના પ્રહાર થવા લાગ્યા. વાતાવરણ તદ્દન બદલાઈ ગયું. ભાવનગરની સભાએ દરખાસ્ત પસાર કરી તે પણ જુદી દૃષ્ટિથી જોવાઈ અને બે પક્ષ પડી ગયા. રણજિતરામભાઈ કયા પક્ષમાં રહેશે એની કોઈને શકા નહોતી જ. પરિષદથી અલગ થવાય એમ નહોતું. પરિષદના હરકોઈ કાર્યવાહક–ગમે તેટલા શાણા અને દીર્ઘદર્શી હોય–તેમને પણ રણજિતરામભાઈની ઉપયોગિતા જણાઈ હતી. રાજકોટમાં કોઈક ન સમઝાય તેવા મતભેદથી કવિ નાનાલાલ પરિષદથી જુદા પડ્યા હતા અને એવી વિષમ સ્થિતિમા રણજિતરામભાઈએ પોતાનો ધર્મ બરાબર બજાવ્યો. કવિ સાથે એવો જ સંબધ રહ્યો અને પરિષદથી પણ પોતે જુદા ન પડ્યા. એ વખતે ઘણી કડવી ચર્ચાઓ ચાલી હતી અને એ જ કલહના પરિણામરૂપે કવિ જેવા સાક્ષર પરિષદથી દૂર રહ્યા હતા. રણજિતરામભાઈને આ કલહ ઘણો જ સાલતો હતો, પરંતુ લાબી મુદતે 'સરલ કાઠિયાવાડીઓએ' પરિષદના સુકાનને જે રીતે ચલાવ્યુ તે વાજબી હતું એમ લાગેલું, પણ એ માન્યતા થતા વરસો વીત્યા હતા.

કવિનો સ્વભાવ મોજી અને તડફડ કહી દેવાનો એમ છતા રણજિતરામભાઈ તરફની ચાહના એમને ઘણી જ. એઓ રણજિતરામભાઈની ઉન્નતિ થાય એમ હમેશ ઇચ્છતા અને એવા યત્ન પણ વારવાર કરતા. પરિણામ કાંઈ ન આવ્યું એ ખેદની વાત છે. કવિ ભાવનગરમા હોય ત્યારે વાતોના બહાર ચાલે. રાત્રે સૂવાની વાત કેવી! બબ્બે વાગ્યા સુધી એકઠા બેસી અનેક પ્રકારની વાતો થાય, અનેક ચર્ચાઓ થાય. એમા કવિની પોતાની કવિતાઓ માટે પણ બધુ જ સારુ કહેનાર સૌ ન બેઠા હોય. એમની ખોડ બતાવતા એઓ હસે અને એમ જ કહે 'ત્યારે એમ માનો.' રણજિતરામભાઈ કાવ્યની ખૂબી બહુ સારી રીતે સમઝતા. ધ્વનિ અને વ્યગ ઉપર ઉપર એઓ બહુ પ્રસન્ન થતા, પરતુ પિંગળ ન જાણતા એટલે એમને મન તો કવિની અપદ્ય કવિતા, અક્ષરમેળ કે માત્રામેળ છદ, બધુ સરખુ હતુ. કવિની કવિતા શાસ્ત્રીય નથી એ વાતથી એમને ક્ષોભ નહોતો થતો એનુ કારણ એમને પિંગળનું અજ્ઞાન જ હતું. ગમે તેવી મનોહર કલ્પનાઓ ભરી હોય, ઉચ્ચ ભાવનાઓ હોય, પરતુ જ્યા છદોબદ્ધતા જ નહિ ત્યા એ જમાનામા કવિતા તરીકે એ કઇ રીતે સ્વીકારાય? રણજિતરામભાઈને કવિની કવિતા માટે એટલો પક્ષપાત હતો કે પ્રો. બળવંતરાય ઠાકોર એમને કવિના શિષ્ય ગણતા.

ભાવનગરના આ નિવાસનો ઈ. સ. ૧૯૧૨ના ડિસેમ્બરમાં અચાનક અત આવ્યો. શ્રી પટ્ટણી મુબઈના ગવર્નરની કારોબારી કાઉન્સિલમાં નિમાયા. શ્રી પટ્ટણી ભાવનગરથી જાય ત્યાર પછી ત્યાં રહેવા રણજિતરામભાઈની ઇચ્છા નહોતી. આટલા વર્ષોનાં અનુભવ અને અવલોકનથી દેશી રાજ્યો માટે એમને તિરસ્કાર આવ્યો હતો. માત્ર ભાવનગરનો જ એમણે અભ્યાસ નહોતો કર્યો, દરેક રાજ્ય તરફથી પ્રકટ થતા વાર્ષિક અહેવાલ એઓ ધ્યાનપૂર્વક વાંચતા, એ બધા અહેવાલો ઉપર જાતે ટાચણ પણ કરતા, અને એમને ખાતરી થઈ હતી કે દેશી રાજ્યો સુધર્યા સિવાય ટકી રહેવાને પાત્ર નથી.

શ્રી પટ્ટણીએ તો રણજિતરામભાઈ સંબધે શી વ્યવસ્થા કરવી એ વિચારી મૂકેલું હતું. રણજિતરામભાઈએ ચાલવાનુ

હતુ એના આગલા દિવસ સુધી પોતે હવે શુ કરવા ધારે છે એ બાબતે શ્રી પટ્ટણીને કે એમના ઘરના બીજા કોઈને જણાવ્યુ નહોતુ, પરતુ એ જ રાત્રે શ્રી પટ્ટણીએ રણુજિતરામભાઈને મુબઈ પણ સાથે આવવા કહ્યુ. રણુજિતરામભાઈને કાઈ તૈયારી કરવાની નહોતી જ. ભાવનગર છોડવુ જ હતુ તેથી ટ્રેનમાં બીજે દિવસે સાથે જ બેઠા.

ઈ. સ. ૧૯૧૩ થી માંડી ૧૯૧૬ ના એપ્રિલ સુધી રણુજિતરામભાઈ શ્રી પટ્ટણી સાથે રહ્યા. મુબઈના આવા ટૂકા નિવાસમા એમણે ઘણુ કામ કર્યું. પરિપક્વ અભ્યાસ વિના કોઈ લેખ લખવા એઓ પ્રવૃત્ત ન થતા મુબઈમાં રહ્યા પછી એમણે લેખો લખવા માડયા, ગુર્જર સભામા ભાષણો આપવા માડયા. પૂના અને મહાબલેશ્વરમા રહેવાનુ થતુ ત્યારે પણ ત્યા સાહિત્યની ઉપાસના આદરતા. પૂનાની ડેક્કન કોલેજની લાઇબ્રેરીનો તેમજ ધારાસભાની લાઇબ્રેરીનો સારો લાભ લીધો હતો. ફર્ગ્યુસન કોલેજમા શીખતા ગુજરાતી વિદ્યાર્થીઓ સાથે એઓ ભેળાતા. ઐતિહાસિક નોંધ એમણે આ વખતે તૈયાર કરી, કારણુ કે એઓ ભાવનગરમા હતા ત્યારથી ઇતિહાસનુ એક પ્રમાણભૂત પુસ્તક બહાર પાડવા ઇચ્છતા હતા, પરતુ જોઈયે તેટલા સાધન ત્યાં મળ્યાં નહોતાં. તામ્રલેખો અને શિલાલેખોમાંની અગત્યની સામગ્રી એમણે ઘણી મહેનતથી નકલ કરી ઉતારી લીધી. એ સામગ્રીનો ઉપયોગ એમના હાથથી થવા વારો આવ્યો નહિ. ફાર્બસ સભાએ ઉદારતાથી એ બધી નોંધો ખરીદી સાચવી રાખી છે.

ઇતિહાસ ઉપરાત એમણે હિંદુસ્તાનની સ્ત્રી-કવિઓ ઉપર પુસ્તક લખવા ધાર્યું હતું. સંસ્કૃત ઉર્દૂ બગાળી મરાઠી સ્ત્રી-કવિઓની માહિતી એમણે મેળવી હતી તે કટકે કટકે લેખરૂપે 'વસત'માં પ્રસિદ્ધ કરાવી હતી.

પરતુ એમને ખરેખરો શોખ તો વાર્તા—નવલકથાનો હતો. એમણે જુવાનીથી એક સારી નવલકથા લખવા ધારેલુ. એમની નોટોમાં અનેક વાર્તાઓનાં ખોખાં તૈયાર કરેલા નોંધાયા હતા કોઈની લીટી, કોઈનું પાનુ અને કોઈના ચાર પાના લખેલ. એ બધી વાતો અપૂર્ણ જ છે, માત્ર એમણે પૂનામાં હતા ત્યારે 'સાહેબરામ' સૌથી મોટી વાત લખવા માંડી. અમુક ભાગ લખાયો, પણ પછીથી અધૂરો રહ્યો, અને કદી એ ભાગ પૂરો ન થયો. એ વાર્તામાં એમનો અભ્યાસ જણાઈ આવે છે. પાછળથી મિત્રોમા એ વાર્તા સબધે ચર્ચા કરવા માડી અને સ્વ. ચંદ્રશંકર પંડયાએ વસ્તુ ફેરવવા કહેલું. રણુજિતરામભાઈને પોતાને પણ આખી લખાઈ છે તે રૂપમાં વાર્તા પસંદ નહોતી આવતી તોપણ એ સહજ રીતે જ લખાઈ ગઈ છે એટલે હવે કાંઈ ફેરવવું નહિ એવા અભિપ્રાયથી એમણે સુધારો કરવો માંડી વાળેલો. 'સાહેબરામ' તથા 'સહિયરો'ના પાત્રાલેખનમા એમના પરિચયમાં આવેલી વ્યક્તિઓની આછી છાપ જણાઈ આવે છે તોપણ ઉપર લખવા પ્રમાણે ભૈરવનાથ શેઠનુ પાત્ર ડૉ ગજ્જર ઉપરથી અને 'સહિયરો'મા પ્રો. નરનારાયણનુ પાત્ર સ્વ. નૃસિંહપ્રસાદ ભટ્ટ ઉપરથી યોજેલુ દેખાઈ આવે. વાર્તાના નાયક સાહેબરામની કલ્પના એક જ વ્યક્તિ ઉપરથી નથી ઊઠેલ, પણ બેચાર વ્યક્તિઓના ચારિત્ર્યની મેળવણી છે. 'સરસ્વતીચંદ્ર'માં અલકકિશોરી અને નવીનચંદ્રનો પ્રસંગ વર્ણવાયો છે તેને મળતો સેનાનો પ્રસંગ આવે છે તે વાત એમને સાલતી. કેટલાકે એમ પણ હસાવવા યત્ન કરેલો કે આપણે ભણેલા માણસો વિદ્યાની આવી હાસી કરીશુ તો કન્યાઓને કેળવણી આપવા તરફ ભણેલા માણસોનુ પણ વલણ રહેશે નહિ. એમણે પોતે આ પ્રસગનુ કદી સમર્થન તો કરેલુ નહિ જ; માત્ર અનાયાસે લખાયુ છે અને મનુષ્યસ્વભાવમાં એવી નિર્મલતા છે એવુ અનુભવિયે છિયે માટે જ ફેરફાર નથી કર્યો. એઓ કહેતા કે હું બધા સાથે ભેળાઉં એવી પ્રકૃતિનો પહેલેથી જ નહિ એટલે જીવનમાં ઘરનાં માણસો સિવાય કોઈને જાણવા કે મળવાનો પ્રસંગ સરખો આવ્યો નથી.

મુબઈના એમના નિવાસ દરમ્યાન એઓ મોરારજી ગોકુલદાસની નવી ચાલીમા રહેતા. ત્યા સ્વ. ચદ્રશકર પડયા, સ્વ. કનૈયાલાલ મુનશી, સ્વ. ઇંદુલાલ યાજ્ઞિક અને સ્વ. અબાલાલ જાની સાથે ઘણા પરિચયમાં આવ્યા હતા. સ્વ. ચદ્રશકરે તથા સ્વ. મુનશીએ પોતાના રણુજિતરામભાઈ સબધેના અનુભવ જુદે જુદે સ્થળે આપ્યા છે. સ્વ. યાજ્ઞિકે પણ ધર્મજના વિદ્યાર્થીઓ સમક્ષના ભાષણુ પ્રસગે રણુજિતરામભાઈ સંબંધે હાર્દિક ઉદ્‌ગારો કાઢયા હતા.

રણુજિતરામભાઈએ લખવાનુ ઈ. સ. ૧૯૦૨ થી શરૂ કરેલ. પ્રથમ 'વસંતોત્સવ' ઉપરની ટીકા તથા વિક્રમ સવતના ૧૮ મા સૈકામાં ગુજરાતનુ સાસારિક અને ધાર્મિક દર્શન 'M'ની સહીથી 'બુદ્ધિપ્રકાશ'મા કટકે કટકે પ્રસિદ્ધ થયેલ છે. એમનુ શાળામા નામ 'રણુજિતરામ્' હતુ, પરતુ કુટુંબમાં સૌ 'મણિભાઈ' કહીને બોલાવતા તેથી 'M' એવા એ નામથી પ્રથમાક્ષરથી એ નિબધ છપાવેલ.

ઉમરેઠના ટૂકા નિવાસ દરમ્યાન એમણે લોકગીતો ઘણાં એકઠાં કર્યાં હતાં. એ વરસે દુકાળ હતો અને સૌરાષ્ટ્ર તથા ગુજરાતનાં અનેક નિર્ધન થયેલ કુટુંબ ગામડાંમાથી નીકળી ઉદરનિર્વાહાર્થે શહેરમાં નીકળી પડતાં. રણુજિતરામભાઈના વહુ આવાં સ્ત્રી પુરુષોને ખાવાનુ આપી ગીત ગવરાવે અને ત્યારે જ લખી લે. આ રીતે આ સંગ્રહ પતિપત્ની બંનેએ એકઠો કરેલો. ઘણાં ગીતોની મૂળ નકલ સ્વ. શાતાબહેનની લખેલી

ભાવનગરમા એઓ હતા ત્યારે 'ઈસુનું વર્ષ ૧૯૦૮' એ નામનો લાબો લેખ એમણે 'બુદ્ધિપ્રકાશ' માટે લખ્યો. ગુજરાતની

બધી હિલચાલોનું અવલોકન એમા કરેલુ. એ પ્રથા ચાલુ રાખવા એમને અભિલાષા હતી, પણ પાછળથી અનેક વ્યવસાયોમાં રહેવાનુ થવાથી એ નિયમસર લખી ન શકતા અને એવા નિબંધોની કિંમત અમુક કાલ સુધીની જ હોય છે એ વાત પણ એઓ માનતા. એમના દાખલાથી ગુજરાત વિદ્યાસભા- (એ સમયની ગુજરાત વર્નાકયુલર સોસાયટી)એ બે ગૃહસ્થોને જુદાં જુદા વર્ષોનુ અવલોકન લખવાનુ કામ સોંપ્યું, પણ ફળ કૈં આવ્યું નહિ. ગુજરાતની બધી પ્રવૃત્તિઓનુ ટૂંકામા દિગ્દર્શન કરાવનાર લેખ તરીકે એ જ લેખ માર્ગદર્શક રહ્યો છે.

રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯ માં ત્રીજી પરિષદ મળી તે વખતે સામાન્ય મંત્રીઓ તરીકે પહેલી જ વાર સ્વ. રમણભાઈની સાથે સ્વ. આનદશકર અને સ્વ. ઠાકોર નિમાયા હતા. ઈ. સ. ૧૯૧૨મા વડોદરામાં ચોથી પરિષદ મળી તે વખતે ભાવનગરથી રણજિતરામભાઈ મિત્રમડળ સાથે ત્યા ગયા હતા. એ વખતે પરિષદના બંધારણનો ખરડો રચવામા એમણે ઘણો અગત્યનો ભાગ લીધેલો. રાજકોટમાં જે વિસવાદ ઊભો થયો હતો તે અમુક અશે શમ્યો હતો; જોકે કવિ તો હાજર નહોતા રહ્યા અને પરિષદ ઘણી રીતે સફળ થઈ હતી.

પાચમી પરિષદ ઈ. સ. ૧૯૧૫ ના મે માસમાં સુરતમાં ભરાઈ. આ પ્રસગે રણજિતરામભાઈએ ઘણુ કામ કર્યુ. પરિષદના સ્થાનિક મંત્રીઓમા મનહરરામ મહેતાનો ઉદ્યોગ ઘણો જ હતો અને તેથી પરિષદ વિજયી નીવડી, પરતુ રણજિતરામભાઈએ પણ ખાસ એક માસની રજા પરિષદ માટે જ લીધી હતી અને પરિષદ સબધનો ઘણો ભાર પોતાને માથે લીધો હતો.

× × × ×

૧૯૭૩ ના જેઠ સુદિ ૧૪, તા. ૫ મી જૂન ઈ. સ. ૧૯૧૭ ને સોમવારના રોજ ગુજરાતી ભાષાના એક પરમ ઉપાસક અને ગુજરાત તરફ અસાધારણ મમતા ધરાવનાર, ગુજરાત સાહિત્ય સભાના તેમ એમાંથી ગુજરાતી સાહિત્ય પરિષદના જન્મદાતા સાક્ષર રણજિતરામ વાવાભાઈનુ અકાળ મરણ થયું.

હકીકત એવી છે કે મહાબળેશ્વર અથવા હવા ખાવાના કોઈ સ્થળમાં નરોત્તમ મોરારજીએ પોતાના પુત્ર અને પુત્રીને નહિ મોકલતાં અંધેરી પાસે જૂહુમા જ્યા બંગલો હતો ત્યા જ ઉનાળામાં એમને રહેવાનું ઠરાવ્યું અને ભાઈ રણજિતરામની દેખરેખ નીચે એમને રાખ્યા. રણજિતરામભાઈમા નવુ શીખવાનો અને ભણેલુ બીજાને શીખવવાનો ઘણો શોખ હતો. એના પરિણામે તરતાં શીખવા માટે એમણે પ્રયત્ન આરંભ્યો અને એ આરભમા જ પોતાની જાત ખોઈ. એમના જેવા ધીર માણસને પણ આ સાહસ થાય છે એટલુ ધ્યાન રહ્યુ નહિ એ વિધિની ક્રૂરતા. જૂહુ જેવુ એકાત સ્થળ, ટેલિફોનની પણ સગવડ નહિ, માણસો પણ થોડા, શહેરમા આવતા જતાં ઘણો વખત લાગી જાય તેથી સગાસબધીઓમાં સમાચાર પહોચડાવવાની મુશ્કેલી અને પાણીમા તણાઈ ગયેલ શબ ત્રણચાર કલાકે પણ હાથ ન આવ્યું તેથી થયેલ વિહ્વલતા—આ બધુ ભાઈ રણજિતભાઈના વિધવાએ અશ્રુપૂર્ણ નયને સહન કર્યુ. મોડી રાત્રે શબને અગ્નિદાહ થયો. ગુજરાતના એક જ્યોતિર્ધરની —અનેક જ્યોતિઓને પ્રકાશ આપનારની પોતાની— જ્યોતિ હમેશાને માટે બુઝાઈ ગઈ, છતાં ગુજરાત સાહિત્ય સભાના ઇતિહાસમાં તો એ જ્યોતિ સદાને માટે પ્રકાશ આપતી રહેશે.

[ગ્રંથ અને ગ્રંથકાર, પુ. ૬ માંથી સ્વલ્પ સુધારાવધારા સાથે ઉદ્ધૃત]

# ગુજરાત સાહિત્ય સભા

## સભાના પ્રમુખો

**૧. રમણભાઈ મહીપતરામ નીલકંઠ**
(૧૮૬૮–૧૯૨૮)

૧૯૦૪ માં અમદાવાદમાં 'ગુજરાત સાહિત્ય સભા' સ્થાપવામા આવી ત્યારથી એમના મૃત્યુ સુધીના સમય (૧૯૨૮ ના માર્ચની ૬ ઠ્ઠી તારીખ) સુધી એઓ પ્રમુખ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૦૬.)

**૨. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ** (૧૮૫૯–૧૯૩૮)

૧૯૨૮ મા શ્રી. રમણભાઈ મ. નીલકંઠ વિદેહ થતાં ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખપદે સ્વ. કે. હ. ધ્રુવની વરણી થઈ, જે સેવા એમણે ૧૯૩૮ (માર્ચની ૧૩ મી તારીખ)મા થયેલા એમના અવસાન સુધી આપી. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૨૦)

**૩. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ** (૧૮૬૯–૧૯૪૨)

૧૯૩૮ માં શ્રી. કેશવ હર્ષદ ધ્રુવ વિદેહ થતાં ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખપદે સ્વ. ડૉ. આ. બા. ધ્રુવની વરણી થઈ, જે સેવા એમણે ૧૯૪૨ (એપ્રિલની ૪ થી તારીખ) સુધી મૃત્યુ પર્યંત ચાર વર્ષ માટે આપી. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૬.)

**૪. રામનારાયણ વિશ્વનાથ પાઠક** (૧૮૮૭–૧૯૪૭)

૧૯૪૨ માં શ્રી. આનંદશંકર ધ્રુવ વિદેહ થતાં સ્વ. પ્રો. રામનારાયણ વિ. પાઠકની ગુ. સા. સભાના પ્રમુખ દરજ્જે વરણી થઈ. ૧૯૪૭ મા એઓએ મુંબઈમાં કાયમી નિવાસ કર્યો ત્યાં-સુધી પ્રમુખ રહ્યા હતા. એ પછી એક વર્ષ માટે અમદાવાદમાં રહેવાનુ થયેલું ત્યારે એમની ૧૯૫૦–૫૧ના વર્ષ માટે ઉપ-પ્રમુખ દરજ્જે વરણી થયેલી. એઓ છેક ૧૯૨૫ થી કારોબારીના સભ્ય હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૧૧.)

**૫. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ** (૧૮૭૬–૧૯૫૯)

પ્રો. રામનારાયણ પાઠક ૧૯૪૭ માં મુંબઈ જઈ રહેતાં સ્વ. વિદ્યાબહેનની ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખ દરજ્જે વરણી થઈ. આ પૂર્વે છેક ૧૯૨૬ થી એઓ સભાના સ્ત્રી વિભાગનાં પ્રમુખ અને સભાના ઉપપ્રમુખ તરીકે હતાં. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૨૧.)

**૬. રસિકલાલ છોટાલાલ પરીખ** (૧૮૯૭–વિદ્યમાન)

શ્રી. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠના ૧૯૫૯ માં થયેલા દેહાંતથી પ્રો. રસિકલાલ છોટાલાલ પરીખની ગુ. સા. સભાના પ્રમુખ દરજ્જે વરણી થઈ. આ પૂર્વે બે વર્ષ ઉપર એમની ઉપપ્રમુખ તરીકે વરણી તો થયેલી જ હતી. ૧૯૨૫ થી કારોબારીના સભ્ય તરીકે અવાર–નવાર એ આવ્યા કર્યા છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૦૯.)

## સભાના ઉપપ્રમુખો

**૧. જનુભાઈ અચરતલાલ સૈયદ** (૧૮૭૮–૧૯૪૬)

૧૯૨૨માં એઓ ઉપપ્રમુખ તરીકે ચૂંટાયેલા માલૂમ પડી આવ્યા છે. એ પહેલાં વર્ષોથી સભા સાથે એ જોડાયેલા હતા. ઉપપ્રમુખ દરજ્જે ૧૯૨૫ સુધી એ ચાલુ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૩૪.)

**૨. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ** (૧૮૭૯–૧૯૫૧)

શરૂથી જ ડૉ. હરિપ્રસાદ ગુજરાત સાહિત્ય સભાની કારોબારી સમિતિમાં હોવાનું માલૂમ પડી આવ્યુ છે. સ્વ. ગટુલાલ ગો. ધ્રુવની અમદાવાદમાંથી બદલી થતાં ૧૯૦૬ મા શ્રી. ભોગીંદ્રરાવ રતનલાલ દિવેટિયા મંત્રી થયેલા. એઓ મુંબઈ ૧૯૦૮ સેવા સદનમાં જોડાતાં ડૉ. હરિપ્રસાદ દેસાઈ અને શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ મત્રી થયેલા અને ૧૯૨૬ થી તો એઓ સભાના ઉપપ્રમુખ તરીકે સેવા આપી રહ્યા હતા તે ૧૯૫૦મા વિદેહ થયા ત્યાંસુધી ચાલુ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૩૯.)

**૩. સાકરલાલ અમૃતલાલ દવે** (૧૮૮૬–૧૯૫૫)

શ્રી. સાકરલાલ અ. દવે ૧૯૨૫–૨૬ ના એક વર્ષ માટે ગુ. સા. સભાના ઉપપ્રમુખ હતા. કારોબારીના સભ્ય તો એ પૂર્વેથી હતા અને અવારનવાર વર્ષો સુધી ચૂંટાઈ આવતા હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૩૧.)

**૪. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, 'ધૂમકેતુ'**
(૧૮૯૨–૧૯૬૫)

શ્રી. 'ધૂમકેતુ' ૧૯૪૭ થી ૧૯૫૭ સુધી ગુ. સા. સભાના ઉપપ્રમુખ હતા. એ પૂર્વે સભ્ય તરીકે તો છેક ૧૯૨૬ થી હોવાનું માલૂમ પડી આવ્યું છે. ૧૯૨૭માં એ કારોબારીના

સભ્ય હતા અને ૧૯૨૯–૩૨નાં ત્રણ વર્ષો માટે એક મંત્રી તરીકે પણ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૨૭.)

**૫. ચુનીલાલ વર્ધમાન શાહ (૧૮૮૭–૧૯૬૬)**

૧૯૨૫ થી તો શ્રી. ચુનીલાલ ગુજ. સા. સભાની કારોબારીના સભ્ય તરીકે અવારનવાર ચૂંટાતા આવતા હતા. એઓ ૧૯૫૯માં સભાના ઉપપ્રમુખ દરજ્જે ચૂંટાયા; ૧૯૬૪ સુધી એ સ્થાન ઉપર રહ્યા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૩૧.)

**૬. અનંતરાય મણિશંકર રાવળ (૧૯૧૨–વિદ્યમાન)**

૧૯૩૭–૩૮ના વર્ષમા પ્રો. અનંતરાય ગુજ. સા. સભાના સભ્ય થયા અને ૧૯૩૯–૪૦ના વર્ષથી કારોબારી સમિતિના સભ્ય તરીકે ચૂંટાતા આવ્યા છે. છેલ્લી ૧૯૬૪ની ચૂંટણીથી એઓ ઉપપ્રમુખ દરજ્જે ચૂંટાઈ આવ્યા છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૨.)

## સભાના મંત્રીઓ

**૧. રણજિતરામ વાવાભાઇ મહેતા** (જુઓ આરંભમાં એમનુ જીવનચરિત પૃ. ૮–૧૩.)

**૨. ગટુભાઇ ગોપીલાલ ધ્રુવ (૧૮૮૧–૧૯૬૮)**

સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાએ અમદાવાદ છોડયુ ત્યારે સ્વ. ગટુભાઈને મત્રી-પદ સોંપ્યું હતુ. ૧૯૩૪–૩૫ અને ૧૯૩૭–૩૮ એ બે વર્ષ માટે પણ એઓ ગુ. સા. સભાના એક મત્રી હતા. કારોબારી સમિતિના સભ્ય તરીકે તો એઓ છેક ૧૯૨૨–૨૩ ના વર્ષથી ૧૯૪૮–૪૯ સુધી માલૂમ પડી આવ્યા છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૨૨.)

**૩. ભોગીંદ્રરાવ રતનલાલ દિવેટિયા (૧૮૭૫–૧૯૧૭)**

સ્વ. ગટુલાલ ગો ધ્રુવ નોકરી અંગે બહાર જતા ગુજરાત સાહિત્ય સભાના મત્રી-પદે આવ્યા હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૮૩.)

**૪. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ (૧૮૮૨–૧૯૩૮)**

૧૯૦૮ મા સ્વ. ભોગીંદ્રરાવ ર. દિવેટિયા મુબઈ જતાં સ્વ. ડૉ. હરિપ્રસાદની સાથે સ્વ. હીરાલાલ ગુ. સા. સભાના મત્રી થયેલા. એઓ દેહાત ૧૯૩૭ સુધી કારોબારીના સભ્ય હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૪૩.)

**૫. પ્રીતમરાય વ્રજરાય દેસાઈ (૧૮૯૧–૧૯૪૮)**

૧૯૨૦થી૧૯૨૫નાં પાંચ વર્ષ શ્રી પ્રીતમરાય ગુ. સા. સભાના મંત્રી હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૭૪.)

**૬. મહાશંકર પોપટભાઇ આચાર્ય ( )**

૧૯૨૦ લગભગથી ૧૯૨૫ સુધી એઓ ગુ. સા. સભાના મંત્રી હતા. વિશેષ માહિતી મળી નથી.

**૭. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ (૧૮૭૪–૧૯૨૬)**

૧૯૨૫–૨૬ના એક વર્ષ માટે સ્વ. ડાહ્યાભાઈ ગુ. સા. સભાના મંત્રી હતા. એ પહેલાં અને પછી પણ વર્ષો સુધી કારોબારીના સભ્ય હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૪૫.)

**૮. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક (૧૮૯૮–વિદ્યમાન)**

૧૯૩૨–૩૪ એ બે વર્ષ માટે સ્વ. પ્રાણજીવન ગુ. સા. સભાના મંત્રી હતા. સભ્ય તરીકે તો ૧૯૨૪–૨૫ના વર્ષથી માલૂમ પડી આવ્યા છે, અને કારોબારીના સભ્ય તરીકે ૧૯૨૯ થી અવારનવાર ચૂંટાતા આવ્યા હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૭૩.)

**૯. નવલરામ જગન્નાથ ત્રિવેદી (૧૮૯૫–૧૯૪૪)**

૧૯૨૬–૨૮નાં બે વર્ષ માટે સ્વ. પ્રો. નવલરામ ગુ. સા. સભાના મંત્રી હતા. એ પહેલા તેમ પછી એમના ૧૯૪૪માં થયેલા અવસાન સુધી એઓ કારોબારી સમિતિના એક સભ્ય તરીકે અવારનવાર ચૂંટાઈ આવતા હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતનાં સારસ્વતો' પૃ. ૬૨.)

**૧૦. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી (૧૮૯૮–૧૯૭૦)**

૧૯૨૫–૨૬ના વર્ષમાં એઓ ગુ. સા. સભાના 'આશ્રય દાતા' સભ્ય બન્યા ત્યારથી જ સભાને એમણે પોતાની સક્રિય સેવાઓ આપવાનો આરંભ કર્યો. ૧૯૨૬–૨૭ ના વર્ષમાં એ કારોબારીના સભ્ય તરીકે ચૂંટાયા અને ૧૯૨૮–૨૯ના વર્ષથી મંત્રી થયા તે (માંદગીને કારણે વચ્ચે ૧૯૫૬–૫૭ના એક વર્ષના અપવાદે) અવસાન થયું ત્યા સુધી ચાલુ રહ્યા. એમનુ વતન અમદાવાદ. એમનો જન્મ ૧૮૯૮ના ડિસેમ્બરની ૨૦મી તારીખે. પ્રાથમિક માધ્યમિક અમદાવાદમાં કરી ગુજરાત કૉલેજમા અભ્યાસ કરવા જોડાયેલા. પછી રાષ્ટ્રિય ભાવનાથી ભરેલા હોઈ ગુજરાત વિદ્યાપીઠમા દાખલ થયા અને સ્નાતક બન્યા. વિદ્યાના તેમ ક્રિકેટના એ પરમ ઉપાસક હતા. એમનુ વિશાળ પુસ્તકાલય એની સાક્ષી પૂરે છે. સ્વ. રણજિતરામ પછી ગુ. સા. સભાના પ્રાણરૂપ બન્યા હોય તો એઓ જ. પોતાના પદરના ખર્ચે એમણે ગુ. સા. સભાને કાર્ય કરતી રાખવાનો ભગીરથ પ્રયાસ કર્યો હતો. છેવટનાં વર્ષોની માદગીમાં ગુ. સા. સભાની કારોબારીની બેઠકો શાહીબાગના એમના 'પેરેડાઈ-ઝ' બંગલામાં ભરાતી. ગુ. સા. સભાની રંગભૂમિપરિષદ, ઇતિહાસપરિષદ, ઐતિહાસિક પ્રદર્શન વગેરેને સફળ બનાવવામા એમનો અસામાન્ય ફાળો હતો. ગુજરાતી સાહિત્ય પરિષદના પણ લાબા સમય સુધી એક મત્રી હતા. ઘણુ થોડું લખ્યુ છે, પણ લખ્યું છે તે ગણ્ય કોટિનુ છે એમના લખાણોનો સંગ્રહ 'સ્મૃતિશેષ' શીર્ષકથી ગુ. સા. સભાએ એમના સ્મારકમાં પ્રસિદ્ધ કર્યો છે. એમનુ તા. ૩–૩–૧૯૭૦ના દિવસે ગુ. સા. સભાની ૪૩

વર્ષ સેવા કરી અવસાન થયું ત્યાંસુધી એઓ મંત્રી-પદે ચાલુ હતા. એમના અવસાને એમનાં ધર્મપત્ની શ્રી ઇંદુમતીબહેનને સભાએ મંત્રી-પદે ચૂંટી કાઢી સંમાન્યા. એઓ શુદ્ધ ખાદીધારી હતા. એમણે ભારતવર્ષ તેમજ યુરોપનો પણ પ્રવાસ ખેડેલો.

**૧૧ ડૉ. માધવજી ભીમજીભાઈ મચ્છર (૧૮૯૦–૧૯૫૧)**

૧૯૨૨ થી ૧૯૨૯ અને ૧૯૩૫ થી ૧૯૩૮ સુધીનાં વર્ષો માટે સ્વ. ડૉ. માધવજી ગુ. સા. સભાના મંત્રી હતા. ૧૯૫૦ મા એમનો દેહાંત થયો ત્યાંસુધી કારોબારીના સભ્ય પણ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૯૪.)

**૧૨. મધુસૂદન ચિમનલાલ મોદી (૧૯૦૫–૧૯૭૪)**

૧૯૩૮–૪૪ના વર્ષો માટે ગુ. સા. સભાના સ્વ. મધુસૂદન એક મંત્રી હતા. સભ્ય તરીકે ૧૯૫૩–૫૫ સુધી ચાલુ હતા. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૮૯.)

**૧૩. કેશવરામ કાશીરામ શાસ્ત્રી (બાંભણિયા) (૧૯૦૫–વિદ્યમાન)**

૧૯૪૧–૪૨ના વર્ષથી સભાના એ મંત્રી તરીકે ચૂંટાઈ આવેલ છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૧૯.)

**૧૪. ધીરજલાલ ધનજીભાઇ શાહ (૧૯૧૨–વિદ્યમાન)**

૧૯૪૪–૪૫ના વર્ષથી સભાના એ એક મંત્રી તરીકે ચૂંટાઈ આવે છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૫૭.)

**૧૫ ઇંદુમતીબહેન ચૈતન્યપ્રસાદ દીવાનજી (૧૯૦૦–વિદ્યમાન)**

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજીના દેહાંત પછી એમનાં ધર્મપત્ની શ્રી. ઇંદુમતીબહેન ૧૯૭૦ થી મંત્રી થયાં તે ૧૯૭૪ સુધી રહ્યાં. લાંબા સમયથી એઓ સભાની કારોબારીનાં સભ્ય રહ્યાં અને ચાલુ છે. એમનું લગ્નગીતો ઉપરનું પુસ્તક જાણીતું છે. એમને પિતૃપક્ષે એમના પિતા સ્વ. ચિનુભાઈ બેરોનેટનો સંસ્કાર-વારસો મળ્યો છે.

**૧૬. ડૉ. મધુસૂદન હીરાલાલ પારેખ (૧૯૨૩–વિદ્યમાન)**

૧૯૭૪–૭૫–૭૬નાં બે વર્ષો માટે ચૂંટાઈ આવ્યા. કારોબારીના સભ્ય તરીકે વર્ષોથી ચાલુ છે. (વિશેષ માટે જુઓ 'ગુજરાતના સારસ્વતો' પૃ. ૮૯.)

## કારોબારી સમિતિના સભ્યો

**શંકરરાય અમૃતરાય સૈયદ (૧૮૭૦–૧૯૪૩)**

૧૯૨૨ થી ૧૯૩૪–૩૫ સુધીનાં વર્ષોમાં અવારનવાર

**હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા ( )**

૧૯૨૨ થી ૧૯૨૫–૨૬ સુધીનાં વર્ષોમાં

**ભોગીલાલ કેશવલાલ પટવા (૧૮૮૬–૧૯૪૫)**

૧૯૨૨થી ૧૯૩૮–૩૯ સુધીનાં વર્ષોમાં મોટે ભાગે (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૮૦.)

**રણજિતભાઈ ડાહ્યાભાઈ દેરાસરી (૧૮૯૨–૧૯૫૪)**

૧૯૨૪-૨૬ બે વર્ષો માટે. એઓ આજીવન કેળવણીકાર હતા. સરકારી કેળવણી-ખાતામાં એમણે ઉચ્ચ હોદ્દે સેવાઓ આપી છે. (અવસાન: ૨–૧૦–૧૯૫૪)

**નંદલાલ મણિલાલ શાહ (૧૮૯૭–૧૯૫૨)**

૧૯૨૬–૨૮ બે વર્ષો માટે અને પછી ૧૯૩૬–૩૭ના એક વર્ષ માટે. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થતાં ગણિતના અધ્યાપક તરીકે એમણે સેવા આપેલી. એ સ્થપતિ હતા.

**કપિલશંકર મોતીશંકર ઘોઘારી ( )**

૧૯૨૭–૨૮ના એક વર્ષ માટે

**રવિશંકર મહાશંકર રાવળ (૧૮૯૨–વિદ્યમાન)**

૧૯૨૯-૩૦ થી ૧૯૭૨ સુધી. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૦૯.)

**કેશવ હરગોવિંદ શેઠ (૧૮૮૮–૧૯૪૭)**

૧૯૨૯–૩૧નાં બે વર્ષ અને ૧૯૩૩–૩૫નાં બે વર્ષ. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૨૦.)

**ગજાનન વિશ્વનાથ પાઠક (૨૦-૧૧-૧૮૮૯–૨૫-૭-૧૯૫૧)**

૧૯૨૯–૩૨નાં ત્રણ વર્ષ માટે સ્થપતિ તરીકે અમદાવાદમાં એમણે ઉચ્ચ ખ્યાતિ મેળવી હતી.

**મનોરમા ચીનુભાઈ (૧૮૯૭–૧૯૬૧)**

૧૯૩૧–૩૮ સુધીનાં વર્ષોમાં એઓ સ્વ. ચીનુભાઈ રણછોડલાલ–પહેલા બેરોનેટનાં બીજાં પુત્રી.

**મૃદુલા અંબાલાલ સારાભાઈ ( –૧૯૭૪)**

૧૯૩૧–૩૨ ના એક વર્ષ માટે. કેલિકો મિલવાળા સ્વ. અંબાલાલ સારાભાઈનાં મોટાં પુત્રી. સ્વરાજ્યની ચળવળમાં તેમજ અમદાવાદની સ્ત્રીપ્રવૃત્તિઓના વિકાસમાં સેવાઓ.

**મધુકર ગુલાબશંકર બક્ષી (૧૭-૬-૧૮૯૬–૫-૯-૧૯૬૯)**

૧૯૩૨–૩૭ના વર્ષોમાં

**બચુભાઈ પોપટભાઈ રાવત (૧૮૯૮–વિદ્યમાન)**

૧૯૩૫-૩૬થી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર, પૃ. ૭૬.)

**રતિલાલ મોહનલાલ ત્રિવેદી (૧૮૯૪–૧૯૫૫)**

૧૯૩૬–૩૭થી લઈ ૧૯૫૫માં દેહાંત સુધી. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૦૫.)

**(ડૉ.) બાલકૃષ્ણ અમરજી પાઠક ( )**

૧૯૩૬–૩૭નું એક વર્ષ. વૈદ્યકને લગતા લેખો અને ગ્રંથો એમણે લખ્યા છે. 'માનસશાસ્ત્ર'ના પણ એક સારા વિદ્વાન અમદાવાદમાં ડૉક્ટરી પ્રેક્ટિસ કરતા. પછીથી ઉત્તરવયમાં બનારસ હિંદુ યુનિવર્સિટીમાં વૈદ્યકીય કોલેજના એ આચાર્યપદે હતા.

**ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર, 'સુન્દરમ્'** (૧૯૦૮–વિદ્યમાન)

૧૯૩૭–૩૮થી ૧૯૪૩–૪૪નાં ૭ વર્ષો માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૪૭.)

**નગીનદાસ નારણદાસ પારેખ** (૧૯૦૩–વિદ્યમાન)

૧૯૪૦–૪૪ અને ૧૯૪૫–૪૬ એ પાંચ વર્ષો માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૫૮.)

**(ડૉ.) ઉમાશંકર જેઠાલાલ જોશી** (૧૯૧૧–વિદ્યમાન)

૧૯૪૦–૪૮નાં આઠ વર્ષો માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૧૦.) ગુજ. યુનિ.ના કુલપતિપદેથી નિવૃત્ત થયા પછી રાજસભાના ચૂંટાયેલા સભ્ય

**ઇંદુમતી હસમતરામ મહેતા** (૧૯૦૬–વિદ્યમાન)

૧૯૪૧–૫૬ સુધીનાં ૧૫ વર્ષો માટે. જ.: ૫–૧૦–૧૯૦૬. જન્મસ્થાન અને વતન સુરત. પ્રાથ. મુંબઈમાં, માધ્ય. સુરતમા, કૉલેજનું અમદાવાદમા. લા. ઉ. મહિલા કૉલેજમાં ૧૯૨૮મા બી. એ., ૧૯૩૦મા પી. એ. એ જ કૉલેજમાં અધ્યાપિકા, અને પછી આચાર્યા. ત્રણ વર્ષ ઉપર નિવૃત્ત. કવિ નાનાલાલના સાહિત્યનાં ઊંડાં અભ્યાસી. અનેક વ્યાખ્યાન આપ્યાં. અમદાવાદની થિયોસૉફિકલ સોસાયટી-શાખાનાં અત્યારે પ્રમુખ

**દાસુભાઈ છગનલાલ શુકલ** (૧૯૦૩–વિદ્યમાન)

૧૯૪૪–૪૫ અને પછી ૧૯૫૭–૫૯નાં બે વર્ષો માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૫૦.)

**ઝીણાભાઈ રતનજી દેસાઈ** (૧૯૦૩–વિદ્યમાન)

૧૯૪૫–૪૬ના એક વર્ષ માટે. ૧૯૭૪–૭૫ના વર્ષ માટે ફરી ચૂંટાયા. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૪૪.)

**રામપ્રસાદ મોહનલાલ શુકલ** (૧૯૦૭–વિદ્યમાન)

૧૯૪૬–૪૭થી ૧૯૫૩–૫૪નાં સાત વર્ષો માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૧૨.)

**મનુભાઈ લલ્લુભાઈ જોધાણી** (૧૯૦૨–વિદ્યમાન)

૧૯૪૮–૪૯થી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૯૧.)

**યશવંત પ્રાણશંકર શુકલ** (૧૯૧૫–વિદ્યમાન)

૧૯૪૯–૫૦થી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૦૧.) અત્યારે ૧૯૭૪ના નવા સત્રથી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ

**(ડૉ.) ધીરુભાઈ પ્રેમશંકર ઠાકર** (૧૯૧૮–વિદ્યમાન)

૧૯૫૩–૫૪નું એક વર્ષ, પછી ૧૯૫૧-૫૨થી ૧૯૬૧ સુધી. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૫૭.)

**અશોક રતનશી હર્ષ** (૧૯૧૫–વિદ્યમાન)

૧૯૫૩–૫૪ના એક વર્ષ માટે. જન્મ: ૨૩–૯–૧૯૧૫. કચ્છના પોકરણા બ્રાહ્મણ. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૫.)

**કમળાબહેન રતનચંદ સુતરિયા** (૧૯૧૬–વિદ્યમાન)

૧૯૫૪–૫૫થી ચાલુ સભ્ય

જ: ૨૧–૧૧–૧૯૧૬. વ. અમદાવાદ. પ્રાથ. માધ્ય. અમદાવાદમાં. ગુ. કૉ. માં ૧૯૪૨માં બી. એ., ૧૯૪૪માં ગુજ. મુખ્ય અને અર્ધમાગધી ગૌણ સાથે એમ. એ. ૧૯૫૦માં બી. એડ. ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલમાં વર્ષોથી શિક્ષિકા. ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળ સંચાલિત શિક્ષકતાલીમકૉલેજના શરૂથી પાંચ વર્ષ સુધી નિયામિકા ને અધ્યાપિકા, દસ વર્ષ માટે અમદા. મ્યુનિ.ના સભ્ય. ગુ. યુનિ. સેનેટના પણ પાંચ વર્ષ માટે સભ્ય. એસ. એન. ડી. ટી. યુનિ.નાં પણ સોળ વર્ષથી સભ્ય. 'સ્ત્રીજીવન' માસિકના દર વર્ષે નીકળતા ગરબા-અંકનાં સંપાદિકા. સહકારી પ્રવૃત્તિમાં ભાગ લે છે. વ્યાખ્યાનો આપે છે. 'ગુજરાતી ગરબા' અને 'સહકારી સોપાન' (૧૯૬૪) બે પ્રકાશન

**પુષ્કર પ્રભાશંકર ચંદરવાકર** (૧૯૨૦–વિદ્યમાન)

૧૯૫૫–૫૭નાં બે વર્ષ અને ૧૯૫૯–૬૨ના ત્રણ વર્ષ માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ ૭૦.)

**પિનાકિન્ ઉદયલાલ ઠાકોર** (૧૯૧૬–વિદ્યમાન)

૧૯૫૬–૫૭નુ વર્ષ અને ૧૯૬૪થી ચાલુ સભ્ય (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૬૮.)

**ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી** (૧૯૧૯–વિદ્યમાન)

૧૯૫૭–૫૮થી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૩૮.)

**તખ્તસિંહ પરમાર** (૧૯૧૯–વિદ્યમાન)

વચ્ચે ૧ વર્ષ માટે. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૪૫.)

**પુરુષોત્તમ ગણેશ માવળંકર** (૧૯૨૮–વિદ્યામાન)

જ: ૩–૮–૧૯૨૮. વતન અમદાવાદ. ભારતની લોકસભાના પહેલા 'સ્પીકર' કૈ. વા. શ્રી ગણેશ વાસુદેવ માવળંકરના ત્રીજા પુત્ર. પ્રાથ. માધ્ય. અમદાવાદમા. ૧૯૪૫મા મૅટ્રિક. ચાર વર્ષ અભ્યાસ કરી એલ.ડી.આર્ટ્સ કૉલેજ–અમદાવાદથી બી.એ. (મુ. યુનિ.). ૧૯૫૧મા ગુજ. કૉ.થી એમ.એ. ૧૯૫૧–૫૩ લંડન-સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સ અને પૉલિટિકલ સાયન્સમા પાર્લામેન્ટરી સંસ્થાઓનુ અનુસ્નાતક અધ્યયન. ૧૯૪૯માં એલ.ડી.આર્ટ્સ કૉ. માં ફેલો, ૧૯૪૯–૫૧, ૧૯૫૩–૬૦ના વર્ષોમાં ત્યાં જ રાજ્યશાસ્ત્રના વ્યાખ્યાતા અને અધ્યાપક. ૧૯૬૦–૬૮ મુખ્ય અધ્યાપક અને ૧૯૬૦–૬૮ના આઠ વર્ષ ત્યા જ આચાર્ય. ૧૯૫૪-૬૮ ગુ. યુનિ.મા મુલાકાતી અનુસ્નાતક અધ્યાપક. ગુ.યુનિ. સેનેટના અને એની જુદી જુદી સમિતિઓના ૧૯૫૭થી સભ્ય. નીડરતા અને સ્પષ્ટવક્તૃત્વ. અનેક સંસ્થાઓના સભ્ય. અનેક ગુજ. વર્તમાન પત્રોના રાજકીય વિષયોના કટાર–લેખક. હૅરોલ્ડ લાસ્કી ઇન્સ્ટિટ્યૂટના સંસ્થાપક (૧૯૫૪), 'અભ્યાસ' (ગુ. માસિક)ના

૧૯૬૧ થી ૧૯૭૦ તંત્રી, 'સંનિષ્ઠ પ્રકાશન'ના પ્રકાશક, 'લાસ્કી ઇન્સ્ટિટ્યૂટ બુલેટિન' (અંગ્રેજી)ના ૧૯૬૧ થી સંપાદક. 'નિરીક્ષક' વગેરે અન્ય સામયિકોના પણ સંપાદક મંડળમાં. ૧૯૫૪માં પશ્ચિમના બાર દેશોની અભ્યાસ-યાત્રા, ઉપરાંત બ્રિટન, યુ.એસ.એ., કેનેડા, ઇજિપ્ત, રોહ્ડ આઇલેન્ડ, ગ્રીસ, પશ્ચિમ જર્મનીનો ૧૯૫૮–૫૯માં પ્રવાસ. ૧૯૬૫માં ફરી પશ્ચિમ જર્મની અને બ્રિટનનો. ૧૯૬૮માં સિંગાપુર-મલાયા-થાઇલેન્ડનો. ભારતીય લોકસભાના અપક્ષ યશસ્વી સભ્ય. ભારતીય રાજ્યશાસ્ત્ર અને સમાજવિદ્યાના ગણ્ય કોટિના વિદ્વાન. રચના: સાને ગુરુજી (અનુ., ૧૯૫૦), વિમર્શ ('અભ્યાસ'નાં સંપાદકીયોનો સંગ્રહ, ૧૯૬૮), વિવિધ વાયુ-પ્રવચનો ('આકાશવાણી' પરના વાર્તાલાપોનો સંગ્રહ, ૧૯૬૯), શૈક્ષણિક ક્ષેત્રનું સ્વાતંત્ર્ય (અનુ. ૧૯૬૯), રાજ્યશાસ્ત્રવિચાર (૧૯૭૦), વિચાર-વહેણ (લેખસંગ્રહ, (૧૯૭૧) અને લોકશાહીનું સ્વરૂપ ૧૯૭૪). વચ્ચે ૧ વર્ષ માટે સભ્ય.

**બાલમુકુંદ મણિશંકર દવે** (૧૯૧૬–વિદ્યમાન)
૧૯૬૧–૬૨થી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર. પૃ. ૭૮.)

**ઈશ્વરભાઈ મોતીભાઈ પેટલીકર** (૧૯૧૬–વિદ્યમાન)
૧૯૬૨–૬૩ના વર્ષથી ચાલુ સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૮.)

**(ડૉ.) કાંતિલાલ ફૂલચંદ સોમપુરા** (૧૯૧૯–૧૯૭૪)
૧૯૭૩–૭૪ ના બે વર્ષ માટે સભ્ય.

જન્મ: ૯–૩–૧૯૧૯. વ. ખંભાત. સોમપુરા સલાટ ૧૯૪૧ થી કૌટુંબિક શિલ્પીના વ્યવસાયમાં જોડાયા અને અભ્યાસ ચાલુ. અમદાવાદમાં ૧૯૪૪માં બી.એ., ૧૯૪૪માં ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક ભવનમાંથી મુંબઈ યુનિ.ના એમ. એ. ૧૯૫૩માં એલએલ.બી. ૧૯૫૪માં વકીલાત. ૧૯૬૩ થી ભો. જે. વિદ્યાભવનમાંથી પીએચ.ડી. ગુ. યુનિ.ના 'ગુજરાતનાં મંદિર સ્થાપત્ય' વિષયથી. ૧૯૬૪માં હ. કા. વિનયન મહાશાળામાં ભારતીય સંસ્કૃતિના અધ્યાપક. ૧૯૭૦ થી ભો. જે. વિદ્યાભવનમાં અધ્યાપક. અવસાન: તા. ૨૩–૧૨–૧૯૭૪. રચના: Structural Temples of Gujarat (૧૯૬૮), Buddhist Monuments and Sculptures in Gujarat (૧૯૬૯), હિંદુ રાજ્યપદ્ધતિઓનો ઇતિહાસ (૧૯૭૩), ઉપરાંત ભિન્નભિન્ન સામયિકોમાં ગુજરાતના શિલ્પ અને સ્થાપત્ય અને અન્ય સંબંધિત અભ્યાસ-લેખો ૧૯૭૧ માં 'ત્રિમૂર્તિ' નિબંધ માટે ગુજરાત ઇતિહાસ પરિષદના દ્વારકા અધિવેશન (૧૯૭૧) માં 'સ્વ. કનૈયાલાલ ભાઈશંકર રૌપ્ય ચંદ્રક' મેળવ્યો હતો. ગુજરાત ઇતિહાસ પરિષદના કોશાધ્યક્ષ દરજ્જે રહી પરિષદની પ્રવૃત્તિમાં મહત્ત્વનો ફાળો.

**(ડૉ.) શિવલાલ તુલસીદાસ જેસલપુરા** (૧૯૧૯-વિદ્યમાન)
૧૯૭૩–૭૪ બે વર્ષ માટે સભ્ય. (વિશેષ માટે જુઓ ગુ. સાર., પૃ. ૧૨૮.)

**ઉપેંદ્ર જયચંદભાઈ સાંડેસરા** (૧૯૨૧–વિદ્યમાન)
૧૯૭૪–૭૫થી ચાલુ થયા.

જન્મ: ૩૦–૭–૧૯૨૧, અમદાવાદ. વ. પાટણ (ઉ. ગુજરાત). લેઉઆ પાટીદાર. પ્રાથ. પાટણમાં, માધ્ય. અમદાવાદમાં. છઠ્ઠા (આજના ૧૦મા) ધોરણમાં ટાઇફોઇડની બીમારીને કારણે અભ્યાસ હમેશાને માટે છોડ્યો. મોટા ભાઈ ભો. જે. સાંડેસરાના સંપર્કે સંસ્કૃત ભાષાનો ઉત્તરોત્તર ગાઢ પરિચય. ૧૯૪૪ માં અમદાવાદના શેર બજારમાં પ્રવેશ, ૧૯૫૦ માં શેર-દલાલ અને એ ધંધામાં સારી પ્રતિષ્ઠા. માંદગી સબબ ૪૯ મા વર્ષે એ ધંધામાંથી નિવૃત્તિ (૧૯૭૦). સાથોસાથ અભ્યાસ મુખ્યત્વે વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના ગુજરાતી સામયિક 'સ્વાધ્યાય'માં 'શ્રીકૃષ્ણ' ઉપરની સુદીર્ઘ લેખમાળા એનો પરિપાક. એના પરિપાકરૂપે 'નવરૂપા ગીતા'ના આવિષ્કાર તરફ અભિનવ રીતે પ્રયાસ શરૂ કર્યો છે રચના: મહાભારત અને ઉત્તરાધ્યયન સૂત્ર (૧૯૫૩), ભારત-રત્ન (૧૯૬૩; સુધારાવધારા સાથે), શીખધર્મદર્શન (૧૯૭૨), શ્રીકૃષ્ણ પુરુષોત્તમ અને અંતર્યામી-પૂર્વાર્ધ (૧૯૭૩), શીખદર્શન હસ્તનકલ છાપવા માટે તૈયાર.

# (૧) વાર્ષિક સમીક્ષાકારો

| | | |
|---|---|---|
| ૧ | સ્વ. પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠક | ૧૯૨૯ |
| ૨ | ,, ચુનીલાલ વર્ધમાન શાહ | ૧૯૩૦ |
| ૩ | ,, પ્રો. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | ૧૯૩૨ |
| ૪ | ,, પ્રો. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧૯૩૩ |
| ૫ | પ્રો. જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે | ૧૯૩૪ |
| ૬ | સ્વ. પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી | ૧૯૩૫ |
| ૭ | ,, પ્રો. ડોલરરાય રંગીલદાસ માંકડ | ૧૯૩૬ |
| ૮ | પ્રો. અનંતરાય મણિશંકર રાવળ | ૧૯૩૭ |
| ૯ | પ્રો. ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમૂદાર | ૧૯૩૮ |
| ૧૦ | પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી | ૧૯૩૯ |
| ૧૧ | પ્રો. વ્રજરાય મુકુંદરાય દેસાઈ | |
| ૧૨ | સ્વ. પ્રો. રવિશંકર મહાશંકર જોશી | ૧૯૪૦ |
| ૧૩ | શ્રી ત્રિભુવનદાસ પુ. લુહાર, 'સુંદરમ્' | ૧૯૪૧ |
| ૧૪ | પ્રો. યશવંત પ્રાણશંકર શુક્લ | |
| ૧૫ | સ્વ. પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ | |
| ૧૬ | પ્રો. મનસુખલાલ મગનલાલ ઝવેરી | ૧૯૪૨ |
| ૧૭ | પ્રો. સુંદરજી ગોકળદાસ બેટાઈ | |
| ૧૮ | ડૉ. યશવંતરાય ગુલાબરાય નાયક | |
| ૧૯ | પ્રો. હસમુખ મણિલાલ કાઝી | ૧૯૪૩ |
| ૨૦ | સ્વ. મુનિકુમાર મણિશંકર ભટ્ટ | ૧૯૪૪ |
| ૨૧ | સ્વ. પ્રો. ગૌરીશંકર ચુનીલાલ ઝાલા | |
| ૨૨ | પ્રો. ડૉ. ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્ય | |
| ૨૩ | પ્રો. અનંતરાય મ. રાવળ | ૧૯૪૫, ૧૯૪૬, |
| ૨૪ | સ્વ. પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ | ૧૯૪૭ |
| ૨૫ | પ્રો. રામપ્રસાદ મોહનલાલ શુક્લ | |
| ૨૬ | પ્રો. ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ | ૧૯૪૮, ૧૯૪૯ |
| ૨૭ | શ્રી. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી | ૧૯૫૩ |
| ૨૮ | સ્વ પ્રો. વિજયરાય ક. વૈદ્ય | ૧૯૫૫ |
| ૨૯ | પ્રો. ઉપેન્દ્ર છ. પંડ્યા | ૧૯૫૬ |
| ૩૦ | ,, ડૉ. મધુસૂદન હી. પારેખ | ૧૯૫૭, ૧૯૫૮ |
| ૩૧ | ,, ડૉ. ઈશ્વરલાલ ર. દવે | ૧૯૫૯ |
| ૩૨ | ,, હસિતકાંત હ. બૂચ | ૧૯૬૧ |
| ૩૩ | ,, ડૉ. રમણલાલ સી. શાહ | ૧૯૬૨ |
| ૩૪ | ,, ડૉ. ચિમનલાલ શિ. ત્રિવેદી | ૧૯૬૪ |
| ૩૫ | ,, ડૉ. ચંદ્રકાંત મહેતા | ૧૯૬૬ |
| ૩૬ | ,, સુરેશ રાલી | ૧૯૬૮ |
| ૩૭ | ,, ડૉ. દિલાવરસિંહજી જાડેજા | |
| ૩૮ | ,, ડૉ. મધુસૂદન હી. પારેખ | ૧૯૬૯ |
| ૩૯ | ,, બહાદુરશાહ પંડિત | |
| ૪૦ | ,, રમેશચંદ્ર ભટ્ટ | |

# (૨) અન્ય પ્રકાશનો

ઉપરની સમીક્ષાઓના પ્રકાશનો ઉપરાંત નીચે મુજબનાં પુસ્તક પણ સભાએ પ્રકાશિત કર્યાં છે :

૧ ગુજરાતની સંસ્કૃતિનું વિહંગાવલોકન (શ્રી રત્નમણિરાવ ભી. જોટે)
૨ શાહે આલમ ( ,, )
૩ ગુજરાતનું વહાણવટું ( ,, )
૪ શાહીબાગ ( ,, )
૫ ગુજરાતનું પાટનગર: અમદાવાદ ( ,, )
૬ જેતલપુર ( ,, )
૭ અમદાવાદનું સ્થાપત્ય (શ્રી રત્નમણિરાવ ભી. જોટે)
૮ ખંભાતનો ઇતિહાસ ( ,, )
૯ વીર નર્મદ (પ્રો. વિશ્વનાથ મ. ભટ્ટ)
૧૦ નર્મદનું મંદિર (પદ્ય વિભાગ) ( ,, )
૧૧ નર્મદનું મંદિર (ગદ્ય વિભાગ ( ,, )
૧૨ Return from Abroad (H. Chattopadhyay)
૧૩ સાહિત્ય સભાનો રજત મહોત્સવ
૧૪ ઉત્તર હિંદના સંગીતની ઐતિહાસિક સમાલોચના (અનુ. સુંદરલાલ હી. ગાંધી)
૧૫ ઉચ્ચ જીવન (ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ)
૧૬ જયન્તી વ્યાખ્યાનો (પ્રો. નવલરામ જ. ત્રિવેદી)
૧૭ કલાન્ત કવિ (ડૉ. ઉમાશંકર જોશી)
૧૮ અક્ષર અને શબ્દ (પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી)
૧૯ રણછોડલાલ અને બીજા નાટકો (શ્રી યશોધર ન. મહેતા)
૨૦ સોમનાથ (શ્રી રત્નમણિરાવ ભી. જોટે)
૨૧ ઇતિહાસ સમેલન : નિબંધસંગ્રહ
૨૨ ડાંગ
૨૩ નદીઓ અને નગરો (શ્રી યશોધર ન. મહેતા)
૨૪ શ્રી. ક. મા. મુનશીની પાત્રસૃષ્ટિ (શ્રી રવિશંકર મ. રાવળ)
૨૫ નરસિંહ મહેતાનાં પદ (પ્રો. કેશવરામ કા. શાસ્ત્રી)
૨૬ વિમલપ્રબંધ : અધ્યયન (ડૉ. ધીરજલાલ ધનજીભાઈ શાહ)

૨૭ દયારામકૃત અનુભવ-મંજરી (પ્રો. જીવણલાલ છ. જોશી)
૨૮ દયારામ-રસધારા, ધારા ૧ (પ્રો. કે. કા. શાસ્ત્રી અને જી. છ. જોશી)
૨૯ „ ધારા ૨ ( „ )
૩૦ સ્મૃતિશેષ (સ્વ. ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી)
૩૧ દયારામ-રસધારા, ધારા ૩ (પ્રો. કે. કા. શાસ્ત્રી અને પ્રો. જી. છ. જોશી)
૩૨ „ ધારા ૪( „ „ )
૩૩ ગુજરાતના સારસ્વતો અને ગુજરાત સાહિત્ય સભાનો સ્થાપનાથી અહેવાલ (પ્રો. કે. કા. શાસ્ત્રી)

## પરિશિષ્ટ ૨

## રણજિતરામ સુવર્ણચંદ્રક-વિજેતાઓ

| ક્રમ | નામ | વર્ષ |
|---|---|---|
| ૧ | સ્વ. ઝવેરચંદ કાલિદાસ મેઘાણી | ૧૯૨૮ |
| ૨ | શ્રી. ગિજુભાઈ ભગવાનજી બધેકા | ૧૯૨૯ |
| ૩ | „ રવિશંકર મહાશંકર રાવળ | ૧૯૩૦ |
| ૪ | સ્વ. પ્રો. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય | ૧૯૩૧ |
| ૫ | „ રમણલાલ વસંતલાલ દેસાઈ | ૧૯૩૨ |
| ૬ | „ રત્નમણિરાવ ભીમરાવ જોટ | ૧૯૩૩ |
| ૭ | શ્રી. ત્રિભુવનદાસ પુ. લુહાર, 'સુંદરમ્' | ૧૯૩૪ |
| ૮ | સ્વ. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ૧૯૩૫ |
| ૯ | શ્રી ચંદ્રવદન ચિમનલાલ મહેતા | ૧૯૩૬ |
| ૧૦ | સ્વ. ચુનીલાલ વર્ધમાન શાહ | ૧૯૩૭ |
| ૧૧ | શ્રી. કનુભાઈ હકૂમતરાય દેસાઈ | ૧૯૩૮ |
| ૧૨ | પ્રો. ડૉ. ઉમાશંકર જેઠાલાલ જોશી | ૧૯૩૯ |
| ૧૩ | સ્વ. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા | ૧૯૪૦ |
| ૧૪ | પ્રો. જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે | ૧૯૪૧ |
| ૧૫ | શ્રી. રસિકલાલ નરસીદાસ પરીખ | ૧૯૪૨ |
| ૧૬ | સ્વ. પંડિત ઓંકારનાથ ગૌરીશંકર ઠાકુર | ૧૯૪૩ |
| ૧૭ | પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી | ૧૯૪૪ |
| ૧૮ | સ્વ. ગુણવંતરાય પોપટભાઈ આચાર્ય | ૧૯૪૫ |
| ૧૯ | „ પ્રો. ડોલરરાય રંગીલદાસ માંકડ | ૧૯૪૬ |
| ૨૦ | શ્રી. હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય | ૧૯૪૭ |
| ૨૧ | શ્રી. બચુભાઈ પોપટભાઈ રાવત | ૧૯૪૮ |
| ૨૨ | „ સોમાલાલ ચુનીલાલ શાહ | ૧૯૪૯ |
| ૨૩ | „ પન્નાલાલ નાનાલાલ પટેલ | ૧૯૫૦ |
| ૨૪ | સ્વ. જયશંકર ભૂધરદાસ ઠાકોર, 'સુંદરી' | ૧૯૫૧ |
| ૨૫ | અધ્યા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી | ૧૯૫૨ |
| ૨૬ | પ્રો. ડૉ. ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા | ૧૯૫૩ |
| ૨૭ | સ્વ. ચંદુલાલ બહેચરલાલ પટેલ | ૧૯૫૪ |
| ૨૮ | પ્રો. અનંતરાય મણિશંકર રાવળ | ૧૯૫૫ |
| ૨૯ | શ્રી. રાજેન્દ્ર કેશવલાલ શાહ | ૧૯૫૬ |
| ૩૦ | સ્વ. ચુનીલાલ કાળિદાસ મડિયા | ૧૯૫૭ |
| ૩૧ | સ્વ. ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧૯૫૮ |
| ૩૨ | સ્વ. જયંતી ઘેલાભાઈ દલાલ | ૧૯૫૯ |
| ૩૩ | પ્રો. ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી | ૧૯૬૦ |
| ૩૪ | શ્રી. ઈશ્વરભાઈ મોતીભાઈ પેટલીકર | ૧૯૬૧ |
| ૩૫ | શ્રી. રામસિંહજી કાનજીભાઈ રાઠોડ | ૧૯૬૨ |
| ૩૬ | પ્રો. ડૉ. હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી | ૧૯૬૩ |
| ૩૭ | શ્રી. મનુભાઈ પંચોળી 'દર્શક' | ૧૯૬૪ |
| ૩૮ | શ્રી. બાપાલાલ ગરબડદાસ શાહ, વૈદ્ય | ૧૯૬૫ |
| ૩૯ | પ્રો. ડૉ. હસમુખ ધીરજલાલ સાંકળિયા | ૧૯૬૬ |
| ૪૦ | શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ 'સ્નેહરશ્મિ' | ૧૯૬૭ |
| ૪૧ | પ્રો. ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમૂદાર | ૧૯૬૮ |
| ૪૨ | પ્રો. નિરંજન નરહરિભાઈ ભગત | ૧૯૬૯ |
| ૪૩ | શ્રી. શિવકુમાર ગિરિજાશંકર જોશી | ૧૯૭૦ |
| ૪૪ | પ્રો. નટવરલાલ કુબેરદાસ પંડ્યા 'ઉશનસ્' | ૧૯૭૧ |
| ૪૫ | „ ડૉ. સુરેશ હરિપ્રસાદ જોશી | ૧૯૭૨ |
| ૪૬ | „ ડૉ. પ્રબોધ બહેચરદાસ દોશી | ૧૯૭૩ |

### ૧૫. રસિકલાલ નરસીદાસ પરીખ (૧૯૧૦)

૧૯૪૨ના વર્ષનો 'રણજિતરામ સુવર્ણચંદ્રક' ઉત્કૃષ્ટ ચિત્રકલા માટે શ્રી. રસિકલાલને અર્પણ થયો હતો. એમના પિતા રાજ-પીપળા રાજ્યના વાલિયા ગામમાં મામલતદાર હતા. ત્યાં ૧૯૧૦ માં એમનો જન્મ. માધ્યમિક કક્ષાના અભ્યાસ સાથે ડ્રોઈંગની તાલીમ લીધી. એની બે પરીક્ષામાં પાસ થયા. મોટા ભાઈ નગીન-દાસે એમને અમદાવાદ બોલાવી લીધા અને શ્રી રવિશંકર રાવળની ચિત્રશાળામાં દાખલ કર્યા. ૧૯૨૬ના ઓગસ્ટની ૭ મી તારીખે એમણે કુમાર કાર્યાલયમાં પ્રવેશ કર્યો અને ચિત્રની તાલીમ શરૂ કરી. પછી સાબરમતી આશ્રમમા કલા-શિક્ષકની જરૂર પડતાં ત્યાં ગોઠવાયા. બંને ભાઈઓને સાથે રહેવાનો આમ યોગ મળ્યો. સર ચીનુભાઈને શ્રી. રવિશંકર રાવળે કરેલ વિનતિથી શ્રી. રસિકલાલને મદ્રાસની આર્ટ-સ્કૂલમાં મોકલવામાં આવ્યા. ૧૯૩૨માં મુંબઈ આવી મુંબઈની આર્ટસ્કૂલમાં તાલીમ માટે જોડાયા. મુંબઈમાં જુદાં જુદાં ચિત્રોના સર્જનમાં સિદ્ધિ પ્રાપ્ત કરી સુવર્ણચંદ્રક

મેળવ્યો. પછી અમદાવાદ આવ્યા અને શ્રી. રવિશંકર રાવળના 'ગુજરાત કલાસંઘ ચિત્રશાળા'માં સહકારી કલાકાર તરીકે જોડાયા. એ પછી થોડા સમયમાં ચિમનલાલ નગીનદાસ વિદ્યાવિહારમાં ચિત્રશિક્ષક તરીકે જોડાઈ ગયા, જ્યાં આજે એ સેવા આપી રહ્યા છે. 'ચિત્રસાધના'માં ૨૧ રંગીન, ૩૪ સાદાં મળી ૫૫ ચિત્ર પ્રસિદ્ધ થયાં છે.

## ૧૬. પં ઓંકારનાથ ગૌરીશંકર ઠાકુર (૧૮૯૭-૧૯૬૭)

૧૯૪૩ના વર્ષનો 'રણ. સુવર્ણચંદ્રક' ઉત્કૃષ્ટ સંગીતસાધના માટે પ. ઓંકારનાથજીને અર્પણ કરવામાં આવ્યો. એમનુ વતન આણંદ તાલુકાનુ ગામ જહાજ. ત્યા ૧૮૯૭ના જૂનની ૨૪મી તારીખે જન્મ. પિતા વતન છોડી ભરૂચ આવી રહ્યા ત્યાં શ્રી. ઓંકારનાથજીએ માધ્યમિક શાળાનાં ચાર ધોરણ (આજનાં ૮)-નો અભ્યાસ સાધ્યો. કુટુંબના ભરણપોષણ માટે રસોઈનું અને કાપડની મિલમા મજૂરીનુ કામ શરૂ કર્યું: ૧૫મે વર્ષે પિતા ગુમાવ્યા. એમના સુમધુર કંઠને લઈ એક પારસી ગૃહસ્થે એમને મુંબઈના ગાંધર્વ વિદ્યાલયમા સગીતની તાલીમ લેવાની વ્યવસ્થા કરી આપી. પાંચ વર્ષનો અભ્યાસક્રમ ત્રણ વર્ષમા પૂરો. ૧૯૧૭મા શ્રી વિષ્ણુ દિગંબરે એમને લાહોરના ગાંધર્વ વિદ્યાલયના આચાર્ય સ્થાને મોકલ્યા. પોતાના ૨૬મા વર્ષે ભરૂચમા શ્રી. ઓંકારનાથજીએ 'સંગીત નિકેતન'ની સ્થાપના કરી. એ પછી સંગીતના પ્રચારમાં એમણે ભારે મોટી સેવા આપી. પંડિતજી ખાસ કરીને ખ્યાલ ગાયકીના ગાયક હતા. સ્વ. માલવિયાજીએ એમને 'સંગીત-પ્રભાકર'નુ બિરુદ અર્પણ કરેલુ. એમની ઉચ્ચ પ્રતિના ગાયક તરીકે સમગ્ર હિંદુસ્તાનમાં ખ્યાતિ છે. અનેક સગીત પરિષદના એ પ્રમુખપદે બિરાજી ચૂકયા છે. નેપાળ નરેશે એમને 'સંગીત મહોદય'ની પદવી આપી કાશી વિશ્વવિદ્યાલય તરફથી 'ગાન સમ્રાટ'ની ઉપાધિ મળી.' 'સંગીતમાર્તંડ'ની પદવી પણ મળી. ઉત્તર જીવનમાં એઓ 'બનારસ હિંદુ યુનિવર્સિટી'માં સંગીત મહાવિદ્યાલયના આચાર્ય હતા. એઓ ગુજરાતી સાહિત્ય પરિષદના કરાંચીમાંના ૧૩મા અધિવેશનમા સગીત વિભાગના અધ્યક્ષ હતા. એમનો સંગીતશાસ્ત્ર ઉપરનો સમર્થ ગ્રંથ દસેક વર્ષ ઉપર પ્રસિદ્ધ થયો છે.

## ૨૨. સોમાલાલ ચુનીલાલ શાહ (૧૯૦૫–વિદ્યમાન)

૧૯૪૯ના વર્ષનો 'રણ-સુવર્ણચંદ્રક' ઉત્કૃષ્ટ ચિત્રકલા માટે શ્રી. સોમાલાલને એનાયત થયો હતો. એમનુ વતન કપડવંજ. ત્યા ૧૯૦૫ના ફેબ્રુઆરીની ૧૪મી તારીખે જન્મ. કપડવજમા મૅટ્રિક થઈ અમદાવાદની ગુજરાત કૉલેજમા વધુ અભ્યાસ માટે આવ્યા. કપડવજમાં જે કલાસાધનાનાં બીજ રોપાયાં હતા તેમા અહીં ઉત્તરોત્તર અકુરો ફૂટવા લાગ્યા: એ અવનવાં ચિત્ર જ ચીતર્યા કરતા. શ્રી રવિશકર રાવળની ચિત્રશાળામાં દાખલ થયા. ઉમરેઠમા ભરાયેલા ચિત્રપ્રદર્શનમા એમના કલ્પિત ચિત્રોનો મોટો જથ્થો રજૂ કર્યો હતો, જેને માટે એમને સુવર્ણચદ્રક મળ્યો. પછી મુંબઈની 'જે. જે. સ્કૂલ ઑફ આર્ટ'મા તાલીમ માટે જોડાયા. એ પછી ૧૯૨૭મા વડોદરાના કલાભવનમા અભ્યાસ માટે દાખલ થયા. થોડા સમય માટે કલકત્તાની 'ઓરિયેન્ટલ આર્ટ સોસાયટી'-માં વધુ તાલીમ લઈ આવ્યા. એ અરસામા ભાવનગરની 'દક્ષિણામૂર્તિ' વિદ્યાલયમા સારા ચિત્ર-શિક્ષકની જરૂર હતી તેથી શ્રી. સોમાલાલને ત્યા સ્થાન મળી ગયું. અત્યારે એઓ નિવૃત્ત થઈ અમદાવાદમાં આવીને પોતાની કલાની આરાધના કરી રહ્યા છે.

## ૨૪. જયશંકર ભૂધરદાસ ઠાકોર 'સુંદરી'(૧૮૮૯-૧૯૭૫)

૧૯૫૧ના વર્ષનો 'રણ. સુવર્ણચદ્રક' ઉત્કૃષ્ટ અભિનયકલા માટે શ્રી. જયશંકરને અર્પણ થયો હતો. એમનુ વતન વિસનગર. ત્યાં ૧૮૮૯માં (સ. ૧૯૪૫ના પોષ વદિ ૧૪ના દિવસે) એમનો જન્મ. નહિ જેવુ પ્રાથમિક શિક્ષણ સાધી પિતામહના મરણ પછી પિતાની જેમતેમ મજૂરી મેળવી અને માતાની નારાજી વહોરી, અભિનયના અગત શોખને પોષવા, કલકત્તાની દાદાભાઈ રતનજી થૂથીની 'પારસી નાટક મડળી'મા જોડાયા. દોઢેક વર્ષ એમાં ગાળી ત્રાસી ગયેલા શ્રી જયશકર પાછા વિસનગર આવી રહ્યા અને બાર વર્ષની નાની વયે, થોડા સમય પછી, ૧૯૦૧માં 'મુબઈ ગુજરાતી નાટક મડળી'મા જોડાયા. પહેલા જ ખેલમા 'સૌભાગ્ય-સુંદરી'મા શ્રી જયશકર 'સુંદરી'ની ભૂમિકામાં ઊતરેલા. એ ભૂમિકા એટલી કુશળતાથી એમનાથી ભજવાઈ ગઈ કે લોકોએ એમનુ તખલ્લુસ જ 'સુંદરી' સ્થાપી આપ્યુ. એ પછી આઠેક નાટકોમાં સ્ત્રીપાત્રની ભૂમિકાઓ શ્રી જયશકરે ભજવી. મુબઈના સંસ્કારસ્વામીઓ જ નહિ, ગુજરાતના વિદ્વાનો સ્વ. ગોવર્ધનરામ, રણછોડભાઈ, છગનલાલ પડ્યા, કવિ નાનાલાલ, હાજીમહમ્મદ અલ્લારખિયા વગેરે પણ એમના અભિનયની પ્રશસા કરતા હતા. ૧૯૨૨માં 'મુબઈ ગુજરાતી નાટક મંડળી' બધ થતા એઓ 'લક્ષ્મીકાત નાટક સમાજ'મા જોડાયા અને એક વર્ષ પછી 'આર્યસુબોધ નાટક મંડળી'મા દાખલ થયા. ૧૯૨૫માં સ્વ. બાપુલાલ નાયકે 'મુબઈ ગુજરાતી નાટકમડળી' ને સજીવન કરી એટલે પાછા સાથે આવી ગયા. ૧૯૩૨મા એમણે આ વ્યવસાયમાંથી સંપૂર્ણ નિવૃત્તિ લીધી. ગુજરાત વિદ્યાસભાએ 'નટમંડળ'ની સ્થાપના કરી ત્યારથી એઓ એના નિયામક તરીકે જવાબદારી લઈ માર્ગદર્શન આપતા રહ્યા. એમણે સખ્યાબધ નાટકો સિદ્ધ કરાવી આપ્યા છે. ૮૬ વર્ષની વૃદ્ધ અવસ્થાએ તા. ૨૨-૧-૧૯૭૫ને દિવસે વિસનગરમાં અવસાન.

## ૨૭. ચંદુલાલ બહેચરલાલ પટેલ (૧૮૮૯–૧૯૬૪)

૧૯૫૪ના વર્ષનો 'રણ-સુવર્ણચદ્રક' ઉત્કૃષ્ટ કોશસપાદન માટે સ્વ. ચંદુલાલ પટેલને અર્પણ કરવામાં આવ્યો હતો. એમનુ મૂળ વતન જામનગર. ત્યાં એમનો જન્મ ૧૮૮૯ના ઑગસ્ટની ૫ મી તારીખે. પ્રાથમિક શિક્ષણ ભાયાવદરમાં, માધ્યમિક શિક્ષણ ગોંડળની સંગ્રામસિંહજી હાઇસ્કૂલમાં, ૧૯૧૦મા મૅટ્રિક થયા અને શામળદાસ કૉલેજ-ભાવનગરમાંથી ૧૯૧૪માં ગણિત સાથે બી. એ. થયા. ત્યાંથી સુરતના પટેલ વિદ્યાર્થી આશ્રમમાં ગયા અને ત્યાં 'પટેલ-

નધુ'ના સપાદનમા સેવા આપી. ત્યા સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાના સંપર્કમાં આવ્યા અને બીજી ગુજરાતી સાહિત્ય પરિષદમા એમણે સક્રિય ગણ્ય ફાળો આપ્યો. ૧૯૧૬મા ગોંડળમાં શાળા-નિરીક્ષક તરીકેની નોકરી મળી ત્યારથી ગોંડળને એમણે પોતાનુ વતન બનાવ્યું. શુદ્ધ સ્વદેશી આચાર-વિચારથી રંગાયેલા હોઈ એ ભાવનાથી ભરેલી ગુજરાતી અંગ્રેજી અને સંસ્કૃત વાચનમાળાઓ અને અન્ય પાઠ્યપુસ્તકો તૈયાર કર્યાં. ગોંડળ-નરેશ સ્વ. ભગવતસિંહજી એક સારા વિદ્વાન હતા. એમના સુવર્ણતુલા મહોત્સવના દ્રવ્યનો વિનિયોગ ગુજરાતી ભાષાનો મહાન શબ્દકોશ રચવામાં થાય એવો નિર્ણય થયો અને 'ભગવદ્ગોમંડળ'ના મહાભારત કાર્યનો આરંભ થયો. શ્રી ચંદુલાલે એની પાછળ અથાક શ્રમ લીધો ને અઢી લાખથી પણ વધુ શબ્દોનો વિશદ કોશ ૯ મોટા ગ્રંથોમાં પ્રસિદ્ધ કર્યો. એ ૧૯૬૪મા વિદેહ થયા.

# ગુજરાતના સારસ્વતો

[અકારાદિ ક્રમે]

પરિશિષ્ટ સાથે

**અંબદેવસૂરિ** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. આચાર્ય. નિવૃત્તિગચ્છના પાસડસૂરિના શિષ્ય. રચના: સમરારાસુ (ઈ સ. ૧૩૧૫)–ઉત્તર અપભ્રંશનો ઐતિ. રાસ(અલ્લાઉદ્દીનના હાકેમ અલફખાનનો નિર્દેશ.)

**અંબારામ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
રચના. સંદેશા અને ગરબીઓ (કૃષ્ણલીલાવિષયક—દયારામની પૂર્વે)

**અંબાલાલ નૃસિંહલાલ શાહ, 'અંતઃસ્થ', 'મિયમ'** ઈ. સ. ૧૮૯૮
જન્મ: ૨૯–૮–૧૮૯૮. હલધરવાસ. વીસા ખડાયતા વણિક ઇન્ટર- આર્ટ્સ પછી ગુજ. વિદ્યાપીઠમાથી ૧૯૨૫માં 'ભાષાવિશારદ.' ૧૯૪૪મા એલ એસ. જી. ડી અને પછી 'રાષ્ટ્રભાષા-કોવિદ' ૧૯૨૫થી જુદે જુદે સ્થળે શિક્ષણક્ષેત્રે તથા વેપારી પેઢીમા કામ કરી ૧૯૫૪માં અમદાવાદ મ્યુનિસિપાલિટીમાથી પ્રકાશન-અધિકારી-પદેથી; નિવૃત્ત. જ્ઞાતિ, રાજકીય તેમજ પત્રકારત્વક્ષેત્રે સેવાઓ. રચના, 'ગરીબાઇનો ગજબ'થી શરૂ કરી 'મણિકાન્તનુ જીવન-સ્વપ્ન' સુધીમા સાતેક નવલકથાઓ, ત્રણેક વાર્તાસગ્રહો, બેએક ચરિત્રો, નાટક વગેરે.

**અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી** ઈ. સ. ૧૮૯૪-૧૯૬૫
જન્મ. ૨૬–૫–૧૮૯૪. સુરત. વતન ભરૂચ. ભટ્ટ મેવાડા બ્રા ૧૯૦૯માં વડોદરાથી મૅટ્રિક. ૧૯૧૩મા મુંબઈ ઝે. કૉ.માથી બી.એ. ૧૯૨૩થી પોંડિચેરી આશ્રમમા યોગસાધક મૃત્યુ. ૧૧–૧૨–૧૯૬૫ રચના: ભક્તિયોગ (અનુ. ૧૯૧૮), રવીન્દ્રનાથ ટાગોરનાં જીવન-સસ્મરણો (અનુ. ૧૯૧૮), પછી 'પથિકના પુષ્પો', 'તિલોત્તમા' અને 'દર્પણના ટુકડા'-થી શરૂ કરી ગીતાનિષ્કર્ષ (અનુ. ૧૯૨૨), પૂર્ણયોગ ભાગ ૧ થી ૪ (૧૯૨૨), યોગિક સાધન (૧૯૨૪), ગીતામર્મ (૧૯૨૮) વગેરે તત્ત્વજ્ઞાનવિષયક પુસ્તકો ઉપરાત શ્રી અરવિંદનું કાવ્યદર્શન, કલામન્દિરે (૧૯૩૦), મણિલાલ નભુભાઈનુ જીવનચરિત્ર (૧૯૫૧), સાહિત્યની પાંખે (૧૯૫૯), ચિંતનના પુષ્પો ૧ થી ૩ (૧૯૬૪) સુધીની.

**અંબાલાલ બુલાખીરામ જાની** ઈ. સ. ૧૮૮૦-૧૯૪૨
જન્મ: ૧૮–૧૦–૧૮૮૦. નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ પ્રાથમિક નડિયાદ, માધ્ય. નડિયાદ-અમદાવાદ, મુંબઈ પછી જૂનાગઢમા કૉલેજમાથી ૧૯૦૭માં વિજ્ઞાનથી બી.એ, મુબઈ પન્નાલાલ હા. સ્કૂલમા શિક્ષક. ૧૯૦૯થી ત્યા 'ગુજરાતી' સાપ્તાહિકના જીવનપર્યંત સહતંત્રી. ૧૯૧૪-૨૧માં 'સમાલોચક'-ના સહતંત્રી. મુબઈ ફાર્બસ ગુજ. સભાના જીવનપર્યંત સહમંત્રી અને 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના સપાદક આરૂઢ પત્રકાર ગુજ. સા. પરિષદના ઘણા વર્ષો સુધી એક મત્રી. મૃત્યુ: ૨૮–૩–૧૯૪૨. રચનાઓ. અખો અને તેની કવિતા (૧૯૦૭)થી શરૂ કરીને કૃષ્ણક્રીડાકાવ્ય (સંપા. ૧૯૩૩) સુધીના દસેક અનુવાદો, સપાદનો, વિવેચનો વગેરે.

**અંબાલાલ સાકરલાલ દેસાઈ** ઈ સ. ૧૮૪૪-૧૯૧૪
જન્મ. ૨૫–૩–૧૮૪૪. નડિયાદ તાલુકાનું અલીણા ગામ. પહેલા ગ્રેજ્યુએટ, એમ. એ., એલએલ., બી સુરતમાં માધ્યમિક શાળાના આચાર્યથી જીવનારભ. પછી વધતા ગાયકવાડીમા છેક વરિષ્ઠ ન્યાયાધીશપદે. નિવૃત્તિ બાદ અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ. ત્રીજી ગુજ. સા પરિષદના પ્રમુખ. સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર આદિના ઊંડા અભ્યાસી અને અસામાન્ય કોટિના ગુજરાતના પ્રથમ કક્ષાના નાગરિક. મૃત્યુ ૧૨–૯–૧૯૧૪. રચના. અગ્રેજી-ગુજરાતી શબ્દકોશ, (દી બ અંબાલાલભાઈના) ભાષણો અને લેખો, અર્થશાસ્ત્ર વગેરે.

**અંબાશંકર મહાશંકર ભટ્ટ**
પદ્યકાર. રચના વિવિધ વિષય ગ્રથ(૧૮૭૫)

**અંબાશંકર શુક્લ, 'શ્યામલ'**
પદ્યકાર. પ્રાસાદિક અને રોચક શિષ્ટ રચના. હરિરસનેહસુધાસિંધુ (૧૯૧૧).

**'અંબુજ'**
રચના કાવ્યકલિકા ('ભ્રમર' સાથે ૧૯૧૦)

**અંબેલાલ કરશનજી વશી** ઈ સ ૧૯૦૪
જન્મ ૨૩–૧૧–૧૯૦૪. તલગપુર (જિ. સુરત) અનાવળા બ્રાહ્મણ ૧૯૨૮મા બી. એજી. 'ખેતીવાડી' 'ખેતી, ખેડૂત અને સહકાર' માસિકના થોડા સમય માટે તંત્રી. પૂનાના 'બહુસમાજ'ના અગ્રણી કાર્યકર્તા શ્રી ખાડેકરની મરાઠી નવલોના પહેલા અનુવાદક. રચના: માલિકા (વાર્તાસગ્રહ, પોતાની અને અન્યની કૃતિઓના અનુવાદ ૧૯૩૦) વગેરે.

**અંબેલાલ ગોપાલજી દેસાઈ** ઈ ૧૯૧૯
જન્મ: ૫–૧૨–૧૯૧૯. કતારગામ (જિ. સુરત) અનાવળા બ્રાહ્મણ પ્રાથમિક વતનમાં કરી, એમ ટી બી કૉલેજ સુરતમાથી એમ. એ. થઈ વડોદરામાથી બી ટી. ૧૯૪૭થી વલસાડની જી. વી. ડી. હાઈસ્કૂલમાં શિક્ષક. રચના નૂતન ભારતનાં તીર્થસ્થળો (૧૯૫૯) થી માંડીને દક્ષિણ ગુજરાતના અનાવિલ બ્રાહ્મણો (૧૯૬૬) સુધીના પાંચેક પુસ્તકો.

**અંબેલાલ નારણજી જોશી.** ઈ.સ. ૧૯૦૬
જન્મ ૭–૯–૧૯૦૬ પલસાણા (તા પારડી-સુરત) પ્રાથ. પલસાણા માધ્ય વલસાડ. કૉલેજ એલ્ફિન્સ્ટન-મુબઈ, ૧૯૧૧માં શરૂ કરી. ૧૯૩૩મા એલએલ બી મુબઈ-હાઇકોર્ટના વકીલ. બાહોશ ધારાશાસ્ત્રી અને ચરિત્ર-લેખક. રચના: ઐતિ કથામંજરી (નવલિ. ૧૯૩૧). અને ઇગ્લૅન્ડનો ઇતિહાસ (૧૯૩૨)-થી શરૂ કરીને મહાત્માજી (૧૯૫૫), પંડિત જવાહરલાલ (૧૯૫૬), શ્રી મોરારજી દેસાઈ (૧૯૬૦), સુધીના વીસેક અગ્રેજી ગુજરાતી ચરિત્રો વગેરે.

**અકબરઅલી નૂરાની.** ઈ. સ. ૧૮૯૬–૧૯૨૦
વતન. ભાવનગર ઈશ્નના આશરી ખોજા. મુબઈમા ફર્નિચરની દુકાન 'સાંજ વર્તમાન' દૈનિકના સાપ્તાહિક વાર્તાલેખક મૃ ૩૯–૪–૧૯૨૦ રચના: બગદાદનો બાદશાહ (૧૯૧૮), સુદરી કે શયતાન (૧૯૧૯).

**અખંડાનદ ભિક્ષુ: લલ્લુભાઈ મોહનલાલ ઠક્કર:** ઈ સ ૧૮૭૫-૧૯૪૨
જન્મ. ૧૮૭૪ બોરસદ. લુહાણા, ૧૮૮૭-મા પિતાના મૃત્યુ પછી ખભાત નજીક સારોદ ગામમા કુટુબ સાથે આવી વેપાર પુસ્તકવાચન સાધુસમાગમ લગ્ન છતા વિરક્ત. ૧૯૦૪-મા અમદાવાદમા સ્વામી શિવાનદજી પાસે સન્યસ્ત સ્વામી રામતીર્થના સમાગમનો લાભ. મુબઈમા રહી ધાર્મિક પુસ્તકો મોઘા જોઈ સોઘા પ્રકાશિત કરવાની ભાવનાથી ગીતા અને એકાદશ સ્કધ (અનુ)થી શરૂ કરી મુબઈમા 'સસ્તુ સાહિત્ય મિત્ર મડળ'ની સ્થાપના બાદ અમદાવાદમા 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય'-ની સ્થાપના કરી. ધાર્મિક ઉપરાત 'વિવિધ ગ્રંથમાળા' અને 'ચરિત્રમાળા'મા વિવિધ લેખકો પાસે પુસ્તકો લખાવી વિશાળ પાયા પર

સંપાદન-પ્રકાશન પ્રવૃત્તિ મૃ. ૪-૧-૧૯૪૨. રચના અખંડાનંદના પત્રો (૧૯૪૬), વગેરે

**અખો** ઈ. સ ૧૭મીનો પૂર્વાર્ધ

અમદાવાદ નજીક જેતલપુરમા જન્મ પિતાનુ નામ રહિયો જ્ઞાતિએ સોની જન્મ અંદાજે ઈ સ ૧૫૯૪-૯૭મા. પિતા અમદાવાદમા આવી સોનીનો ધંધો કરવા લાગ્યા. ખાડિયા દેસાઈની પોળમા મકાન વીસમે વર્ષે ચાર વર્ષ બાદ પિતાનુ મૃત્યુ માતા પછી પત્ની અને નાની બહેનનુ પણ મૃત્યુ મનમા વિરક્તિ, છતાં પ્રતિષ્ઠાને લઈ અમદાવાદની ટકશાળના ઉપરી થયા સિક્કાઓમા હલકી ધાતુના મિશ્રણનો આરોપ અને જેલનિવાસ નિર્દોષ છૂટ્યા સદ્‌ગુરુની શોધમા ગોકુલ ગયા અને ત્યા શ્રીવલ્લભાચાર્યજીના ચોથા પૌત્ર શ્રી ગોકુલનાથજી પાસે વૈષ્ણવી દીક્ષા. જ્ઞાન તરફ વધુ આસક્તિ. કાશીમા જઈ જ્ઞાની ગુરુનો સમાગમ. ઉચ્ચ કોટિના જ્ઞાની માર્મિક કવિ. રચના અખેગીતા (૧૬૪૯), અનુભવબિંદુ, કક્કો, કૈવલ્યગીતા, ગુરુશિષ્યસંવાદ (૧૬૪૫), ચિત્તવિચાર સંવાદ. સાખીઓ, છપ્પા, પંચીકરણ, પદસગ્રહ (હિંદી ગ્રંથો અને પદો પણ લખ્યા છે બધું સાહિત્ય મુદ્રિત)

**અચલ કીર્તિ** ઈ. સ ૧૫મી સદી

વડનગરા બ્રાહ્મણ રચના. નિર્ણયદીપિકા (સસ્કૃત)

**અજરામર** ઈ ૧૯મી સદીનો મધ્યભાગ

વતન કાનવણ (મિયાગામ પાસે) જાતનો રાજપૂત, કલગી તોરાવાળાના કુળનો. કૃતિ. મહાદેવજીનો છંદ (૧૮૮૪ મુ)

**અજિતચંદ** ઈ. ૧૭મીનો મધ્યભાગ

વતન સ્વાતટે હોટિયા. ધર્મ જૈ. શ્વે. રચના ચંદન મલયાગિરિ રાસ (૧૬૭૯)

**અજિતદેવ (૧)** ઈ ૧૩મી સદી

જૈ. શ્વે સાધુ. રચના યોગવિધિ (સ ૧૨૬૭).

**અજિતદેવ (૨)** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

ચંદ્રગચ્છ (પલ્લીવાલ)ના મહેશ્વરસૂરિના પટ્ટ શિષ્ય રચના પિંડવિશુદ્ધિ-દીપિકા (સં, ૧૫૭૧), ઉત્તરાધ્યયન-બાલાવબોધિની ટીકા (સ, ૧૫૭૩) આચારાંગ દીપિકા (સ.), આરાધના (પ્રા.).

**અજિતદેવસૂરિ**

ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

જૈ શ્વે સાધુ રચના સમકિત શીલ સંવાદ રાસ (૧૫૫૪), ચંદનબાલાવેલિ, બેક ગુજ ની પદ્યરચના.

**અજિતપ્રભસૂરિ** ઈ ૧૩મી સદી

પૌર્ણિમા ગચ્છના ચંદ્રપ્રભસૂરિની પરંપરામા વીરપ્રભસૂરિના શિષ્ય રચના ભાવનાસાર (સ.), શાંતિનાથચરિત્ર (સ , ૧૨૫૧)

**અજિતસાગર**

જૈન સાધુ રચના આનંદઘનના પદો ૧૦૮ (અનુ ).

**(સૌ.) અતિલક્ષ્મી**

રચના સુરત જિલ્લામાં ઔદીચ્ય બ્રાહ્મણોમા ગવાતા ગીતોનો સગ્રહ

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી**

ઈ. સ ૧૮૮૫-૧૯૬૩

જન્મ: ૧૫-૪-૧૮૮૫. સુરત. વડનગરા નાગરબ્રાહ્મણ કમળાશંકર પ્રા ત્રિવેદીના પુત્ર. ૧૯૦૪મા બી એ ૧૯૦૬મા એમ એ ૧૯૦૭મા એલએલ બી ૧૯૧૧થી વડોદરા કૉલેજમા તત્ત્વજ્ઞાનના અધ્યા નિવૃત્તિ પછી નવસારી ગાર્ડા કૉલેજના આચાર્ય. કૃતિ જાપાનની કેળવણીપદ્ધતિ (અ નો અનુ. ૧૯૧૦) અને રામેશ્વરની યાત્રા (પદ્યાત્મક 'સુદર્શન' માસિકમાં, ૧૯૧૦)થી શરૂ કરી, નિવૃત્તિવિનોદ (સવાદો. ૧૯૧૭) અને સાહિત્ય વિનોદ (સવાદો ૧૯૨૮) સુધીની પાંચેક ગુજરાતી ઉપરાત પાંચ અ. ગ્રંથો.

**અદ્વૈતાનંદ સ્વામી**

કૃતિ: આત્મજ્ઞાન (૧૯૪૬)થી શરૂ કરી ધર્મદર્શન (૧૯૬૨) સુધીની સાતેક રચનાઓ

**અનંત આચાર્ય**

નાટ્યકાર કૃતિ દુશ્મન (અનુ જ્યોત્સ્ના શુક્લ સાથે. ૧૯૫૪)થી શરૂ કરી મેઘધનુષ (૧૯૫૮) સુધીની દસેક રચનાઓ

**અનંતકીર્તિ** ઈ ૧૭મી સદીનો આરંભ

સ્થળ સાગાનેર જૈ. શ્વે કૃતિ ભવિષ્યદત્ત ચોપાઈ (૧૬૦૭)-મધ્યકાલીન ગુજરાતી ની પદ્યરચના.

**અનંતરાય ઠક્કર** ઈ સ ૧૯૧૦-૧૯૫૫

જન્મ ૧૫-૧૧-૧૯૧૦. ભાવનગર કૃતિ પાલવ કિનારી (કાવ્ય મુખ્યત્વે ગઝલો, ૧૯૬૦).

**અનંતરાય મણિશંકર રાવળ**

ઈ. સ ૧૯૧૨

જન્મ ૧-૧-૧૯૧૨ અમરેલી વતન વળા (વલભીપુર) પ્રાથ માધ્ય અમરેલી. ૧૯૨૮મા મૅટ્રિક. ૧૯૩૨મા ભાવનગર-સામળદાસ કૉલેજમાથી બી એ અને ૧૯૩૪મા ત્યાથી એમ એ (ગુજ પહેલા વર્ગમાં પ્રથમ) ત્યા બે વર્ષ ફેલો ૧૯૩૮થીથી ગુજ. કૉ. અમદાવાદમા અધ્યાપક પછી ગુજ. રાજ્ય ભાષાતંત્રના નિયામક. નિવૃત્તિ બાદ ગુજ. યુનિ -ભાષા સાહિ ય ભવનમા ગુજરાતીના અધ્યક્ષ આરૂઢ વિવેચક. કૃતિ: સાહિત્યવિચાર (૧૯૪૬), ગંધાક્ષત (૧૯૪૯). સાહિત્યવિવેક આદિ વિવેચનાત્મક લેખોના સંગ્રહ, નલાખ્યાન (પ્રેમા નુ સંપાદન), મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનુ રેખાદર્શન (સાહિત્ય ઇતિહાસ) વગેરે.

**અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવ**

ઈ. સ ૧૮૬૧-૧૯૧૭

જન્મ. ૩-૭-૧૮૬૧ માંગરોળ-સોરઠ પ્રવૃત્તિસ્થાન રાધનપુર. અ. ૩ ધોરણ સુધી ઘરમા હીંડોળાના ઉત્સવોમા હીંડોળાનાં પદોની રચનાથી શરૂઆત. રામાનુજ સંપ્રદાયના અનુયાયી આદર્શ ભક્ત, સાહિત્યકાર, કવિ અને હરદાસી પદ્ધતિના સ્વરચિત-આખ્યાનકાર. રાધનપુરના દીવાનપદેથી ૧૯૦૧મા નિવૃત્ત. સાત વર્ષ 'આનંદ' માસિક ચલાવ્યુ. કૃતિ. હિમતવિજય (ના. ૧૮૭૯)થી શરૂ કરીને, અનંત પદસગ્રહ (પદો કીર્તનોનો મોટો સગ્રહ), અનંત આખ્યાનમાળા (ત્રણ ભાગમા ગદ્યપદ્યાત્મક હરદાસી પદ્ધતિનાં આખ્યાનોનો સગ્રહ) ઉપરાત હિંદીમા પણ વેદાંત વગેરેના મળી સખ્યાબંધ ગ્રંથ. 'રાણકદેવી' નવલ ૧૮ વર્ષની ઉંમરે લખી હતી.

**અનંતસુત**

વાવ ગામ (પાલનપુર). પિતાનું નામ 'જયદેવ'. કૃતિ બારમાસ (અમુ )

**અનંતહંસગણિ** ઈ. ૧૬મી સદીનો આરંભ

જિનમાણિક્યસૂરિના શિષ્ય. રચના દશ દૃષ્ટાંતચરિત્ર (સ., ૧૫૬૫)

**અનંતાચાર્ય** ઈ ૧૨મી સદી

વડનગરના લક્ષ્મીધર પંડિતના પુત્ર રચના: વેદાર્થદીપિકા (સ ), ભગવન્નામકૌમુદી-ટીકા (સં )

**અનવર આગેવાન** ઈ સ. ૧૯૪૪

આકોલા વ.: મોણવેલ. (દ સૌ ) મુસ્લિમ પ્રાથ. માધ્ય શિવરાજગઢ-ગોંડલ-૧૯૫૨ મા મુબઈ, મૅટ્રિક. મુબઈમાં 'જયગુજરાત' અને 'રૂપલેખા' સાપ્તાહિક કાર્યાલયમા. લોકસાહિત્ય, કવિતા, તત્ત્વજ્ઞાન, સમાજદર્શનના લેખક. ઉર્દૂ-બગાળી મરાઠી-રાજસ્થાની-વ્રજ-ચારણી-કચ્છી-અંગ્રેજીના જ્ઞાતા. રચના: વેદ-સાહિત્યનો પરિચય (૧૯૬૫) પછી રહીમ અને જમાલનાં કાવ્યો (૧૯૫૬)થી શરૂ કરી આઠેક સતો અને ભક્તોની કૃતિઓના સંગ્રહો

**અનવરમિયાં આજામિયાં કાજી**

ઈ. સ. ૧૮૬૩-૧૯૧૬

વતન વિસનગર ષડ્દર્શન અને યોગવિદ્યાના જાણકાર, વિરક્ત. દેહાંત પાલનપુરમાં. ત્યા એમની કબર ઉપર રોજો થયો છે. મૃત્યુ

તેથિએ ઉરસ ભરાય છે. કૃતિ ' 'અનવરકાવ્ય'. રામકૃષ્ણની પણ સખ્યાબધ સ્તુતિઓ.

**અનિરુદ્ધલાલજી ગોસ્વામી** ઈ. સ. ૧૮૯૧–૧૯૩૬

જામનગર. ગો. મુરલીધરજીના પુત્ર. વલ્લભ-સંપ્રદાયના આ યુગના એક સમર્થ પંડિત. અવસાન. સં ૧૯૯૨ માગસર વદિ ૯. રચના: શુદ્ધાદ્વૈતમજરી (સ), ગોપાલતાપનીપનિષદ્-ટીકા (સં.), નારાયણોપનિષદ્ ભાષ્ય (સ), ઉપરાત કેટલાયે ગુજ. અનુવાદો.

**અનુભવાનદ–નાથભવાન** ઈ. ૧૬૮૧–૧૮૦૦

સ્થ. જૂનાગઢ પાછળથી પડધરી. વડનગરા નાગર–જૂનાગઢથી ગિરનાર જતા જમણે હાથે આવેલી ટેકરી પરનાં વાઘેશ્વરીમાતાના પરમ ઉપાસક આરૂઢ દેવીભક્ત. સંન્યાસી. કૃતિ. બ્રહ્મગીતા (૧૭૩૩), ચાતુરીઓ (૧૭૩૩), શમાયણ અને આનદનો ગરબો વગેરે. અનેક ગરબા, ચાતુરીઓ, વિષ્ણુપદો, વિષ્ણુવિચાર, (સુપ્રસિદ્ધ વેદ ભાષાતરકાર સ્વ મોતીલાલ ઘોડાના પૂર્વજ).

**અનોપમકુંવરબા**
ઈ. ૧૯–૨૦મી સદીનો સધિકાળ

પાલીતાણાના રાજમાતા રચના. કીર્તન-સંગ્રહ.

**અબુજફર અબુહબીબ નદવી** ઈ. સ. ૧૮૮૯–૧૯૫૮

વતન. દસના (બિહાર). સૈયદ (સુન્ની મુસ્લિમ). પ્રાથ. ઉર્દૂ વતનમા. લખનૌની કૉલેજમાથી 'નદવી'ની પદવી સુધીનો અભ્યાસ કરી મુલતાન, અમદાવાદની ગુજ. વિદ્યાપીઠ, શાંતિનિકેતન (બંગાળ) વગેરે સ્થળોએ અરબી-ફારસીના અધ્યાપક. ૧૯૩૯થી અમદા. ગુજ વિદ્યાસભાના ભો. જે વિદ્યાભવનમાં મૃત્યુ પર્યંત સશોધક અધ્યાપક. ઇતિહાસના આરૂઢ વિદ્વાન. આઠેક ગ્રથો બધા ઉર્દૂમા એમાથી ગુજ. અનુવાદો, ડૉ. છોટુભાઈ ર. નાયકને હાથે, ગુ. વિ.સભા દ્વારા મુદ્રિત થયા. મૃ યુ: ૨૮–૫–૧૯૫૮ વતનમા. કૃતિ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૪૯), રણમલ્લ છદ-ની એતિ. સમાલોચના (૧૯૪૨), મુઝફ્ફરશાહી (મૂળ અને અભ્યાસ. ૧૯૪૨) વગેરે.

**'અબ્દ' કવિ** ઈ સ ૧૯૨૭

વતન કચ્છ જન્મ સ. ૧૯૭૩ વૈ. વદ ૧૩. રચના. પ્રકીર્ણ ગઝલો.

**અબ્દુર રશીદ અબ્દુલમજીદ 'હાંસોટી'** ઈ સ. ૧૯૪૨

જન્મ: ૩૧–૩–૧૯૪૨. હાંસોટ. પ્રવૃત્તિ કોસબા. કોસબામાંથી ૧૯૩૦માં એસ.એસ. સી તથા ડ્રૉઈંગ. ૧૯૩૧માં સુરત જિલ્લામાં જુદે જુદે સ્થળે શિક્ષક. ૧૯૬૫મા 'વિશ્વપ્રકાશ જ્યોત' બાલજ્ઞાનપત્રિકાનુ પ્રકાશન. કૃતિ: ઇસ્લામ ધર્મની વાતો (૧૯૩૫).

**અબ્દુર રહેમાન મીર** ઈ ની ૧૪મી સદી

સ્થળ. પશ્ચિમ હિંદ. મુસ્લિમ કૃતિ. સદેશક રાસ (ઉત્તર અપભ્રંશનું 'દૂતકાવ્ય' નમૂનેદાર. મુ)

**અબ્દુલકરીમ ચાંદભાઇ કુરેશી, 'મુકબિલ'** ઈ સ. ૧૯૨૫

જન્મ ૨૪-૬-૧૯૨૫ રાણપુર (સૌ). સૈયદ. અભ્યાસ મૅટ્રિક સુધી–ભાવનગરમા. રચના. પમરાટ (ગઝલ-સપાદન, ૧૯૫૮)

**અબ્દુલગની અબ્દુલકરીમ (ગની) દહીંવાલા** ઈ. સ. ૧૯૦૮

જન્મ ૧૭–૮–૧૯૦૮. સુરત. ગઝલ અને ગીતોના ગુજરાતી શાયર કૃતિ ગાતા ઝરણા (૧૯૫૩), જશને શહાદત (ગીત-નૃત્યનાટિકા. ૧૯૫૭), મહેક (૧૯૬૧) વગેરે.

**અબ્દુલસત્તારખાન પઠાણ** ઈ. સ. ૧૮૯૨

સ્થળ નાંદોદ. 'ભક્ત સત્તારશાહ' તરીકે જાણીતા યુસૂફઝાઈ પઠાણ. માત્ર ગુજ. ઉર્દૂનો અભ્યાસ ૧૯૧૮માં ૧૬ વર્ષની વયે મુબઈ-દેશી નાટક સમાજમા 'વીણાવેલી' નાટકમા કડિયારાનો ભાગ ભજવેલો. છ માસમાં નોકરી છોડી ભજનો તરફ વળ્યા. કૃતિ. સત્તાર-ભજનામૃત (સ્વરચિત ભજનોનો સગ્રહ. ૧૯૨૩).

**અભયતિલક** ઈ ૧૩મી સદીનો મધ્ય ભાગ

સ્થળ. પાટણ. જૈ. શ્વે સાધુ. આચાર્ય હેમચદ્રના 'દ્વયાશ્રય' (સ) કાવ્યના સ. ટીકાકાર. કૃતિ. મહાવીરરાસ (૧૨૫૧)-ઉત્તર અપભ્રંશની પદ્યરચના, દ્વયાશ્રય કાવ્ય (સ ટીકા, ૧૨૫૬), ન્યાયાલકાર-ટિપ્પન-પચપ્રસ્થ-ન્યાયતર્ક વ્યાખ્યા (સ.)

**અભયદેવસૂરિ** ઈ ૧૧મી સદી

સ્થ ઉત્તરગુજરાત. પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય. રચના. સન્મતિતર્કની ટીકા- તત્ત્વબોધ-વિધાયિની (સ.)

**અભયદેવસૂરિ** ઈ ૧૧મી સદીનો ઉત્તરાર્ધ

સ્થ ઉત્તર ગુજરાત. જૈ શ્વે સાધુ પચાગી વ્યાકરણકાર બુદ્ધિસાગરના શિષ્ય. નવાગી વૃત્તિકાર મૃત્યુ: કપડવજમા ૧૦૭૭–૭૯મા અદાજે કૃતિ જયતિહુયણ (અપભ્રંશ સ્તોત્ર-ગ્રથ), જ્ઞાતાધર્મકથા-વૃત્તિ (સ., પાટણમા ૧૦૬૪), સ્થાનાંગ-વૃત્તિ (સ, ૧૦૬૪) સમવાયાગ-વૃત્તિ (સ., ૧૦૬૪), ભગવતી વૃત્તિ (સ., ૧૦૭૨), ઉપાસકદશા અંતકૃદ્દશા અનુત્તરોપપાતિક – પ્રશ્નવ્યાકરણ - વિપાક-ઔપપાતિક–પ્રજ્ઞાપનાની સગ્રહણીઓ (સં), જિનેશ્વરકૃત ષટ્સ્થાનકનું ભાષ્ય (સ.), હરિભદ્રકૃત પચાશક ઉપર વૃત્તિ (સ., અજમેરમાં, ૧૦૫૧) આરાધનાકુલક (સ)

**અભયસોમ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

સ્થ. શિરોહી જૈ શ્વે-સાધુ. કૃતિ. વૈદર્ભી ચોપાઈ (૧૬૫૬), વિક્રમચરિત્ર ખાપરા ચોપાઈ (૧૬૬૭), વિક્રમચરિત્ર લીલાવતી ચોપઈ (૧૬૬૭). માનતુગ માનવતી ચોપાઈ (૧૬૭૦)– અર્વાચીન ગુજરાતીની આરંભની પદ્યરચનાઓ.

**અભરામ** ઈ. ૧૯મી સદી

પીર કાયમદીનના શિષ્યમડળના કૃતિ પદો.

**અભેસિંહ હરિભાઈ પરમાર** ઈ સ ૧૯૨૮

જન્મ ૧-૬-૧૯૨૮ કુકેરી (તા ચીખલી, સુરત) ૧૯૫૬મા બી એ, ૧૯૫૯મા એમ એ., ૧૯૬૨મા ડી એડ. ૧૯૫૯થી સહાયક શાળા–અધિકારી કૃતિ પચાસેક ટૂકી વાર્તાઓ અનેક સામયિકોમા છપાયેલી.

**અમથાલાલ, 'અમૃત'**

કૃતિ અમૃતચિતામણિ (ભાઈ મણિલાલ 'ચિતામણિ' સાથે. ૧૯૦૭)

**અમરકીર્તિ** ૧૩મી સદી

મૂળ ગોધરાનો નાગર. પછી દિગબર જૈન. મુજ-ભોજના સમયના પ. અમિતગિરિના શિષ્ય શાતિસેનના શિષ્ય પ શ્રીષેણસૂરિનો શિષ્ય સાહિત્યિક અપભ્રંશનો કવિ કૃતિ: છક્કમુવએસો (૧૨૧૮), નેમિનાથચરિત્ર, મહાવીરચરિત્ર, યશોધરચરિત્ર, ધર્મચરિત્ર-ટિપ્પન, સુભાષિતરત્નનિધિચૂડામણિ અને ધ્યાનોપદેશ

**અમરચંદ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

સ્થળ રાધનપુર. જૈ શ્વે. કૃતિ. વિદ્યાવિલાસચરિત્ર પવાડો-રાસ (૧૬૮૩)-અર્વા. ગુજ.

**અમરચદ પી. પરમાર** ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ

કવિ નર્મદાશકર–નવલરામ પંડ્યા વગેરે એમની પાસેથી હિંદી કવિતા સાભળવા મેલાવડા કરતા હિંદી કવિતાના પરિચાયક. કૃતિ કાવ્ય-વિનોદ-ભાગ ૧-૨ (૧૯૦૭)

**અમરચદ (૧)** ઈ. ૧૫મી સદીનો મધ્ય

મડાહડગચ્છના કમલપ્રભના શિષ્ય કૃતિ. કલ્પસૂત્ર–બાલાવબોધ (૧૪૬૧).

**અમરચદ (૨)** ઈ ૧૫મી સદીનો મધ્ય

જૈ. શ્વે. સાધુ રચના: મહાવીર–ચરિત્ર વૃત્તિ – ચારિત્રપચકવૃત્તિ – નંદીશ્વરસ્તવવૃત્તિ (ત્રણે સ., ૧૪૬૨)

**અમરચંદ્ર (૩)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

રથ સાતલપુર જૈ શ્વે કૃતિ. કુલધ્વજ-કુમાર રાસ (૧૬૨૨), સીતાવિરહ (૧૬૨૨)

**અમરચંદ્રસૂરિ (૧)** ઈ ૧૨મી સદી

રથ ઉ ગુજરાત. નાગેન્દ્રગચ્છના મહેન્દ્રસૂરિના શિષ્ય રચના. સિદ્ધાતાર્ણવ (ન્યાયગ્રથ, સ)

**અમરચંદ્રસૂરિ (૨)** ઈ ૧૩મી સદી

રથ. અણહિલ્લપુર પાટણ. વસ્તુપાલના સમકાલીન, વાયડગચ્છના આચાર્ય રચના' બાલભારત (સ), કાવ્યકલ્પલતા (સ. 'કવિશિક્ષા' 'કાવ્યકલ્પલતા-પરિમલ' 'કાવ્યકલ્પલતામજરી' એવી ત્રણ ટીકાઓ સાથે), અલંકારપ્રબોધ (સ), છંદોરત્નાવલી (સ), કલાકલાપ (સ)

**અમરરત્નસૂરિશિષ્ય** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

રથ ઉત્તર ગુજરાત જૈ. શ્વે કૃતિ. અમરરત્નસૂરિફાગુ (ઐતિ ફાગુ કાવ્યકૃતિ, મધ્ય ગુજરાતીની–સુ)

**અમીચંદ પરમાણંદ કાણકિયા** ઈ સ. ૧૯૦૬

જન્મ ૧૭-૭-૧૯૦૬ સિહોર. કપોળવણિક. પિતાની કળવણી ખાતા (ભાવનગર)ની નોકરીને કારણે પ્રાથ રાજુલા-તળાજા-ભાવનગર. માધ્ય ભાવનગર. કૉલેજ–મુંબઈની વિલ્સન અને એલ્ફિન્સ્ટન ૧૯૨૨મા મૅટ્રિક. ૧૯૨૭મા બી એ ૧૯૨૯મા એમ.એ. ૧૯૩૫મા બી ટી. ૧૯૩૦–૫૧ શિક્ષણકાર્ય. ૧૯૫૧થી લેખનપ્રવૃત્તિ દીપશિખા (કા સ., ૧૯૩૭), દીપજ્યોતિ (કા સ, ૧૯૬૧) અને ઇતિહાસના પાઠ્યપુસ્તકો (૧૯૪૫), કિશોરવાચનમાળા (અન્ય મિત્રો સાથે), પ્રાચીન સમયની રસિકકથાઓ (૧૯૪૯), વગેરે

**અમીચંદ ભગવાનદાસ** ઈ ૧૯મી સદી

વલ્લભી વૈષ્ણવ રચના નિત્યલીલાના ૩૧ ધોળ, જન્મદિવસની વધાઈના ૧૧ શોભન, વિવાહના ધોળ વગેરે.

**અમીન આઝાદ**

ઉર્દૂ પદ્ધતિના ગુજરાતી ગઝલકાર. કૃતિ' ૨ બરસ (કા સ, ૧૯૪૭)

**અમીપાલ** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે મહીપાલનો રાસ (૧૫૧૫)- મધ્ય. ગુજરાતી પદ્યરચના.

**અમીવિજય** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ

રથ ગજનગર(અમદાવાદ). જૈ શ્વે કૃતિ [illegible] (૧૮૩૩, સ), નેમરાજુલ બારમાસ )—અર્વા ગુજ.

**અમૃત કેશવ નાયક** ઈ સ ૧૮૭૭-૧૯૦૭

અમદાવાદ ત્રાગાળા બ્રાહ્મણ દલપત શૈલીના તેમજ શ્રેષ્ઠ ગઝલકાર, કવિ અને નાટ્યકાર. કૃતિ. ભારતદુર્દશા નાટક (૧૯૦૯), એમ એ બનાકે ક્યૂ મેરી મિટ્ટી ખગબ કી ('ગુજરાતી' સાપ્તાહિકની ચાલુ વાર્તા), વગેરે નવલકથાઓ બનતા સુધી 'મુસાફિર' તખલ્લુસથી 'વિલસુ' (કાવ્યરચના, ૧૯૦૮)

**અમૃતલાલ નાનકેશ્વર ભટ્ટ** ઈ સ ૧૮૭૯

જન્મ: ૩-૧૦-૧૮૭૯. કપડવજ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ ૧૮૯૫મા મૅટ્રિક ૧૯૦૨માં વકીલાત. ૧૯૩૪મા ડાકોરના મદિરના રિસીવર ચિંતનપ્રધાન કવિ કૃતિ પુલોમા અને બીજા કાવ્યો (૧૯૨૮) વગેરે

**અમૃતલાલ મોતીલાલ શાહ** ઈ સ ૧૮૯૩

. જન્મ ૧૫-૬-૧૮૯૩ ઘોડાસર 'પ્રવાસી' 'જ્યોત' 'રસહીન' 'હૃદયજ્યોતિ' વગેરે તખલ્લુસોથી કાવ્યલેખન કૃતિ ગજલમા ગાથા (૧૯૨૫)

**અમૃતલાલ રતનજી ત્રિવેદી 'દ્વિજકુમાર'** ઈ સ ૧૯૦૩

જન્મ. ૩૦-૩-૧૯૦૩. લીંબડી. વ હળવદ કૉલેજના પહેલા વર્ષનો અભ્યાસ. સિનેમા કે ઓમા સીનરી-લેખક, સારા નવલકથાકાર. ચલચિત્રોની પ્રવૃત્તિ પણ કૃતિ' હસા યાને મઠનો ભેદ (૧૯૨૬), મહારાષ્ટ્રકેસરી (૧૯૨૭) વગેરે નવલકથાઓ (૧૯૩૨ સુધી)

**અમૃતલાલ રાજારામ ત્રિવેદી, 'રફીક'**

જન્મ: ૨૫-૯-૩૦. ખેરાલી (ઝાલા સૌ) ૧૯૩૨મા સીનિયર પી ટી સી, ૧૯૩૧મા એસ એસ સી. ૧૯૫૭માં 'રાષ્ટ્રભાષા-કોવિદ'. સામયિકોમા કાવ્ય- વાર્તા લેખો લખ્યા છે

**અમૃતલાલ લાલજીભાઈ ભટ્ટ, 'ઘાયલ'**

જન્મ ૧૯-૮-૧૯૧૬ સરધાર (રાજકોટ), બ્રાહ્મણ પ્રાથ માધ્ય સરધારમાં. ૧૯૩૮મા મૅટ્રિક ઉર્દૂ પદ્ધતિના ગુજરાતી શાયર કૃતિ: શૂળ અને શમણા (કા સ., ૧૯૫૪), રંગ (કા. સ., ૧૯૬૦)

**અમૃતલાલ સુંદરજી પઢિયાર** ઈ સ ૧૮૭૦- ૧૯૧૯

જન્મ ૩-૮-૧૮૭૦ ચોરવાડ (સૌ) ગિરનારા બ્રાહ્મણ. ગુજ પાંચ-છ ચોરણ ૧૭-૧૮ વર્ષની વયે કોઈબા પાસે મુંબઈ જઈ રહ્યા, પણ માફક ન આવતા ચોરવાડમાં જ નિવાસ 'સ્વર્ગ' શીર્ષકનાં સખ્યાબધ પુસ્તકો, ઉપરાંત બીજા પણ કૃતિ આર્ય વિધવા (૧૮૯૨), અમૃત વચનો (૧૯૦૦), સ્વર્ગનુ વિમાન (૧૯૦૨), સ્વર્ગની કૂચી (૧૯૦૩), સ્વર્ગનો ખજાનો (૧૯૦૬), સાચું સ્વર્ગ (૧૯૦૭), સ્વર્ગની સીડી (૧૯૦૯), સ્વર્ગની સુંદરીઓ (૧૯૧૨), સ્વર્ગનાં રત્નો (૧૯૧૨), સ્વર્ગની સડક (૧૯૧૪) વગેરે ૨૬

**અમૃતસાગર (૧)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

જૈ શ્વે. સાધુ. કૃતિ' રાત્રિભોજન પરિહાર રાસ (૧૬૭૪)–અર્વા ગુજ., સર્વજ્ઞ–શતક-બાલાવબોધ (૧૬૯૦)–મધ્ય. ગુજ. ગદ્ય.

**અમૃતસાગર (૨)** ઈ ૧૮મી સદીનો મધ્ય ભાગ.

રથ. પાલણપુર કૃતિ: પુણ્યસાર (૧૬૬૧) –અર્વા ગુજ.

**અરજણ ભગત** ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ

રથ ધડખોલ (તા. અંકલેશ્વર, ભરૂચ). ભાવનાની ગહનતાવાળા ભક્તકવિ કૃતિ. અર્જુનવાણી (સુ)—અર્વા. ગુજ.

**અરજણ હરિ ઠક્કર** ઈ ૧૯–૨૦ની સદી

કચ્છ-વાગડના લુહાણા શિક્ષક. સારા ભક્તકવિ. રચના: અર્જુનવિલાસ (ગુજ, ૧૯૦૮)

**અરદેશર ફરામજી ખબરદાર, 'અદલ'** ઈ સ. ૧૮૮૧-૧૯૫૩

જન્મ: ૬–૧૧–૧૮૮૧ દમણ. અગ્રેજીનો અભ્યાસ મુંબઇમા દમણના 'માસિક મજાહ' માસિકમા દાર્ષ્ટાંતિક દોહરાઓથી લેખનવ્યવસાયનો આરભ. ૧૯૦૮માં ગુજરાત છોડી મદ્રાસ જઈ વસ્યા. વેપારી. પ્રથમ કક્ષાના શુદ્ધ ગુજરાતી ભાષાના કવિ કટાક્ષકવિ અ ધેરીમાં ભરાયેલી ગુજ. સાહિત્ય પરિષદના પ્રમુખ. મુક્તપદ્યરચનાના પુરસ્કારક. મૃત્યુ. ૩૦-૭-૧૯૫૩. કૃતિ કાવ્યરસિકા (૧૯૦૧), વિલાસિકા (૧૯૦૫), પ્રકાશિકા (૧૯૦૮), મલબારીનાં કાવ્યો (સપા ૧૯૧૭), ભારતનો ટકાર (૧૯૧૯), પ્રભાતનો તપસ્વી (૧૯૨૦), કુક્ષ્ટદીક્ષા (૧૯૨૦). સંદેશિકા (૧૯૨૫), કલિકા (૧૯૨૬), ભજનિકા (૧૯૨૮), રાસચંદ્રિકા (૧૯૨૮), દર્શનિકા (૧૯૩૧), કલ્યાણિકા (૧૯૪૦), ચંદ્રિકા (૧૯૪૦), શ્રીજી ઇરાનશાહનો પવાડો (૧૯૪૨), નંદનિકા (૧૯૪૪) ગુજરાતી કવિતાની રચનાકલા (૧૯૪૧), કીર્તનિકા વગેરે.

**અરવિંદ નર્મદાશંકર શાસ્ત્રી** ઈ. સ ૧૯૦૯

જન્મ' ૨૯–૧–૧૯૦૯. વલસાડ. પ્રવૃત્તિ મુંબઈમાં. કૃતિ' પ્રણયગંગા (વાર્તા. અનુ

૯૩૩), ઈશ્વરી ઈન્સાફ (વાર્તા. અનુ. ૧૯૩૪), ાજદુલારી (નવલ. અનુ. ૧૯૪૧). અને કેટલીક નવલકથાઓ.

**અરિસિંહ** ઈ. ૧૩મી સદી
સ્થળ: અણહિલવાડ પાટણ. જૈ. શ્વે. ાણિક. વસ્તુપાલનો સમકાલીન. રચના: સુતસંકીર્તન કાવ્ય (સં.).

**અરિસિંહ નાથાભાઈ વાળા**
ઈ. સ. ૧૮૮૦
જન્મ: ૧૭-૫-૧૮૮૦. સરખડી (તા. ાડીનાર, અમરેલી) કારડિયા રાજપૂત. ખેડૂત. ાણ ગુજ. ચારણનો અભ્યાસ કૃતિ. જગદંબા-બહેલ અને રા'નવઘણ (૧૯૬૧), વાળાની ાણી-ભાગ ૧ (કા. સ., ૧૯૬૨).

**અર્જુન** ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
પાદરપુર (તા. લીંબડી. સૌ.) કોળી. ૧૮૩૮ ૧૮૫૪મા હયાત. કૃતિ: દશાઅવતાર, પદો.

**અલખબુલાખી**
ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
સ્થ.: અમદાવાદ સાઠોદરો નાગર બ્રાહ્મણ. દાંતી ભક્ત. ૧૮૪૯માં હયાત. કૃતિ: ગુરુાનગ્રન્થ(૧૮૭૪), પદસંગ્રહ (મુ ), અર્વા. ગુ.

**અલારખાભાઈ ઉસમાનભાઈ પોપટિયા, 'સાલિક'** ઈ સ. ૧૯૨૭-૧૯૬૨
જન્મ: ૨૧-૮-૧૯૨૭ ભાવનગર. મેમણ. અભ્યાસ ઇન્ટર આર્ટ્સ સુધી. ૧૯૪૯મા પાકિસ્તાન જઈ રહ્યા. તમાકુનો વેપાર સારા ગઝલી વિ. પાકિસ્તાનમાં ગુ. પાઠ્ય પુસ્તકોનાલેખક. મૃત્યુ: ૨૪-૪-૧૯૬૨ કૃતિ: તાહરી રુબાઇયો (કિસ્મત કુરેશી સાથે. ૧૯૪૯), નયનધારા મૌલિક તેમજ અનુ. ગઝલો નઝમો મુક્તકો, ૯૫૨), વગેરે.

**અલી ગામધણી શાહ** ઈ. ૧૯મી સદી
અમદાવાદનો મુસ્લિમ સૂફી સંત. અવસાન: ૧૫૬૭: દીવાન (હિંદી ફુટકર કવિતા, પદો.)

**અલીખાન ઉસ્માનખાન બલૂચ, શૂન્ય પાલનપુરી'** ઈ. સ ૧૯૨૨
જન્મ' ૧૯-૧૨-૧૯૨૨. પાલનપુર. સારા ઝલકાર. અત્યારે મુંબઈ, 'મુંબઈ સમાચાર'-ના તંત્રી-વિભાગમા. કૃતિ: શૂન્યનુ સર્જન ગઝલો, ૧૯૫૨) વગેરે ગઝલસંગ્રહો.

**અવલરામ ભૂધરજી શાસ્ત્રી**
ઈ. સ ૧૮૭૪-૧૯૩૩
નિવાસ મુખ્યત્વે મુંબઈ. વલ્લભ સંપ્રદાયના ગણ્ય કોટિના વિદ્વાન. અવસાન. સં ૧૯૮૯ના માગસર વદિ ૪. રચના. સ્વરૂપધ્યાન (સં ), માર્ગ સ્વરૂપ નિર્ણય, સ્વામિનીપ્રાર્થનાષ્ટક(સં.).

**અવિનાશ વ્યાસ**
અમદાવાદ. વિસનગરા નાગર બ્રાહ્મણ. લોકભોગ્ય ગેય પદ્યરચનાઓના પુરસ્કાર. કૃતિ: અર્વાચીના (ના. ૧૯૪૬), મેંદીના પાન (ના ૧૯૪૭).

**અવિચલ** ઈ. ૧૯મી સદીનો આરભ
જૈ. શ્વે. કૃતિ. ઢુંઢકરાસ (૧૮૧૩ પહેલા)-અર્વા. ગુજ.

**અવિચલદાસ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ નડિયાદ. આભ્યતર સાઠોદરા નાગર બ્રાહ્મણ. પિતા વિષ્ણુજી કૃતિ. ભાગવત ૫૬ સ્કધ (૧૬૨૮. અનુ.), આરણ્યકપર્વ (૧૬૪૩, મુ.)-અર્વા. ગુજ.મા સ.ના આખ્યાન સ્વરૂપના અનુવાદ.

**અવિનાશાનંદ** ઈ ૧૯મી સદીનો મધ્યભાગ
સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ. સારી હથોટીના કવિ. કૃતિ: અવિશાનંદ કાવ્ય(૧૯૨૧).

**અશોક હર્ષ**
સ્થળ: કચ્છ મુદ્રા.-પિતાનું નામ રત્નસિહભાઈ પોકરણા બ્રાહ્મણ અભ્યાસ મુદ્રા અને અમદાવાદ. 'કુમાર' માસિકના સંચાલન વિભાગમા અને પછી 'જનસત્તા'ના 'ચાંદની' માસિકના સપાદક. કૃતિ વિભૂતિમદિર (ચરિત્રો, ૧૯૪૧), માનવજીવનનો ઉપ:કાળ (વિજ્ઞાન,(૧૯૪૧), સુષમા (નવલ , ૧૯૪૭), કુમારીનું (નવલ અનુ , ૧૯૫૯)

**અસાઈત** ઈ. ૧૪મી સદીનો મધ્યભાગ
સ્થળ: સિદ્ધપુર. ઔદીચ્ય બ્રાહ્મણ. નાયક ત્રાગાળા બ્રાહ્મણોના આદિપુરુષ. ભવાઈના અનેક વેશોના પહેલા લેખક. કૃતિ. હસાઉલિ (૧૩૬૧. મુ. મધ્ય. ગુજરાતીની પદ્યાત્મક લૌકિક કથા), દોહાસંગ્રહ (અમુ )

**અહમદ જેરાજ ધાલા**
ઈ. ૧૯મી-૨૦મી સદીની સંધિ
ખોજા કૃતિ: ઇસ્લામ અને દુનિયા (સૈયદ ઇબ્રાહિમ 'મુહિમ' સાથે હાલીની રચના. અસલ છંદમા ગુજ. અનુ , ૧૯૦૮)

**આગમમાણિક્ય** ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. કૃતિ. જિનહસગુરુ નવરગ ફાગ (મુ.)-મધ્ય. ગુજ ની ઐતિ ફાગુ કાવ્યકૃતિ.

**આગા હશ્ર કાશ્મીરી**
વ્યવસાયી રગભૂમિના સુપ્રસિદ્ધ મુસ્લિમ નાટ્યલેખક. કૃતિ ખૂબસુરત બાગ (૧૯૧૦), સફેદ ખૂન (૧૯૧૧), બિલ્વમગલ (૧૯૩૨, વગેરે નવલકથાઓ

**આણંદ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
જૈ શ્વે. કૃતિ શિવજી આચાર્યનો શલોકો (ઐતિ. પદ્ય. ૧૯૩૬ પછી)- મધ્ય ગુજ. (મુ ).

**આણંદજી વેલજી પરમાર**
ઈ. સ. ૧૮૫૯-૧૯૧૪
સ્થળ. રાજકોટ. જ્ઞાતિએ મોચી ચુસ્ત વલ્લભી વૈષ્ણવ. 'વૈષ્ણવ' માસિક ચાર વર્ષો સુધી ચલાવેલું. સાંપ્રદાયિક ગ્રંથસાહિત્યના પ્રકાશક.

**આણંદ મુનિ** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ: લાલપુર (દિલ્હી), રાધનપુર. જૈ. લોંકાગચ્છી. કૃતિ ગણિતસાર (૧૬૭૪), હરિવંશચરિત્ર (રાધનપુરમાં ૧૬૮૩)-અર્વા. ગુજ.

**આણંદપ્રમોદ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. કૃતિ. શાંતિજિનવિવાહ પ્રબધ (૧૫૩૫), જિનપાલરક્ષિત રાસ (૧૫૭૦ પૂર્વે) મધ્ય. ગુજ. પદ્યરચનાઓ.

**આણંદલાલ વ્રજદાસ**
ઈ. ૧૯મી સદી ઉત્તરાર્ધ
'કાવ્ય-સુધાકર' (૧૮૮૮)માં નથુરાકર ધોળકિયાએ સારાં કાવ્યો આમના લીધાં છે.

**આણંદવર્ધનસૂરિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. કૃતિ. પવનાભ્યાસ ચોપઈ (૧૬૨૧) -મધ્ય. ગુજ. પદ્યરચના.

**આણંદવિજય** ઈ ૧૮મી સદીનો અતભાગ
જૈ. શ્વે. કૃતિ: ઉદાયી રાજર્ષિ ચોપઈ (૧૭૯૯ પૂર્વે)-અર્વા. ગુજ.

**આણંદસોમ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
સ્થળ' નદુરબાર વગેરે. જૈ. શ્વે. કૃતિ: સોમવિમલસૂરિ રાસ (નદુરબારમાં, ૧૫૬૩. મુ ) સ્થૂલભદ્ર સ્વાધ્યાય (ડુંગરપુર-વાગડમાં વૈરાટનગર-લોડેશ્વર અને ઊબરી પાસે, ૧૫-૯૫)- મધ્ય ગુજ ની રચનાઓ.

**આત્મારામ મોતીરામ દીવાનજી**
ઈ. સ. ૧૮૭૩-૧૯૩૬
જન્મ: ૭-૮-૧૮૭૩ સુરત. વલ્મીક કાયસ્થ. ૧૮૯૧માં સુરતથી મૅટ્રિક. ૧૮૯૬મા વિજ્ઞાનથી મુબાઈમાં બી એ. કેળવણીખાતામાં ડે શિક્ષણ અધિકારી. નિવૃત્તિ બાદ સુરતમાં સેવા. મૃત્યુ: ૨૪-૨-૧૯૫૬. કૃતિ: પશુના ઔષધનુ શાસ્ત્ર (અનુ ૧૯૩૫), શરીર અને ઇદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર (અનુ ૧૯૦૫), વગેરે પાઠ્ય પુસ્તકો મિરાતે સિકદરી(અનુ.૧૯૧૪), ભૂગોળવિદ્યા વગેરેના પાઠ્ય પુસ્તકો.

**આદીતરામ જોઈતારામ**
પદ્યકાર કૃતિ. સ્વદેશ સુખવર્ધક (૧૮૭૯)

**આધાર ભટ્ટ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ
ભરૂચનો ખેડાવાળ બ્રાહ્મણ હરિદાસ પ્રેમાનંદ વગેરેની આખ્યાનકૃતિઓ પોતાનું નામ દાખલ કરી ગાઈ સભળાવતો

**આનંદઘન (લાભાનંદજી)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

વેદાંતી વિચારના જૈ. સાધુ કૃતિ: ચોવીસી, અધ્યાત્મ બહોતેરી (મિશ્ર ભાષામાં, મારવાડીની છાંટ), આનંદઘનનાં પદો ૧૦૮ (અજિતસાગરે અનુવાદ કર્યો છે.)

**આનંદ મુનિ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ

સ્થળ: ઉ. ગુજરાત જૈ. શ્વે. કૃતિ: ધર્મલક્ષ્મીમહત્તરાભાસ (૧૪૫૧) – મધ્ય. ગુજ પદ્યરચના (સં.)

**આનંદવિજય** ઈ ૧૭મી સદીનો આરંભ

તપાગચ્છના આનંદવિમલસૂરિના વિજયવિમલગણિના શિષ્ય રચના: ત્રિભંગીસૂત્રટીકા (સં, ૧૬૦૬).

**આનંદશંકર બાપુભાઈ ધ્રુવ** ઈ. સ ૧૮૬૯–૧૯૪૨

જન્મ: ૨૫-૨-૧૮૬૯ અમદાવાદ વડનગરા નાગરગૃહસ્થ. ૧૮૯૧ સુધીમાં બી એ, એમ એ, એલએલ બી અને ગુજરાત કૉલેજમાં સં ના વ્યાખ્યાતા, ૧૮૯૩મા અધ્યાપક પછી ૧૯૨૦ સુધીમા થોડા સમય માટે આચાર્ય નવી સરકારી ગુજ વાચનમાળાના સંખ્યાબંધ પાઠોના લેખક. ૧૯૨૦મા બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો-વાઈસ-ચાન્સેલર ૧૯૩૭મા નિવૃત્ત થઈ અમદાવાદમા. 'સુદર્શન' માસિકના એક પ્રૌઢ લેખક 'વસંત' માસિકના સંપાદક ઉચ્ચ પ્રકારના સાર્વદેશીય વિદ્વાન. સંસ્કૃતના ઉચ્ચ કોટિના પંડિત ૧૯૨૮મા નવમી ગુજ સા. પરિષદના પ્રમુખ. ૧૯૨૮મા જ મદ્રાસમા મળેલી ચોથી તત્ત્વજ્ઞાન પરિષદના પ્રમુખ ગુજ ના પ્રથમ કક્ષાના વિવેચક ગુજ. વિદ્યાસભાના છેલ્લા વર્ષોમા પ્રમુખ મૃત્યુ. ૭-૪-૧૯૪૨. કૃતિ: શ્રીભાષ્ય (ગુજ અનુ ૧૯૧૩), આપણો ધર્મ (લેખસંગ્રહ ૧૯૧૬ બે આવૃત્તિ), હિંદુ ધર્મની બાળપોથી (૧૯૧૮), હિંદુ વેદધર્મ (૧૯૧૯)—એમના મૃત્યુ પછી 'સુદર્શન' અને 'વસંત'માની એમની નોંધો-અવલોકનો-વિવેચનાત્મક લેખોના સંગ્રહ: કાવ્યતત્ત્વવિચાર (૧૯૩૯), સાહિત્યવિચાર (૧૯૪૧), દિગ્દર્શન (૧૯૪૨), વિચાર માધુરી (૧૯૪૬) હજી ઘણા મહત્ત્વના લેખો પ્રકાશિત કરવા બાકી છે.

**આનંદસાગરસૂરીશ્વરજી** ઈ ૨૦મી

જૈ. શ્વે સાધુ કૃતિ નવપદમાહાત્મ્ય (૧૯૪૯) પ્રશમરતિ અને રત્નપ્રકાશિકા (૧૯-૫), આગમ... (અનુ ૧૯૫૦), આનંદ... (૧૯૫૦), આગમ ધર્મમાર્ગ (૧૯૫૦), પૂર્વવ્યાખ્યાન સંગ્રહ (૧૯૫૭), જ્ઞાનનાં ઝરણાં (૧૯૫૮), સિદ્ધચક્રમાહાત્મ્ય (૧૯૬૩).

**આનંદસૂરિ** ઈ. ૧૭મીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે કૃતિ સુરસુંદરીરાસ (૧૬૮૪)—અર્વા. ગુજ પદ્યરચના.

**આનંદોદય** ઈ ૧૮મીનો આરંભ

સ્થળ. બાલોતરા (મારવાડ) જૈ શ્વે કૃતિ: વિદ્યાવિલાસ ચોપાઇ (૧૭૦૫)–મધ્ય ગુજ.ની લૌકિક પદ્યાત્મક કથા.

**આશારામ દલીચંદ શાહ** ઈ ૧૮૪૨–૧૯૨૧

જન્મ: ૭-૨-૧૮૪૨ રાજકોટ દશાશ્રીમાળી વણિક. ૧૮૫૪મા મું. યુનિ ૧લી એન્ટ્રન્સ પરીક્ષા. લીંબડીમા શાળાના શિક્ષકપદથી જીવનારંભ મોરબીમા આગળ વધતા ઝાલાવાડ એજન્સીના ડે. શાળાધિકારી કૃતિ ગુજરાતી કહેવત સંગ્રહ (૧૯૧૧).

**આમ્રદેવસૂરિ** ઈ. ૧૨મી સદી

સ્થ. ધોળકા બૃહદ્ગચ્છનાજિનચંદ્રસૂરિના શિષ્ય રચના: આખ્યાનક–મણિકોશવૃત્તિ (ધોળકામા સં, ૧૧૩૪).

**આસગુ** ઈ. ૧૨મીનો અંતભાગ

જૈ. શ્વે કૃતિ: જીવદયારાસુ (૧૨૦૦)—ઉત્તર અપભ્રંશની પદ્યરચના.

**આસડ** ઈ ૧૨મી સદી

શ્રીમાળ વંશના જૈન કટુકરાજનો પુત્ર. રચના: કવિસભાશૃંગાર (સં), મેઘદૂત-ટીકા (સં), ઉપદેશકંદલી-પ્રકરણ (સં), વિવેકમંજરી પ્રકરણ (સં)

**આસિમ રાંદેરી** ઈ ૨૦મી

ગઝલી શાયર. નામ મેહમૂદમિયાં. વતન રાંદેર હોવાથી 'રાંદેરી'. અભ્યાસ મૅટ્રિક સુધીનો. ગઝલસંગ્રહ–લીલા (૧૯૬૩), રંગધારા (મુદ્રણમા)

**ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ** [?]

**ઇંદિરાનંદ લલિતાનંદ કવિ-પંડિત** ઈ સ. ૧૮૫૧–૧૯૩૩

૧૮૫૧ સુરત વડનગરાનાગરબ્રાહ્મણ. સુરતી કડકાઇઅને નર્મદની ટેટાઇના કવિનો આભાસ મૃત્યુ ૨૪–૧૨–૧૯૩૩ કૃતિ: શ્રીકાવ્યાનંદનિધિ ભાગ ૧–૨–૩ (૧૯૧૪–૨૬–૨૮), પાતંજલયોગસૂત્રનો આશય (૧૯૨૩), મંત્રરહસ્ય સ્પષ્ટીકરણ (૧૯૨૭), બ્રહ્મસૂત્ર વેદાંતદર્શન (૧૯૨૫) અંગ્રેજીમા 'મૅન્યુઅલ ઑફ ગ્રીક-રોમન-ઇંગ્લિશ ઍન્ડ ઇન્ડિયન હિસ્ટરી'

**ઇંદુકુમાર મગનલાલ ત્રિવેદી, 'આલોક'** ઈ સ ૧૯૨૫

જન્મ. ૨૫-૩-૧૯૨૫ પાટણ વ. ધોળકા શ્રીમાળી બ્રાહ્મણ. માધ્ય માધ્ય. શિક્ષણ પાટણ-અમદાવાદ વગેરેમાં; પછી. ગુજ. યુનિના બી.એ. કાવ્યો-નિબંધો-વાર્તા વગેરે લેખન પ્રવૃત્તિ. અત્યારે ગુજ યુનિ મા નોકરી રચના. ક્વચિત્ (કા. સ, ૧૯૬૫).

**ઇંદુમતી ઉ. દેસાઈ**

પદોમા પ્રસાદ અને હળવાશ કૃતિ શ્રીકૃષ્ણમંજરી (કા. સ, ૧૯૩૫)

**ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક** ઈ સ ૧૮૯૨

જન્મ ૨૨–૨ ૧૮૯૨ નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૯૧૦માં મુંબઇ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાથી બી. એ. ૧૯૧૨મા એલએલ.બી. ૧૯૧૩માં વકીલાત. પછી રાજકીય જીવનમા ૧૯૧૬મા પહેલી કેળવણી પરિષદ, સર્વેન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીમા જોડાણ. 'નવજીવન અને સત્ય' માસિકના તંત્રી, પાછળથી ગાંધીજીની અસહકારની ચળવળના મુખપત્ર તરીકે 'નવજીવન' સાપ્તાહિક થતા થોડો સમય સહતંત્રી, નવજીવનમાથી છૂટા થઈ ૧૯૨૨મા 'ધર્મયુગ' માસિક, ૧૯૨૪મા મુબઈમા 'હિંદુસ્થાન' દૈનિકના તંત્રી. ૧૯૩૦–૩૫મા ઇંગ્લૅન્ડમા ઉચ્ચ કોટિના પત્રકાર, વક્તા અને સર્જક. અલગ ગુજરાતની લડતમા અગ્રણી. લોકસભાના સભ્ય કૃતિ. રાષ્ટ્રગીત (ભારતની વિભિન્ન ભાષાઓનાં ઉત્તમ રાષ્ટ્રગીતોનુ ચયન (૧૯૨૨), કુમારનાં સ્ત્રીરત્નો (૧૯૨૫), વરઘોડો (ના), અક્કલના દુશ્મન (ના ૧૯૫૨), આત્મકથા ભાગ ૧-૨-૩-૪ (૧૯૫૪–'૫૬), માયા (નવલ. ૧૯૬૩) વગેરે.

**ઇંદુલાલ ફૂલચંદ ગાંધી** ઈ સ. ૧૯૦૫

જન્મ: ૮–૧૧–૧૯૦૫ મદનસર (તા. મોરબી) દસા શ્રીમાળી વણિક ગ્ર. પાંચ ચોપણ સુધી અભ્યાસ. કરાચીમા પાનબીડીની દુકાન ચલાવતા કાવ્યલેખન શરૂ કર્યું દેશના ભાગલા પછી રાજકોટ આકાશવાણીમાં. આગલી હરોળના તેજસ્વી કવિ કૃતિ: કવિતા: તેજરેખા (૧૯૩૧)થી શરૂ કરી, ઉત્તરીય (૧૯૬૨) સુધી ૧૧ સંગ્રહો, નાટક વાર્તા. નારાયણી (૧૯૩૨) થી પથ્થરના પારેવાં (૧૯૬૧) સુધી પાંચ વાર્તા નાટક: અપંગ માનવતા (૧૯૩૨) થી વિક્રમોર્વશી (ના. અનુ. ૧૯૬૨) સુધી સાત

**ઇંદ્રવદન ઉમિયાશંકર વસાવડા** ઈ સ. ૧૯૧૨

જન્મ: ૨૩–૧૧–૧૯૧૨ જૂનાગઢ વડનગરા નાગર ગૃહસ્થ. ૧૯૨૮મા મૅટ્રિક ૧૯૩૨ માં જૂનાગઢ બહાઉદ્દીન કૉ. માથી બી એ., ૧૯૩૫માં મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી એમ એ સરકારી શિક્ષણ ખાતામા શિક્ષકથી

ાગળ વધતા શિક્ષણ નિયામક ગુજરાત જ્ય. 'ઈંદ્ર વસાવડા' થી હિંદીમાં લખ-ારા. શિક્ષણશાસ્ત્રી. કૃતિ ઘરભણી (૧૯૩૬) ી શરૂ કરી, સમર્પણ (૧૯૫૬) સુધીની આઠ વલો. હિંદીની શ્રેષ્ઠ વાર્તાસંગ્રહ (અનુ. ૯૪૨), જાબુની ડાળે (બાલવાર્તા, ૧૯૫૪), ળાપયોગી નાટકો (૧૯૫૬), આપણો દેશ નેબંધ ૧૯૫૭), વગેરે.

**ંદ્રવદન કાશીનાથ દવે** ઈ. સ. ૧૯૨૨

જન્મ ૮-૧૦-૧૯૨૨. શહેરા (તા. ગોધરા). ીગૌડ બ્રા. પ્રાથ. માધ્ય શહેરા અને અમદા-ાદમાં. ૧૯૩૯માં મૅટ્રિક. ૧૯૪૫માં ગુજ. ી. માંથી બી.એ. (પહેલો વર્ગ), ૧૯૪૭માં મેમ. એ. ૧૯૫૮માં 'કલાપી' પર પીએચ. ી. ગુજ કૉ. માં વ્યાખ્યાતા; પોરબંદર મહિ-ાા કૉ. વ્યાખ્યાતા. કપડવંજની કૉ. માં અ-યાપક. અત્યારે જબુસર કૉ. ના આચાર્ય. તિ કલાપીનો કેકારવ (સંપા., ૧૯૬૩), ગ્રંથ મને ગ્રંથકાર-ગ્રં ૧૦ મો (ડૉ. ધીરુભાઈ ઠાકર ાાથે), કલાપી. એક અધ્યયન (૧૯૬૬), પુદામાચરિત (સંપા, ૧૯૬૭), અભિમન્યુ આખ્યાન (સંપા., ૧૯૬૭).

**ઇંદ્રહંસગણિ** ઈ. ૧૫મી-૧૬મી સદી સંધિ

તપગચ્છના લક્ષ્મીસાગરસૂરિ-સોમદેવ-રત્નમંડન-સોમજય-ઇંદ્રનંદી-ધર્મહંસ પરંપ-રામા ધર્મહંસના શિષ્ય. રચના: ભુવનભાનુ-ચરિત્ર (સં ગદ્ય, ૧૪૯૮), મણ્હ-જિણાણ-ઉપદેશકલ્પ વલ્લી-ટીકા (સં., ૧૪૯૯), બલિ-નરેંદ્રકથા (સં, ૧૫૦૧)

**ઇંદ્રાવતી ઉર્ફે પ્રાણનાથ**

ઈ. ૧૭મીનો ઉત્તરાર્ધ

સ્થળ: જામનગર. 'પરણામી' સંપ્રદાયના સંસ્થાપક પ્રાણનાથ સ્વામીએ 'ઇંદ્રાવતી' ત-ખલ્લુસથી સુંદર ભક્તિભાવપૂર્ણ રચનાઓ કરી છે. કૃતિ. બારમાસી, વૈરાટવર્ણન (મુ.), શ્રી સાથજીનો શણગાર, ષડ્ઋતુવર્ણન, પદો-અર્વા. ગુજ.; હિંદીમા પણ રચનાઓ કરી છે

**ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ**

ઈ. સ. ૧૮૫૩-૧૯૧૨

જન્મ ૧૦-૮-૫૩. સુરત. દશાશ્રીમાળી કં-ઠી બંધા વણિક. ૧૮૭૬મા મુબઈ-નિવાસ. પાછા સુરતમાં આવી 'સ્વતંત્રતા' માસિકનુ સંપાદન. પછી મુબઈ જઈ તા. ૬-૯-૧૮૮૦થી 'ગુજ-રાતી' સાપ્તાહિકનો આરંભ. પ્રથમ કક્ષાના ગુજરાતી પત્રકાર. 'ગુજરાતી' પત્રમા સાપ્તા-હિક સામાજિક નવલો છપાવવાનો અને દર વર્ષે ઐતિ. નવલો ભેટ આપવાનો આરંભ કર-નાર. 'હીંદીપોસ્ટવાંચ' ના પણ પુરસ્કારક. મૃત્યુ: ૫-૧૨-૧૯૧૨. કૃતિ: હિંદ અને બ્રિટાનિયા (૧૮૭૯ થી ૧૮૮૬), બૃહત્કાવ્યદોહનના આઠ ભાગ (૧૮૮૬થી ૧૯૧૩), ગંગા-એક ગુર્જર વા-ર્તા (૧૮૮૮), અરેબિયન નાઇટ્સ-ભાગ ૧-૨ (અનુ. ૧૮૮૯), કથાસરિત્સાગર-ભાગ ૧-૨ (અનુ. ૧૮૯૧), ચંદ્રકાંત-ભાગ ૧-૨-૩ (૧૮૯૧ થી ૧૯૦૭), નરસિંહ મહેતા-કૃત કાવ્યસંગ્રહ) (૧૯૧૩), વગેરે ૪૨ જેટલા મહત્ત્વના ગ્રંથો, જૂનાં કાવ્યો, સ્વતંત્ર તેમજ અનૂદિત નવલકથાઓ વગેરે.

**ઇચ્છાશંકર અમથારામ વ્યાસ**

અમદાવાદ કૃતિ. નામદાર સખાવતે બહા-દુર શેઠાણી હરકુવરબાઈ શ્રીસમેતશિખરની જાત્રાએ સંઘ કાઢી ગયાં (વર્ણન ૧૮૬૪), ચોત્રીશાના દુકાળની દશા (૧૮૭૭)

**ઇબરાહીમ સૈયદ, 'મુહિબ'**

કૃતિ. ઇસ્લામ અને દુનિયા ('હાલી'ની કૃતિનો મૂળના છંદોમાં અનુવાદ, અહમદ જેરાજ ધાલાની સાથે ૧૯૦૮).

**ઇબ્રાહીમ અલારખ્યા પટેલ**

ઈ. ૨૦મી-પૂર્વાર્ધ

કચ્છ-માંડવીના અનાજના એક વેપારી. રચના: કચ્છની સમસ્યાઓ, કચ્છકીર્તન, કચ્છી કોયલ-ત્રણે કચ્છી ભાષામાં.

**ઇબ્રાહીમ દાદાભાઈ પટેલ, 'બેકાર'**

જન્મ ૨૪-૧૨-૧૮૯૯. ખાનપુર (તા. જં-બુસર, જિ ભરૂચ) સુન્ની વહોરા પટેલ. ૧૯-૧૮માં પ્રે. ટ્રે. કૉલેજ, અમદાવાદથી સીનિ-યર ટ્રેઈન્ડ થઈ રાંદેરમાં પ્રાથમિક શિક્ષકપદેથી છેવટે કેળવણી ખાતામાં નિરીક્ષકપદેથી નિ-વૃત્ત ગુજરાતીમાં ઉર્દૂ પદ્ધતિની શાયરીના પુરસ્કારક અને હઝલ (હાસ્યરસિક કટાક્ષમય ગઝલ)ના રચનાર. ૧૯૩૧મા રાંદેરમાં 'મુ-સ્લિમ સાહિત્ય મંડળ' સ્થાપી ગઝલ-કવિ-ઓના મુશાયરાઓનો આરંભ તથા વ્યાપક પ્રચાર કરનાર તથા વિદેશોમા ૧૦૦ ઉપરાંત કાવ્યવાચનો કરી આવનાર. ૧૯૨૫માં 'સા-દિક' માસિકના તંત્રીપદથી શરૂ કરી, 'કારવાં' અને ૧૯૫૩ થી 'ઈન્સાન'ના તંત્રી. તથા હા-સ્ય લેખક કૃતિ ધરતીના ધબકારા (હઝલ-સંગ્રહ) તથા પ્રેમપીજણ (ના. ર૭ આવૃત્તિ 'પ્રેમકન્યા')થી શરૂ કરી રસના ચટકા (૧૯૨૯) હાસ્યમંઝિલ સુધી ડઝનેક નિર્ભેળ હાસ્યના પુસ્તકો.

**ઇબ્રાહીમ વલીમોહમદ લાખાણી**

ઈ. સ. ૧૮૭૫-૧૯૪૧

૧૮૭૫ ભાવનગર. મુસ્લિમ મેમણ શા-મળદાસ કૉ. ભાવનગરમાથી બી.એ. જૂનાગઢ રાજ્યમાં શિક્ષક. ૧૯૧૩માં આચાર્ય. ૧૯૩૦ માં શાળા-નિરીક્ષક. ૧૯૩૨મા જૂનાગઢ રા-જ્યના રાજકોટ એજન્સી ખાતે વકીલ. મૃત્યુ. ૨૪-૧૨-૧૯૪૧. કૃતિ: કન્યાભૂષણ (૧૯૧૪), ટૂંક ઇસ્લામી તવારીખ (૧૯૩૬), હુ અને મારી વહુ (૧૯૩૬), બોધક કિસ્સાઓ (૧૯૩૮), કુરાને મજીદમાંથી નિબંધો (૧૯૪૧).

**ઇમામખાન કયસરખાન** ઈ. સ. ૧૮૮૮

જન્મ. ૪-૩-૧૮૮૮. વઢવાણ કૅમ્પ (આજ-નુ સુરેન્દ્રનગર). સુન્ની મુસ્લિમ. રાજકોટ ટ્રે-નિંગ કૉલેજમાં પ્રાથમિક અને જામનગર હાઈ-સ્કૂલમાં મૅટ્રિક સુધીનો અભ્યાસ. માંગરોળ (સોરઠ)ની કૉરોનેશન હાઈસ્કૂલમાં શિક્ષક. ને ૧૯૧૨માં મૅટ્રિક થયા પછી ઉપલેટા (સૌ) મદ્રેસાના આચાર્ય. ઉર્દૂના અનુવાદક. કૃતિ: શાહી ગુપ્ત ભંડાર (નવલ. અનુ. ૧૯૨૧), ઇસ્લામની અમૃતવાણી (અનુ. ૧૯૨૪), કા-તીલ કટાર (નવલ અનુ. ૧૯૨૫), દેશાભિમાની બહાદુરખાનુ (અનુ. ૧૯૨૫), ઈસ્લામનું ગૌ-રવ (અનુ ૧૯૩૧), જીવનમાર્ગ (અનુ. ૧૯૩૨) વગેરે

**ઇમામશાહ બાલશાહ બાનવા**

ઈ સ. ૧૮૯૬

જન્મ. ૨૦-૭-૧૮૯૬. કપડવંજ. બાનવા મુસ્લિમ ફકીર. ૧૯૧૨માં પ્રે-ટ્રે. કૉલેજ અ-મદાવાદમા સીનિયર ટ્રેઈન્ડ. પત્રકારના ધંધામાં અને શિક્ષણક્ષેત્રે. કૃતિ ખાતુને જન્નત (૧૯૨૧), તરુણીના તરંગ કિંવા ચિતોડનુ સૌંદર્ય (૧૯૩૦), અશ્રુધારા (૧૯૩૦)

**ઇમામુદ્દીન સદરુદ્દીન સૈયદ દરગાહવાળા** ઈ. સ ૧૯૧૧

જન્મ ૧-૭-૧૯૧૧. નવસારી શરીરે ન-બળા તેથી કેવળ વાચનબળથી અભ્યાસ. ઇ-તિહાસના જ્ઞાતા. 'ઝહીર'ના તખલ્લુસથી સ-શોધનાત્મક અનેક લેખો.

**ઈશ્વરદાસ** ઈ. ૧૭-૧૮મીના ઉત્તરાર્ધ-પૂર્વાર્ધ

નાગર ગૃહસ્થ. ઈ. ૧૬૯૪મા ઔરંગઝેબની દુર્ગાદાસ રાઠોડ સાથે સંધિ કરાવી મીરઠની જાગીર મેળવેલી જોધપુર ખાલસા થતાં ત્યાંના શાહી મુલ્કી અધિકારી રચના: ફુતૂહાતે આલમગીરી (ફા. ૧૭૩૧) - ૭૬ વર્ષની ઉંમરે આ પૂરો કર્યો હતો.

**ઈશ્વરપ્રસાદ છોટાલાલ જોશી**

ઈ. સ. ૧૯૦૫

જન્મ ૧૧-૧૧-૧૯૦૫ વળાદ (જિ. અમ-દાવાદ). પ્રાથ-માધ્ય-સુરતમાં, પછી ગુજ. વિદ્યા-પીઠ વગેરેમાં શિક્ષણ બનારસના 'જ્યોતિર્મ-નીષી, 'બ્રિટિશ ઍસ્ટ્રોલોજિકલ સોસાયટીના'

પહેલા હિંદી સમાનિત સભ્ય ૧૯૩૩-૩૪માં જ્ઞાતિના 'વ્યાસોદય' પત્રનું સંપાદન 'ભવિષ્યોદય' પચાંગના લેખક. 'હિંદુ' સાપ્તાહિક અને દૈનિકના સહતંત્રી, અનેક પત્રોમા પોતાના વિષયના લેખો કૃતિ ભવિષ્યોદય (૧૯૨૪), 'પ્રોસ્પેક્ટ' નામનું અંગ્રેજી પુસ્તક

**ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ 'પેટલીકર'** ઈ સ. ૧૯૧૭

૨૨-૧-૧૯૧૬. પેટલી (તા પેટલાદ) પેટલી અને મલાતજમા અભ્યાસ ૧૯૩૫માં મૅટ્રિક. ૧૯૩૮મા વડોદરાથી સીનિયર ટ્રેઈન્ડ. પાદરા અને કરજણ તાલુકાઓમા પ્રાથમિક શિક્ષક ૧૯૪૪મા શિક્ષણક્ષેત્રેથી નિવૃત્તિ લઈ 'આર્ય પ્રકાશ' સાપ્તાહિકમા આણંદ આવ્યા પછીથી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ સાથે 'પાટીદાર' માસિકના સપાદક તથા વચ્ચે શ્રી જયંતી દલાલના 'રેખા' માસિકમા લેખનવૃત્તિ વિકસી ટૂંકી વાર્તાઓમાથી વધી સામાજિક નવલકથાઓના માન્ય કક્ષાના લેખક તથા સમાજ અને રાજકારણના અભ્યાસી પત્રકાર થયા કૃતિઓ: ગ્રામચિત્રો (રેખાચિત્ર ૧૯૪૪) અને પ્રથમ નવલકથા છતા એમની કીર્તિદા બની રહેલી જન્મટીપ (૧૯૪૪) થી માટી લાક્ષાગૃહ (૧૯૬૫) સુધીમા ૨૬ નવલકથાઓ ૪ નવલિકાસગ્રહો, ૮ લેખસંગ્રહો, ૨ રેખાચિત્રોના સંગ્રહ તથા એક જીવનચરિત્ર (વિદ્યાનગરના વિશ્વકર્મા) મળી ૪૧ પ્રકાશનોનુ વિપુલ સર્જન કર્યું છે અને હજી એમની કલમ ચાલુ જ છે.

**ઈશ્વરરામજી** ઈ. સ ૧૭૮૯-૧૮૯૭

સ્થ કચ્છનુ વાંઢાય ગામ. કચ્છના નાવરા ગામના ભણસાલી કટારમલના કુળમાં હંસરાજના પુત્ર. જન્મ સ. ૧૮૪૫ના આશ્વિન સુદિ ૨ સોમવાર. અવસાન સ ૧૯૫૩ના આષાઢ વદિ ૨ બિહારીદાસના શિષ્ય ક્ષેમસાગરના શિષ્ય. રચના પદો (ગુજ. અને કચ્છી).

**ઈશ્વરલાલ ત્રીકમલાલ કૃપિકાર**

કૃતિ કૃપિજગત (૧૯૫૫), પશુપાલન (૧૯૫૬), બાગાયત (૧૯૫૭), મૂગા જીવનાં મૂલ (૧૯૬૧)

**ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ** ઈ સ ૧૮૬૯-૧૯૩૬

જન્મ: ૨૬-૧૧-૧૮૬૯, સુરત વાલ્મીક કાયસ્થ, ૧૮૮૬મા મૅટ્રિક, મુબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાથી ૧૮૮૯મા ફરસી લઈ બી.એ ૧૮૯૦મા સુરતમા શિક્ષક. ૧૯૩૧મા નિવૃત્ત કક્ષાના કેળવણીકાર મૃત્યુ. ૨૯-૩-૧૯૩૬ કૃતિ: સાહિત્યરત્ન (નરહરિ વ્યં. વકીલ સાથે ૧૯૦૮, જૂના-નવા સાહિત્યકારોની કૃતિઓમાથી પદ્ય-ગદ્યનુ ચયન, 'જેની પ્રસ્તાવનામાં ગુજ સાહિત્યનો ટૂંકો પણ માર્મિક ઇતિહાસ મળે છે). આ બેઉ લેખકોનુ 'હિન્ટ્સ ટુ ધ સ્ટડી ઑવ ગુજરાતી' વ્યાકરણ-ભાષાલેખનનુ પુસ્તક પણ પ્રસિદ્ધ થયેલુ (૧૯૦૪).

**ઈશ્વરલાલ મગનલાલ શાહ** ઈ. ૨૦મી-પૂર્વાર્ધ

સ્થ સુરત વૈષ્ણવ વણિક. રચના. બ્રહ્મવાદ અને માયાવાદ.

**ઈશ્વરલાલ મણિલાલ મહેતા** ઈ. ૧૯૦૨

જન્મ. ૨૫-૮-૧૯૦૨ ગોધરા વ અમદાવાદ. દસા નાગર વણિક. ૧૯૧૯મા મૅટ્રિક અમદાવાદ ઇલેક્ટ્રિસિટી - માં નોકરી નિવૃત્તિ અમદાવાદમા. કૃતિ: શ્રી અમદાવાદ દસાનાગર વણિક જ્ઞાતિ વર્ણન (૧૯૨૦), લગ્નવિચાર અને જાગૃતિની જરૂર (૧૯૨૦), વીરોની વાર્તા યાને સ્વદેશાભિમાન (હિં નો અનુ ૧૯૨૧), દસા નાગર વણિક જ્ઞાતિવાડી-શતાબ્દી ગ્રંથ (૧૯૬૬)

**ઈશ્વરલાલ મૂળચંદ પીમાવાળા**

૧૮૯૭ મુબઈ. વ : સુરત. પ્રાથમિક મુબઈ-સુરતમા. ઇન્ટર મુબઈમાં. નડિયાદ અને મુબઈની પેઢીઓમા ગુમાસ્તા. ૧૯૨૦મા અમદાવાદના 'નવજીવન' કાર્યાલયમા. ૧૯૨૧મા સુરતમા 'ગાંડીવ સાહિત્ય મંદિર'-ની સ્થાપના ૧૯૨૧મા 'ગાંડીવ રેંટિયા'ની શોધ આપી. ૧૯૩૧મા 'સ્ત્રીશક્તિ' માસિક અને 'દેશબંધુ' સાપ્તાહિક. બાલસાહિત્યના લેખક શ્રી નટવરલાલ માળવીના મોટા ભાઈ સુગ્રાહ્ય નાની નાની પુસ્તિકાઓ લખી છે. મૃત્યુ. ૧૯-૧૧-૫૦. કૃતિ પાંડવ ગુપ્ત નિવાસ (ભાસના 'મધ્યમ' નાટકનો અનુ, ૧૯૨૦)

**ઈશ્વરલાલ રતિલાલ દવે** ઈ. સ. ૧૯૨૧

જન્મ: ૨૧-૯-૧૯૨૧. પાળિયાદ (સૌ). એમ એ, પીએચ ડી, લા. દ. કૉલેજ-અમદાવાદથી શરૂ કરી ભાવનગરની શામળદાસ કૉલેજ, અને હાલ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમા ગુજરાતી ભાષાના અધ્યાપક કૃતિ: સુદામાચરિત (સંપા. ૧૯૫૧, ૧૯૬૩), કુંવરબાઈનુ મામેરુ(સંપા ૧૯૬૪), કવિ નાનાલાલનાં ભાવપ્રધાન નાટકો (વિવે. અધ્ય ૧૯૬૪), દલિપુ ભ રતના સૌરાષ્ટ્રીઓ (ઇતિ. સંશો ૧૯૫૫), ભારતીય સાહિત્ય મીમાંસા (વિવે સંપા. ૧૯૫૩), ગાંધીદર્શન (ચિંતન ૧૯૫૬), ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૫૨), ચંદ્રહાસ આખ્યાન (સહ-સંપા ૧૯૬૧)

**ઈશ્વરસૂરિ** ઈ. ૧૬મી સદીનો આરંભ

સ્થળ: દશપુર (મદસોર-માળવા) જૈ. શ્વે કૃતિ: લલિતાંગચરિત્ર (૧૫૦૫), શ્રીપાળ ચોપાઈ-સિદ્ધચંદ્ર ચોપાઈ (૧૫૦૮)

**ઈસર બારોટ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

સ્થળ: મારવાડ લીંબડી-જામનગર કૃતિ હરિરસ (ચારણી કાવ્ય, મુ.)

**ઈસ્માઈલ મૌલવી** ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ

મુસ્લિમ ખત્રી. ભૂજની હાઈસ્કૂલમા અરબી-ફારસીના શિક્ષક રચના ખેતસગ્રહ (કચ્છી ભાષામાં), સૂફીમતનું સાહિત્ય

**ઈસ્માઈલ** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

અમદાવાદ. કૃતિ: સાબરમતીની રેલનો કિસ્સો (ભાષા ઉર્દૂમિશ્ર અમદાવાદની ૧૮૩ની રેલનુ વર્ણન, અમદાવાદની જુદી જુદી પ્રજાઓની ભાષામા., અમુ)

**ઉછરંગરાય કેશવરાય ઓઝા** ઈ. ૧૮૯૦

જન્મ: ૫-૯-૧૮૯૦. જૂનાગઢ. વડનગરા નાગર ગૃહસ્થ. ૧૯૧૩માં જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાથી બી. એ. પછી ટાંગાનિકા (પૂર્વ આફ્રિકા)મા નિવાસ વચ્ચે ૧૯૨૦-૨૧માં મુબઈ રાષ્ટ્રિય શાળામાં આચાર્ય. મુંબઈ સમાચાર પ્રજામિત્ર-પારસી, વૉઈસ ઑવ ઇન્ડિયા વગેરેના અંગ્રેજી વિભાગના લેખક ૧૯૨૬-૨૭માં 'ટાંગાનિકા ઓપીનિયન' અને ૧૯૨૮-૨૯મા 'ડેમોક્રેટ'ના તંત્રી બાહોશ પત્રકાર. નાનાલાલ કવિના 'જયાજયંત'ના અંગ્રેજી અનુવાદક. સદ્‌ગત કૃતિ: બળવાન બાળકી-જીવનશાલિની (૧૯૨૦), અનેજી ઠાકોર ભાગ ૧-૨ (૧૯૨૪-૨૮), વગેરે ૪ નવલકથાઓ. 'સેણી અને વિજાણંદ' તથા 'મેહ ઉજળી' (બન્ને ડોલન શૈલીનાં કાવ્ય ૧૯૩૫), જૂનાં જૂના કાગળિયાં (કાવ્ય ૧૯૫૨)

**ઉજલ** ઈ. ૧૬મી સદીનો આરંભ

જૈ. શ્વે કૃતિ: રાજસિંહ કથારાસ (૧૫૯૬, -મધ્ય. ગુજ.ની પદ્યરચના.

**ઉત્તમચંદ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે કૃતિ: સુનંદ રાસ (૧૬૩૮)-મધ્ય. ગુજ ની પદ્યરચના

**ઉત્તમચંદ મંગળજી દોશી** ઈ ૧૮૯૦-૧૯૫૦

જન્મ ૧૮૯૦. જેતપુર. દસા શ્રીમાળી વણિક ૧૯૨૦માં મૅટ્રિક એજ વર્ષે બ્રહ્મદેશ-ચોખાની મિલમા નોકરી ગયા રંગૂનમાં 'મહાજન'પત્રનું પ્રકાશન શરૂ કર્યું. ૧૯૧૫માં દેશમા આવી, ૧૯૨૨માં 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના તંત્રી

ખાતામા. ૧૯૨૪ 'હિંદુસ્તાન' દૈનિકના મુંબઈમા સહતત્રી. ૧૯૩૦માં મુબઈ છોડયુ. મૃત્યુ: ઈ.સ. ૧૯૫૦ ની લાભપાચમ. કૃતિ : ખરમા અને ગુજરાતી સમાજ, મહાજનપ્રથાની જરૂરિયાત, મજાનો રાજા, સુધરાઈનો વરઘોડો (૧૯૫૦), સેનાપતિ (નવલ.), એક પ્રેતની કથા, મુબઈ રહસ્ય, કાઠિયાવાડી રજવાડા, વારસદાર-આ નવલકથાઓ; નાટક: મૂળુ માણેક, જોગીદાસ ખુમાણ, રામવાળો, મજાનો રાજા, કાદુ મકરાણી, દીવાન અમરજી, વાલો નામોરી, મોર સંધવાણી, ટીપુ સુલતાન, ભા' કુંભાજી, ગુજરાતનો નાથ, હિંદુ કુટુબ, મકરાણુનો મહારથી, સ્વામી દયાનદ વગેરે.

**ઉત્તમરામ** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ: ડાકોર. વૈષ્ણવ બ્રાહ્મણ. કૃતિ : ડંકપુરમાહાત્મ્ય (૧૮૪૪. મુ ) રેવાજીના છંદ (અમુ.)—અર્વા. ગુજ.

**ઉત્તમરામ પુરુષોત્તમ કવેશ્વર**
ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
સ્થળ. અમદાવાદ ખાડિયા કવેશ્વરની પોળના વિસનગરા નાગર બ્રાહ્મણ. રાજકવિ. કૃતિ: ખંડેરાવ મહારાજાનો ગરબો (૧૮૫૮), વિવાહવર્ણન (રાધનપુરના ભૂતપૂર્વ નવાબ જોરાવરખાનના દીવાન કાયસ્થ હરિલાલની દીકરી ડોસીબાઈના લગ્નનુ વર્ણન ૧૮૭૧)

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી**
ઈ. સ. ૧૮૭૨-૧૯૨૩
જન્મ: ૧૯-૨-૧૮૭૨ અમદાવાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૮૮૭મા મેટ્રિક. ૧૮૯૧મા બી. એ ૧૮૯૩મા એલ એલ. બી. ૧૮૯૬મા રાજકોટમા વકીલાત-૧૯૦૩ સુધી. ૧૯૦૪થી મુંબઈવાસ અને વકીલાત થોડો સમય મુબઈની ફાર્બસ ગુ. સભાના મત્રી. ઉત્તમ પ્રકારના ચિંતક અને લેખક. હિંદુ કાયદાના સારા જ્ઞાતા. મૃત્યુ: ૨૬-૧૨-૧૯૨૩. કૃતિ. બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ (૧૯૦૯-૧૨), અકબર (૧૯૨૩), ટીળકની ગીતારહસ્ય-ભગવદ્‌ગીતાનો ગુજ અનુવાદ (૧૯૧૩)

**ઉત્તમવિજય (૧)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
જ. અમદાવાદ. જૈ. શ્વે. સુરતમાં પણ રહેલા. કૃતિ: જિનવિજય નિર્વાણરાસ (ઐતિ. કા. ૧૭૪૩ પછી મુ ) વગેરે

**ઉત્તમવિજય (૨)** ઈ. ૧૯મી સદીનો આરભ
સ્થળ: પેથાપુર. જૈ. શ્વે. કૃતિ ધનપાલ શીલવતીનો રાસ (૧૮૨૧), ઢુઢક રાસ (રાધનપુરમાં ૧૮૨૨), સિદ્ધાચલસિદ્ધવેલી (૧૮૨૮), નેમિનાથ-રસવેલી (૧૮૩૩), નેમિનાથ રાજિમતી સ્નેહવેલી—બધી. અર્વા. ગુજ. પદ્યરચનાઓ

**ઉત્તમસાગર** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ: પોરબંદર. જૈ. શ્વે. કૃતિ: ત્રિભુવનકુમાર રાસ (૧૬૫૬)—અર્વા. ગુજ.ની આરંભની પદ્યરચના

**ઉત્સવલાલ રામકૃષ્ણ પડયા**
ઈ. સ. ૧૮૯૩-૧૯૪૬
બાજ ખેડાવાળ બ્રાહ્મણ ઉમરેઠના. રચના: મહામંગલપત્ર, શ્રીનવનીતપ્રિયાષ્ટક (અનુ ), શ્રીવલ્લભશરણાષ્ટક (અનુ ), શ્રી વલ્લભ પચાક્ષર (અનુ.)

**ઉદયકમલ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
સ્થળ: કમાલપુર જૈ. શ્વે. કૃતિ વિજય શેઠ વિજયા શેઠાણી ચોપઈ (૧૭૬૪)-અર્વા. ગુજ પદ્યરચના

**ઉદયકર્ણ-ઉદો** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. કૃતિ: હરિકેસીબલ ચરિત્ર (૧૫૫૪ લગભગ), સનતકુમારરાસ (૧૫૬૦)—મધ્ય ગુજ. રચનાઓ.

**ઉદયકીર્તિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સાધુકીર્તિના સાધુસુદરના શિષ્ય. રચના: પદવ્યવસ્થા-ટીકા (સ., ૧૬૨૫)

**ઉદયચંદ્ર** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. સાધુ રચના: પાડિત્યદર્પણ (સં., ૧૬૭૫)

**ઉદયધર્મ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે તપાગચ્છના રત્નસિંહસૂરિના શિષ્ય. કૃતિ. ઉપદેશમાલા કથાનક છપ્પય (મુ )-ઉત્તર અપભ્રંશની પદ્યરચના વિનયચદ્ર સૂરિની નહિ, પણ ઉદયધર્મની છે. 'વાક્ય પ્રકાશ'–ઔક્તિક (૧૪૫૧, મુ.) સનમત્ ત્રિદશસ્તોત્ર (સ.)

**ઉદયધર્મગણિ** ઈ. ૧૬મી સદીના મધ્ય
તપાગચ્છના લાવણ્યધર્મના શિષ્ય. રચના. ઉપદેશમાલા-૫૧મી ગાથાની શતાર્થવૃત્તિ (સં , ૧૫૪૯)

**ઉદયભાનુ** ઈ. ૧૬મી સદીનો આરભ
સ્થળ. ઉ. ગુજરાત. જૈ. શ્વે. કૃતિ: વિક્રમસેનરાસ (૧૫૦૯)- મધ્ય ગુજ ની પદ્યાત્મક લૌકિક કથા

**ઉદયપ્રભસૂરિ (૧)** ઈ. ૧૨મી સદી
જૈ. શ્વે. આચાર્ય રચના: પ્રવચન સારોદ્ધાર -વિષમપદ વ્યાખ્યા સ.), શતક અને કર્મસ્તવની ટીકા (સ )

**ઉદયપ્રભસૂરિ (૨)** ઈ. ૧૩મી સદી
સ્થ. અણહિલ્લપુર પાટણ. જૈ. શ્વે. આચાર્ય. વસ્તુપાલના સમકાલીન. રચના: ધર્માભ્યુદય મહાકાવ્ય (સ , ૧૨૨૧ પછી), સુકૃતકીર્તિકલ્લોલિની (સ ), વસ્તુપાલસ્તુતિ (સ)., ઉપદેશમાલાવ્યાકરણની કર્ણિકાટીકા (સ.), આરંભસિદ્ધિ (સં , જ્યોતિષ), ખભાત-પૌષધશાલા-પ્રશસ્તિ (સ )

**ઉદયમદિર** ઈ. ૧૭મી સદીનો આરભ
સ્થળ: સેરવાટપુર. જૈ. શ્વે. કૃતિ: ધ્વજ-ભુજગ આખ્યાન (૧૬૧૮)- અર્વા. ગુજ.ની આરંભની પદ્યરચના

**ઉદયરત્ન** ઈ. ૧૭-૧૮મી સદીનો સધિ
સ્થળો: ખેડા, હરિયાળા, પ્રભાસ પાટણ, ઊના વગેરે. જૈ. શ્વે. કૃતિ: જબુસ્વામિ રાસ (૧૬૯૨), અષ્ટપ્રકારીપૂજારાસ (પાટણમા ૧૬૯૯), સ્થૂલિભદ્ર રાસ (ઊનામાં ૧૭૦૨), મુનિપતિરાસ (પાટણમા ૧૭૦૫), રાજસિંહ-રાસ-નવકાર રાસ (અમદાવાદમાં ૧૭૦૫), મલયસુંદરીમહાબલરાસ (ખેડા-હરિયાળામા ૧૭૦૯), યશોધર રાસ (ઊના. ૧,૭,૧૧), લીલાવતી સુમતિવિલાસ રાસ (પાટણ અને ઊના. ૧૭૧૦) વગેરે—અર્વા. ગુજ ની પદ્યરચનાઓ

**ઉદયરાજ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ. બખેરા જૈ. શ્વે. કૃતિ: ગુણબાવની (૧૬૨૦)-મિશ્રભાષાની પદ્યરચના

**ઉદયવિજય** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ કિસનગઢ (મારવાડ) જૈ. શ્વે. કૃતિ. શ્રીપાલરાસ (૧૬૭૧), રોહિણીરાસ, મંગલ-કલશરાસ, પાર્શ્વનાથ રાગગીતા (મુ )-બધી અર્વા ગુજ.ની પદ્યરચનાઓ

**ઉદયસમુદ્ર (૧)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે. કૃતિ: કુલધ્વજકુમારરાસ (૧૬૭૨ લગભગ)-અર્વા. ગુજ ની પદ્યરચના

**ઉદયસમુદ્ર (૨)** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે કૃતિ. રસલહરી-કુલધ્વજ કેવલિ ચરિત્ર (૧૭૩૦)-અર્વા. ગુજ.ની

**ઉદયસાગર (૧)**
ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના: ઉત્તરાધ્યયન દીપિકા ટીકા (સ , ૧૪૯૦)

**ઉદયસાગર (૨)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
સ્થળ: માંડવી જૈ. શ્વે. કૃતિ: કલ્યાણસાગરસૂરિનો રાસ (ઐતિ ૧૭૪૫ મુ.)-અર્વા. ગુજ. ની

**ઉદયસાગર (૩)** ઈ. ૧૮મી સદીનો મધ્ય.
આંચલિક ગચ્છના જૈ. શ્વે. સાધુ. રચના: સ્નાનપચાશિકા (સ., ૧૭૪૮)

પહેલા હિંદી સમાનિત સભ્ય. ૧૯૩૩-૩૪મા જ્ઞાતિના 'બ્રાહ્મોદય' પત્રનુ સપાદન 'ભવિષ્યોદય' પચાગના લેખક 'હિંદુ' સાપ્તાહિક અને દૈનિકના સહતંત્રી, અનેક પત્રોમા પોતાના વિષયના લેખો કૃતિ ભવિષ્યોદય (૧૯૨૪), 'પ્રોસ્પેક્ટ' નામનુ અગ્રેજી પુસ્તક

**ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ 'પેટલીકર'** ઈ સ. ૧૯૧૭

૨૨-૧-૧૯૧૬. પેટલી (તા પેટલાદ) પેટલી અને મલાતજમા અભ્યાસ ૧૯૩૫માં મૅટ્રિક. ૧૯૩૮મા વડોદરાથી સીનિયર ટ્રેઈન્ડ. પાદરા અને કરજણ તાલુકાઓમા પ્રાથમિક શિક્ષક. ૧૯૪૪મા શિક્ષણક્ષેત્રેથી નિવૃત્તિ લઈ 'આર્ય પ્રકાશ' સાપ્તાહિકમા આવ્યા. પછીથી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ સાથે 'પાટીદાર' માસિકના સપાદક તથા વચ્ચે શ્રી જયંતી દલાલના 'રેખા' માસિકમા લેખનવૃત્તિ વિકસી ટૂંકી વાર્તાઓમાથી વધી સામાજિક નવલકથાઓના માન્ય કક્ષાના લેખક તથા સમાજ અને રાજકારણના અભ્યાસી પત્રકાર થયા કૃતિઓ. ગ્રામચિત્રો (રેખાચિત્ર ૧૯૪૪) અને પ્રથમ નવલકથા છતા એમની કીર્તિદા બની ગયેલી જનમટીપ (૧૯૪૪) થી માડી લાક્ષાગૃહ (૧૯૬૫) સુધીમા ૨૬ નવલકથાઓ ૪ નવલિકાસગ્રહો, ૮ લેખસંગ્રહો, ૨ રેખાચિત્રોના સગ્રહ તથા એક જીવનચરિત્ર (વિજ્ઞાનગગના વિશ્વકર્મા) મળી ૪૧ પ્રકાશનોનુ વિપુલ સર્જન કર્યું છે અને હજી એમની કલમ ચાલુ જ છે.

**ઈશ્વરરામજી** ઈ સ ૧૭૮૯-૧૮૯૭

સ્થ કચ્છનુ વાંટાય ગામ કચ્છના નાવરા ગામના ભણસાલી કટારમલના કુળમાં હંસરાજના પુત્ર જન્મ. સ. ૧૮૪૫ના આશ્વિન સુદિ ૨ સોમવાર. અવસાન સ ૧૯૫૪ના આષાઢ વદિ ૨ બિહારીદાસના શિષ્ય પ્રેમસાગરના શિષ્ય. રચના પદો (ગુજ. અને કચ્છી).

**ઈશ્વરલાલ ત્રીકમલાલ કૃષિકાર**

કૃતિ કૃષિજગત (૧૯૫૫), પશુપાલન (૧૯૫૬), બાગાયત (૧૯૫૭), મૂગા જીવના મૂલ (૧૯૬૧)

**ઈશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ** ઈ સ. ૧૮૬૯-૧૯૩૯

જન્મ ૨૯-૧૧-૧૮૬૯. સુરત વલ્મીક કાયસ્થ, ૧૮૮૯માં મૅટ્રિક, મુબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાથી ૧૮૯૪મા ફર્સ્ટ લઈ બી એ ૧૮૯૪મા સુરતમા શિક્ષક ૧૯૩૧માં નિવૃત્ત. ઉચ્ચ કક્ષાના કેળવણીકાર મૃત્યુ: ૨૯-૩-૧૯૩૯ કૃતિ સાહિત્યરત્ન (નરહરિ ચં વકીલ સાથે ૧૯૦૮, જૂના-નવા સાહિત્યકારોની કૃતિઓમાથી પદ્ય-ગદ્યનુ ચયન, જેની પ્રસ્તાવનામાં ગુજ સાહિત્યનો ટૂંકો પણ માર્મિક ઇતિહાસ મળે છે) આ બેઉ લેખકોનુ 'હિન્ટ્સ ટુ ધ સ્ટડી ઓવ ગુજરાતી' વ્યાકરણ-ભાષાલેખનનુ પુસ્તક પણ પ્રસિદ્ધ થયેલુ (૧૯૦૪).

**ઈશ્વરલાલ મગનલાલ શાહ** ઈ ૨૦મી-પૂર્વાર્ધ

સ્થ. સુરત. વૈષ્ણવ વણિક. રચના. બ્રહ્મવાદ અને માયાવાદ.

**ઈશ્વરલાલ મણિલાલ મહેતા** ઈ ૧૯૦૨

જન્મ ૨૫-૮-૧૯૦૨ ગોધરા વ અમદાવાદ દસા નાગર વણિક. ૧૯૧૯મા મૅટ્રિક. અમદાવાદ ઇલેક્ટ્રિસિટી કં. માં નોકરી. નિવૃત્તિ અમદાવાદમા કૃતિ શ્રી અમદાવાદ દસાનાગર વણિક જ્ઞાતિ વર્ણન (૧૯૨૦), લગ્નવિચાર અને જાગૃતિની જરૂર (૧૯૨૦), વીરોની વાર્તા યાને સ્વદેશાભિમાન (હિં. નો અનુ ૧૯૨૧), દસા નાગર વણિક જ્ઞાતિવાડી-શતાબ્દી ગ્રંથ (૧૯૬૬)

**ઈશ્વરલાલ મૂળચદ વીમાવાળા**

૧૮૯૭ મુબઈ વ સુરત. પ્રાથમિક મુબઈ-સુરતમા ઇન્ટર મુબઈમાં. નડિયાદ અને મુબઈની પેઢીઓમા ગુમાસ્તા. ૧૯૨૦મા અમદાવાદના 'નવજીવન' કાર્યાલયમા. ૧૯૨૧મા સુરતમા 'ગાંડીવ સાહિત્ય મદિર'-ની સ્થાપના ૧૯૨૧માં 'ગાંડીવ [illegible]'ની શોધ આપી ૧૯૩૧માં 'સ્ત્રીશક્તિ' માસિક અને 'દેશબંધુ' સાપ્તાહિક બાલસાહિત્યના લેખક શ્રી નટવરલાલ માળવીના મોટા ભાઈ. સંગ્રહબદ્ધ નાની નાની પુસ્તિકાઓ લખી છે. મૃત્યુ ૧૯-૧૧-૫૦. કૃતિ પાડવ ગુપ્ત નિવાસ (ભાસના 'મધ્યમ' નાટકનો અનુ, ૧૯૨૦)

**ઈશ્વરલાલ રતિલાલ દવે** ઈ.સ ૧૯૨૧

જન્મ: ૨૧-૬-૧૯૨૧. પાળિયાદ (સૌ.). એમ એ, પીએચ.ડી., લા દ કૉલેજ-અમદાવાદથી શરૂ કરી ભાવનગરની શામળદાસ કૉલેજ, અને હાલ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાના અધ્યાપક. કૃતિ: સુદામાચરિત (સંપા ૧૯૫૧, ૧૯૬૩), કુવરબાઈનુ મામેરુ (સંપા ૧૯૬૪), કવિ નાનાલાલનાં ભાવપ્રધાન નાટકો (વિવે અધ્ય. ૧૯૬૪), દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ (ઇતિ સશો. ૧૯૫૫), ભારતીય સાહિત્ય મીમાંસા (વિવે. સંપા. ૧૯૫૩) ગાધીદર્શન (ચિંતન ૧૯૫૬), ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૫૨), ચંદ્રહાસ આખ્યાન (સહ-સંપા. ૧૯૬૧)

**ઈશ્વરસૂરિ** ઈ ૧૬મી સદીનો આરંભ

સ્થળ: દશપુર (મંદસોર-માળવા) જૈ. શ્વે કૃતિ: લલિતાંગચરિત્ર (૧૫૦૫), શ્રીપાલ ચોપાઈ-સિદ્ધચક્ર ચોપાઈ (૧૫૦૮)

**ઈસર બારોટ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

સ્થળ મારવાડ. લીંબડી-જામનગર. કૃતિ હરિરસ (ચારણી કાવ્ય, મુ)

**ઈસ્માઈલ મૌલવી** ઈ. ૧૯મી સદીનો ઉત્તરાર્ધ

મુસ્લિમ ખત્રી. ભૂજની હાઇસ્કૂલમા અરબી-ફારસીના શિક્ષક. રચના બેતસગ્રહ (કચ્છી ભાષામા), સૂફીમતનુ સાહિત્ય

**ઈસ્માઈલ** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

અમદાવાદ કૃતિ: સાબરમતીની રેલનો કિસ્સો (ભાષા ઉર્દૂમિશ્ર. અમદાવાદની ૧૮૩૮ની રેલનું વર્ણન, અમદાવાદની જુદી જુદી પ્રજાઓની ભાષામાં., અમુ)

**ઉછરંગરાય કેશવરાય ઓઝા** ઈ. ૧૮૯૦

જન્મ ૫-૯-૧૮૯૦ જૂનાગઢ વડનગરા નાગર ગૃહસ્થ. ૧૯૧૩માં જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાંથી બી એ પછી ટાનિયા (પૂર્વ આફ્રિકા)માં નિવાસ. વચ્ચે ૧૯૨૦-૨૬માં મુંબઈ રાષ્ટ્રિય શાળામા આચાર્ય મુબઈ સમાચાર, મનમિત્ર-પારસી, ટાઈમ્સ ઑવ ઇન્ડિયા વગેરેના અગ્રેજી વિભાગના લેખક. ૧૯૨૬-૨૭મા 'ટાંગાનિકા ઓપીનિયન' અને ૧૯૨૮-૨૯માં 'ડેમોક્રેટ'ના તંત્રી. બાહોશ પત્રકાર નાનાલાલ કવિના 'જયાજયત'ના અંગ્રેજી અનુવાદક સદ્ગત કૃતિ: બળવાન બાળકી-જીવનશાલિની (૧૯૨૦), અનંતજી ઠાકોર ભાગ ૧-૨ (૧૯૨૪-૨૮), વગેરે ૪ નવલકથાઓ 'સોણી અને વિજાણંદ' તથા 'મેહ ઉજળી' (બંને ડોલન શૈલીના કાવ્ય ૧૯૩૫), જૂનાં જૂનાં કાગળિયાં (કાવ્ય ૧૯૫૨).

**ઉજલ** ઈ. ૧૬મી સદીનો આરંભ

જૈ. શ્વે કૃતિ. રાજસિંહ કથારાસ (૧૫૯૬)—મધ્ય ગુજ.ની પદ્યરચના

**ઉત્તમચંદ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે કૃતિ: સુનંદ રાસ (૧૬૩૮)-મધ્ય. ગુજ.ની પદ્યરચના

**ઉત્તમચંદ મંગળજી દોશી** ઈ.૧૮૯૦-૧૯૫૦

જન્મ ૧૮૯૦. જેતપુર. દસા શ્રીમાળી વણિક ૧૯૧૦માં મૅટ્રિક એ જ વર્ષે બ્રહ્મદેશ-ચોખાની મિલમા નોકરી ગયા. રંગૂનમાં 'મહાજન'પત્રનુ પ્રકાશન શરૂ કર્યું. ૧૯૧૫માં દેશમાં આવી, ૧૯૨૨માં 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના તંત્રી

ખાતામાં. ૧૯૨૪ 'હિંદુસ્તાન' દૈનિકના મુંબઈમાં સહતંત્રી. ૧૯૩૦મા મુંબઈ છોડયું. મૃત્યુ: ઈ. સ. ૧૯૫૦ ની લાભપાચમ. કૃતિ : બરમા અને ગુજરાતી સમાજ, મહાજનમથાની જરૂરિયાત, મજાનો રાજા, સુધરાઈનો વરઘોડો (૧૯૫૦), સેનાપતિ (નવલ.), એક પ્રેતની કથા, મુંબઈ રહસ્ય, કાઠિયાવાડી રજવાડા, વારસદાર–આ નવલકથાઓ; નાટક: મૂળુ માણેક, જોગીદાસ ખુમાણ, રામવાળો, મજાનો રાજા, કાદુ મકરાણી, દીવાન અમરજી, વાલો નામોરી, મેર સંઘવાણી, ટીપુ સુલતાન, ભા' કુભાજી, ગુજરાતનો નાથ, હિંદુ કુકુબ, મકરાણુનો મહારથી, સ્વામી દયાનંદ વગેરે.

**ઉત્તમરામ** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ: ડાકોર. વૈષ્ણવ બ્રાહ્મણ. કૃતિ . ડંકપુરમાહાત્મ્ય (૧૮૪૪. મુ ) રેવાજીના છંદ (અમુ.)—અર્વા. ગુજ.

**ઉત્તમરામ પુરુષોત્તમ કવેશ્વર**
ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
સ્થળ. અમદાવાદ. ખાડિયા કવેશ્વરની પોળના વિસનગરા નાગર બ્રાહ્મણ. રાજકવિ. કૃતિ . ખડેરાવ મહારાજાનો ગરબો (૧૮૫૮), વિવાહવર્ણન (રાધનપુરના ભૂતપૂર્વ નવાબ જોરાવરખાનના દીવાન કાયસ્થ હરિલાલની દીકરી ડોસીબાઈના લગ્નનુ વર્ણન ૧૮૭૧)

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી**
ઈ. સ. ૧૮૭૨–૧૯૨૩
જન્મ: ૧૯-૨-૧૮૭૨ અમદાવાદ.વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૮૮૭માં મૅટ્રિક. ૧૮૯૧મા બી. એ. ૧૮૯૩માં એલ એલ. બી. ૧૮૯૯માં રાજકોટમા વકીલાત–૧૯૦૩ સુધી. ૧૯૦૪થી મુંબઈવાસ અને વકીલાત. થોડો સમય મુબઈની ફાર્બસ ગુ. સભાના મંત્રી. ઉત્તમ પ્રકારના ચિંતક અને લેખક. હિંદુ કાયદાના સારા જ્ઞાતા. મૃત્યુ: ૨૯-૧૨-૧૯૨૩. કૃતિ . બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ (૧૯૦૯-૧૨), અકબર (૧૯૨૩), ટીળકની ગીતારહસ્ય-ભગવદ્ગીતાનો ગુજ. અનુવાદ (૧૯૧૩)

**ઉત્તમવિજય (૧)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
જ. અમદાવાદ. જૈ. શ્વે. સુરતમાં પણ રહેલા. કૃતિ · જિનવિજય નિર્વાણરાસ (ઐતિ. કા. ૧૭૪૩ પછી મુ ) વગેરે

**ઉત્તમવિજય (૨)** ઈ. ૧૯મી સદીનો આરભ
સ્થળ: પેથાપુર. જૈ. શ્વે કૃતિ . ધનપાલ શીલવતીનો રાસ (૧૮૨૧), ઢુંઢક રાસ (રાધનપુરમાં ૧૮૨૨), સિદ્ધાચલસિદ્ધવેલી (૧૮૨૮), નેમિનાથ-રસવેલી (૧૮૩૩), નેમિનાથ રાજિમતી સ્નેહવેલી—બધી. અર્વા. ગુજ. પદ્યરચનાઓ

**ઉત્તમસાગર** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ: પોરબંદર: જૈ. શ્વે. કૃતિ . ત્રિભુવનકુમાર રાસ (૧૬૫૯)—અર્વા. ગુજ.ની આરંભની પદ્યરચના

**ઉત્સવલાલ રામકૃષ્ણ પંડયા**
ઈ. સ. ૧૮૯૩–૧૯૪૬
બાજ ખેડાવાળ બ્રાહ્મણ ઉમરેઠના રચના: મહામંગલપત્ર, શ્રીનવનીતપ્રિયાષ્ટક (અનુ.), શ્રીવલ્લભશરણાષ્ટક (અનુ.), શ્રી વલ્લભ પંચાક્ષર (અનુ )

**ઉદયકમલ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
સ્થળ: કમાલપુર જૈ. શ્વે કૃતિ: વિજય શેઠ વિજયા શેઠાણી ચોપઈ (૧૭૬૪)–અર્વા. ગુજ. પદ્યરચના

**ઉદયકર્ણ-ઉદો** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. કૃતિ : હરિકેસીબલચરિત્ર (૧૫૫૪ લગભગ), સનત્કુમારરાસ (૧૫૬૦)—મધ્ય. ગુજ રચનાઓ.

**ઉદયકીર્તિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સાધુકીર્તિના સાધુસુંદરના શિષ્ય. રચના. પદવ્યવસ્થા-ટીકા (સ., ૧૬૨૫)

**ઉદયચંદ્ર** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. સાધુ. રચના : પાંડિત્યદર્પણ (સં., ૧૬૭૫)

**ઉદયધર્મ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે. તપાગચ્છના રત્નસિંહસૂરિના શિષ્ય. કૃતિ : ઉપદેશમાલા કથાનક છપ્પય (મુ )–ઉત્તર અપભ્રંશની પદ્યરચના વિનયચંદ્ર સૂરિની નહિ, પણ ઉદયધર્મની છે. 'વાક્ય પ્રકાશ'–ઔક્તિક (૧૪૫૧, મુ.) સનમત્ ત્રિદશસ્તોત્ર (સ.)

**ઉદયધર્મગણિ** ઈ. ૧૬મી સદીનો મધ્ય
તપાગચ્છના લાવણ્યધર્મના શિષ્ય. રચના: ઉપદેશમાલા–૫૧મી ગાથાની શતાર્થવૃત્તિ (સં., ૧૫૪૯)

**ઉદયભાનુ** ઈ. ૧૬મી સદીનો આરભ
સ્થળ ઉ. ગુજરાત. જૈ શ્વે. કૃતિ . વિક્રમસેનરાસ (૧૫૦૯)– મધ્ય. ગુજ.ની પદ્યાત્મક લૌકિક કથા

**ઉદયપ્રભસૂરિ (૧)** ઈ. ૧૨મી સદી
જૈ. શ્વે આચાર્ય. રચના : પ્રવચન સારોદ્ધાર -વિષમપદ વ્યાખ્યા સં.), શતક અને કર્મસ્તવની ટીકા (સ )

**ઉદયપ્રભસૂરિ (૨)** ઈ. ૧૩મી સદી
સ્થ. આણહિલ્લપુર પાટણ. જૈ. શ્વે. આચાર્ય. વસ્તુપાલના સમકાલીન. રચના: ધર્માભ્યુદય મહાકાવ્ય (સ , ૧૨૨૧ પછી), સુકૃતકીર્તિ કલ્લોલિની (સ.), વસ્તુપાલસ્તુતિ (સ)., ઉપદેશમાલાવ્યાકરણની કર્ણિકાટીકા (સ.), આરંભસિદ્ધિ (સ , જ્યોતિષ), ખભાત-પૌષધશાલા પ્રશસ્તિ (સ.)

**ઉદયમંદિર** ઈ. ૧૭મી સદીનો આરભ
સ્થળ સેરવાટપુર. જૈ. શ્વે. કૃતિ . ધ્વજ ભુજંગ આખ્યાન (૧૬૧૮)-અર્વા. ગુજ.ની આરભની પદ્યરચના

**ઉદયરત્ન** ઈ. ૧૭-૧૮મી સદીનો સધિ
સ્થળો · ખેડા, હરિયાળા, પ્રભાસ પાટણ, ઊના વગેરે જૈ. શ્વે. કૃતિ · જબુસ્વામિ રાસ (૧૬૯૨), અષ્ટપ્રકારીપૂજારાસ (પાટણમા ૧૬૯૯), સ્થૂલિભિદ્ર રાસ (ઊનામા ૧૭૦૨), મુનિપતિરાસ (પાટણમા ૧૭૦૫), રાજસિંહ રાસ–નવકાર રાસ (અમદાવાદમાં ૧૭૦૫), મલયસુંદરીમહાબલરાસ (ખેડા–હરિયાળામા ૧૭૦૯), યશોધર રાસ (ઊના. ૧,૭,૧૧), લીલાવતી સુમતિવિલાસ રાસ (પાટણ અને ઊના. ૧૭૧૦) વગેરે—અર્વા ગુજ.ની પદ્યરચનાઓ

**ઉદયરાજ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ . બખેરા. જૈ. શ્વે. કૃતિ : ગુણબાવની (૧૬૨૦)–મિશ્રભાષાની પદ્યરચના

**ઉદયવિજય** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ . કિસનગઢ (મારવાડ) જૈ. શ્વે. કૃતિ : શ્રીપાલરાસ (૧૬૭૧), રોહિણીરાસ, મગલકલશરાસ, પાર્શ્વનાથ રાગગીતા (મુ )–બધી અર્વા ગુજ ની પદ્યરચનાઓ

**ઉદયસમુદ્ર (૧)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. કૃતિ · કુલધ્વજકુમારરાસ (૧૬૭૨ લગભગ)–અર્વા. ગુજ.ની પદ્યરચના

**ઉદયસમુદ્ર (૨)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. કૃતિ રસલહરી–કુલધ્વજ કેવલિ ચરિત્ર (૧૭૩૦)–અર્વા ગુજ.ની

**ઉદયસાગર (૧)**
ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના ઉત્તરાધ્યયન દીપિકા ટીકા (સ , ૧૪૯૦)

**ઉદયસાગર (૨)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
સ્થળ: માડવી જૈ શ્વે. કૃતિ: કલ્યાણસાગરસૂરિનો રાસ (ઐતિ. ૧૭૪૫ મુ )-અર્વા. ગુજ. ની

**ઉદયસાગર (૩)** ઈ. ૧૮મી સદીનો મધ્ય.
આંચલિક ગચ્છના જૈ. શ્વે. સાધુ. રચના: સ્નાનપંચાશિકા (સ., ૧૭૪૮)

**ઉદયસિંહ (૧)** ઈ ૧૨મી સદી
શ્રીમલસૂરિના શિષ્ય રચના ધર્મવિધિ-ટીકા (સં., ૧૨૯૭)

**ઉદયસિંહ (૨)** ઈ. ૧૬મી સદીનો અંત
જૈ શ્વે સાધુ રચના. શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ (સં , ૧૫૮૯)

**ઉદયસૂરિ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ
જૈ શ્વે કૃતિ સુરસુંદરી અમરકુમાર રાસ (૧૬૬૨)–અર્વા ગુજ ની

**ઉદયસોમસૂરિ** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ પર્ગોટા જૈ શ્વે કૃતિ· શ્રીપાલરાસ (૧૮૮૨)–અર્વા. ગુજ

**ઉદેરામ** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
કૃતિ તારણીમાતાનો ગરબો, પદસંગ્રહ, બાળલીલા, રાધિકાજીનો ગરબો—ચારે અપ્રસિદ્ધ

**ઉદ્દ્યોતનસૂરિ 'દાક્ષિણ્યચિહ્ન'** ઈ. ૮મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ ભિન્નમાળ (મારવાડ). પિતાનું નામ વડેસર વડેસરના શિષ્ય તત્ત્વાચાર્ય પાસે ઉદ્દ્યોતનસૂરિએ દીક્ષા મેળવેલી આચાર્ય વીરભદ્ર અને સમરાઇચ્ચકહાકાર આચાર્ય હરિભદ્રસૂરિ પાસે વિદ્યાધ્યયન કરેલું એણે એના 'કુવલયમાલા' નામના પ્રાકૃતગ્રંથની રચના જાલોર(જાબાલિપુર)માં વીરભદ્રે બંધાવેલા જૈનમંદિરમા શાક ૭૦૦ (વિ સ ૮૩૫–ઈ સ ૭૭૯)મા કરેલી આ ગ્રંથમા 'અપભ્રંશના નમૂના કોઈ કોઈ મળે છે, તેમ એણે જુદા જુદા દેશની પ્રજાની બોલીના પણ નિર્દેશ કરી લીધેલા છે (સુ)

**ઉદ્ધવ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
સ્થળ· પાટણ ત્રિવેદી મોઢ બ્રાહ્મણ સુપ્રસિદ્ધ કવિ ભાલણનો પુત્ર કૃતિ બભ્રૂવાહન આખ્યાન (મધ્ય ગુજ)–(મુ) આને નામે 'રામાયણ' સ્વ કાંટાવાળાએ છપાવ્યુ છે, પણ પણ એ નવી બનાવટી રચના છે

**ઉદ્ધવદાસ** ઈ ૧૬મી સદીનો અંતભાગ
વૈષ્ણવ કૃતિ· વિષ્ણુસહસ્રનામ (૧૫૯૩–મુ)

**ઉન્નડજી** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
કચ્છના જાડેજ કવિ નીસાજીનો પુત્ર. અભ્યાસ જામનગરમા રચના· ખુશક હમારી (વ્રજ ૧૮૦૧), મહાભારત–અઢીપર્વ (વ્રજ.), કુંડલિયા કકા (વ્રજ.), કર્મબાવની (વ્રજ)

**'ઉપવાસી'** (ભોગીલાલ ગાંધી)
કવિ કૃતિ. સાધના (૧૯૪૪)

**ઉપેંદ્ર છગનલાલ પંડયા** ઈ સ ૧૯૧૯
જન્મ. ૨૫-૧૨-૧૯૧૯. નડિયાદ વડનગરા નાગર બ્રાહ્મણ કાદમ્બરીભાષાંતરકાર સ્વ છગનલાલ હ પંડયાના પુત્ર. ભો જે વિદ્યાભવન, અમદાવાદમાંથી–૧૯૪૩મા એમ. એ (પ્રથમ વર્ગ) રાજકોટની ધર્મેંદ્રસિંહજી કૉલેજમા અધ્યાપક સારા વિવેચક કૃતિ: કાદમ્બરીકથા (૧૯૫૩), સરસ્વતીચંદ્ર (સંક્ષેપ ૧૯૬૦), ગોવર્ધનરામસ્મૃતિમંદિર (સંપા ૧૯૩૦), સભારણુ (ગુ સા. પરિષદના ૧૯ સંમેલનોની ઐતિ રૂપરેખા. ૧૯૪૬), સંક્ષિપ્ત સરસ્વતીચંદ્ર (૧૯૫૧), ગુજરાતની કીર્તિગાથા (અનુ ૧૯૫૨), ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રંથ (સંપા. ૧૯૫૫) સરલ અલંકાર વિવેચન (૧૯૫૬), વગેરે

**ઉપેંદ્ર રવિશંકર ભટ્ટ** ઈ. સ ૧૯૧૬
જન્મ ૧૫-૧૦-૧૯૧૬ અમદાવાદ વ. આમોદ રાયકવાળ બ્રાહ્મણ પ્રાથ માધ્ય. અમદાવાદમા ૧૯૪૦મા અગ્રેજી સાથે બી એ. ૧૯૫૧માં એમ. એ ૧૯૫૮મા પી એચ. ડી. લાલભાઈ દલપતભાઈ વિનયન વિદ્યાલયમા ગુજરાતીના વ્યાખ્યાતા. કૃતિ: નાનો કોશ (રતિલાલ સાં નાયક સાથે, ૧૯૫૪), ચરિત્રસાહિત્ય· સ્વરૂપ અને વિકાસ (૧૯૬૬) સાહિત્યપરિભાષા (૧૯૬૬) વગેરે

**ઉપેંદ્રાચાર્ય નૃસિંહાચાર્ય**
શ્રેય.સાધક અધિકારી વર્ગના સસ્થાપક શ્રી. નૃસિંહાચાર્યજીના મોટા પુત્ર આધ્યાત્મિક વૃત્તિના તત્ત્વચિંતક–ભક્ત કલાદષ્ટિના કવિ. કૃતિ. ઉપેંદ્રગિરામૃત (૧૯૧૦), કીર્તનો (૧૯૨૧), સુદામાખ્યાન (૧૯૨૮), માતૃહૃદયવેદના (૧૯૩૨), ગૌરવવતા ગરબા (૧૯૩૬), નિત્યસદેશ (૧૯૪૮), ઉપેંદ્રતત્ત્વપ્રભા (૧૯૫૪) વગેરે

**ઉમાકાંત** વર્તમાન
કૃતિ: નૂતન સૌરભ અને ગુજરાત–ભાગ ૧–૨ (૧૯૩૭), નર્તકી (૧૯૪૪), બેલા (૧૯૫૫), સુષુમણા (૧૯૫૮), ઠોકર (૧૯૫૯), ભણકાર (૧૯૬૯), મંગળજ્યોતિ (૧૯૫૯) વગેરે નવલકથાઓ

**ઉમાશંકર જેઠાલાલ જોશી** ઈ. સ. ૧૯૧૧
જન્મ. ૨૧-૭-૧૯૧૧ બામણા (તા ઈડર) મેવાડા બ્રાહ્મણ પ્રાથ ઈડર વગેરેમા, માધ્યમિક અમદાવાદ–પ્રોપ્રાએટરી હા. સ્કૂ.મા ૧૯૨૮મા મૅટ્રિક–અમદાવાદમાં પહેલે નબરે કૉલેજશિક્ષણ અમદાવાદ–ગુજ. કૉલેજમાં, ૧૯૩૦માં લડતમા કૉલેજ છોડી સત્યાગ્રહમાં જોડાયા–જેલનિવાસ પાછળથી ૧૯૩૬મા બી એ મુખ્ય વિષય અર્થશાસ્ત્રથી ૧૯૩૮માં એમ. એ ગુજરાતીમા પહેલા વર્ગમા. મુંબઈ, સિડનહામ કૉલેજમા ગુજ ના વ્યાખ્યાતા. ૧૯૩૯થી ગુજ. વિદ્યાસભા–અમદાવાદના અનુસ્નાતક વર્ગમા ગુજરાતીના અધ્યાપક. ૧૯૪૭–નિવૃત્ત. 'સંસ્કૃતિ'માસિક શરૂ કર્યું. ૧૯૩૮ના વર્ષમા રણજિતરામ સુવર્ણચંદ્રક ૧૯૫૪મા મુંબઇ યુનિ.ના ઠા. વસનજી માધવજી ભાષણો. ૧૯૫૪-૭૦ ગુજ. યુનિ. ભાષાભવનના અધ્યક્ષ. ૧૯૬૬ના અંતમા ગુજ. યુનિ ઉપકુલપતિ પણ ૧૯૩૮મા ગુજ. સા પરિષદના દિલ્હી અધિવેશનના પ્રમુખ. ૧૯૩૧માં 'વિશ્વશાંતિ' નામનુ ખંડકાવ્ય અને પછી કવિતા અને ટૂંકી વાર્તાના ક્ષેત્રે પ્રધાન નાટિકા અને વિવેચનક્ષેત્રે પણ ઉચ્ચ કક્ષા કૃતિ. વિશ્વશાંતિ (કા. ૧૯૩૧), અખો એક અધ્યયન (૧૯૪૧), ક્લાન્ત કવિ (સંપા ૧૯૪૨), આતિથ્ય (૧૯૪૬), ગંગોત્રી (કા સ), અંતરાય (કા સ, ૧૯૪૭), પ્રાચીના (કા. સ), પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ–૧૯૪૬), અખાના છપ્પા (સંપા.), નિશીથ (કા સ), વસંતવર્ષા (કા સ), સાપના ભારા (નાટિકાસંગ્રહ), અભિરુચિ (કા સં.), નિરીક્ષા (લે સ) ૧૯૩૦) શૈલી અને સ્વરૂપ (વિવે) ગોષ્ઠી (વિવે. ૧૯૫૧), ઉઘાડી બારી, સમસંવેદન, પ્રેમાનંદકૃત દશમસ્કંધ (૨૮ અધ્યાય ડૉ ભાયાણી સાથે સંપાદન, ૧૯૬૬) વગેરે

**ઉમિયાશંકર ખુશાલદાસ જોશી**
પત્રકાર. કૃતિ. બ્રિટિશ રાજની બલિહારી. (૧૮૯૭, બી આ. ૧૯૦૦)

**ઉમિયાશંકર હરિશંકર પંડ્યા**
નડિયાદ પત્રકાર. કૃતિ· આર્યદુ ખદર્શક (ના. ૧૮૮૨), ગુજરાતી વીર (ક્રા —જયશિખરીનો પ્રસગ)

**ઉમેદચંદ (૧)** ઈ. ૧૯મી સદીનો આરભ
ક્ષમાકલ્યાણના શિષ્ય. રચના: પ્રશ્નોત્તરશતક (સ , ૧૮૨૫)

**ઉમેદચદ (૨)** ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ· ભાવનગર. જૈ. શ્વે. કૃતિ. આર્દ્રકુમારનો રાસ (૧૮૯૫ મુ), ગજસુકુમારની ઢાળ (૧૮૯૫ મુ), અર્જુનમાલી મુનિની ઢાળ (૧૮૯૫ મુ.), અયમંતા મુનિની ઢાળ (૧૮૯૫. મુ.), અમરકુમારની ઢાળ (૧૮૯૮. બોરસદમા. મુ), હરકેશી મુનિનો રાસ (૧૮૯૯. ગઢડામાં મુ) વગેરે અનેક રચનાઓ

**ઉમેદભાઇ અવરાણી**
કૃતિ: કીટકપરિચય (૧૯૫૧), કીટક મિત્રો

(૧૯૫૧), ઘરનાં જીવડા (૧૯૫૧), વગડાનાં વાસી (૧૯૫૧)

**ઉમેદભાઇ મોતીચંદ મણિયાર** ઈ. સ. ૧૯૦૯

જન્મ ૨૩-૪-૧૯૦૯. જામનગર. મુબઇની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાથી બી એ. થઈ ૧૯૩૯માં એમ. એ. થયા. મુબઈની શ્રીનાથીબાઈ મહિલા યુનિવર્સિટીમાં અગ્રેજીના વાચક અને ઉપાચાર્ય. નવલિકાલેખક. કૃતિ: પાંખ વિનાના (મૌલિક નવલિકાસગ્રહ ૧૯૪૫; બી. આ. ૧૯૫૪)

**ઉમેશ કવિ** વર્તમાન

કૃતિ: ઘરકૂકડી (ના. ૧૯૪૨), વારસ (નવલ. ૧૯૪૬), માતૃવૈભવ (કા. સં., ૧૯૬૩)

**ઉમ્મર શાયર** વર્તમાન

કચ્છ-માડવી તાલુકાના બાયઠના (વતની. રચના: કચ્છી કાફીઓ અને પિરોલીઓ

**ઉવ્વટ** ઈ ૧૧મી સદી

આનદપુર-વડનગરના નાગર બ્રાહ્મણ. રચના: યજુર્વેદ-ભાષ્ય (સ.), ઋક્પ્રાતિશાખ્ય—યજુ પ્રાતિશાખ્ય-બૃહત્સર્વાનુક્રમનાં ભાષ્યો (સ.) ધારાનગરીના ભોજદેવ પરમારના દરબારમાં હતા.

**ઊજમશી બાપુલાલ કાપડિયા**

સ્થ. ધધુકા. મોઢ વણિક. બી. એ ૧૯૧૯થી ધંધુકા હાઈસ્કૂલમા શિક્ષક. રચના. શ્રીવલ્લભચરિત્ર, શ્રીવિઠ્ઠલપ્રભુનુ જીવનચરિત્ર, પુષ્ટિમાર્ગનું રહસ્ય વગેરે લેખો. 'પુષ્ટિસુધા'ના તંત્રી હતા.

**ઋણછોડદાસ માધવદાસ**

નવયુગના વાઘા ધારણ કરનાર કવિ.

કૃતિ: ઋણછોડવાણી-ભાગ ૧-૨ (૧૯૨૪-૨૯)

**ઋદ્ધિવિજય** ઈ. ૧૮મી સદીનો આરભ

સ્થળ. ઔરંગાબાદ વગેરે. જૈ. શ્વે. કૃતિ: રોહિણીરાસ (૧૭૧૫) વગેરે અર્વા. ગુજ.

**ઋદ્ધિસાગર** ઈ ૧૯મી સદીનો મધ્ય

જૈ. શ્વે. સાધુ. રચના: નિર્ણયપ્રભાકર (સ, બાલચદ પાઠક સાથે, ૧૮૭૮)

**ઋષભદાસ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: ખંભાત. જૈ. શ્વે. શ્રાવક. પ્રતિષ્ઠિત રાસકાર. કૃતિ: વ્રતવિચારરાસ (૧૬૦૯,) સુમિત્રરાજર્ષિ રાસ (૧૬૧૧), સ્થૂલિભદ્રરાસ (૧૬૧૨), નેમિનાથ નવ રસો (૧૬૧૦), કુમારપાલરાસ (૧૬૧૩), જીવવિચારરાસ (૧૬૧૯), અજાપુત્રરાસ (૧૬૨૧), ભરતબાહુબલિરાસ (૧૬૨૧ મુ), સમકિતસાર રાસ (૧૬૨૨), શ્રેણિકરાસ (૧૬૨૫), હિતશિક્ષારાસ (૧૬૨૬. મુ.), રોહિણિઆ મુનિ રાસ (૧૬૨૭), હીરવિજયસૂરિના બાર બોલનો રાસ (૧૬૨૭), મલ્લિનાથ રાસ (૧૬૨૮), હીરવિજયસૂરિરાસ (૧૬૨૮ મુ) વગેરે-પચાસથી વધુ કૃતિઓ-અર્વા. ગુજ.ના આરભની

**ઋષભવિજય** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: બારેજા. જૈ. શ્વે કૃતિ. સ્થૂલિભદ્ર સજ્ઝાય (મુ.), વત્સરાજરાસ (૧૮૨૫), નેમિનાથ વિવાહલો (૧૮૨૯), રામસીતાનાં ઢાલિયાં (૧૮૪૬) વગેરે અર્વા. ગુજ ની રચનાઓ

**ઋષભસાગર (૧)**

ઈ ૧૭મી સદીનો અંતભાગ

સ્થળ: આગરા. જૈ. શ્વે. કૃતિ: વિદ્યાવિલાસરાસ, ગુણમંજરી વરદત્ત, ચોપઈ (આગરામાં ૧૬૯૧)-અર્વા. ગુજ.

**ઋષભસાગર (૨)** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

સ્થળ: પોરબદર વગેરે. જૈ. શ્વે. કૃતિ. વિનયચટરાસ (૧૭૮૩), શત્રુંજયરાસ (૧૭૮૬), પ્રેમચદસંઘવર્ણન રાસ (મુ), સિદ્ધાચલરાસ (ઐતિ, સુરતમા ૧૭૮૭)—અર્વા. ગુજ.

**ઋષિવર્ધનસૂરિ**

ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ

સ્થળ: ચિત્તોડ આંચલિક જયકીર્તિના શિષ્ય જૈ શ્વે. કૃતિ. દવદતિરાસ (૧૪૫૬. -મધ્ય ગુજ., જિનેંદ્રાતિશયપચાશિકા મુ) (સં, ૧૪૫૬)

**એની ચંદ્રકાંત સરૈયા** ઈ. સ ૧૯૧૭

જન્મ: ૯-૧૦-૧૯૧૭ મુબઈ. દેવીદાસ જે. દેસાઈ સોલિસિટરનાં પુત્રી વણિક. ૧૯૩૯માં મુબઈ-એલ્ફિન્સ્ટન કૉ.માંથી બી. એ સામાજિકકાર્યકર રચના: નૂપુર (કા. સ.), તારલિયા (બાલગીતો ૧૯૫૮) —આ છેલ્લા ગ્રંથનો અ. અનુવાદ

**એમ. એ. સુરૈયા, ડૉ.**

સરળ-પ્રાસાદિક-પદ્યાનુવાદક કૃતિ: જતિ ('હર્મિટ' કાવ્યનો અનુ. ૧૯૩૯)

**એરચ જહાંગીર તારાપોરવાળા**

ઈ સ ૧૮૮૪-૧૯૫૬

૧૮૮૪. હૈદરાબાદ (દક્ષિણ). વ તારાપોર (જિ. સુરત). ૧૮૯૮મા મુબઈ-ભરડા હાઈસ્કૂલમાથી મૅટ્રિક. ૧૯૦૩ અગ્રેજી-સસ્કૃતથી બી.એ. ૧૯૦૯મા ઇગ્લૅન્ડ જઈ બૅરિસ્ટર ૧૯૧૧માં કેમ્બ્રિજના બી એ. ·વુર્ત્સબર્ગ (જર્મની)ની યુનિ.ના પીએચ.ડી. ૧૯૦૯-૧૦-બે વર્ષ બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજમા અગ્રેજીના અધ્યાપક. ૧૯૧૪માં મુબઈ યુનિ.માં 'તુલનાત્મક ભાષાશાસ્ત્ર' ઉપર વ્યાખ્યાનો. સસ્કૃત-પ્રાકૃત-દેશભાષાઓના પ્રથમ કક્ષાના ભારતીય ભાષાશાસ્ત્રી. ૧૯૧૭-૨૯ કલકત્તા યુનિ. અધ્યાપક. મૃત્યુ. ૧૫-૧-૧૯૫૬. કૃતિ. અપો જરથુસ્ત્ર, સિલેકશન ફ્રૉમ કલાસિકલ ગુજરાતી લિટરેચર બે ભાગમા (જૂની ગુજ.નાં કાવ્યોનો સગ્રહ) બાકીના અગ્રેજીમા ગ્રંથો: સિલેક્શન્સ ફ્રૉમ અવેસ્તા ઍન્ડ ઓલ્ડ પર્સિયન, ધ રિલિજ્યન ઑફ જરથુસ્ત્ર, સમ આસ્પેક્ટ્સ ઑફ હિસ્ટરી ઑફ ઝોરોસ્ટ્રિનિઝમ, એલિમેન્ટ્સ ઑફ સાયન્સ ઑફ લેંગ્વેજ વગેરે સખ્યાબધ ગ્રંથો

**એસ્તેરબાઈ ખીમચંદ**

કૃતિ: સદ્બોધ કાવ્ય (૧૮૯૫)-ખ્રિસ્તી ગુજરાતી તરફથી મળેલું પહેલું સારુ કાવ્ય. સ્ત્રી કવિ તરીકે ગણ્ય કોટિ

**ઓધવદાસજી** ઈ. સ ૧૮૮૯-૧૯૫૬

કચ્છ-અબડાસાના જખૌના ભણસાલી હેમરાજના પુત્ર. જન્મ સં. ૧૯૪૫ના ચૈત્ર સુદિ ૯ કોઈ શકરાનદજીની ગાદીના પૂર્ણકામજી પછી સચાલક. ઈશ્વરનગર ગુરુકુલના સ્થાપક અવસાન. સ ૨૦૧૩ના પોષ સુદિ ૧૩ રવિ. રચના પદો (હિદી અને ગુજ.)

**કંચનપ્રસાદ કેશવલાલ છાયા**

ઈ. સ. ૧૯૦૮

જન્મ. ૧૩-૧૧-૧૯૦૮. સ્થ કચ્છ-ભૂજ. અમદાવાદ-ગુજરાત કૉલેજમાથી બી એ, પછી એલએલ બી, અમદાવાદમા વકીલાત. પછી ભૂજમા વકીલાત કચ્છના ગણ્ય કોટિના સશોધક વિદ્વાન રચના કાવ્યસગ્રહ.

**કકલભાઈ રવજીભાઈ કોઠારી**

ઈ સ. ૧૯૦૪-૧૯૬૬

જન્મ ૧૨-૧૦-૧૯૦૪ ગોડળ. જૈન વણિક પ્રાથ માધ્ય ગોડળમા, ઉચ્ચ અભ્યાસ મુબઈ અને પછી ગુજ. વિદ્યાપીઠ-અમદાવાદ. ૧૯૨૧મા ત્યાંથી સ્નાતક ૧૮૨૧-૨૩ અધ્યાપન. પછી ૧૯૨૩થી 'સૌરાષ્ટ્ર' કાર્યાલય, રાણપુરમા તત્રીખાતામા. ૧૯૩૩મા છૂટા થયા અને ૧૯૩૦થી 'નવ સૌરાષ્ટ્ર' સાપ્તાહિક અમદાવાદમા, ૧૯૪૨થી 'પ્રભાત' દૈનિક પણ. અવસાન: ૩૧-૫-૬૬. કૃતિ છત્રપતિ શિવાજી મહારાજ (૧૯૨૭), ઝડાવારી મહર્ષિ દયાનદ (૧૯૨૬), નરવીર લાલાજી (૧૯૨૯), ત્રિલોચના (નવલ. ૧૯૩૫), બુઝાતો દીપક (ન. ૧૯૨૬), સુભાષચદ્ર (૧૯૩૭) વગેરે

**કક્કસૂરિ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વે. કૃતિ: લીલાવતી ચોપાઈ (૧૫૪૦) -મધ્ય. ગુજ.ની પદ્યરચના

**કડુઓ** ઈ ૧૬મી સદીનો આરંભ
સ્થળ ઉ. ગુજરાત જૈ શ્વે શ્રાવક. કૃતિ. લીલાવતી રાસ-મધ્ય. ગુજ ની પદ્યરચના

**કનકકવિ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
સ્થળ: ઉ ગુજરાત જૈ. શ્વે. સાધુ. કૃતિ મેઘકુમાર રાસ (૧૫૨૬-૫૬ વચ્ચે)-મધ્ય ગુજ થી પદ્યરચના

**કનકકીર્તિ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ બિકાનેર જેસલમેર વગેરે. જૈ શ્વે સાધુ કૃતિ નેમનાથરાસ (૧૬૩૬) દ્રૌપદી રાસ (૧૬૩૭)-મધ્ય ગુજ.ની પદ્યરચનાઓ

**કનકકુશલ (૧)** ઈ ૧૬મી સદીનો અંતભાગ
જૈ.શ્વે સાધુ આ હીરવિજયસૂરિના વિજયસેનસૂરિના શિષ્ય કૃતિ. વરદત્ત ગુણમંજરીકથા, સૌભાગ્યપંચમી કથા, જ્ઞાનપંચમી કથા-ત્રણે બાલાવબોધ (૧૫૯૯)-મધ્ય ગુજ ગદ્ય, જિનસ્તુતિ (સં.,(૧૫૮૫),સાધારણ જિનસ્તવન-અવચૂરિ (સં), રત્નાકરપંચવિંશતિકા-ટીકા (સં), સુરપ્રિયકથાનક (સં, ૧૬૦૦), રૌહિણેયકથાનક (સં., ૧૬૦૧) વગેરે

**કનકકુશલ (૨) કે કનકસુંદર** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ સોજત શહેર (મારવાડ) જૈ. શ્વે. સાધુ કૃતિ: હરિશ્ચંદ્ર રાજાનો રાસ) (૧૬૫૦, મુ)-અર્વા ગુજ ની આરંભની પદ્યરચના

**કનકકુશલજી** ઈ. ૧૮મી સદી
કચ્છના જૈનયતિ ગ' લખપતે ભૂજમા સ્થાપેલી વ્રજભાષા-પાઠશાળાના પહેલા આચાર્ય રચના લખપતમંજરીનામમાળા (વ્રજ, ૧૭૩૮), સુંદરશૃંગારની ટીકા (વ્રજ)

**કનકચંદ્ર** ઈ ૧૨મી સદી
જૈ શ્વે. સાધુ રચના: પૃથ્વીચંદ્રટિપ્પણ (સં, ૧૧૭૦)

**કનકનિધાન** ઈ ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ કૃતિ રત્નચૂડ વ્યવહારી રાસ (૧૬૭૧, મુ)-અર્વા. ગુજ. પદ્ય.

**કનકપ્રભ** ઈ. ૧૨મી સદી
સ્થ અણહિલ્લપુર પાટણ જૈ. શ્વે. સાધુ ચંદ્રગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય રચના: હેમન્યાયસારનો સમુદ્ધાર (સં)

**કનકવિલાસ** ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ જેસલમેર જૈ. શ્વે. સાધુ કૃતિ: દેવરાજ વચ્છરાજ ચોપાઈ (૧૬૮૨) અર્વા ગુજ. પદ્ય.

**કનકસુંદર (૧)** ઈ ૧૭મી સદીનો આરંભ
સ્થળ સાચોર (મારવાડ) જૈ. શ્વે સાધુ. કૃતિ. ગુણધર્મ કનકવતી પ્રબંધ (૧૬૦૬), કર્પૂરમંજરી (૧૬૦૬), સગાલસાહરાસ (૧૬૧૦)-મધ્ય ગુજ.ની પદ્યરચનાઓ

**કનકસુંદર (૨)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ. કૃતિ જ્ઞાતાધર્મકથાંગનો બાલાવબોધ (૧૬૬૫)-મધ્ય. ગુજ. ગદ્ય.

**કનકસોમવાચક** ઈ. ૧૬મીસદીનો ઉત્તરાર્ધ
સ્થળ મુલતાન,ખંભાત, અમરસર, આગરા વગેરે જૈ. શ્વે. સાધુ કૃતિ મંગલકલશફાગ (મુલતાનમાં. ૧૫૬૨).જઇતપદવેલિ(૧૫૬૯), આષાઢભૂતિરાસ (૧૫૮૧), આર્દ્રકુમાર ચોપઈ (જેસલમેર-મારવાડના અમરસરમાં. ૧૫૮૭)-મધ્ય ગુજ. પદ્યરચના

**કનકામર** ઈ ૧૧મી સદી
દિગંબર જૈન રચના કરકંડુચરિત (અપ.)

**કનુભાઈ હકૂમતરાય દેસાઈ**
ઈ. સ. ૧૯૦૭

જન્મ ૧૨-૩-૧૯૦૭ અમદાવાદ બ્રહ્મક્ષત્રિય ગુજ વિદ્યાપીઠ-અમદાવાદમાં વિદ્યાભ્યાસ શ્રી. રવિશંકર મ. રાવળના શિષ્યવર્ગમાંના એક શાંતિનિકેતન-બંગાળનો ડિપ્લોમા. શ્રી નંદલાલ બસુ પાસે પણ તાલીમ. ૧૯૩૮ ના વર્ષનો ચિત્રકલાસિદ્ધિ માટે ગુજ. સા. સભા-અમદાવાદનો રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો ભિન્ન ભિન્ન પ્રકારની ચિત્રકલામાં નિષ્ણાત તેથી અનેક પારિતોષિકોના વિજેતા. સિનેમાસૃષ્ટિના ચિત્રકલાવિદ. સંખ્યાબંધ સિને ચિત્રોમા ચિત્ર-નિયામક. પ્રસિદ્ધ ચિત્રસંપુટો. ગીતગોવિંદ, મહાત્મા ગાંધી, મંદિર, શિલ્પી, ઋતુઓ, રાગિણી, પ્રેરણા, ગાયત્રી વગેરે

**કનૈયાલાલ ચંદુલાલ**

કૃતિ: રસો વૈ સ: (૧૯૫૮), રહસ્યપદ્ધ-દર્શન (૧૯૬૧)

**કનૈયાલાલ ભાઈશંકર દવે:**
ઈ. સ. ૧૯૦૭-૧૯૬૯

જન્મ: ૨૫-૧-૧૯૦૭ રણુજ (તા. પાટણ) વ.. પાટણ મોઢ બ્રાહ્મણ છ (આજના ૧૦) ધોરણ સુધીનો અભ્યાસ. સ. પરીક્ષાઓ ઉપરાંત વડોદરાની 'સ્માર્ત યાજ્ઞિક' પદવી. શ્રીશંકરાચાર્ય (દ્વારકા) તરફથી 'કર્મ-કાંડવિશારદ.' પુરાતત્ત્વ અને ઇતિહાસનો સમર્થ અભ્યાસ. સામયિકોમા આ વિષયના અનેક લેખો. અવસાન ૧૫-૭-૧૯૬૯. કૃતિ સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ (૧૯૩૫), વડનગર) (૧૯૩૭), સરસ્વતીપુરાણ (સાનુ ૧૯૪૦), ગુજરાતનુ મૂર્તિવિધાન.

**કનૈયાલાલ માણેકલાલ મુનશી**
ઈ સ ૧૮૮૭-૧૯૭૧

જન્મ: ૨૯-૧૨-૧૮૮૭. ભરૂચ ભાર્ગવ બ્રાહ્મણ. ૧૯૦૨મા મૅટ્રિક ૧૯૦૬મા વડોદરા કૉલેજમાંથી બી.એ ૧૯૧૦મા મુંબઈથી એલ-એલ.બી ૧૯૧૩મા મુંબઈમા વકીલાત શરૂ કરી સ્વ રણજિતરામ વાવાભાઈ મહેતાની મૈત્રી ૧૯૨૨માં મુંબઈમાં 'સાહિત્ય સંસદ' સ્થાપી એને આશરે ૧૯૨૬માં ૮મી ગુજ. સા. પરિષદ મુંબઈમા ભરી ત્યારથી બંને સંસ્થાઓ એકાત્મક થઈ નવલકથાકાર તરીકે ૧૯૧૩ લગભગથી વિકાસ 'ગુજરાતી' સાપ્તાહિકની દૃષ્ટિથી એક બાજુ સાહિત્યલેખનનો ભારે વિકાસ, 'વીસમી સદી' માસિકમા અને પછી 'ગુજરાત' માસિકમા એક પછી નવલકથાઓના પ્રકાશનોની અને બીજી બાજુ રાજકારણમા પણ ઉત્તરોત્તર ભારે પ્રગતિ બારડોલી સત્યાગ્રહમાં અણીને વખતે જોડાઈ સારો વેગ આપ્યો. સત્યાગ્રહની લડતમાં ગાંધીજીના નિકટના સૂરી. જેલનિવાસ ૧૯૩૮મા મુંબઈ-પ્રાંતમાં કોંગ્રેસ સત્તા ઉપર આવતા ગૃહમંત્રી બન્યા. ૧૩મી ગુજ. સા. પરિષદના કરાચીમા પ્રમુખ ૧૯૩૮માં. ૧૯૩૯માં પાટણ હેમ સારસ્વત સત્રનુ આયોજન આ પછી નડિયાદ ૧૯૫૫મા પણ ગુજ. સા. પરિષદના પ્રમુખ થયા. ૧૭મા હિંદી સાહિત્ય સંમેલનના ઉદેપુર અધિવેશનના પ્રમુખ થયા. ૧૯૪૨થી ફરી સ્વરાજ્યની ચળવળમા ગાંધીજીના સાથમા. ૧૯૪૭માં સ્વરાજ્ય મળતાં દેશીરાજ્યોના વિલીનીકરણ વખતે એમને સ્વ. વલ્લભભાઈ પટેલે હૈદરાબાદ ખાતે મૂકેલા. ત્યાં મુત્સદ્દીગીરીએ રઝાકારોને નિષ્ફળ બનાવ્યા, હૈદરાબાદના નવાબે ભારત સરકારનું શરણ સ્વીકાર્યું. એ પછી કેન્દ્ર સરકારમા મહેસૂલ મંત્રી. નિવૃત્ત થતાં ઉત્તર પ્રદેશના રાજ્યપાલ ત્યાથી નિવૃત્ત થયા પછી શ્રી રાજગોપાલચારીના 'સ્વતંત્રપક્ષ'ના હિમાયતી, છતાં ગુજરાતની સાંસ્કૃતિક પ્રવૃત્તિના સૂત્રધાર ૧૯૩૮મા મુંબઈમા ચોપાટીઉપર 'ભારતીય વિદ્યાભવન' સ્થાપ્યું અંધેરી તેમજ ચોપાટી ઉપર કૉલેજો સ્થાપી સ્વદેશની સાચી ભાવના જીવનમાં અને સાહિત્યમા ચરિતાર્થ કરવામાં, 'ભારતીય અસ્મિતા'ને મૂર્ત કરવામા, ગુજરાતી સાહિત્યને અને ભારતના ઇતિહાસને વિશુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવામાં એમનો અપ્રતિમ ફાળો. આરૂઢ નવલકથાકાર, નાટ્યકાર, વિવેચક અને સંશોધક, દિશાદર્શક, પ્રેરક. અવસાન: ૮-૨-૧૯૭૧. કૃતિ: નવલિકા મારી કમલા અને બીજી વાતો (૧૯૧૨); નવલકથાઓ-

સામાજિક: વેરની વસૂલાત (૧૯૧૩), કોનો વાંક (૧૯૧૫), સ્વપ્નદ્રષ્ટા (૧૯૨૪), તપસ્વિની-ભાગ ૧ થી ૩(૧૯૫૭-'૫૮), ઐતિહાસિક: પાટણની પ્રભુતા (૧૯૧૬), ગુજરાતનો નાથ (૧૯૧૭), પૃથ્વીવલ્લભ (૧૯૨૦-૨૧), રાજાધિરાજ (૧૯૨૨), ભગવાન કૌટિલ્ય (૧૯૨૩), જયસોમનાથ (૧૯૪૦), ભગ્નપાદુકા (૧૯૫૬), પૌરાણિક: લોપામુદ્રા (૧૯૨૨), લોમહર્ષિણી (૧૯૪૫), ભગવાન પરશુરામ (૧૯૪૬) કૃષ્ણાવતાર (૧૯૬૩થી છ ખડોમા), નાટકો: સામાજિક: વાવા શેઠનું સ્વાતંત્ર્ય (૧૯૨૧), બે ખરાબ જણ (૧૯૨૪), આજ્ઞાંકિત (૧૯૨૭), કાકાની શશી (૧૯૨૮), સ્નેહસભ્રમ (૧૯૩૧), બ્રહ્મચર્યાશ્રમ (૧૯૩૧), પીડણ સ્ત્રી પ્રોફેસર (૧૯૩૩), ડૉ. મધુરિકા (૧૯૩૬), છીએ તે જ ઠીક (૧૯૪૮), વાહ રે મેં વાહ (૧૯૫૩); પૌરાણિક: લોપામુદ્રા ભાગ ૨ થી ૪ (૧૯૩૩-૩૪), પૌરાણિક નાટકો (૧૯૩૦); ઐતિ.: ધ્રુવસ્વામિની દેવી (૧૯૨૯); જીવનકથા: નરસૈંયો ભક્ત હરિનો (૧૯૩૩), શિશુ અને સખી (૧૯૩૨), નર્મદ (૧૯૩૯); આત્મકથા: અડધે રસ્તે (૧૯૪૩), મારી બિનજવાબદાર કહાણી (૧૯૪૨), સીધા ચઢાણ (૧૯૪૩), સ્વપ્નસિદ્ધિની શોધમા (૧૯૫૩), વિવેચનનિબધો: કેટલાક લેખો (૧૯૨૬); થોડાક રસદર્શનો (૧૯૩૩), આદિ વચનો (૧૯૩૩), નરસિંહયુગના કવિઓ (૧૯૬૨); 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર (અંગ્રેજીમાં. ૧૯૩૫), 'ધ ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જર દેશ' (અ., ૧૯૪૩), 'ધી અર્લી આર્યન્સ ઇન ગુજરાત (અં., ૧૯૪૧) અંગ્રેજીમા ૨૪-૨૫ જેટલા ગ્રંથો; અંગ્રેજી-ગુજરાતીમા અનેક લેખો

**કપિલ મુનિ** ઈ. પૂ. ૬ઠ્ઠી સદી

સિદ્ધપુર પાસે વટેશ્વર નામના સ્થાનમાં વાસ. કર્દમ ગોત્રના બ્રાહ્મણ (પૌરાણિક માન્યતા પ્રમાણે) સેશ્વર સાંખ્યદર્શનના પુરસ્કારક

**કપિલરામ નરભેરામ અધ્વર્યુ**

કૃતિ: જાગીને જોઉં તો-ભાગ ૧-૨ (૧૯૫૮)

**કમલપ્રભ** ઈ. ૧૪મી સદીનો આરભ

પૂર્ણિમાગચ્છના ચક્રેશ્વરસૂરિ-ત્રિદશપ્રભ-તિલક ધર્મપ્રભ-અભયપ્રભ-રત્નપ્રભસૂરિની પરંપરામા રત્નપ્રભસૂરિના શિષ્ય રચના: પુંડરીકચરિત્ર (સ., ૧૩૧૬)

**કમળાશંકર જેઠાલાલ મહેતા**

ઈ. સ ૧૯૨૦;

જન્મ: ૨૬-૧૨-૧૯૨૦. વડથાળી (મહેદાવાદ, જિ. ખેડા). વાલમ બ્રાહ્મણ. ૧૯૩૭માં મૅટ્રિક. ૧૯૪૩માં એલએલ. બી. ૧૯૪૪માં બી. એ. ૧૯૪૯માં ઍડવોકેટ. ૧૯૫૫માં હિંદી વિનીત. ૧૯૪૫માં અમદાવાદમાં વકીલાત. ૧૯૪૯માં પોરબદરથી ન્યાયખાતમા. કૃતિ સમર્પણ (૧૯૬૦), મૃત્યુંજય (નવલિ ૧૯૬૫)

**કમલકીર્તિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: હાજીખાનદેશ. જૈ. શ્વે. સાધુ. કૃતિ: મહિપાલ ચોપઈ (૧૬૧૯)-મધ્ય. ગુજ.ની પદ્યરચના

**કમલમેરુ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ

સ્થળ. કવિદ્રા. જૈ. શ્વે. સાધુ. કૃતિ: કલાવતી ચોપાઇ (૧૫૩૮)-મધ્ય.ગુજ.ની પદ્યરચના

**કમલવિજય (૧)** સ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: જાલોર જૈ. શ્વે સાધુ. કૃતિ. દંડકસ્તવન (૧૬૨૫), સીમધર સ્વામિવિજ્ઞપ્તિરૂપસ્તવન (જાલોરમા. ૧૬૨૬)

**કમલવિજય (૨)** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

સ્થળ: સિવાણા જૈ. શ્વે સાધુ, કૃતિ: જંબૂ ચોપઈ (૧૬૩૬)-અર્વા. ગુજ.ની આરભની પદ્યરચના

**કમલવિજય (૩)** ઈ ૧૮મી સદીનો મધ્યભાગ

સ્થળ: વિસનગર. જૈ. શ્વે સાધુ. કૃતિ: ચદ્રલેખારાસ (૧૭૬૩) અર્વા. ગુજ.ની પદ્યરચના.

**કમલશેખર** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ

સ્થળ: સુરત, માંડળ, ખંભાત વગેરે. જૈ. શ્વે. સાધુ. કૃતિ. નવતત્ત્વ ચોપાઈ (સુરત, ૧૫૫૨), પ્રદ્યુમ્નકુમાર ચુપઈ (માડળ, ૧૫૬૯), ધર્મમૂર્તિગુરુફાગ-ત્રણે મધ્ય.ગુજ.ની પદ્યરચના

**કમલસંયમ ઉપાધ્યાય**

ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

ખ્ર્. ખરતગચ્છના જિનસાગરસૂરિના શિષ્ય. રચના: ઉત્તરાધ્યયન-સર્વાર્થસિદ્ધિ વૃત્તિ. (સ., ૧૪૮૮), કર્મસ્તવ વિવરણ (સ., ૧૪૯૩), સિદ્ધાંતસારોદ્ધાર-સમ્યક્ત્વોલ્લાસ ટિપ્પણ (ગુજ. ગદ્ય)

**કમલહર્ષ** ઈ.૧૬મી સદીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે. સાધુ. કૃતિ: અમરસેન વયરસેન રાસ (૧૫૮૪), નર્મદાસુદરી પ્રબંધ (૧૫૮૬) મધ્ય. ગુજ.ની પદ્યરચનાઓ

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી**

ઈ સ. ૧૮૫૭-૧૯૨૫

જન્મ: ૧૧-૧૦-૧૮૫૭ સુરત. વડનગરા નાગરબ્રાહ્મણ. ૧૮૭૮માં બી એ. સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળે શિક્ષક, પછી ભાવનગર શામળદાસ કૉલેજમા સ.ના અધ્યાપક. બાદ મુબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં. છેલ્લે અમદાવાદની પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજના આચાર્ય અને 'ગુજરાત શાળાપત્ર'ના સંપાદક. ૧૯૨૪ની ૭મી ગુજ. સા. પરિષદના ભાવનગરમાં પ્રમુખ. સસ્કૃત અને ગુજરાતી ભાષા અને વ્યાકરણના ઉચ્ચ કોટિના જ્ઞાતા. વ્યાકરણકાર ગુજરાતી નવી વાચનમાલા સમિતિના એક સભ્ય હતા અને સખ્યાબંધ પાઠો લખેલા. કૃતિ: ઈંગ્લૅડનો ટૂંકો ઇતિહાસ (૧૮૮૭), શાંકરભાષ્ય (અનુ. ૧૯૦૭), શિક્ષણશાસ્ત્રના મૂળ તત્ત્વ (૧૯૧૩), લઘુ વ્યાકરણ (૧૯૧૬), મધ્ય વ્યાકરણ (૧૯૧૭), બૃહદ્ વ્યાકરણ (૧૯૧૮), કાવ્યસાહિત્યમીમાંસા (૧૯૩૦) વગેરે સસ્કૃત ભાષાનાં ઉચ્ચ કોટિના સપાદન: ભટ્ટિકાવ્ય (૧૮૯૮), રેખાગણિત (૧૯૦૧-૨), એકાવલી (૧૯૦૮), પ્રતાપરુદ્રીય (૧૯૭૯), ષડભાષાચંદ્રિકા (૧૯૧૬), પ્રક્રિયાકૌમુદી.

**કમળાશંકર વિશ્વનાથ રાજગુરુ**

ઈ. સ. ૧૮૯૬

રાજપીપળા બ્રાહ્મણ. મૅટ્રિક્યુલેટ કૃતિ: વાસતી અથવા વારાંગના કે વીરાંગના (નવલ.), સમરાંગણની સુદરી અથવા મોગલ સમ્રાટની હિંદુ ધર્મભગિની (ઐતિ. નવલ)

**કરમઅલી રહીમભાઈ નાનજિયાણી**

ગુજ ઉર્દૂ. કચ્છીના કવિ. ખોજા. દલપતશૈલીના. કૃતિ: કરમ કાવ્ય (કા.સ., ૧૯૨૧)

**કરણસિંહ લાલસિંહ ઠાકોર** ઈ. ૧૮૯૫

જન્મ: ૩૦-૮-૧૮૯૫. રાજપૂત. પ્રાથ. માધ્ય. બાટવા-કુતિયાણા-રાજકોટ-ભાવનગર. ૧૯૧૩માં મૅટ્રિક. ૧૯૧૮માં જૂનાગઢથી બી. એ. ૧૯૨૦-૨૫ ભારતના સ્થળોમા વેપાર અર્થે. ૧૯૨૬-૫૫ જૂનાગઢ હાઈસ્કૂલમાં શિક્ષક. બીલખાના સ્વ શ્રીનથુરામ શર્માના શિષ્યત્વે લેખનપ્રવૃત્તિ કૃતિ વ્રજવિહાર યાને મથુરાની તીર્થયાત્રા (૧૯૨૫), માનવ કર્તવ્ય. (૧૯૫૩), વગેરે ૩૬ રચનાઓ. શ્રી નથુરામ શર્મા વિશે આમાં સખ્યાબધ પુસ્તકો છે; થોડા અગ્રેજીમા પણ.

**કરમચંદ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: કાલધરી જૈ. શ્વે શ્રાવક. કૃતિ: ચંદરાજાનો રાસ (૧૬૩૦)-અર્વા. ગુજ ની આરભની પદ્યરચના

**કરસનદાસ નરસિંહ માણેક**

ઈ. સ ૧૯૦૧

જ.૨૭-૧૧-૧૯૦૧ કરાચી.વ. હડિયાણા (જામનગર) લુહાણા. સમગ્ર શિક્ષણ કરાચીમાં. ૧૯૨૧મા બે વર્ષ માટે અમદાવાદ ગુજ. વિદ્યાપીઠમાં અભ્યાસ એ પછી કરાચી. ડી. જે. કૉલેજમાંથી બી એ. ત્યાં બે માધ્ય શા-

મળ્યું ૧૯૨૫-૨૭ બે વર્ષ સુરત કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક. નર્મ અને મર્મની મૌલિક ચિંતનશક્તિવાળા કવિ. મૃત્યુ : ૧૩-૧૧-૧૯૨૭ ભરજુવાનીમાં. કૃતિ : ગજેન્દ્ર મૌક્તિકો (મૃત્યુ-બાદ પ્રસિદ્ધ ૧૯૨૭)

**ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા**

ઈ. સ. ૧૮૯૫

જ. : ૧૮-૪-૧૮૯૫ નડિયાદ. વ. : સુરત. વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૯૧૬માં બી. એ. ૧૯૨૦માં એમ. એ. ૧૯૨૬માં બી. ટી. ૧૯૨૪થી મુંબઈ વનિતા વિશ્રામ હા. સ્કૂલના આચાર્ય. કૃતિ : સંક્ષિપ્ત સં. વ્યાકરણ (૧૯૧૨), બે આખ્યાન (૧૯૨૮), વલ્લભનું જીવન (૧૯-૨૯), નરસિંહનું જીવન (૧૯૨૯), ૨ મુક્તાખ્યાન (કા. ૧૯૩૨), તરંગમાલા (કા. સં., ૧૯૩૩), ત્રણ ઓખાહરણ (સંપા. ૧૯૩૯) વગેરે

**ગટ્ટુલાલજી ઘનશ્યામ પંડિત**

ઈ. સ. ૧૮૪૫-૧૮૯૮

જ. : ૧૮૪૫, જૂનાગઢ. વ. : કોટા (રાજસ્થાન). ગોકુલસ્થ તૈલંગ બ્રાહ્મણ. જૂનાગઢમાં બચપણમાં શીતળાથી આંખ ગુમાવી. પિતા પાસે સં. ભાષા અને શાસ્ત્રોનો અભ્યાસ. સાહિત્યોપાસનાદિ સર્વે પ્રવૃત્તિ મુંબઈમાં. વલ્લભસંપ્રદાયના ધુરંધર આચાર્ય-વૈષ્ણવ પંડિત. શીઘ્રકવિ. શતાવધાની. સં. ગુજ. કાવ્યરચના. શુદ્ધાદ્વૈત સિદ્ધાંત અને પુષ્ટિમાર્ગ ઉપર સમર્થ શાસ્ત્રીય ગ્રંથોનું લેખન. 'ભારતમાર્તંડ'ની પદવી સં.ના વિદ્વાનો તરફથી. વિદ્યારણ્ય સ્વામીની 'પંચદશી'ની હરોળનો 'વેદાંતચિંતામણિ-પંચદશી' ગ્રંથ. સં. ભાષામાં યમુનાલહરી, રુક્મિણીચંપૂ, કંસવધ, કૃષ્ણાભિસાર વગેરે ગદ્યપદ્યાત્મક સં. ગ્રંથો. 'સિદ્ધાંતમાર્તંડ' અને 'માતૃશક્તિપ્રભંજન' નામના નૈયાયિક કોટિના બે સં. ગ્રંથ. ગુજરાતીમાં 'સુભાષિતલહરી' (ન્ના સં.) મૃત્યુ : ૧૮૯૮

**ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુવ**

ઈ. સ. ૧૮૮૧-૧૯૫૮

જ. : ૧૦-૫-૧૮૮૧ અમદાવાદ. વડનગરા નાગર ગૃહસ્થ. સ્વ. નરસિંહરાવ દિવેટિયાના ભાણેજ. શ્રીમતી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠના નાના ભાઈ. ૧૮૯૮માં મેટ્રિક. ૧૯૦૪માં બી. એ. સરકારી કેળવણી ખાતામાં નિરીક્ષક. નિવૃત્તિ પૂર્વેથી જ અમદાવાદની 'પ્રાર્થના સમાજ'ના મુખ્ય કાર્યકર્તા. અમદાવાદની અનેક સામાજિક અને સાહિત્યિક સંસ્થાઓમાં સેવા. વર્ષોથી 'જ્યોતિર્ધર' માસિકના તંત્રી. અવસાન. ૨૪-૫-૧૯૫૮. કૃતિ : રાજા રામમોહનરાય (૧૯૦૫), ઈસુ ખ્રિસ્તનું જીવન (૧૯૧૦), પ્રજ્ઞાપારમિતા સૂત્ર (૧૯૧૬), હિંદુ સ્ત્રીઓની ઉન્નતિમાં ગાળેલાં મારાં વીસ વર્ષ (શ્રી કર્વેના મરાઠી લેખોનું ભાષાંતર ૧૯૩૧), બ્રાહ્મધર્મ (૧૯૩૧), Marriage Manualનો ગુજ. અનુવાદ ૨ ભાગમાં, વગેરે

**ગણપતરામ અનુપરામ ત્રવાડી**

ઈ. સ. ૧૮૪૮-૧૯૧૯

જ. : ૧૬-૧૧-૧૮૪૮. આમોદ (જિ. ભરૂચ). અમદાવાદી સહસ્ર ઔ. બ્રા. શિક્ષકમાંથી સંખ્યાબંધ સરકારી શાળાઓના આચાર્ય. સારા શૈક્ષણિક દાનો કર્યાં છે. મૃત્યુ : ૧૨-૬-'૧૯. કૃતિ : મીઠીમીઠી વાતો (૧૮૮૫) જાત-મહેનત (૧૮-૮૯), સદ્વર્તન (૧૮૯૬), દરિયાપારના દેશોની વાતો અથવા ચૂરપખંડનું વર્ણન (૧૮૯૨)

**ગણપતરામ રાજારામ ભટ્ટ**

ઈ. સ. ૧૮૪૮-૧૯૨૦

જ. : ૨૯-૫-૧૮૪૮ ઝાણું (જિ. અમદાવાદ) વ. : આમોદ (જિ. ભરૂચ). રાયકવાળ બ્રાહ્મણ. ધંધે શિક્ષક. લેખનથી શરૂઆત. કૃતિ : લીલાવતીની કથા (૧૮૭૨), બાળલગ્નનો નિષેધ (૧૮૮૮), બાળલગ્નથી થતી હાનિ (૧૮૮૯), લઘુભારત ભાગ ૧ થી ૫ (૧૮૯૬-૧૯૦૯), ભરૂચ જિલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ (૧૮૭૭), પ્રતાપનાટક (૧૮૮૩), પાર્વતીકુંવર ચરિત્ર, મનોવિકાર તથા આશાનિરાશા વિશે નિબંધ

**ગણપતિ** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ : આમોદ (જિ. ભરૂચ) કાયસ્થ. પિતાનું નામ નરસા. કૃતિ : માધવાનલકામકંદલા (૧૫૧૮ મધ્ય. ગુજ.ની પદ્યાત્મક લૌકિક કથા મુ.)

**ગણેશજી જેઠાભાઈ દુબળ**

ઈ. સ. ૧૮૫૩-?

જ. : ૧૨-૧૧-૧૮૫૩ લીંબડી (સૌ.). બ્રહ્મક્ષત્રિય. શરૂમાં શિક્ષક. પછી જિનિંગ ફેક્ટરી અને છાપખાનું પણ. 'બ્રહ્મક્ષત્રિય શુભેચ્છક' માસિકના તંત્રી. મૃત્યુનું વર્ષ નથી મળ્યું. કૃતિ : કૌતુકમાળા અને બોધવચન, ઉમ્મરખય્યામની રુબાયાત (અનુ.); કેટલીક નવલકથાઓ લખી છે. ગુજરાતીમાં કાયદાના 'લિમિટેશન લૉ' અને 'કાઠિયાવાડ લૉ રિપોર્ટ્સ'.

**ગણેશરામ છગનરામ વરતિયા**

હરિજન લેખક-કવિ. કૃતિ : હિત-શિક્ષાવળી (૧૯૧૪), ગીતા અમૃતસાગર (નવ અધ્યાયોનો પદ્યાનુવાદ. ૧૯૨૭)

**ગમાન બારોટ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

સીહુંજના રખીદાસ પટેલનો બારોટ અને શામળ કવિનો મિત્ર. સીહુંજના જમીનદાર રખીદાસ વગેરેની પ્રશસ્તિઓનાં કવિત્ત એના હસ્તાક્ષરમાં, એણે શામળના 'નંદબત્રીસી' 'ઉત્કંઠાખ્યાન' (અપૂર્ણ), સિંહાસનબત્રીસીની ૧૭ વાર્તાઓની નકલ સં. ૧૭૯૬-સને ૧૭૪૦માં મા કરેલી તે ચોપડામાં જાણવામાં આવેલ છે.

**ગરીબદાસજી** ઈ. સ. ૧૮૭૬-૧૯૫૬

કચ્છ-ફૂકમામાં હરિદાસ ઠાંકના પુત્ર. સં. ૧૯૩૨ના શ્રાવણમાં જન્મ. નામ નાનજી. ઈશ્વરરામજીના શિષ્ય. અવસાન. ૨૬-૩-'૫૬. રચના : પદો. (હિં.)

**ગવરીબાઈ** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

સ્થળ : ડુંગરપુર (વાગડ, રાજસ્થાન). વડનગરા નાગર ગૃહસ્થ. સુદીર્ઘજીવી વેદાંતી સ્ત્રી કવિ. કૃતિ : પદસંગ્રહ (મુ.)—અર્વા. ગુજ.

**ગિજુભાઈ ભગવાનજી બધેકા**

ઈ. સ. ૧૮૮૫-૧૯૩૯

જ. : ૧૫-૧૧-૧૮૮૫. ભાવનગર. વ. : વળા (વલભીપુર). ઔ. સહસ્ર બ્રા. પ્રા.-માધ્ય. ભાવનગરમાં. ૧૯૦૫માં મેટ્રિક. ડિસ્ટ્રિક્ટ-હાઈકોર્ટ-વકીલ થયા, પરંતુ 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન'માં શિક્ષક થવું પસંદ કર્યું. બાળકોને લગતી સંખ્યાબંધ પુસ્તિકાઓ લખી. ૧૯૨૯નો રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ થયેલો. આદર્શ શિક્ષક. મૃત્યુ : ૨૩-૬-૧૯૩૯. કૃતિ : ધર્માત્માઓનાં ચરિતો (૧૯૨૯), ભગવાન બુદ્ધ (૧૯૩૦), કિશોરકથાઓ (૧૯૨૯), રખડુ ટોળી (અનુ. ૧૯૨૮-૨૯) વગેરે અનેક

**ગિરજાશંકર મૂળજી ભટ્ટ**

કૃતિ : બાળલગ્નથી બનતી બીના (પદ્યાત્મક. ૧૮૭૭; બાળલગ્નને વિષય બનાવી ભોજરાજનો સમય ચીતર્યો છે.)

**ગિરજાશંકર વિશ્વનાથ પાઠક**

ઈ. સ. ૧૯૧૯

જ. : ૨૧-૫-'૧૯. રાજકોટ. શ્રીગૌડ બ્રાહ્મણ. પ્રા. માધ્ય. રાજકોટમાં. ૧૯૪૨માં ધર્મેન્દ્ર કૉ.માંથી બી. એ., ૧૯૫૩માં બી. એડ્... 'કોવિદ'. ધંધે શિક્ષક. કૃતિ : પ્રતીક્ષા (ના. સં., ૧૯૬૫)

**ગિરધર (૧)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

કૃતિ : પ્રહ્લાદાખ્યાન (૧૭૩૦). એક ગિરધરનું આંબાનો મહિમા (અનુ.) બીજાએ અસાઈતની 'હંસાઉલિ' પોતાને નામે 'હંસાવતીનું આખ્યાન' શીર્ષકથી આપી છે, સંભવ છે કે આ ત્રણે 'ગિરધર' એક હોય.

**ગિરધર (૨)** ઈ. સ. ૧૭૮૭-૧૮૫૨

સ્થળ : માસર; પછીથી વડોદરા. દસા લાડ વણિક વૈષ્ણવ. ગો. શ્રી પુરુષોત્તમજીના શિષ્ય. કૃતિ : રામાયણ (૧૮૩૭ મુ.), કૃષ્ણલીલા (મુ.), મુક્તાચરિત્ર—અર્વા. ગુજ. એને નામે 'રાજસૂયયજ્ઞ', 'તુલસીવિવાહ' અને 'રાધિકાના બાર

માસ' પાછળથી રચી કોઈએ ચડાવ્યા છે.

**ગિરધરલાલ અમૃતલાલ ન્યાયા** ઈ. સ. ૧૮૩૯–૧૯૧૮

જ.: ૧૮૩૯–૪૦, મહેમદાવાદ. વ.: અમદાવાદ. દસા નાગર વણિક. મૅટ્રિક સુધી અભ્યાસ. સં.ના જ્ઞાતા. કૃતિ: શ્રીમદ્ભાગવત (અનુ.), શ્રીમદ્ભગવદ્ગીતા (અનુ.)

**ગિરધરલાલ પંજાબી ક્ષત્રી**

સુરત. નર્મદના અનુકરણી કવિ. કૃતિ. ગિરધરવિલાસ (૧૮૭૧), નારકર્મનાં ત્રાસદાયક પરિણામ–છપ્પા (૧૮૮૨)

**ગિરધરલાલ ચતુરદાસ શેઠ** ઈ.સ.૧૯૦૧

જ.: ૧૩-૫-૧૯૦૧. ઉમરેઠ. વણિક. પ્રાથ. માધ્ય ઉમરેઠમા. વડોદરામા ઇન્ટર આર્ટ્સ. ગુજ. વિદ્યાપીઠમાં ૧૯૨૩માં 'ગણિતશાસ્ત્ર-વિશારદ'. થોડો સમય ભરૂચ વગેરેમા શિક્ષક. પછી પોંડિચરી આશ્રમમાં સાધક. રચના: ઉપરામ (તત્ત્વચિંતન. ૧૯૫૯), Silence Speaks (૧૯૬૩)

**ગિરધરલાલ હરકિશનદાસ કવિ**

કૃતિ: ડાકોરલીલા (૧૮૭૬), મોહિની (૧૮૮૪), નવરત્ન (૧૮૮૯), રસરંગના ખ્યાલ (ગરબા. ૧૮૯૬), ભરતખંડનો પ્રવાસ (૧૮૯૭)

**ગિરિજાશંકર મયારામ ભટ્ટ, 'ગિરીશ'** ઈ. સ. ૧૮૯૧

જ: ૧૨-૮-૧૮૯૧. કુતિયાણા (સૌ.). વ.: વળા (વલભીપુર) ઔ. સ બ્રા. પ્રાથ. માધ્ય. કુતિયાણા–વળા–ભાવનગર. મૅટ્રિક પર્યંત. ૧૯૧૧મા જૂના. રેલવેમા. ૧૯૨૦થી ભાવનગર-દક્ષિણામૂર્તિ વિ. ભવનમાં. પછી ઘરશાળામાં. કૃતિ મહાન વિગ્રહ પછીની જર્મનીમા કેળવણીની પ્રણાલી (અનુ. ૧૯૩૩), અખિલ ત્રિવેણી (૧૯૩૬), ગમ્મત ગીતો (૧૯૩૭), ગિરીશભાઈની વાર્તાઓ ભાગ ૧–૨ (૧૯૩૭-૩૮), પાંખડીઓ (૧૯૩૮), વાર્તાલહરી (૧૯૩૯), શનિની પનોતી વગેરે

**ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય** ઈ. સ. ૧૮૮૦–૧૯૬૪

જ.: ૧૦-૧૧-૧૮૮૦. જૂનાગઢ. વડનગરા નાગર બ્રાહ્મણ. પ્રાથ. જૂનાગઢમાં. માધ્ય રાજકોટમાં. કૉલેજનો અમદાવાદ-જૂનાગઢ-મુંબઈમાં. ૧૯૦૭માં બી. એ. ૧૯૦૯માં એમ. એ. નિવૃત્તિ પર્યંત મુંબઈના 'પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ'ના ક્યુરેટર મૃત્યુ: ૮-૫-૧૯૬૪. કૃતિ. ગુજરાતના ઐતિ ઉત્કીર્ણ લેખો, ભાગ ૧ થી ૩ (૧૯૩૩–૧૯૪૨)

**ગિરિધર શર્મા** ઈ. સ. ૧૮૮૨–૧૯૬૪

જ.: ૨૫-૫-૧૮૮૨. ઝાલરાપાટણ (રાજસ્થાન) વ.: જૂનાગઢ. પ્રશ્નોરા બ્રાહ્મણ. સ.ના સમર્થ પંડિત. પ્રાસાદિક અનુવાદક. સ. અને હિ. મા અનેક ગ્રંથ લખ્યા છે. ઝાલરાપાટણ રાજ્યના રાજગુરુ હતા. 'નવરત્ન', 'સાહિત્ય-શિરોમણિ'. કૃતિ: નીતિશતક (અનુ. ૧૯૨૮), બાલચદ્ર (અનુ. ૧૯૨૬), અમરવચનસુધા (અં.નો અનુ. ૧૯૩૨) વગેરે

**ગિરિન્ ઝવેરી** ઈ. સ. ૧૯૨૩–૧૯૫૧

જ.. ૧૬-૩-૧૯૨૩. મૌલમીન (બર્મા). વ.: ઉમતા (જિ. મહેસાણા). એમ એ., એલએલ બી, સુરતની એમ. ટી બી. કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક હતા. મૃત્યુ. ૧૪-૧-૧૯૫૧. કૃતિ: વિશ્રામ (કા. સં. ૧૯૫૬)

**ગિરીશ હ. પરીખ** ઈ. સ. ૧૯૩૪

જ.: ૧૪-૧૧-૧૯૩૪. વિરોચનનગર (તા. સાણંદ, જિ. અમદાવાદ) વ.: કેરાળા (તા ધોળકા). કડવા પાટીદાર ૧૯૫૯માં બી. ઈ. (સિવિલ) કૃતિ. ટમટમતા તારલા (બાળગીત-સંગ્રહ. ૧૯૬૦)

**ગુણચંદ્ર (૧)** ઈ. ૧૧મી સદી

ખરતરગચ્છના જિનચંદ્રસૂરિ–પ્રસન્નચંદ્ર-સૂરિ–સુમતિવાચકના શિષ્ય. રચના: વીર-ચરિત (સ)

**ગુણચંદ્ર (૨)** ઈ ૧૨મી સદી

અણહિલ્લપુર પાટણ. આચાર્ય હેમચંદ્રના બીજા શિષ્ય. એણે રામચંદ્રને 'નાટ્યદર્પણ' અને 'દ્રવ્યાલંકાર' ગ્રંથોના લેખનમાં સાથ આપ્યો હતો.

**ગુણચંદ્રસૂરિ** ઈ. ૧૪મી સદીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે. સાધુ. કૃતિ: વસતફાગુ (સુ.) –મધ્ય. ગુજ.ની કાવ્યરચના

**ગુણમતિ** ઈ. ૪થી સદી પહેલાં

વલભીપુર. બૌદ્ધ ધર્મને લગતા ગ્રંથો લખ્યાનુ યુએનત્સાંગ નામના ચીની યાત્રિકે જણાવ્યુ છે.

**ગુણરત્ન** ઈ. ૧૫મી સદીનો મધ્ય

ખરતરગચ્છના સાધુનંદનના શિષ્ય રચના: પષ્ટિશતક–ટીકા (સ., ગુરુભાઇ તપોરત્ન સાથે, ૧૪૪૫)

**ગુણરત્નસૂરિ (૧)** ઈ. ૧૪મી–૧૫મી સદી

તપાગચ્છના દેવસુંદરસૂરિના કે જયાનંદસૂરિના શિષ્ય રચના. કલ્પાતર્વાચ્ય (સ., ૧૪૦૧), સપ્તતિકા અવચૂર્ણિ (સ., ૧૪૦૩), દેવેન્દ્રસૂરિના કર્મગ્રંથોની અવચૂરિઓ વગેરે. ક્રિયારત્ન-સમુચ્ચય (સ., ૧૪૧૦), ષડ્દર્શનસમુચ્ચયની તર્કરહસ્યદીપિકા ટીકા (સ.).

**ગુણરત્નસૂરિ (૨)** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: ઉ. ગુજરાત. જૈ. શ્વે. સાધુ. કૃતિ: ઋષભરાસ, ભરતબાહુબલિ પ્રબંધ–મધ્ય. ગુજ.ની પદ્યરચનાઓ

**ગુણવંતરાય પોપટભાઈ આચાર્ય** ઈ. સ. ૧૯૦૦–૧૯૬૫

જ.: ૯-૯-૧૯૦૦. જેતલસર, વ: જામનગર. વડનગરા નાગર બ્રાહ્મણ. નડિયાદથી મૅટ્રિક. 'ફૂલછાબ'ના તંત્રી. 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના ઉપતંત્રી. પછી 'જન્મભૂમિ'–મુબઈમાં ઘણો સમય સેવા આપી દરિયા–ખેડુઓની સંખ્યાબંધ નવલકથાઓ આપી. વર્તમાન પત્રકાર ઉપરાંત આરૂઢ નવલકથાકાર તરીકે ખ્યાત થયા મૃત્યુ. ૨૫-૧૧-૧૯૬૫. કૃતિ: સોરઠી સમશેર ભાગ ૧–૨, પીરમનો પાદશાહ, કચ્છમાં ક્રાંતિ (૧૯૩૧), ગોરખ આયા ભાગ ૧-૨ (૧૯૩૪), કોરી કિતાબ (૧૯૩૫), હુ બાવો ને મગળદાસ (૧૯૩૬), દેશદીવાન (૧૯૩૬), જળસમાધિ (૧૯૩૯), રામકહાણી (૧૯૪૫), દરિયામા દોટ (૧૯૪૫), અલ્લાબેલી (૧૯૪૬), ગિરનારને ખોળે (૧૯૪૬), ગુર્જરલક્ષ્મી (૧૯૫૨), મીનાબજાર (૧૯૫૨), હરારી (૧૯૫૩), હાજી કાસમ તારી વીજળી (૧૯૫૪), દરિયાપીર (૧૯૫૫), કાળો પહાડ (૧૯૫૬), દરિયા સારંગ (૧૯૫૭), કૃષ્ણાજી નાયક (૧૯૫૭), અખોવન (૧૯૫૭), જગત શાહ (૧૯૫૯), વિશળદેવ (૧૯૬૦), એકલિયો અલાદાદ (૧૯૬૦), અનંત ચાવડો (૧૯૬૧), અર્જુનદેવ (૧૯૬૧), ભૂત રહે ભેકાર (૧૯૬૧), કેડી અને કાંટા (૧૯૬૨), ઇડરિયો ગઢ (૧૯૬૨), છેલ્લી સલામ (૧૯૬૨), સારંગદેવ ભાગ ૧-૨ (૧૯૬૨), જનમ જનમના જોગી (૧૯૬૪) વગેરે

**ગુણવિજય (૧)** ઈ. ૧૭મી સદીનો આરભ

તપાગચ્છના લક્ષ્મીભદ્રની શાખામાં શુભ-વિમલ - અમરવિજય – કમલવિજય – વિદ્યા-વિજયના શિષ્ય. રચના. વિજયપ્રશસ્તિ કાવ્યની પૂર્તિ (સ, ૧૬૧૨)– એ કાવ્યની ટીકા (સં ઈડરમાં શરૂ કરી જોધપુર શ્રીમાલમાં ચાલુ રાખી શિરોહીમા પૂર્ણ), કલ્પકલ્પલતા (સ.)

**ગુણવિજય (૨)** ઈ. ૧૭મી સદીનો આરભ

જૈ. શ્વે. સાધુ. રચના: નેમિનાથચરિત્ર (સ., ૧૬૧૨)

**ગુણવિજય (૩)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: નવલખા, મેડતા વગેરે જૈ શ્વે સાધુ કૃતિ: પ્રિયકરનૃપ ચોપાઈ (૧૬૨૨), વિજયસેનસૂરિ નિર્વાણ સ્વાધ્યાય (મેડતામાં)– મધ્ય ગુજ.ની પદ્યરચનાઓ

**ગુણવિજય (૪)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ શિરોહી. જૈ. શ્વે સાધુ. કૃતિ. નેમિજિન ફાગ (૧૬૨૫), વિજયસિંહસૂરિ વિ-

જય પ્રકાશ રાસ (શિરોહીમાં ૧૬૨૯)–મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**ગુણવિજય (૫)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ ડીસા જૈ શ્વે સાધુ કૃતિ જયચંદ્રરાસ (૧૬૫૫ ડીસામા) શ્રેષ્ઠ વ્યવહારી રાસ (૧૫૯૬ મુ)–મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**ગુણવિજય (૬)** ઈ ૧૭મી સદીનો મધ્ય
તપાગચ્છના સુમતિવિજયના શિષ્ય રચના મિતભાષિણી અતિવૃત્તિ (સ), હીરપ્રશ્ન (સં), વિચારરત્નાકર (સં, ૧૬૩૮)

**ગુણવિનય (૧)** ઈ ૧૬મી સદીનો અંત
ખરતર ક્ષેમશાખાના ક્ષેમરાજના જયસોમના શિષ્ય. રચના હનુમાન કવિ કૃત ખંડ પ્રશસ્તિ કાવ્ય-ટીકા (સં, ૧૫૯૫), રઘુવંશ-ટીકા (સં, ૧૫૯૦), નલચંપૂ વૃત્તિને આધારે ટીકા (સં, ૧૫૯૦), વૈરાગ્યશતક ટીકા (સ, ૧૫૯૧), સંબોધસપ્તતિકા-ટીકા (સં, પાલીમાં ૧૫૯૫) વગેરે

**ગુણવિનય (૨)**
ઈ. ૧૬-૧૭મી સદીની સંધિ
સ્થળ: સેવરતનગર, ખંભાત, મહિમપુર વગેરે. જૈ શ્વે, સાધુ કૃતિ. કયવન્ના ચોપાઈ (મહિમપુર ૧૫૯૮), કર્મચંદ વંશાવળી પ્રબંધ (૧૫૯૯, મુ.), અંજનાસુંદરી પ્રબંધ (૧૬૦૬), ઋષિદત્તા ચોપાઈ (ખંભાતમા. ૧૬૦૭), જીવસ્વરૂપ ચોપાઈ (ગજનગરમા, ૧૬૦૮), ગુણસુંદરી પુણ્યપાલ ચોપાઈ (નવાનગરમા ૧૬૦૯), જંબૂરાસ (બાહાડમેરમા. ૧૬૧૩), કલાવતી ચોપાઈ (સાગાનેરમા ૧૬૧૬), મૂળદેવકુમાર ચોપાઈ (સાગાનેરમા ૧૬૧૭), ધનાશાલિભદ્ર ચોપાઈ (આગરામા. ૧૬૧૭), અંચલમત સ્વરૂપવર્ણન (૧૬૧૮), લુંપકમતતમોદિનકર ચોપાઈ, અગડદત્તરાસ વગેરે મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**ગુણસમૃદ્ધિ મહત્તરા**
ઈ ૧૪મી સદીનો મધ્ય
જેસલમેર ખરતરગચ્છના જિનચંદ્રસૂરિની શિષ્યા રચના, અંજણાસુંદરીચરિય (પ્રા, ૧૩૫૦)

**ગુણસમુદ્રસૂરિ** ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ
પૂર્ણિમાગચ્છના ગુણસાગરસૂરિના શિષ્ય. રચના: જિનદત્તકથા (સ, ૧૪૧૮)

**ગુણાકરસૂરિ (૧)** ઈ ૧૩મી સદી
જૈ. શ્વે આચાર્ય રચના, યોગરત્નમાલા વૃત્તિ (સ, ૧૨૪૦)

**ગુણાકરસૂરિ (૨)** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ: આવકવિધિરાસ (૧૩૧૭ ઈ. અપભ્રંશની પદ્યરચના)

**ગુણાકરસૂરિ (૩)**, સ ૧૫મી સદીનો મધ્ય
ચૈત્રગચ્છના એક આચાર્ય રચના સમ્યક્ત્વ કૌમુદી (સં, ૧૪૪૮), વિદ્યાસાગરકથા (સં.)

**ગુણસાગરસૂરિ**, ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ. કુંરેશ્વર સિદ્ધપુર, આગરા વગેરે. જૈ શ્વે, સાધુ કૃતિ. ઢાલસાગર (૧૬૧૯), કૃતપુણ્ય (કયવન્ના) રાસ (૧૬૨૦), નેમિચરિત્રમાળા (સિદ્ધપુરમાં ૧૬૨૫ પહેલાં), સ્થૂલિભદ્રગીત (આગરામાં)

**ગુલાબચંદજી** ઈ. ૨૦મી સદી
કચ્છ-વાગડનુ નાટાવાડા. જૈનયતિ સં. હિં. ગુજ. ના સારા કવિ. રચના. જયમહાકાલી ભયહરણી વગેરે કાવ્યકૃતિઓ.

**ગુલાબદાસ હરજીવનદાસ બ્રોકર** ઈ. સ ૧૯૦૯
જ. ૨૦-૯-૧૯૦૯ પોરબંદર દસા શ્રીમાળી જૈન વણિક પ્રાથ પોરબંદરમા માધ્યમ મુંબઈ ભરડાહા. સ્કૂ માથી મૅટ્રિક થઈ ૧૯૩૦મા એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી.એ સત્યાગ્રહની લડતમા જેલનિવાસ. પ્રથમ કોટિના ગુજ નવલિકાકાર કૃતિ. લતા અને બીજી વાતો (૧૯૩૮), વસુધરા અને બીજી વાતો (૧૯૪૧) ધૂમ્રસેર (ના. ધનસુખલાલ મહેતા સાથે (૧૯૪૮), વગેરે

**ગુલાબરાય બાબુરાય** ઈ સ ૧૯મી સદી
સુરતના વડનગરા નાગર ગૃહસ્થ, રચના 'રે' અને 'વાવ' (કા. કવિતા ૧૯૨૧)

**ગુલાબભાઈ વશનજી**
સ. વૃત્તો પરકાળે, પણ રૂઢિચુસ્તતા કૃતિ ગુલાબગુચ્છ અને ગોવિંદગીતો. (૧૯૩૯)

**ગુલાબવિજય** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ વિશાલા જૈ. શ્વે સાધુ કૃતિ સમેતશિખર ગિરિ રાસ (૧૭૮૯)–અર્વા ગુ પદ્યરચના

**(હાજી)ગુલામઅલી હાજીઇસ્લામ, 'રહિમાની'** ઈ-સ ૧૯૨૮
જ. મુંબઈ. વ: શિહોર. ઈસ્ના અશરી-ખોજા કેળવણી મુંબઈ. પ્રવૃત્તિ ભાવનગરમા. અરબી ફારસી ઉર્દૂમાથી અનુવાદ કર્યો છે. 'રાહે નજાત'ના તંત્રી વર્ષો 'નૂરે ઈમાન' અને 'બાગે નજાત' માસિક પત્રો પણ ચલાવેલા કૃતિ નૂરે હિદાયત (૧૯૪૨), મુસલમાનો અને ગુજૅર-સાહિત્ય, કુરાને શરીફ (મૂળ સાથે ગુજ. અનુ. અને ગુજ. લિપિમા)

**ગુલામહુસેન મોહમ્મદ, 'સગીર'** ઈ સ ૧૯૦૧
જ. ૨૫-૯-૧૯૦૧ મુંદરા (કચ્છ), ખોજા નાટ્યલેખક, ગઝલકાર કૃતિ. સગીરની ગઝલો, એમના 'સાચો સેવક' અને 'વીર કારાયલ' એતિ નાટકો ભજવાયેલાં છે.

**ગુલાબ** ઈ ૧૮મી સદીનો મધ્યભાગ
સ્થળ. નૌવા. જૈ. શ્વે. કૃતિ: તેજસાર-કુમાર ચોપાઈ (૧૭૧૮)–અર્વા. ગુજ પદ્ય.

**ગોકુલદાસ કુબેરદાસ મહેતા** ઈ. સ ૧૮૯૨
ઉમરેઠ દસા ખડાયતા વણિક ૧૯૧૬મા પ્રે રા ટ્રે કૉલેજ અમદાવાદમાથી સીનિયર ટ્રેઈન્ડ શિક્ષક. કૃતિ વાર્તાનો સંગ્રહ (૧૯૧૯), રાષ્ટ્રીય કીર્તન (૧૯૨૧), અમદાવાદ શહેરની ભૂગોળ, ગુજરાત પ્રાંત, બાલગીત (૧૯૨૨), બાલિકાગીત, મુંબઈ ઇલાકો (૧૯૨૬), સંવાદ-સંચય (૧૯૨૭), પંડિત જવાહરલાલ (૧૯૩૧) વગેરે

**ગોકુલદાસ ખીમજી બાબડાઈ**
કૃતિ. વનસ્પતિસૃષ્ટિ-ખંડ-૧ (૧૯૪૧ વિજ્ઞાન)

**ગોકુલદાસ દ્વારકાદાસ રાયચૂરા** ઈ સ. ૧૮૯૦–૧૯૫૧
જ. બાલાગામ (સોરઠ) વ. કુતિયાણા (જિ. જૂનાગઢ) લોહાણા મુંબઈમા શેરબજારનો ધંધો કરમે વર્ષે છોડી સાહિત્યસેવા ૧૯૨૮મા 'શારદા' માસિકનો આરંભ સારા કવિ અને વાર્તાકાર ઉત્તરજીવનમા પ્રથમ ચોરવાડ અને પછી વડોદરા લોકસાહિત્યના સારા સશોધક-સંપાદક કૃતિ. રાસમંદિર (૧૯૧૫), નવનીત (૧૯૨૧), રાયચૂરાની રસીલી વાર્તાઓ (૧૯૨૪), કાઠિયાવાડની લોકવાર્તાઓ (૧૯૨૫), સ્નેહપૂર્ણા (નવલ ૧૯૨૭), વ્યાસજીની વાર્તાઓ (૧૯૨૮), કાઠિયાવાડી હાસગ્રહ (૧૯૨૮), રસિયાના રાસ (૧૯૨૮), સોરઠી શીરાગનાની વાર્તાઓ (૧૯૨૮), દાલચીવડાની દસ વાર્તાઓ (૧૯૨૯), પ્રેમલીલા (૧૯૩૧), ગાંધીયુગની વાર્તાઓ (૧૯૩૧), મહીપાલદેવ (નવલ ૧૯૩૨), દાલચીવડાનો દાયરો (૧૯૩૨) વગેરે

**ગોકુલદાસ નાગર** ઈ. ૧૭મી સદી
વડોદરાના નાગર શ્રીવલ્લભાચાર્યજી પૌત્ર શ્રીગોકુલનાથજીના શિષ્ય. રચના. નિત્યચરિત, સ અષ્ટકો

**ગોકુલભાઈ નાગરણજી** ઈ. ૧૭મી સદી
જન્મ: સં ૧૬૬૫ પૅ.

સુ. ૧૧. શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજીના શિષ્ય. રચના. સ્વરૂપાનુભવોત્સવ, સ્નાનદોત્સવ, મગલરસ, નિત્યચરિત્ર વગેરે, ઉપરાંત વ્રજ. ગુજ. પદો

**ગોડીદાસ શ્રાવક** ઈ. ૧૭મી સદીનો અંત
સ્થળ: વડોદરા. કૃતિ. નવકાર રાસ—રાજસિંહ રાજવતીરાસ (૧૬૯૮)-અર્વા. ગુજ. પદ્ય

**ગોપાલ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ. નંદાવતી (નાંદોદ). વ. સુરત પછી અમદાવાદ અડાલજો મોઢ પિતાનુ નામ ખીમજી. અખાનો સમકાલીન જ્ઞાની ભક્તકવિ. ગુરુનુ નામ સોમરાજ રાજહસ. કૃતિ જ્ઞાનપ્રકાશ કે ગોપાલગીતા (૧૬૪૯ મુ ), પદસગ્રહ (મુ ), ખોડાણો (મુ.) જ્ઞાનસાખીઓ (મુ ). —હજી 'ગોપાલ'ના ઘણાં પદ અપ્રસિદ્ધ છે (ફા. ગુજ. સભાના સગ્રહની હાથપ્રતમા).

**ગોપાલદાસ** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ. રૂપાલ (કલોલની પૂર્વે) પછી અસારવા–અમદાવાદ. વણિક. શ્રીવલ્લભાચાર્યજીના બીજા પુત્ર શ્રીવિઠ્ઠલનાથ ગુસાઈજીના શિષ્ય ભાઈલા કોઠારીનો જમાઈ. અસારવામાં શ્રી આચાર્યજીની બેઠકવાળા સ્થાનમા સસરાને ત્યા આવી રહેલો. વૈ. સામ્પ્રદાયિક ગાથા પ્રમાણે શ્રીગુસાઈજીનો કૃપાપાત્ર. કૃતિ. વલ્લભાખ્યાન (ઐતિ. રમણીય આખ્યાનકાવ્ય)–જેના ઉપર અમદાવાદ-દોસીવાડાની પોળમાં ગોસાઈજીની પોળના શ્રીનટવરલાલ શ્યામલાલની હવેલીવાળા નિ. લી. ગો. શ્રી વ્રજરાયજી મહારાજે. સ.માં વિસ્તૃત ટીકા લખી છે. (મુ.), વળી. શ્રી જીવણજી (મુંબઈ) અને શ્રી વ્રજભૂષણજીએ વ્રજભાષામા વિસ્તૃત ટીકાઓ લખી છે. (ત્રણે મુદ્રિત)

**ગોપાલદાસ વ્યારાવાળા**
ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
વ્યારા (જિ. સુરત). વણિક વૈષ્ણવ. કૃતિ. પ્રાકટ્ય સિદ્ધાંત (થોડો ભાગ મુ.-શ્રી. વલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજીના ચરિતને લગતો વિસ્તૃત પદ્યગ્રથ), દોહરા (અમુ.) આ કવિ ગોકુલનાથજીનો શિષ્ય હતો.

**ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર**
ઈ. સ. ૧૮૯૯–૧૯૩૫
જ. ૧-૬-૧૮૯૯. દેલવાડા (દ. સૌરાષ્ટ્ર), ઓ. પ્રા. કાર્યક્ષેત્ર ૧૬મા વર્ષથી મુબઈ. આલ્ફ્રેડ નાટકમડળી, સ્વદેશી નાટકમડળી વગેરેના નાટ્યલેખક. સામાજિક નવલકથાકાર. મૃત્યુ: ૧૭-૨-૧૯૩૫. કૃતિ: નવલકથાઓ—નીલમ અને માણેક-૮ ભાગમાં, નીલમમાણેકની સતતિ–૪ ભાગમાં, ચંદ્રકળા, નિરજની અથવા વરઘેલી વનિતા, માધુરી અથવા પ્રેમઘેલી પ્રમદા, મદારિકા, બૅરિસ્ટરની બૈરી, બ્રીફલેસ બૅરિસ્ટર, શાતિપ્રિયા, લલન વણઝારી વગેરે ઉપરાત બીજી ૯, નાટકો—રાજા શ્રીચ'દ, વસત માધવ, રમણસુદરી, મદનવસત, મનોહરી રભા, નીલમમાણેક, તારાસુદરી અને બીજા ૬, ચિત્રપટકથાઓ-પિત્રોદ્ધાર, ઇદ્રકુમારી, દેવી ટોડી, લ'લનવણઝારી, જનકવિદેહી, કાશ્મીરા, દિલફરોશ, નીલમ માણેક, કુસુમવાઘેલી; બાલગ્રથાવલી—કિંડરગાર્ટનશિક્ષણપદ્ધતિનાં મૂળતત્ત્વો, કિંડરગાર્ટન-૪ ભાગમા, બાલકસરત વગેરે સોળેક, બાળશિક્ષણ ગરબાવળી, સગીત સતીમડળ (૧૯૦૦), બાળ-બાગ (૧૮૯૯) વગેરે

**ગોપાલ ભટ્ટ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ. બાલાપોર. કૃતિ. ભાષાવિચિત્ર (વ્રતબદ્ધ-લૌકિકકથા-અર્વા. ગુજ મા)

**ગોપાળદાસ જીવાભાઈ પટેલ**
ઈ સ. ૧૯૦૫
અમદાવાદ. ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ઉચ્ચ કોટિના વિદ્વાન. પ્રાકૃત ભાષાઓના સારા વિદ્વાન ગુજરાત વિદ્યાપીઠને અવિરત સેવા. કૃતિ: મહાવીર સ્વામીનો આચાર-ધર્મ (૧૯૩૬), મ સ્વા નો સયમધર્મ (૧૯૩૭) મ. સ્વા.-નો અંતિમ ઉપદેશ (૧૯૩૭), ભગવતી સાર (૧૯૩૮), પાપપુણ્ય અને સયમ (૧૯૪૨) શ્રીમહાવીરકથા (૧૯૪૧), પ્રાચીન શીલકથાઓ (૧૯૪૫), શ્રીયોગવાસિષ્ઠ (૧૯૪૫), લમિઝરેબલ (અ.નો અનુ. નવલ. ૧૯૬૪) વગેરે

**ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ**
ઈ સ. ૧૮૯૯
જ ૨૯-૧૧-૧૮૯૯. આંજર્લે (જિ. રત્નાગિરિ-મહારાષ્ટ્ર). ચિતપાવન બ્રાહ્મણ. પ્રાથ માધ્ય ૩ સુધી વળા(વલભીપુર)માં પછી દક્ષિણામૂર્તિ-ભાવનગરમા. ૧૯૧૭માં મૅટ્રિક ૧૯૨૧મા પૂનાની ફર્ગ્યુસન કૉ.માંથી બી એ. પછી ભાવનગરમા દક્ષિણામૂર્તિ વિ. ભ માં શિક્ષક. નિવૃત્તિ પછી અમદાવાદમાં. ૧૯૨૧થી ગાધીજીના સસ્કારમાં રગાયેલા. વિ. સ ખાડેકરની મરાઠી નવલકથાઓના કુલ મુખત્યાર ગુજ. અનુવાદક કૃતિ: પશ્ચિમના દેશોની કેળવણી-ખડ ૧-૨ (૧૯૩૮), કૌ ચવધ (નવલ. ૧૯૪૪), ઉલ્કા (૧૯૪૫), સુલભા (૧૯૪૭), દાઝેલા હૈયા (૧૯૪૭), સૂનાં મદિર (૧૯૪૭) વગેરે અનુવાદો

**ગોપાળરાવ હરિ દેશમુખ**
ઈ સ ૧૮૨૩–૧૮૯૩
જ. ૧૮-૨-૧૮૨૩. પૂના. ચિતપાવન બ્રાહ્મણ. સરકારી નોકરીમા આગળ વધતાં ૧૮૬૩મા મુબાઈના સ્મોલ કૉઝ કોર્ટના જજ. ૧૮૬૭મા એ સ્થાન ઉપર અમદાવાદમાં. ૧૮૭૨માં ગુજરાત વિદ્યાસભાના મત્રી. મૃત્યુ: ૯-૧૦-૧૮૯૨. કૃતિ ઐતિહાસિક ગોષ્ઠી (મરાઠી), મહારાષ્ટ્ર અને ગુજરાતના ઇતિહાસની રચના (ગુજ. ૧૯૦૦), આગમપ્રકાશ (૧૮૭૪), નિગમપ્રકાશ (૧૮૭૪), લોકહિતવાદીકૃત નિબધસંગ્રહ (૧૮૮૬)

**ગોમતીબહેન** ઈ. ૧૭મી સદી
ભરૂચના હરિદાસ નાથાભાઈનાં પુત્રી. શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજીનાં શિષ્યા. રચના. ક્રવનરસ (આ ગ્રથ અપૂર્ણ રહેતાં નાગરદાસ ગોકુલભાઇએ પૂર્ણ કર્યો. જુઓ 'નાગરદાસ ગોકુલભાઈ')

**ગોરધનદાસ કહાનદાસ અમીન**
ઈ સ ૧૮૯૧–?
જ.: ૨૭-૮-૧૮૯૧. સિનોર, લેઉઆ પાટીદાર વડોદરા રાજ્યના વતનદાર હતા અ. પાચ ધો.નો અભ્યાસ. 'પટેલબધુ' માસિક થોડો સમય ચલાવેલુ. કૃતિ. બુકર ટી વૉશિંગ્ટન (૧૯૧૪), અદ્ભુત આગબોટ (૧૯૧૬), યુરોપનો રણરંગ (૧૯૧૬), છત્રપતિ રાજારામ (૧૯૧૭), દાદાભાઈ નવરોજીનુ ટુકુ જીવનચરિત (૧૯૧૭), મહાત્મા ટૉલ્સ્ટોય (૧૯૨૩), સુબોધ પુષ્પવાટિકા (૧૯૨૩) પાટલીપુત્રની પડતી (૧૯૨૪), કઠોપનિષદ (અનુ ), જ્ઞાનેશ્વરીગીતા (અનુ ) વગેરે

**ગોરધનદાસ ગિરધરદાસ દેસાઈ**
કૃતિ· દુનિયાદારીનુ ડહાપણ (પદ્યાત્મક ૧૮૭૨ દલપતશૈલીનુ), ભજનો ઉપરાંત હિંદી રચનાઓ પણ

**ગોવર્ધન** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ આમોદ (જિ. ભરુચ). વૈષ્ણવ. બ્રાહ્મણ. કૃતિ. કપિલગીતા (૧૮૨૫) કોઈ ગોવર્ધનનુ ગરુડપુરાણુ (૧૭ અધ્યાયનુ ગુજ.) મળે છે તે અને આ કદાચ એક હોય

**ગોરધનભાઈ ડાહ્યાભાઈ એન્જિનિયર**
ઈ. સ ૧૮૯૦
જ. ૨૯-૧-૧૮૯૦ (જિ સુરત) વ: સુરત. લેઉવા પાટીદાર ૧૯૦૯મા સુરતથી મૅટ્રિક. એલ્ફિન્સ્ટન અને વિલ્સનમા ભણી ૧૯૧૭માં બી એ ૧૯૨૧માં એલએલ બી. ૧૯૨૬થી સોલિસિટર. વલ્લભી વૈ. સંપ્રદાયના

જ્ઞાતા કૃતિ : શ્રીરામચરિતામૃત (કા ૧૯૧૭), પ્રભાતફેરી (૧૯૩૦) ઉમ્મર ખય્યામની રૂબાયા (અનુ ૧૯૩૨-૩૩), ઉત્સર્ગ (ટાગોરનો અનુ. ૧૯૩૩), લહરીયુગલ (કવિરાજ જગન્નાથની કૃતિઓનો અનુ ૧૯૩૭), કરુણાલહરી (અનુ. ૧૯૩૮), શ્રુતિગીતા (અનુ. ૧૯૪૧), શ્રીકૃષ્ણ-લીલામૃત ભાગ ૧-૨ (૧૯૪૮-૫૧), મહિમ્ન સ્તોત્ર (સમશ્લોકી અનુ ૧૯૫૫), કઠાભરણ ભાગ ૧-૨-૩ (૧૯૫૭-૬૬), વગેરે

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ ઠક્કર**

પદ્યકાર દલપતશૈલીના કૃતિ મલ્હાર વિરહશતક (૧૮૭૫-કવીશ્વર દલપતરામે આ કૃતિ સુધારી આપેલી)

**ગોવર્ધનદાસ દામોદર પમાણી, 'કેશવકાકા'** ઈ સ ૧૮૫૪

કચ્છના અન્તરનાવતની જન્મ સ ૧૯૧૦-ના જેઠ સુદિ ત્રીજ નાથદ્વારમાં. રચના : પ્રકીર્ણ કચ્છી કવિતા

**ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી** ઈ સ ૧૮૫૫-૧૯૦૭

જન્મ ૨૦-૧૦-૧૮૫૫ વ : નડિયાદ, વડનગરા નાગર બ્રાહ્મણ બી એ એલએલ બી કાર્યક્ષેત્ર મુબઈ ઉચ્ચ કોટિના વકીલ પ્રથમ કક્ષાના સાહિત્યકાર અને કવિ પહેલી સાહિત્ય પરિષદ-૧૯૦૫ અમદાવાદમા થઈ તેના પ્રમુખ 'સ્ક્રેપબુક' મથાળે અગ્રેજીમા વ્યવસ્થિત રીતે રોજનીશી રાખનાર સમર્થ વિવેચક—નિરીક્ષક. મૃત્યુ : ૪-૧-૧૯૦૭. કૃતિ સરસ્વતીચદ્ર ભાગ ૧ થી ૪ (૧૮૮૭-૧૯૦૧), સ્નેહમુદ્રા (કા ૧૮૮૯), નવલરામ લક્ષ્મીરામની જીવનકથા (૧૮૯૧), ક્લાસિકલ પોએટ્સ ઑફ ગુજરાત (અગ્રેજીમા ગુજરાતના કવિઓનો અભ્યાસગ્રંથ ૧૮૯૪), લીલાવતી જીવનકલા (૧૯૦૫), દયારામનો અક્ષરદેહ (૧૯૦૮), સાક્ષરજીવન (૧૯૧૯), સ્ક્રેપબુક (અગ્રેજી રોજનીશી) વગેરે

**ગોવર્ધનેશ વિઠ્ઠલદાસ જોશી** ઈ સ. ૧૯૩૪

જ. ૧૮-૧૦-૧૯૩૪. રાણાવાવ (તા પોરબદર) વ : વાંસજળિયા (પોરબંદર) ઔ સ થી પ્રાથ રાણાવાવ દ્વારકામા સ મધ્યમા સુધી, પછી મુબઈમા ભારતીય વિદ્યાભવનમા 'સાહિત્યધર્માચાર્ય'-પરીક્ષોત્તીર્ણ, કાવ્યપુરાણતીર્થ સ પાઠશાળા-નવસારીના આચાર્ય પછી સુરતમા શિક્ષણ-વ્યવસાય સામયિકોમા ધાર્મિક ઘણા લેખો લખ્યા છે કૃતિ સસ્કૃત વ્યાકરણમજરી, હિંદી શબ્દમજરી

**ગોવિંદ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

કૃતિ મામેરુ (મુ), એકાદશીમાહાત્મ્ય (૧૬૨૮)—અર્વા ગુજ પદ્ય.

**ગોવિંદ ગીલાભાઈ કવિ** ઈ.સ ૧૮૪૯-૧૯૨૬

જ સ. ૧૯૦૫ શ્રા સુ ૧૧ સોમ સિહોર ચૌહાણ વશના રાજપૂત. પ્રાથ માધ્ય ત્રણેક સિહોરમા જૈન સાધુ પાસેથી પિંગળ અને કાવ્યનુ જ્ઞાન. પરિશીલનથી હિંદી ભાષામા કવિતા લખવાનો આરભ. ૨૩ જેટલા નાના મોટા ગ્રથ હિંદીમા લખ્યા. ૧૭૮૨મા રાજકોટના ઠાકોર શ્રી મહેરામણજીએ 'પ્રવીણસાગર' ગ્રથ રચી ૭૨ લહરીએ-એ અધૂરો મૂક્યો તેમા બાકીની ૧૨ લહરી આ કવિએ પૂર્ણ કરી આપી ૧૮૮૯મા ગુજરાતી કવિતા ઉપર નર્મદની અસર મૃત્યુ : ૮-૭-૧૯૨૬ કૃતિ. ગોવિંદ ગ્રંથમાલા-ભાગ ૧ (૧૯૧૧-હિન્દી કવિતા), શિવરાજ શતક (મૂળ સાથે ગુજ ગદ્યાનુવાદ. ૧૯૧૬) ગુજ કવિતા : કુધારા ઉપર સુધારાની ચઢાઈ (૧૮૭૩), વ્યભિચારભાવની-છપ્પા વગેરે

**ગોવિંદજી ભાણાભાઈ ચાંપાનેરી, 'સૂર્યગગેશ'** ઈ સ ૧૯૧૨

જ. ૧૮-૧૧-૧૯૧૨ દેહરી (તા. ઉમરગામ) વ : કિલ્લાપારડી (સુરત) મૅટ્રિક ૧૯૩૧-મા પ્રે રા. ટ્રે. કૉ. અમદાવાદથી ૧૯૩૬ સીનિયર ટ્રેઈન્ડ ૧૯૫૮મા 'કોવિદ'. શિક્ષકનો વ્યવસાય મુંબઈ મ્યુનિ કૉર્પો મા ૧૯૩૬થી શાળાના આચાર્ય કૃતિ. કાવ્યરસકૌમુદી (કા. સં ૧૯૬૬)

**ગોવિંદભાઈ રામભાઈ અમીન** ઈ.સ ૧૯૦૯

જ ૭-૭-૧૯૦૯. વસો (જિ. ખેડા) લેઉવા પાટીદાર. ૧૯૨૮મા વસોથી મૅટ્રિક ૧૯૩૬માં મુબઈ-સિડનહામ કૉ થી બી કૉમ નાટ્યલેખક અને નવલકથાકાર કૃતિ. રેડિયમ (નાટિકાઓ. ૧૯૩૮), કાળચક્ર (નાટિકા ૧૯૪૦), વેણુનાદ (નાટિકાઓ ૧૯૪૧), ગગનાં ચટકાં (નવલિકાઓ ૧૯૪૨), બે મિત્રો (નવલ, ૧૯૪૩) ત્રિપુટી (નવલિ ૧૯૪૬), હૃદયપલટો (ના (૧૯૪૭), માટી-તપો (નવલ ૧૯૪૭), જૂનું અને નવું (૧૯૪૭), ત્રિવિધ તાપ (નવલ ૧૯૪૮) વગેરે

**ગોવિંદભાઈ સુખાભાઈ પટેલ** ઈ. સ. ૧૯૨૧

જ. ૨૭-૮-૧૯૨૧ વડસાંગલ (તા ગણદેવી) પ્રાથ વડસાંગલ અને ગણદેવી. માધ્ય ગણદેવીમાં કરી ૧૯૪૦મા મૅટ્રિક કૉલેજનાં બે વર્ષ વડોદરામા-પછી રાષ્ટ્રિય ચળવળમાં. ૧૯૪૯માં ખાલસા કૉલેજ-મુંબઈથી બી એ. ૧૯૫૮માં ભારતીય વિદ્યાભવનમાથી એમ.એ મુબઈ-ખાલસા કૉલેજમાં ગુજ.ના અધ્યાપક. કૃતિ સ્મૃતિમગલ (કા. સ. ૧૯૫૪), આત્માની કલમ (કા સં ૧૯૫૫), પિતૃવદના (કા. ૧૯૬૦), પિપાસા (કા સં. ૧૯૬૨). રણગીત (યુદ્ધગીતો. ૧૯૬૩), જય જય ધરતી મારી કા. ૧૯૬૩), ત્રિભગ (વા. સ , ૧૯૬૩),

**ગોવિંદભાઈ હરિભાઈ પટેલ** ઈ સ. ૧૮૯૦

જ. ૨૮-૮-૧૮૯૦. ધરમજ (જિ. ખેડા) લેઉવા પાટીદાર માત્ર ગુજ. અભ્યાસ. ધરમજ પુસ્તકાલયના ગ્રથપાલ હતા નિવૃત્ત. વિરક્ત સારા કવિ કૃતિ : સંવાદગુચ્છ-પુષ્પ ૧-૨ (૧૯૨૧-૨૩), હૃદયધ્વનિ-નાદ ૧-૨ (૧૯૨૩), આત્મોદ્દગાર (૧૯૨૬), જીવત પ્રકાશ (૧૯૩૬), તપોવન (૧૯૩૭), મદાલસા (૧૯૩૯), આપદ્ધર્મ (૧૯૪૦) વગેરે

**ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ** ઈ.સ. ૧૮૬૪-?

જ. ૯-૧૧-૧૮૬૪. આંકલાવ (તા. બોરસદ) વ : નડિયાદ. લેઉવા પાટીદાર. પ્રાથ આંકલાવ માધ્ય નડિયાદ. ૧૮૮૬મા મુબઈ એલ્ફિન્સ્ટન કૉ માથી બી એ ૧૮૮૮માં એલ-એલ બી ૧૮૮૯માં વડોદરા રાજમાં સુ-સફ. છેલ્લે નાયબ દીવાન. ૪૦ વર્ષની સેવા પછી નિવૃત્ત થયા. વડોદરા રાજ્યમા અનેક હોદ્દા ભોગવેલા કૃતિ : બેન્જામિન ફ્રૅંકલિનનુ જીવનચરિત (૧૮૯૪), ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (૧૮૯૬), ગુજરાતનો અર્વા. ઇતિહાસ (૧૮૯૭), જિંદગીનુ સાફલ્ય (૧૮૯૮), નીતિશાસ્ત્રોનાં મૂળ તત્ત્વો-ભાગ ૧-૨ (૧૯૦૧), ઘરમાં રમવાની રમતો (૧૯૦૨), વડોદરા રાજ્ય સર્વ-સગ્રહ-ભાગ ૧ થી ૪ (૧૯૧૭ ૧૮) વગેરે એમણે અ. ગ્રંથો પણ લખ્યા છે

**ગોવિંદ મોરાસુત** ઈ.સ ૧૭મી સદીનો મધ્યભાગ

સ્થળ . સુરત કૃતિ . સુધન્વાખ્યાન (૧૬૪૯) -અર્વા. ગુજ. પદ્ય.

**ગોવિંદ ગજારામ** ઈ.સ. ૧૮મી સદીનો અંતભાગ

સ્થળ નગીનાબાદ (જિ. ખેડા). કૃતિ : સતભામાનું રૂસણુ (મુ), હરિશ્ચંદ્રાખ્યાન (૧૮૦૦ મુ.), પદો-અર્વા ગુ. પદ્યરચનાઓ

**ગોવિંદરામ** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ

કૃતિ. રુક્મિણીવિવાહ, સુભદ્રાહરણ-અર્વા ગુજ. પદ્યરચનાઓ

**ગોવિંદરામ** ઈ. ૧૮-૧૯મી સદીની સંધિ
સ્થળ. આમોદ (જિ. ભરૂચ). ઔદીચ્ય બ્રાહ્મણ. કૃતિ: ચદ્રાવળા (મુ.), કલિજુગનો ધર્મ (મુ.)—બને અર્વા ગુજ. પદ્ય

**(ગો.) ગોવિંદરાયજી મહારાજ**
ઈ. સ. ૧૯૨૬
જ. સં. ૧૯૮૨ના માઘ વદિ અમાસ સિદ્ધપુર. વ.. પોરબંદર. શ્રીવલ્લભાચાર્યજીના વશજ વેલ્લનાડુ તૈલંગ બ્રાહ્મણ. પિતાશ્રીનુ નામ ગો. શ્રીરણછોડલાલજી શ્રીજીવણલાલજી મહારાજ. નિ. લી. ગો. શ્રી અનિરુદ્ધલાલજી નડિયાદના શિષ્યત્વે વિદ્યારભ. પોતાના પંડિત સ્વ. હરિકૃષ્ણ વીરજીભાઈ શાસ્ત્રી પાસે સિદ્ધાંત કૌમુદી અને સાહિત્યગ્રથો તેમજ સામ્પ્રદાયિક આકર ગ્રંથોનું શિક્ષણ. શાસ્ત્રીય સંગીત અને મૃદગવાદનમા નિષ્ણાત. વ્યાખ્યાતા. આદર્શ ધર્માચાર્ય. કૃતિ: આપણી ધર્મભાવના, ભક્તિમાર્ગનું હાર્દ વગેરે

**ગોવિંદ સ્વામી**
કૃતિ: પ્રતિપદા (કા. સં. ૧૯૪૮)

**ગોશ મહમ્મદ પીર**
ઈ. સ. ૧૯મી સદી પૂર્વાર્ધ
સ. ૧૮૫૫ પહેલાં અવસાન. લખપત. (એ વર્ષે એનો મકરબો લખપતના કિલ્લામાં પશ્ચિમ ભાગે ચણાવવો શરૂ થયેલો). રચના. કચ્છી કાફીઓ

**ગૌતમ શર્મા**
કચ્છના જુવાન કવિ. રચના 'નઝમો ગઝલો

**ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા**
ઈ સ. ૧૯૦૭
જ. ૨૬-૪-૧૯૦૭ જામકલ્યાણપુર. વ.: જામનગર. વડનગરા નાગર ગૃ. બ્રાહ્મણ. ઓઝા કુટુબના. ૧૯૨૪મા જામનગરથી મૅટ્રિક. મુબઈ સેંટ ઝેવિયર્સ કૉ. માથી ૧૯૨૮માં બી.એ. ૧૯૩૦મા એમ એ. એ જ કૉલેજના શરૂથી સં. અધ્યાપક. સાહિત્યિક અનેક સસ્થાઓ સાથે જોડાયેલા છે. ગુજરાતી સાહિત્યના વિવેચનક્ષેત્રે એમણે અનેક મહત્ત્વપૂર્ણ લેખો લખ્યા છે. કૉલેજના વાર્ષિક 'રશ્મિ'ના સંપાદક. કૃતિ: 'કાલિદાસ: એ સ્ટડી' (અ. ૧૯૪૯), ભામિનીવિલાસ (અ. સાથે. સંપા. ૧૯૪૯), રઘુવશસર્ગ ૬-૧૦ (અં. સાથે સ પા ૧૯૫૫), વસતવિજય (કવિ 'કાંત'ના કાવ્યનો સં. અનુવાદ, ૧૯૬૦ 'સંસ્કૃતિ' માસિકમા)

**ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી 'ધૂમકેતુ'**
ઈ.સ ૧૮૯૨ ૧૯૬૫
જ. ૧૨-૧૨-૧૮૯૨. વીરપુર (તા. ગોડળ), બાજ ખેડાવાળ બ્રાહ્મણ. ગોડળમાંથી ૧૯૨૫મા મૅટ્રિક. જૂનાગઢ કૉ માંથી ૧૯૨૦માં બી. એ. શિક્ષક તરીકે જીવનનો આરભ. અમદાવાદમા સર ચીનુભાઈ બૅરોનેટને ત્યાં શિક્ષક. નિવૃત્ત થયા બાદ કેવળ લેખન-પ્રવૃત્તિ. વ્યાપક સામાજિક ટૂંકી વાર્તાઓ-નવલિકાઓના પુરસ્કારક. સમર્થ નવલકથાકાર, ચિતક અને નિબંધલેખક. સ્વાભિમાની સાહિત્યસ્વામી. મૃત્યુ ૧-૩-૧૯૬૫. નવલિકા ક્ષેત્રે—તણખા-મંડળ ૧ થી ૪ (૧૯૨૬-૨૮), ત્રિભેટો (૧૯૩૯), પરિશેષ (૧૯૪૭), આકાશદીપ (૧૯૪૭), મેઘબિંદુ (૧૯૪૮), ચદ્રરેખા (૧૯૫૯), નવલકથાઓ—રાજમુગટ (૧૯૨૪), પૃથ્વીશ (૧૯૨૫), અજિતા (૧૯૩૯), પરાજય (૧૯૩૯); ચૌલુક્ય અને ગુપ્તયુગની ગ્રથશ્રેણિની નવલકથાઓ: કર્ણાવતી (૧૯૪૨), રાજસન્યાસિની (૧૯૪૨). ત્રિભુવનગંડ જયસિહ સિદ્ધરાજ (૧૯૪૩), ગુર્જરેશ્વર (૧૯૪૯), આમ્રપાલી (૧૯૫૪), ચાણક્ય (૧૯૫૫), ચંદ્રગુપ્ત (૧૯૫૬), રુદ્રશરણ (૧૯૫૭), અશોક (૧૯૫૮), પુષ્યમિત્ર (૧૯૬૩-૬૪) વગેરે, નાટકો—પડઘા (૧૯૪૮), ઠંડી ક્રૂરતા (૧૯૪૨), ચરિત્રો—હેમચંદ્રાચાર્ય, વીર વનરાજ (૧૯૪૨), ચિંતન—સર્જન ને ચિંતન (૧૯૩૭), વાતાયન (૧૯૪૭), જ્ઞાનગોષ્ઠી, જીવનપથ, જીવનરંગ (૧૯૪૯-૫૬); ઉપરાંત બાલવાર્તા, જીવનઘડતરની વાતો ભાગ ૧ થી ૪ વગેરે વિશાળ સાહિત્યસેવા

**ગૌરીશંકર ગોવિંદજી રાજકવિ**
ઈ.સ ૧૮૬૮-૧૯૨૯
કચ્છ. જન્મ: ૧૯૨૪ના ભાદરવા સુદિ ૧૩. કચ્છ-ભૂજની વ્રજભાષા પાઠશાળામા અભ્યાસ. અવસાન: સં ૧૯૮૫ના પૌષ સુદિ ૪ બુધ. રચના: બાલબોધ (૧૮૯૮), અમર આશાવિવરણ (૧૯૦૦), ગાયન-તરંગ (૧૯૦૦), ચારણધર્મ (૧૯૧૦), ચાણક્યનીતિ-અનુવાદ (૧૯૨૫)

**ગૌરીશંકર જયશંકર વોરા**
ઈ. સ. ૨૦મી સદી
અંજારના નાગર ગૃહસ્થ. સારા ગુજ. કવિ. રચના: કાવ્યમુદ્રિકા, ચાર દરવેશ, લાખો ફુલાણી, ચદ્રકિશોર, રતિવસંત, જ્ઞાનચંદ્રિકા, ચંદ્રચરિત્ર, કચ્છ દેશની જૂની વાતો

**ચઉહથ** ઈ.સ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે કૃતિ: આરામનદન ચોપાઈ (૧૫૨૧) -મધ્ય ગુજ. પદ્ય

**ચંડુ પંડિત** ઈ ૧૩મી સદી
ધોળકાનો નાગર બ્રાહ્મણ. વીસલદેવ વાઘેલાના રાજ્યકાળમાં શ્રીહર્ષના 'નૈષધીયચરિત' મહાકાવ્યની સં. ટીકા ધોળકામાં રચી ૧૨૯૭માં.

**ચદનબહેન મણિલાલ દ્વિવેદી**
ઈ. સ. ૧૮૯૮
જ. ૨૯-૭-૧૮૯૮. વડોદરા. ઔ. ટોળકિયા બ્રાહ્મણ. શ્રી મણિલાલ જગજીવનભાઈ દ્વિવેદી સાથે પુનર્લગ્નથી જોડાયેલાં ગુજ.૭ ધોરણનો અભ્યાસ. કૃતિ. બલુચિસ્તાન-પર્યટન (૧૯૨૯)

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ**
વિરમગામ. ઔ. સ. બ્રાહ્મણ. 'બહુરૂપી'ના તંત્રી હતા. સારા અનુવાદક. કૃતિ: મૌલિક—સોરઠનો મુત્સદ્દીવીર (૧૯૨૯); બાકીની અનૂદિત નવલો—નિઝામશાહીનો વફાદાર વીર (૧૯૧૪), ચમત્કારિક ગુફા-ભાગ ૧-૨ (૧૯૧૮), પચાસરનો જયશિખરી-ભાગ ૧-૨ (૧૯૧૯-૨૦), અદ્ભુત લટારો (૧૯૨૦), વેર વસૂલ ભાગ-૧ થી ૪ (૧૯૨૦-૨૧), ચમત્કારિક ખૂન (૧૯૨૨), આગ્રાનો ખજાનો (૧૯૨૨), શેરલોક હોમ્સના સાહસ કાર્યો (૧૯૨૨) વગેરે ૨૨ નવલકથાઓ

**ચંદુલાલ મણિલાલ દેસાઈ, 'વસંતવિનોદી'**
ઈ સ ૧૮૮૨-?
જ. ૨૬-૯-૧૮૮૨. આણંદ. વ.: ભરૂચ. બ્રહ્મક્ષત્રિય-પ્રવૃત્તિક્ષેત્ર મુખ્યત્વે અમદાવાદ. દાંતના ડાક્ટર મુંબઈમા જઈ એ ધધો કર્યો. પછી હોમરૂલની ચળવળમાં અસહકારની લડતથી ગાધીજીના અનુયાયી થઈ રહ્યા. સેવાશ્રમ સ્થાપી ભરૂચમાં સ્થિર થયા છે. 'છોટે-સરદાર' બિરુદથી જાણીતા દેશભક્ત દેશભક્તિના તેમજ કલાપી અને નરસિંહરાવની અસરના કવિ. કૃતિ વિધવા (કા ૧૯૦૬), કુમારિકા (કા. ૧૯૧૯), ટહુકાર (કા. ૧૯૧૯) વગેરે

**ચન્દ્રકાંત ક. બક્ષી** ઈ. સ ૧૯૩૨
જ. ૨૦-૮-૧૯૩૨. પાલનપુર, હાલ કલકત્તા. કૃતિ: પડઘા ડૂબી ગયા (નવલ. ૧૯૫૮), પ્યાર (નવલિકા. ૧૯૫૯), રોમા (નવલ. ૧૯૫૯), આકાર (નવલ. ૧૯૬૩), એકલતાના કિનારા (નવલ ૧૯૬૬), એક સાજની મુલાકાત (નવલિકા. ૧૯૬૬)

**ચંદ્રકાંત ચિમનભાઈ અમીન**
ઈ. સ ૧૯૪૧
જ. ૧૮-૬-૧૯૪૧. વીરસદ લેઉવા પાટીદાર ૧૯૬૧માં બી.એ, ૧૯૬૩માં એમ.એ. કૃતિ: સવાસોમણ સોનાનો ઘટ (ન. ૧૯૬૩), અગ્નચરી (ન. ૧૯૬૬)

**ચંદ્રકાંત બાપાલાલ પટેલ** ઈ સ. ૧૯૧૨
જ. ૧૮-૧૨-૧૯૧૨. ચુણેલ (તા નડિયાદ).

વ આરોદર (તા બોરસદ) સાઠોદરા નાગર ગૃહસ્થ પ્રાથ આસોદરમા, મા'ધ્ય વડોદરામા ફરી ૧૯૩૩મા મૅટ્રિક ગુજ હિન્દીની ઘણી પરીક્ષાઓ આપી છે ૧૯૩૪મા વાવ ડિયામા આચાર્ય ૧૯૪૩ વડોદરામા બેઝિક ટ્રે કૉ માં શિક્ષક પ્રેમાનંદ સાહિત્યસભાના મંત્રી રચના. ગુજરાતના હિંદી સાહિત્ય, દયારામની હિંદી સેવા એમણે 'અઢારમા સૈકાનું કવિ શામળ ભટ્ટની વાર્તાઓમાં પ્રતિબિમ્બિત ગુજરાતી સમાજદર્શન' ઉપર મહાનિબંધ લખ્યો છે– અપ્રકટ

**ચંદ્રકાંત મગનજી ઓઝા**

ગજેરાટ. શ્રીમાળી બ્રાહ્મણ રાસકવિ કૃતિ કવિતા—રાસમણિ (૧૯૨૭), રાસેશ્વરી (૧૯-૩૦), કથાકુંજ (૧૯૩૦), પોઢામણા (૧૯૩૧), ગજરો (૧૯૩૨), ગીતકથાઓ (૧૯૩૮), નાટક—સુંદર સંવાદો (૧૯૮૩)

**ચંદ્રકાંત અમૃતલાલ શાહ**

ઈ સ ૧૯૧૪

કરાડ (મહા.). વ· લેટાણ (ગુજ) મૅટ્રિક રચના. મૃણાલિની (ન ૧૯૩૫), દેશની માય (ન ૧૯૩૬), રાસબત્રીસી (કાં સં, ૧૯૩૯), છત કોની (ન ૧૯૪૩), આણકની ભીતરમા (ન ૧૯૪૪), મહામંત્રી શકટાલ (ન ૧૯૪૬), ડગમગતુ સિંહાસન (ન ૧૯-૪૭), મોહવિજેતા સ્થૂલભદ્રકુમાર (૧૯૪૭), દાનેશ્વરી જગડુશાહ (૧૯૪૮), મયણાસુંદરી (૧૯૪૯), જીવણપ્રવાહ (૧૯૪૯), કયવન્ના શેઠનુ સૌભાગ્ય (૧૯૪૮), માનવપૂજા (૧૯૫૦), ત્યાગવીર શાલિભદ્ર (૧૯૫૩), પુણ્યાત્મા અમરકુમાર (૧૯૫૩), તેજતર્પણ (ન. ૧૯૫૬), ભાગ્ય જ્યોત ભાગ ૧–૨ (૧૯૫૭), સમય બોલે છે (ના સ ૧૯૫૯), સૌ સરખા (ના. સં, ૧૯૬૦), યશવંતરાય ચવ્હાણ (ચ. ૧૯૬૦),– એ પુસ્તક અંગ્રેજીમાં પણ (૧૯૬૩)

**ચંદ્રકાંત હરિપ્રસાદ મહેતા**

ઈ સ ૧૯૧૪

જ. ૩–૧૧–૧૯૧૪. ઓલપાડ. હાલ રૂપનગર એમ. એ., પ્રથમભારતીય વિદ્યાભવન મુંબઈમા અધ્યાપક–હસ્થાન મુંબઈ યુનિ.ના પીએચ ડી., અત્યારે દિલ્હી યુનિ મા ગુજરાતી ભાષાના અધ્યક્ષ. કૃતિ: પ્રિયબાંધવી (નવલ ૧૯૪૭), યમુના (નવલ ૧૯૪૮), સુદર્શનદર્ગ (ચ.૧૯૪૯), મરજીવા (નવલ. અનુ ૧૯૫૨), અજવાળી વાટે (નવલ અનુ ૧૯૫૩), અમેરિકાના પ્રમુખોની કહાની (ચ ૧૯૫૪), બાબલો (નવલ. અનુ. ૧૯૬૧), આરણ્યક (નવલ અનુ ૧૯૬૨), ગુરુદેવ ટાગોરનાં ચાર એનાંકી (અનુ. ૧૯૬૨) મધ્યકાલના સાહિત્યપ્રકારો (૧૯૫૮), બંગાળની વાર્તાઓ (અનુ ૧૯૬૫) વગેરે

**ચંદ્રકીર્તિ** ઈ સ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ ખડાડમેર (મારવાડ) જૈ. શ્વે સાધુ કૃતિ ચામની ભાનુ મૃગાવતી ચોપાઈ (૧૬૩૨), ધર્મબુદ્ધિ ચોપઈ (મંગલપુર સીપુરમાં ૧૬૨૫) –મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**ચંદ્રકીર્તિસૂરિ** સ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

નાગોરી તપાગચ્છના રત્નશેખરસૂરિ—પૂર્ણચંદ્ર—હેમહંસ—હેમસમુદ્ર— સોમરત્ન—રાજરત્નસૂરિના પટ્ટ શિષ્ય રચના' પ્રાકૃત છંદકોશ ટીકા (સ, ૧૫૭૪ આસરે), સિદ્ધચક્રચંદ્રોદ્યોત-ટીકા (સ), સારસ્વતવ્યાકરણની સુબોધિકા-દીપિકા ટીકા (સ)

**ચંદ્રતિલક** ઈ ૧૩મી સદી

બહાડમેર ખંભાત ખતરગચ્છના જિનેશ્વરસૂરિના શિષ્ય રચના' અભયકુમારચરિત (સ. ૧૨૫૬)

**ચન્દ્રપ્રભ મહત્તર** ઈ સ ૧૧મી સદી

નિવૃત્તિવંશના અભયદેવસૂરિના શિષ્ય રચના. વિજયચંદ્રચરિત્ર (પ્રા, ૧૦૭૧–૮૬)

**ચન્દ્રપ્રભસૂરિ** ઈ ૧૨મી સદીનો આરંભ

૧૦૯૩માં પૌર્ણિમાગચ્છ સ્થપાયો રચના. દર્શનશુદ્ધિ (સ), પ્રમેયરત્નકોશ (સ.)

**ચંદ્રભાઈ કાલિદાસ ભટ્ટ**

કૃતિ 'પત્નો દાવાનળ (૧૯૪૬), જય સોવિયેટ (ઇતિ ૧૯૪૬), ક્રાંતિનાં પરિબળો –ભાગ ૨–૩ (નવલ. ૧૯૪૭), લોકક્રાંતિ (ઇતિ ૧૯૪૮), નૂતન માનસવિજ્ઞાનમંદિર (૧૯૪૮), ગૌતમબુદ્ધ (૧૯૫૫) વગેરે

**ચંદ્રમુનિ** ઈ. ૧૦મી સદી

સ્થળ ઉ. ગુજરાત જૈ. શ્વે. સાધુ. કૃતિ: કથાકોશ (અપભ્રંશ ભાષાનો પદ્યગ્રંથ મુ)

**ચંદ્રલાભ** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ

જૈ શ્વે સાધુ કૃતિ. ચતુ પૂર્વીરાસ (૧૫૧૬)-મધ્ય. ગુજ. પદ્ય

**ચંદ્રવદન ચિમનલાલ મહેતા**

ઈ ૧૯૦૧

જન્મ ૬–૪–૧૯૦૧. સુરત. વણિક પ્રાથ. વડોદરામાં માધ્ય સુરતમાં ૧૯૧૯માં મૅટ્રિક. ૧૯૨૪માં મુંબઈ એલ્ફિન્સ્ટન કૉ.માંથી બી-એ. બારડોલી સત્યાગ્રહમાં ભાગ લીધો 'ડૉ. ખુદેવીન'ના મુંબઈમાં તંત્રી ૧૯૩૩-૩૬માં મુંબઈની ન્યૂ એરા હા સ્કૂ.માં શિક્ષક. ઉચ્ચ પ્રકારના કવિ અને માર્મિક નાટ્યવિવેચક. સારા અભિનેતા અભિનેતા મુંબઈ તેમજ અમદાવાદ 'આકાશવાણી'ના નિયામક હતા નિવૃત્તિ બાદ વડોદરા યુનિ.મા નાટ્યવિભાગના અધ્યાપક. નાટ્યક્ષેત્રે વિદેશોના પ્રવાસી રંગભૂમિના સુધારાના હિમાયતી કૃતિ ઇલાકાવ્યો, ચાંદરણા, રતન (લાંબુ કાવ્ય); નાટકો—આગગાડી, અખો,–વરવહુ અને બીજાં નાટકો, પ્રેમનુ મોતી –ધરમાળ અને બીજા નાટકો, સતાફૂકડી, રમકડાની દુકાન, નર્મદ, ધરાગુર્જરી (૧૯૪૫), શિખરિણી (૧૯૪૬), પાંજરાપોળ (૧૯૪૭), વગેરે ઉપરાંત આ પ્રચરિત બાંધ ગઠરિયા, વગેરે

**ચંદ્રવદન ચુનીલાલ શાહ**

ઈ. સ ૧૯૦૫

૨૨–૭–૧૯૦૫ સુરત દશાપોરવાડ વણિક ૧૯૨૬મા બી એ. ૧૯૨૮મા એમ એ. ૧૯૨૯-મા એલએલ બી સાવજનિક હાઈસ્કૂલ સુરતમાં શિક્ષક અને પછી આચાર્ય. પછી સેકન્ડરી ટીચર્સ કૉલેજના આચાર્ય સુરતની નવી દક્ષિણ ગુજરાત યુનિ ના પહેલા ઉપકુલપતિ. કૃતિ: સાહિ અંકુર ભાગ ૧ થી ૩ (૧૯૩૧–૩૨), પદ્યસંગ્રહ (૧૯૩૧) વગેરે

**ચંદ્રવદન પ્રાણજીવન શુક્લ**

ઈ સ ૧૯૧૦

જ. ૨૯–૯–૧૯૧૦. લુણાવાડા. પ્રાથ. વડોદરા અને પાદરા. માધ્ય વડોદરા, પેટલાદ અને મુંબઈમાં. ૧૯૩૬માં અમદા. ગુજ. કૉ.માંથી બી એ ૧૯૩૫-૩૬ થી ૧૯૫૬ સુધી કદાચ-રાજકારણમાં ૧૯૪૭થીપત્રકારત્વનોવ્યવસાય-૧૯૫૦મા 'જનશક્તિ'ના મદદનીશ તંત્રી અને ૧૯૬૨મા તંત્રી. ૧૯૬૫થી વધુમા 'સાહિત્ય સહકારી પ્રકાશન' સંસ્થા સ્થાપી પ્રકાશનપ્રવૃત્તિ પણ કૃતિ' નવલકથાઓ—રેવા તારા વહેતા વારિ (૧૯૬૦), બંધમોચન (૧૯૬૧), અંતર તારો તાગ (૧૯૬૨), બાંધવ માડીજાયા (૧૯૬૩), પરાજિતા (૧૯૬૪), ખોલો નયન ભીતરના (૧૯૬૫), ત્રિભેટે (ખંડકાવ્ય) અને બીજાં કાવ્યો (૧૯૬૬), અને બીજા અનુવાદો

**ચંદ્રવિજય (૧)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

સ્થળ. કોરટાદે. જૈ. શ્વે સાધુ કૃતિ: જંબુકુમારરાસ (૧૬૭૮)–અર્વા. ગુજ. પદ્ય

**ચંદ્રવિજય (૨)** ઈ. ૧૭મીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે સાધુ કૃતિ: ધન્નાશાલિભદ્ર ચૌપાઈ (૧૭૦૦ આસપાસ)–અર્વા ગુજ. પદ્ય

**ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ પંડ્યા**

ઈ. સ. ૧૮૯૭–

જ. ૨૪–૫–૧૮૯૭. સુરત વડનગરા નાગર

બ્રાહ્મણ પ્રાથ. માધ્ય સુરતમાં કૉલેજ ભાવનગરમાં બી.એ. બુર્ડસચિવાલયમાં સહાયક સચિવ હતા. ૧૯૨૨માં નિવૃત્ત થયેલા. કૃતિ: ઋગ્વેદીય સંસ્કારિકા (૧૯૨૫), પંચાક્ષર મુક્તાવલિ (૧૯૩૧), પરમેશ્વરનું મહત્ત્વ (૧૯૩૨), વડનગરા નાગર જરબાવળી (૧૯૩૩) વગેરે

**ચંદ્રશંકર અમૃતલાલ બૂચ, 'સુકાની'** ઈ સ. ૧૮૯૯–૧૯૫૮

જન્મ: ૨૫–૯–૧૮૯૯ મુંબઈ વ મુંદરા (કચ્છ). વડનગરા નાગર ગૃહસ્થ. મુંબઈથી બી.એ. પછી સેંટ ઝેવિયર્સ કૉ માં સ.ના વ્યાખ્યાતા. બાદ ભગવદ્‌ગીતા પાઠશાળમાં શાસ્ત્રી. ત્યાંથી છોડી સિંધિયા સ્ટીમનેવિગેશન કં.ના કરાચી ખાતે વ્યવસ્થાપક. 'ચેતન' માસિકના સહતંત્રી હતા. મૃત્યુ. ૨૨–૯–૧૯૫૮. કૃતિ: રુદ્ર શિવ અને લિંગસંપ્રદાય (૧૯૨૯), દેવો ધાધલ (નવલ ૧૯૩૭)

**ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા** ઈ. સ. ૧૮૮૪–૧૯૩૭

જ.: ૧૬–૯ ૧૮૮૪. નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. સ્વ. ગો. મા. ત્રિપાઠીની ભાણેજના પુત્ર અને કાબરી-ભાષાંતરકાર સ્વ. છ. હ. પંડ્યાના દૌહિત્ર ૧૯૦૬માં મુંબઈમાં બી.એ., ૧૯૧૩માં એલએલ બી. ૧૯૦૫માં 'સમાલોચક'ના તંત્રી. ઉચ્ચ કક્ષાના લેખક અને વિવેચક. મૃત્યુ. ૨૩–૧૨–૧૯૩૭. કૃતિ. સ્નેહાંકુર (કા. ૧૯૧૫), પાંચ પ્રેમકથાઓ (૧૯૧૬), પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનુ જીવનચરિત્ર (૧૯૧૭), કાવ્યકુસુમાંજલિ (કા. સં, ૧૯૩૦)

**ચંદ્રશંકર પુરુષોત્તમ ભટ્ટ, 'શશિશિવમ્'** ઈ. સ. ૧૯૦૧–૧૯૫૪

ગોધરા. શ્રીગૌડ બ્રાહ્મણ. ત્યાંથી ૧૯૧૯માં મૅટ્રિક. ગુજ. વિદ્યાપીઠમાં એક અધ્યાપક હતા. નિવૃત્તિ લઈ ગ્રંથલેખન–અનુવાદલેખન. કૃતિ. સીતાહરણ, (૧૯૨૩), ચીનનો અવાજ (અનુ ૧૯૨૭), પિરામીડની છાયામાં (૧૯૪૩), મંદિરપ્રવેશ અને શાસ્ત્રો (૧૯૪૭)

**ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ** ઈ સ. ૧૯૦૧

જ. ૨૧–૮–૧૯૦૧. જખુગામ (રેવાકાંઠા). વ: ઉમેરા (તા. જખુસર) રાયકવાળ બ્રાહ્મણ પ્રાથ માધ્ય ગોધરા-આણંદ. ૧૯૨૫માં ભાવનગર દક્ષિણામૂર્તિ વિ. ભ મા-બાલમંદિરમાં શિક્ષક, પછી ચરોતર એજ્યુ સો. આણંદના 'બાલમિત્ર' માસિકના તંત્રી. 'ગુણસુંદરી'ના બાલવિભાગના પણ તંત્રી. 'વાનરસેના' સાપ્તાહિકના પણ તંત્રી હતા. મુખ્યત્વે બાલસાહિત્યના લેખક. કૃતિ: ચાર બાલસંવાદો (૧૯૨૭) વગેરે

**ચંદ્રસેન** ઈ. ૧૨મી સદી

જૈ. શ્વે આચાર્ય. રચના: ઉત્પાદસિદ્ધિ (વ્યાક., સં., ૧૧૫૧)

**ચંપકભાઈ લાલભાઈ મહેતા** ઈ. સ ૧૮૭૯–?

જ.: ૩–૯–૧૮૭૯. સુરત વલ્મીક કાયસ્થ. પ્રાથ. મુંબઇ, માધ્ય. સુરત-વડોદરામાં. ૧૮૯૫માં વડોદરા કૉ.માંથી બી.એ. ૧૯૦૧માં એલએલ બી. ૧૯૦૪માં મુંબઈમાં સરકારી ભાષાંતરખાતામાં હતા. સારા અનુવાદક કૃતિ: હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય (૧૯૦૯), બ્રિટિશ રિયાસત–પૂર્વાર્ધ (૧૯૧૧), નવીન જાપાનની ઉત્ક્રાંતિ (૧૯૨૧), પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય (૧૯૨૪)—બધા અનુવાદો

**ચંપકલાલ છબિલદાસ નાયક** ઈ. સ. ૧૯૦૯

૧૯૬૫ના ચૈત્ર વદિ ૧૩: પાટણ. ત્રાગાળાઆ. પ્રાથ માધ્ય. પાટણમાં હા. સ્કૂલનાં છ વર્ષ. પિતા પાસે કીર્તન-ધ્રુપદધમારની તાલીમ, બચપણમાં પૃથ્વીરામ ભોજક પાસેથી પખાવજ વડોદરાની મૌલાબક્ષની પાટણ-શાખામાં સંગીતનાં ત્રણ વર્ષ (૧૩મે વર્ષે જ પૂરું) પાછળથી ૧૯૩૮ થી સ્વ. પ. ભાતખંડેના શિષ્ય પ. વાડીલાલ શિવરામ નાયક પાસે તાલીમ વડોદરા અને લખનૌની ભાતખંડે યુનિ.ની 'સંગીતવિશારદ'ની પરીક્ષા (૧૯૪૪) ૧૯૪૮માં અમદાવાદમાં 'ભાતખંડે સંગીત મહાવિદ્યાલય'-ના આચાર્ય. ૧૯૬૦થી લા. ઉ મહાવિદ્યાલયમાં સંગીતના અધ્યાપક. ૧૯૬૪થી નિવૃત્ત. શ્રીવલ્લભ સંપ્રદાયની ધ્રુપદ-ધમારની કીર્તનગાયકીના નિષ્ણાત અને ભાતખંડે સંગીતપદ્ધતિના ગુજરાતી જ્ઞાતા. ભાતખંડે-સ્વરલિપિ નોંધવાની સારી શક્તિ ધરાવે છે. કૃતિ. સંગીત કીર્તન-પદ્ધતિ (૧૯૩૫), સંગીત કાવ્યસુધા (૧૯૩૭), કીર્તનપદ્યાવલિ (સંપા.), ગુજરાતી નાટકોનાં ગીતોની સારેગમ (સ્વરલિપિ ૧૯૫૦)—ઉપરાંત વ્રજભાષાના શાસ્ત્રીયકીર્તનગ્રંથો વગેરેનાં સંપાદન. 'સંગીતસુબોધિની' 'પ્રારંભિક સંગીત પાઠાવલી' વગેરે પણ સ્વરલિપિ સાથે છપાવ્યા છે.

**ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ** ઈ. સ. ૧૯૧૧

જ.: ૨–૯–૧૯૧૧. વ્યારા (જિ. સુરત). પ્રા. સ. વ્યા પ્રાથ. માધ્ય. વ્યારામાં. સુરત કૉલેજમાંથી બી એ. ધંધો જમીનદારીનો, પછી ખેતીના રાષ્ટ્રિય ચળવળના કાર્યકર કૃતિ: ઉપામાં ઊજેલા (કા. સં, ૧૯૩૭), અંતરને ઓવારે (કા. સં, ૧૯૪૮), ત્રિદલ (કા. સં., ૧૯૫૬), પલ્લવ (બાળકાવ્યો. ૧૯૬૦)—અનેક સામયિકોમાં ભિન્ન ભિન્ન વિષયે લેખો

**ચંપકલાલ હીરાલાલ ગાંધી** ઈ. સ ૧૯૩૨

જ. ૨૭–૬–૧૯૩૨. ઓલપાડ (જિ. સુરત). ૧૯૬૪માં એમ.એ ૧૯૫૨થી 'ચેતન પ્રકાશન ગૃહ લિ.'માં કાર્યકર હતા. ૧૯૬૨થી શૈક્ષણિક પ્રવૃત્તિ. ૧૯૬૬થી જબુસર કૉ માં ગુજ.ના વ્યાખ્યાતા. કૃતિ. નવલકથા–મેવલી રાતે (૧૯૫૫), શ્રીનિકેતન ૧૯૨૬), પ્રીત પત્ની કે પ્રેરણા (૧૯૬૬), કવિતા-મિલન (ગી સં, ૧૯૫૩), સુહાસ ગી. સ, ૧૯૫૮), નાટક—જૂઠીપ્રીત-સગપણ સાચું (૧૯૬૦), ધરતી પોકારે છે (૧૯૬૫), રાષ્ટ્રિય સરક્ષણ (એકા. સ, ૧૯૬૦), ચરિત્ર—આપણા રાજેન્દ્રબાબુ (૧૯૫૮), શૂરા સરદાર (૧૯૫૮), ઉપરાંત કિશોરસાહિત્ય અને પ્રૌઢ શિક્ષણનાં પુસ્તકો પણ લખ્યા છે

**ચપ કવિ** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે. કૃતિ 'નલચરિત્ર—નલદવદતી રાસ —મધ્ય. ગુજ. પદ્યરચના

**ચક્રધર** ઈ. સ ૧૧૯૪–૧૨૭૪

ભરૂચનો ગુર્જર બ્રાહ્મણ વરાડ પ્રાંતમાં મહાનુભાવ વૈ પંથનો પુરસ્કાર. રચના: ચૌપદી (મરાઠીમિશ્ર. પ્રા. ગુજ.)

**ચતુર** ઈ. ૧૮મી સદીનો આરંભ

સ્થળ: રાખીનગર જૈ શ્વે લોંકાગચ્છી. કૃતિ. ચંદનમલયાગિરિ ચોપઈ (૧૭૧૫)—અર્વા ગુજ. પદ્ય

**ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ**

રોચક અનુવાદક નથી કૃતિ રઘુવંશ (સમશ્લોકી અનુ)

**ચતુરભાઈ શંકરભાઈ પટેલ** ઈ સ ૧૯૦૧–૧૯૫૭

સ. ૧૯૫૭ની માણેકઠારી પૂનમ બેડવા (તા આણંદ) વ: વવાસી (તા. આણંદ), લેઉવા પાટીદાર. પ્રાથ બેડવામાં ૧૯૧૯માં નડિયાદથી મૅટ્રિક. અમદાવાદ ગુજ કૉ માંથી બી એ, ૧૯૩૦માં એમ એ. શરૂમાં વનિતા વિશ્રામ-અમદાવાદમાં શિક્ષક. ત્યાંથી વડે દરા કૉલેજમાં ગુજ.ના અધ્યાપક. સારા કવિ અને વિવેચક. ૧૯૫૭માં મૃત્યુ અચાનક. કૃતિ: અર્ધ્ય (કા સ. ૧૯૨૭) વગેરે

**ચતુર્ભુજ** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
વૈષ્ણવ કૃતિ: ભ્રમરગીતા (૧૫૨૦ મુ) - મધ્ય ગુજ. ફાગુ કાવ્ય

**ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ**
ઈ સ ૧૮૭૨-?
ખારેટોલી ઔ બ્રા.માંડલિયા રાવળ ૧૮૯૯મા મુંબઈથી મૅટ્રિક ૧૮૯૯મા હાઇકોર્ટે વકીલની પરીક્ષા. ઈડરમાં મુન્સફ, પછી સેસન્સ જજ. નિવૃત્તિ બાદ મહીકાંઠા એજન્સીમા વકીલાત પછી માણસા દાંતા-ભગવાનગઢમા દીવાનપદે છેલ્લે અમદાવાદમા નિવૃત્ત. કૃતિ: શૂરવીર રાયસિંહ (નવલ ૧૮૯૧), બાળગીત, સ્ત્રીગીતા અથવા ગામઠિયણ (નવલ ૧૯૦૮), રત્નગ્રન્થિ (૧૯૧૦), સુવર્ણકુમારી નવલ), નિર્મળા (નવલ ૧૯૨૮) વગેરે

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી**
ઈ. સ. ૧૮૯૨
જ.: ૨૪-૪-૧૮૯૨ ટકારા. વ · ગોંડળ ભાટિયા. મોટો સમય કલકત્તામા નિવાસ ત્યાંથી ૧૯૧૧મા 'નવચેતન' માસિકનુંસંપાદન થોડા વર્ષોથી અમદાવાદમા નિવાસ અને સંચાલન કૃતિ· કવિતાકલાપ (૧૯૧૮), કેટલાક સંવાદો (૧૯૧૯), સતીચિતા (૧૪૧૯), જંજીરને ઝણકારે (નવલ ૧૯૨૬), તાતી તલવાર (નવલ ૧૯૨૯), આશાની ઇમારત (૧૯૩૧), નસીબની બલિહારી (૧૯૩૪), ઘેલી ગુણિયલ (૧૯૩૫), માનવ હૈયાં (૧૯૪૩), બંગાળી જીવન અને સાહિત્ય (વિવે ૧૯૮૩), મધુબિંદુ (નવલિકાઓ ૧૯૪૫), સ્મૃતિસંવેદન (આત્મકથા. ૧૯૫૮) વગેરે

**ચારિત્રરત્નગણિ** ઈ. ૧૭મી સદીનો મધ્ય
ચિતોડ તપગચ્છના જિનસુંદરસૂરિના શિષ્ય રચના· ચિત્રકૂટપ્રશસ્તિ (ઐતિ, સં, ૧૪૩૯), દાનપ્રદીપ (સ., ૧૪૪૩)

**ચારિત્રવર્ધન** ઈ ૧૫મી સદીનો મધ્ય.
ખરતર ગચ્છના જિનપ્રભસૂરિ-જિનદેવ-જિનમેરુ-જિનહિતસૂરિ-કલ્યાણરાજની પરંપરામા કલ્યાણરાજના શિષ્ય રચના સિંદૂરપ્રકર-ટીકા (સ, ૧૪૪૯), રઘુવંશ કાવ્યની શિશુહિતૈષિણી ટીકા (સ)

**ચારિત્રસિંહ (૧)** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ખરતરગચ્છના મતિભદ્રના શિષ્ય રચના: નતત્રવિભ્રમ-અવચૂરિ (સ, ૧૫૬૯)

**ચારિત્રસિંહ (૨)** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
રચના: રિણીપુર. જૈ. શ્વે. કૃતિ. મનમાલિકા (૧૫૮૦)—મધ્ય. ગુજ. પદ્ય

**ચારિત્રસુંદરગણિ**
ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ
બૃહત્તપગચ્છના રત્નાકરસૂરિની પરંપરામાં અભયસિંહસૂરિ-જયતિલક-રત્નસિંહસૂરિના શિષ્ય રચના· શીલદૂત (સ., ૧૪૨૮), કુમારપાલચરિત મહાકાવ્ય (સ)

**ચારુકીર્તિ** ઈ ૧૭મી સદીનો આરંભ
જૈ. શ્વે સાધુ કૃતિ. વચ્છરાજ ચોપઈ (૧૬૧૬)-મધ્ય-ગુજ. પદ્ય

**ચિનુભાઈ ભોગીલાલ પટવા, 'ફિલસૂફ'**
ઈ. સ ૧૯૧૧-૧૯૬૯
જ. ૨૬-૧૦-૧૯૧૧. મુંબઈ વ. અમદાવાદ. શ્રીમાળી વણિક. પ્રાથ માધ્ય અમદાવાદમા કૉ નુ અમદા ૧૯૫૩મા એલ્ફિન્સ્ટન કૉ. મુંબઈથી બી.એ. સ્વાતંત્ર્યયુદ્ધમાં ચાર વાર જેલનિવાસ. વીમાક્ષેત્રે જીવનવીમા-સંસ્થાના અધિકારી. 'ગુજરાત સમાચાર'મા ૨૫ વર્ષ સુધી 'પાનસોપારી' કટારના મર્માળા લેખક અવસાન ૧૯૬૯મા કૃતિ· નવોઢા (નવલ ૧૯૪૭), પાનસોપારી (નિ ૧૯૪૯), ફિલસૂફિયાણી (નિ. ૧૯૫૩), શકુંતલાનુ ભૂત (એકાં. સં, ૧૯૫૬), ચાલો-સજોડે સુખી થઇએ (નિ. ૧૯૫૯), અમે અને તમે (નિ. ૧૯૬૦), સાથે બેસીને વાંચીએ (નિ ૧૯૬૧), હળવું ગાંભીર્ય (નિ ૧૯૬૩), ગોરખ અને મચ્છિંદ્ર (૧૯૬૪), ફિલસૂફને પૂછો (૧૯૬૫), અવળે ખૂણેથી (૧૯૬૬)

**ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ**
ઈ. સ. ૧૮૮૧-?
૧૮૮૧. ખેડા પછી અમદાવાદ. જૈન વણિક. ૧૯૦૮મા ગુજ. કૉ. અમદાવાદથી બી એ પછી એમ.એ લાયબ્રેરી-પદ્ધતિના સારા જ્ઞાતા પ્રાચીન સાહિત્યના સંશોધક, 'લાયબ્રેરી' ત્રૈમાસિકનુ વડોદરામાં સંપા. વડોદરા રાજ્ય તરફથી પ્રાચીન ગ્રન્થભંડારોની મોજણીનું કાર્ય-પાટણ અને જેસલમેરનું સંખ્યાબંધ ન જાણેલા ગ્રંથોની માહિતી મેળવી. વડોદરા રાજ્યના 'પ્રાચ્ય વિદ્યામંદિર'ના નિયામક થઈ 'ગાયકવાડ પ્રાચ્ય વિદ્યામાળા'નુ પ્રકાશન હાથ ધર્યું. જુવાન વયે દેહાત સંપાદિત કૃતિ. હયાતીમાં પ્રગટ-કાવ્યમીમાંસા (રાજશેખરની સં), નરનારાયણાનંદ કાવ્ય (સં) પાર્થપરાક્રમવ્યાયોગ (સં.), રાષ્ટ્રૌઢવંશ (સ); હયાતી બાદ લિંગાનુશાસન (વામનકૃત-સં), વસંતવિલાસ (બાલચંદ્રસૂરિકૃત), રૂપકષટ્ક (વત્સરાજકૃત સ), મોહરાજપરાજય નાટક (યશ:પાલનું સ, ૧૯૧૮), હમ્મીરમદમર્દન (જયસિંહકૃત સં., ૧૯૨૦), ઉદયસુંદરીકથા (સોઢ્ઢલકૃત સં.), પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ, ગણકારિકા (ભાસર્વજ્ઞની સ, ૧૯૨૧), ભવિસ્સયત્તકહા (ધનપાલની, ડૉ ગુણેની પ્રસ્તાવના સાથે ૧૯૨૩), જેસલમેરના ભંડારોની સૂચી (પં લાલચંદ ભગવાનદાસની ટિપ્પણીઓ સાથે ૧૯૨૪), લેખપદ્ધતિ (સં. ૧૯૨૫), પાટણ જૈન ભંડારોની સૂચિ (પં લા. ભ ની ટિપ્પણીઓ સાથે) વગેરે

**ચિમનલાલ દામોદરદાસ ત્રિપાઠી, 'કુંજ'**
ઈ સ. ૧૮૮૭-૧૯૬૨
જ. ૨૯-૧૧-૧૮૮૭. ધોલેરા વ.: સરખેજ. મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ. કવિ 'સાગર'ના નાના ભાઈ. મૃત્યુ· ૨૬-૨-૧૯૬૨. કૃતિ. હૃદયકુંજ (કા. સં, ૧૯૧૧)

**ચિમનલાલ ભોગીલાલ ગાંધી, 'વિપિત્સુ'**
ઈ. સ. ૧૮૯૪-?
૧૫-૯-૧૮૯૪ કપડવંજ. વ: આતરસૂબા. પ્રાથ. દહેગામ, માધ્ય પાટણ છેક ૧૯૩૨માં બી.એ કેળવણીખાતામાં ૩૪ વર્ષની નોકરી. અવસાન ૧૯૬૫ લગભગમા કવિ કૃતિ: છોડવાનાં જીવન (અ અનુ. ૧૯૩૦), કરકસર (અ અનુ. ૧૯૩૨), મયૂખ નવલ બં.નો અનુ ૧૯૩૨), રાસપાંખડી (ગરબા ૧૯૩૭), દેવઆરાધના (તત્ત્વ ૧૯૫૦), સામાજિક સુખરૂપતા (અં.નો અનુ. ૧૯૩૫)

**ચિમનલાલ મગનલાલ ડૉક્ટર**
ઈ. સ ૧૮૮૪
જ.: ૨૪-૧૦-૧૮૮૪ વડોદરા વણિક. ૧૯૦૭ સુધીમા એમ એ, એલએલ બી. અને ન્યાયાધીશ થયા. ૧૯૨૧મા નિવૃત્ત ૧૯૨૩થી વડોદરામા જ 'નવગુજરાત' સાપ્તાહિક શરૂ કર્યું. કૃતિ: અમેરિકાના સંયુક્ત રાજ્યો (૧૮૩૭), કેનેડાનુ જવાબદાર રાજતંત્ર (૧૯૩૩), ભારતીય સમાજશાસ્ત્ર (૧૯૩૮), ભારતીય અર્થશાસ્ત્ર (૧૯૩૯), હિંદુસ્તાનનો રાજકારભાર (૧૯૪૦), મહારાજા સયાજીરાવ ત્રીજાનુ જીવનચરિત-ભાગ ૧-૨ (૧૯૮૨) વગેરે

**ચિમનલાલ શિવશંકર ત્રિવેદી**
ઈ સ. ૧૯૨૯
જ. ૨-૬-૧૯૨૯. સુજપુર (જિ. મહેસાણા), શ્રીમાળી બ્રાહ્મણ લા દ વિનયન વિદ્યાલયમાંથી એમ એ. સારા વિવેચક. અમદાવાદની ઝેવિયર્સ કૉલેજમા ગુજ.ના અધ્યાપક 'નાકર' ઉપર મહાનિબંધથી પીએચ ડી. કૃતિ: પિંગળદર્શન (૧૯૫૩), અલંકારદર્શન (ચંદ્રશંકર ભટ્ટ સાથે. ૧૯૫૪), આપણાં ખંડકાવ્યો (સંપા ધીરુભાઈ ઠાકર અને ચંદ્રશંકર ભટ્ટ સાથે. ૧૯૫૭), ઊર્મિકાવ્ય (ચંદ્રશંકર ભટ્ટ સાથે.

૧૯૬૩), કવિ નાકર: અધ્યયન (મહાનિબંધ. ૧૯૬૬)

**ચુનીલાલ કાલિદાસ મડિયા**
ઈ. સ. ૧૯૨૨–૧૯૬૮

જ.: ૧૨–૮–૧૯૨૨. ધોરાજી. દસાશ્રીમાળી જૈન વણિક. અમદાવાદમા બી.કૉમ. નવલિકા—નવલકથા—કવિતા—વિવેચક—વર્તમાન-પત્રકારત્વ વગેરે ક્ષેત્રે લબ્ધપ્રતિષ્ઠ લેખક. સન ૧૯૫૭નો 'રણજિતરામ સુવર્ણચંદ્રક' મળેલો. અમેરિકન ઍંબેસીમા ગુજરાતી વિભાગમાં કેટલોક સમય સેવા આપેલી. જુવાન વયે અવસાન કૃતિ ઘૂઘવતા પૂર (નવલિ. ૧૯૪૫), ગામડુ બોલે છે (નવલિ. ૧૯૪૫), પાવક જ્વાળા (નવલ. ૧૯૪૫), વ્યાજનો વારસ (નવલ. ૧૯૪૬), પદ્મની (નવલ. ૧૯૪૭), જયગિરનાર (પ્રવાસ. ૧૯૪૮), હું ને મારી વહુ (ના. ૧૯૪૯) વગેરે

**ચુનીલાલ રામચંદ્ર શેલત,**

કૃતિ: ગોપકાવ્યો (કલ્યાણજી વિ. મહેતા સાથે સપા. ૧૯૧૬)

**ચુનીલાલ વર્ધમાન શાહ 'સાહિત્યપ્રિય'**
ઈ. ૧૮૮૭–૧૯૧૬

જ.: ૨–૫–૧૮૮૭. વઢવાણ. દસાશ્રીમાળી જૈન વણિક. ૧૯૦૩માં મૅટ્રિક. ૧૯૧૯થી અમદાવાદના 'પ્રજાબંધુ' સાપ્તાહિકના સહતંત્રી હતા. પ્રથમ કોટિના ગુજરાતી પત્રકાર. નિવૃત્તિ બાદ થોડો સમય 'અખડાનંદ'ના સંપાદક. ઐતિહ્યમૂલક તેમજ સામાજિક સંખ્યાબંધ નવલકથાઓના લેખક. 'સાહિત્યપ્રિય' તખલ્લુસથી 'પ્રજાબંધુ'મા એમની મહત્ત્વપૂર્ણ વિવેચના આવતી અમદાવાદની સાહિત્ય-પ્રવૃત્તિના એક અગ્રેસર. નવલકથાલેખનક્ષેત્રે ત્રણ પેઢીની તે તે પદ્ધતિના સાક્ષી અને લેખક. એમણે આધારિત, અનૂદિત અને મૌલિક ત્રણે રીતે નવલકથાઓ અને નવલિકાઓ લખી છે. ૧૯૩૭ વર્ષનો રણજિતરામ સુવર્ણચંદ્રક મેળવેલો. મૃત્યુ: ૧૩–૫–૧૯૬૬. કૃતિ: ચાપરાજ હાડો (ના ૧૯૦૬), લતા અને લલિતા–ભાગ ૧ થી ૮ (૧૯૦૮–૧૯), સિંધ ઉપર સ્વારી (૧૯૧૨), સોમનાથનું શિવલિંગ (૧૯૧૩), ભાગ્યચક્રનો મહામંત્ર (૧૯૧૪), નોકરીનો ઉમેદવાર (૧૯૧૫), ન્યાયના ખૂનમા નીતિ (૧૯૧૬), ગુજરાતની ગર્જના અથવા હેમાચાર્યનુ જીવનસૂત્ર (૧૯૧૭), મૂળરાજ સોલકી (૧૯૨૦), બચેકાસાઈ ણનાવટ (વિવે ૧૯૩૬), રૂપમતી (૧૯૪૧), જિગર અને અમી (૧૯૪૪), વિપચક્ર, તપોવન (૧૯૪૬), નીલકંઠનું બાણ (૧૯૪૭), કર્મયોગી રાજેશ્વર, એકલ વીર વગેરે અનેક

**છગનલાલ ઠાકોરદાસ મોદી**
ઈ. સ. ૧૮૫૭–?

જ.: ૨૮–૧૦–૧૮૫૭. ભાવનગર. વ.: સુરત. દસા દિસાવાળ વણિક પ્રાથ. માધ્ય સુરતમાં. ૧૮૭૯માં મુબઈ, એલ્ફિ. કૉ.માથી બી.એ. ૧૮૮૦ થી ૧૯૧૫ સુધી વડોદરા રાજ્યના શિક્ષકથી વધી ટ્રેનિંગ કૉલેજના આચાર્ય; સહાયક શિક્ષણાધિકારી અને છેલ્લે વિદ્યાધિકારી. ઉચ્ચ કક્ષાના કેળવણીકાર. ઘણા પાઠ્યપુસ્તકો લખ્યાં છે, ઘણા ભાષાતર કર્યા છે કૃતિ· ઇરાવતી (૧૮૮૮), નળાખ્યાન (પ્રેમાનંદનું. હામુભાઈ મહેતા સાથે ૧૮૮૯–૧૯૨૬), રાજધર્મ (૧૮૯૨), કિલ્લે ડભોઈના પુરાતન કામો (૧૮૯૪), વડોદરા રાજ્યની સાહિત્યસેવા (૧૯૧૨) વગેરે

**છગનલાલ મનસુખલાલ ત્રવાડી**

પદ્યકાર. કૃતિ· ચકોરી પ્રબોધ-ચંદ્રોક્તિકા અને પ્રેમનિમજ્જન (૧૮૯૫ બાલાશકરે આમંત્રેલાં શિખરણી કાવ્યોમાનું એક; પણ ઓછુ રસાવહ)

**છગનલાલ વિદ્યારામ રાવળ**
ઈ. સ. ૧૮૫૯–૧૯૪૭

જ.. ૧૨–૩–૧૮૫૯. લુણાવાડા. ઔ. સ. બ્રા. લુણાવાડા–ઝગડિયા–નાદોદ–છોટા ઉદેપુર વગેરેમા શિક્ષક. જૂના ગુજરાતી પદ્યસાહિત્યની ખોજ કરનાર સપાદક. વૈદ્ય પણ. કૃતિ: ઋતુવર્ણન કાવ્ય (૧૮૯૬. શિવશકર તુલજાશકર દવે સાથે), સંપાદનો—પ્રાચીન કાવ્યસુધા–ભાગ ૧ થી ૫ (૧૯૨૨–૨૪), ગુજરાતી રસકલ્લોલ (૧૯૨૬) પ્રાચીનકાવ્યવિનોદ (૧૯૩૧) વગેરે અનેક

**છગનલાલ હરિલાલ પંડ્યા**
ઈ. સ. ૧૮૫૯–૧૯૩૬

જ.: ૧૭–૧૦–૧૮૫૯. વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૮૮૦મા બી એ. પછી સરકારી શાળાઓમાં શિક્ષક. પછીથી જૂનાગઢ રાજ્યના વિદ્યાધિકારી. સસ્કૃતના આરૂઢ વિદ્વાન. મૃત્યુ: ૨૩–૫–૧૯૩૬. કૃતિ: કાદબરી (બાણની ગદ્યકથાનો અનુ., ૧૮૮૨), ક્રાઈસ્ટનુ અનુકરણ-ભાગ ૧–૨ (અનુ. ૧૯૧૫), એક અપૂર્વ લગ્ન (અં. ઉપરથી સૂચિત નવલ. ૧૯૧૬), મનોરજક વાર્તાવલિ-ભાગ ૧-૨ (૧૯૧૮), કોબેટનો ઉપદેશ અનુ. ૧૯૧૮), વિશુદ્ધ સ્નેહ (અ. ઉપરથી નવલ. ૧૯૧૯), બાલ કાદબરી (૧૯૧૯), સંક્ષિપ્ત કાદબરી અને વાસવદત્તા (૧૯૨૫)

**છગનલાલ હરિલાલ મજમૂદાર**

નર્મદશૈલીના કવિ. લેખક ૩પર નરસિંહરાવ દિવેટિયાની શૈલીની પણ અસર. કૃતિ: નવલ-વિજય (૧૮૮૮)

**છોટાલાલ કાળિદાસ 'છોટમ કવિ'**
ઈ. સ. ૧૮૧૨–૧૮૮૫

વતન: મલાતજ (જિ. ખેડા). સાઠોદરા નાગર બ્રાહ્મણ–ત્રિવેદી. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીના મોટા ભાઈ. આધ્યાત્મિક શાસ્ત્રના અનુભવી આરૂઢ જ્ઞાની કવિ. એમનો વિશાળ સગ્રહ પ્રસિદ્ધ થયેલો છે, છતાં હજી કેટલીક કૃતિ અપ્રકટિત છે. કૃતિ: છોટમકૃત કાવ્યસગ્રહ (૧૯૨૨), શિવસ્વરોદય (૧૯૨૬–૨૮–૨૯), છોટમની વાણી ભાગ ૧ થી ૪ (૧૯૨૬), છોટમકીર્તનમાળા, પ્રશ્નોત્તરમાળા, સાંખ્યસાર તથા રોગસાર (૧૯૫૨) વગેરે

**છોટમલાલ બાપાલાલ દિવેટિયા**
ઈ સ ૧૯મી સદી

અમદાવાદના વડનગરા નાગર ગૃહસ્થ. સારાભાઈ દિવેટિયાના નાના ભાઈ. બ્રિટિશ રાજ્યમાં કાઠિયાવાડના પહેલા દફતરદાર. એમણે મિરાતે અહમદી, મિરાતે સિકદરી, ખુલાસતુત્ તવારીખ–એ ત્રણે ફારસી ભાષાના ઇતિહાસગ્રથોના ગુજરાતી અનુવાદ કર્યા છે, જે ગુજ. વિદ્યાસભાના સગ્રહમા મોટા ચોપડાઓમા લખેલા સગ્રહાયા છે.

**છોટાલાલ કિશોરદાસ સોની**

ભેટાસી (તા. બોરસદ). કૃતિ: છોટમકૃત જ્ઞાનોપદેશ ભજનાવલી (૧૮૯૮)

**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી**
ઈ. સ ૧૮૬૮–૧૯૪૨

શ્રીમાળી બ્રાહ્મણ. સસ્કૃતનું જ્ઞાન પિતાપાસેથી. વડોદરા કૉલેજનું ૧લુ વર્ષ. મુબઈમાં ગોકુલદાસ તેજપાલ હા સ્કૂમા શિક્ષક. પછી મુબઈ-'ગુજરાતી' પ્રેસમા શાસ્ત્રી મૃત્યુ: ૨૭–૮–૧૯૪૨. કૃતિ· બ્રહ્મસૂત્ર–શાંકરભાષ્ય (અનુ.), આત્મપુરાણ (અનુ ), એકાદશોપનિષદ (અનુ.), તત્ત્વાનુસધાન (અનુ ), પતિવ્રતા સ્ત્રીઓ, વિવાહકૌમુદી, મહાશિવપુરાણ (અનુ.), વિચારસાગર (અનુ.), કૂટસ્થાદેશ, સપ્તશતી (અનુ.), આદિત્યહૃદય (અનુ.), વગેરે

**છોટાલાલજી મુનિ**

'કલાપી'ની છાયાના જૈન વિરક્ત કવિ. કૃતિ: લઘુકાવ્યબત્રીસી (૧૯૨૫)

**છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર**
ઈ. સ. ૧૮૮૫

સુરત. ડીહુ માહેશ્વરી વણિક. ઈન્ટર આર્ટ્સ

સુધીનો અભ્યાસ, હાસ્યરસના કુશળ લેખક કૃતિ : ગુજરાતી ડીહુ જ્ઞાતિનો ઇતિહાસ (૧૯૨૭), ઊધિયુ (૧૯૨૯), કઢીઆ કાકી (૧૯૩૦), સખગસિયુ (૧૯૩૧)

**છોટાલાલ નરભેરામ ભટ્ટ**

ઈ સ ૧૮૫૦–૧૯૩૭

જન્મ : ૭-૯-૧૮૫૦. મહેમદાવાદ વ અલીંદ્રા (તા. માતર-ખેડા) ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ. પ્રવૃત્તિસ્થાન વડોદરા શિક્ષકમાંથી સ ના ઉચ્ચ કક્ષાના વિદ્વાન 'પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક' અને 'પ્રાચીન કાવ્યમાળા'ના સપાદનમા સ્વ. હ ગો. કાંટાવાળાના સહાયક ૧૮ સ્વતંત્ર ગ્ર થ, ૩૧ ગ્રંથોના અનુવાદ અને ૨૦૦૦ જેટલા લેખો. નરસિહ મહેતો, ભાલણ, નાકર, પ્રેમાનંદ, રત્નેશ્વર, હરિદાસ દ્વારકાદાસ, વીરજી વગેરેને નામે રચનાઓ કરી અસલ તરીકે રજૂ કરી; વલ્લભ, મૂળજી ગૂગળી, દિવાળીબાઈ, રાધાબાઈ જેવા કદી ન થયેલાંઓને નામે નવી રચનાઓ વહેતી કરી પ્રેમાનદનાં નાટકો અને એના કહેવાતા દીકરા વલ્લભને નામે આખ્યાનો અને એક તૂટક નાટક વગેરે નમૂનેદાર રચનાઓ. મૃત્યુ ૨૦-૧૦-૧૯૩૭. મૌલિક કૃતિ રસરાસ, વૃત્તનિરૂપણ, પારિભાષિક (સ ) શબ્દકોશ, કાવ્યો : કામકટાક્ષ (૧૮૮૩), શાતિસુધા (૧૮૯૬), બ્રહ્મરાક્ષસ, આત્મવૃત્તાંત (પ્ર ૧૯૫૩), અનુવાદ : માર્કડેયપુરાણ, ડકમાહાત્મ્ય, મહાભારત-શાંતિપર્વ, રામાયણ-કિષ્કિંધા-યુદ્ધ-ઉત્તર કાડો, અષ્ટાગહૃદય, વૈદ્યજીવન, હિતોપદેશ (વૈદ્યક), વૈદ્યવલ્લભ, હારીત સહિતા, વૈયાસિકી ન્યાયમાલા વગેરે સખ્યાબધ કૃતિઓ હજી અપ્રસિદ્ધ પણ પડી છે, જેમા મલયસુદરી-નાટિકા પણ છે.

**છોટાલાલ બળદેવજી**

વડોદરા કૃતિ : દેહમકાવ્ય (આ કવિ સ્વ છોટાલાલ કાળિદાસ 'કવિછોટમ' મલાતજવાળા જ્ઞાની કવિથી જુદા જ છે)

**છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી**

ઈ સ ૧૮૮૫–૧૯૫૦

જ : ૧૩-૬-૧૮૮૫ ડાકોર વ . ભરૂચ ભટ્ટ મેવાડા બ્રાહ્મણ પ્રાથ ભરૂચમા, માધ્ય જામનગરમા; કૉલેજ અમદાવાદ-વડોદરા-મુબઈમા ૧૯૦૬મા 'બાયોલૉજી'થી બી એ વ્યાયામના હિમાયતી અખાડાપ્રવૃત્તિના પુરસ્કાર-ભરૂચમા કેળવણીમડળના સસ્થાપક. મૃત્યુ ૨૨-૧૨-૧૯૫૦ કૃતિ . દ્રષ્ટા (૧૯૦૭) આર્થિક દૃષ્ટિએ વનસ્પતિશાસ્ત્ર (૧૯૧૨), મોન્ટેસરી શિક્ષણપદ્ધતિ (૧૯૧૯), હિન્દનો પ્રાચીન ઇતિહાસ (૧૯૩૨) વગેરે

**છોટાલાલ માનસિંગ કામદાર**

ઈ સ ૧૮૯૮

જન્મ ૪-૪-૧૮૯૮. મોટા દેવળિયા (સૌ ). વ. : જેતપુર (સૌ.) દસા શ્રીમાળી વણિક. પ્રાથ જેતપુરમાં; માધ્ય જેતપુર અને જૂનાગઢમાં ૧૯૧૬મા મૅટ્રિક બહાઉદ્દીન કૉલેજ-જૂનાગઢમાથી ૧૯૨૦મા બી એ. ૧૯૨૦ થી ૧૯૨૭મા મુંબઈમા ભિન્નભિન્ન નોકરી દરમ્યાન મુબઈમા પુસ્તકવિક્રેતા 'સી જમનાદાસની કં ની' સ્થાપના કરી ૧૯૨૭ થી ૧૯૫૮ સુધી વાંકાનેર હાઈસ્કૂલમા શિક્ષક કૃતિ : બુકર ટી વૉશિંગ્ટનનુ આત્મચરિત (અનુ. ૧૯૩૬), જામનગરનુ સૂર્યગ્રહ (૧૯૩૬), વિશ્વદર્શન (૧૯૩૮), જગતમા જાણવા જેવુ (૧૯૪૫), વિશ્વની વિચિત્રતાઓ (૧૯૫૦), બુદ્ધિસાગર (૧૯૫૨), ગાધીજીના જીવનપ્રસગો ભાગ ૧ થી ૪ (૧૯૬૧), પ્રેરકકથાઓ (૧૯૬૨), મને નીરખવા ગમે (ચ ૧૮૬૪) વગેરે

**છોટાલાલ સેવકરામ**

ઈ સ ૧૮૪૨–૧૯૧૦

પ્રવૃત્તિ કચ્છમાં દલપતરીતિના કવિ કૃતિ છોટાલાલ બાવની (૧૮૯૪), રૂપવનવિનોદ (૧૮૯૮), સૌ લાડકીબહેન (લીલાવતી વિરહ ૧૯૦૨), છોટાલાલ સપ્તશતી (૧૯૦૫), ઉપરાત ગુજરાતી શબ્દ-મૂલદર્શક કોશ

**છોટુભાઈ શકરભાઈ સુથાર**

ઈ સ. ૧૯૧૧

જ. ૨૧-૯-૧૯૧૧ ચકલાશી ત્યા જ પ્રાથ , માધ્ય નડિયાદમાં, ૧૯૩૧માં મૅટ્રિક વડોદરા કૉલેજમાં ૩ વર્ષ વિજ્ઞાનશિક્ષણ બી - એસ સી પૂના ફર્ગ્યુસન કૉલેજમાથી ૧૯૩૨માં. ૧૯૪૦મા હિંદીમા 'કોવિદ' સમગ્ર ભારતવર્ષમા પહેલે નબરે; એ જ વર્ષમા પ્રયાગના હિદી 'સાહિત્ય વિશારદ'. ૧૯૩૯મા એસ ટી. પણ થયેલા. અમદાવાદ સુરત નડિયાદ આણદ ચાગા સુણાવ વગેરેમા શિક્ષક. અત્યારે વલ્લભવિદ્યાનગર-શારદામદિરના આચાર્ય ખગોળશાસ્ત્રના ઉચ્ચકક્ષાના વિદ્વાન કૃતિ . વિશ્વદર્શન (૧૯૪૫), આકાશના તારા-નકશા (૧૯૪૫), ખગોળપ્રવેશ (૧૯૪૬), ચદ્ર (૧૯૪૭), આભ અને ધરતી (૧૯૪૯), ભૂમડલીય સૂર્યગ્રહણગણિત (શ્રી હરિહર પ્રા ભટ્ટ સાથે-૧૯૪૯), ધૂમકેતુ (૧૯૫૦), અવકાશનુ રહસ્ય (૧૯૫૧), અનતની ભીતરમા (૧૯૫૯), આકાશદર્શન (ભોગીલાલ પટવા સાથે-૧૯૬૦), બ્રહ્માડ વિકસતુ કે વિશ્રાંત (૧૯૬૪), તારા અને ગ્રહો (૧૯૬૫) વગેરે ૧૮ ગ્રન્થો

**છોટુભાઈ રણછોડજી નાયક**

ઈ. સ. ૧૯૧૩

જ. . ૧૮-૭-૧૯૧૩. ભાગોદ (જિ. વલસાડ) અનાવળા બ્રાહ્મણ પ્રા. માધ્ય પારડીમા ૧૯૩૧મા મૅટ્રિક કૉલેજનાં બે વર્ષ નાસિકમા, પછી વડોદરા કૉલેજમાથી ૧૯૩૫મા બી એ , ૧૯૩૭માં એમ એ. ફારસી મુખ્ય વિષય સાથે બી ટી. વડોદરામા ૧૯૪૨મા મુબઈ યુનિ.માથી 'અબ્દુર રહીમખાનેખાનાન અને એનુ સાહિત્યમડળ' વિષયથી પહેલા પીએચ ડી. તરત જ ગુજરાત વિદ્યાસભા–ભો. જે. વિદ્યાભવનમાં પ્રથમ ફેલો અને પછી અધ્યાપક. ૧૯૬૪થી ગુજ. યુનિ.મા ફારસીના વાચક. ફારસી અને ઉર્દૂભાષાના ગણ્યકોટિના ગુજ. વિદ્વાન. પીએચ ડી ના યુનિ માર્ગદર્શક. મુબઈ-ગુજરાત-સૌરાષ્ટ્ર યુનિ.ઓના ફારસી બૉર્ડના સભ્ય ફારસીના માન્ય વિદ્વાન દરજ્જે ૧૯૭૦નો રાષ્ટ્રપતિ–એવૉર્ડ મેળવ્યો. ૧૯૫૪થી રૉયલ એશિયાટિક સોસાયટી-લડનના ફેલો. મર્હૂમ પ્રો અબુઝફર નદવીના ઉર્દૂ ગ્રન્થોના ગુજ અનુવાદ વિદ્યાસભા માટે સેવાભાવે કરી આપ્યા છે કૃતિઓ ગુજરાતમાં નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનુ ખેડાણ (૧૯૫૦), રાષ્ટ્રભાષા-પાઠમાળા (હિદી , ૧૯૫૪), અરબી-ફારસીની ગુજરાતી પર અસર-ભા ૧-૨ (૧૯૫૪–૫૫), સફીમત (૧૯૫૯), Descritive Catalogue of Persian and Arabic Mss in the Library of Gujarat Vidyasabha (1964), Abdur Rahim Khanekhanan (૧૯૬૬) અરબી, ફારસી અને તુર્કી મૂળવાળા ગુજરાતી શબ્દોનો વ્યુત્પત્તિકોશ ગુ યુનિ તરફથી તૈયાર કરે છે.

**જંબૂનાગ** ઈ. ૧૦મી સદીનો મધ્ય.

જૈન સાધુ, ચદ્રગચ્છના રચના : મણિપતિચરિત (સ , ૯૪૯), જિનશતક (સં ), ચંદ્રદૂત (સ )

**જગજીવન (૧)** ઈ ૧૭મી સદી

વેદાતી કવિ કૃતિ . જ્ઞાનગીતા (મુ ), જ્ઞાન મૂળ (મુ ) નરબોધ (મુ ), મણિરત્નમાળા (મુ.), શિવવિવાહ (મુ )

**જગજીવન (૨)** ઈ. ૧૮મી સદી

સ્થળ : સિનોર કૃતિ : સુધન્વાખ્યાન, ઓખા રાણીના ૨ ગરબા

**જગજીવનદાસ કાળિદાસ પાઠક**

ઈ સ ૧૮૭૨–૧૯૩૨

જ. : ૧૨-૫-૧૮૭૨. ભોળાદ (તા. ધોળકા) પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. પ્રાથ. ભોળાદમાં; રાજ-

કોટમા સીનિયર ટ્રેઈન્ડ. પોરબંદરમાં મહારાણાના શિક્ષક થયા પછી તાલુકા શાળાના જીવનપર્યંત આચાર્ય કાઠિયાવાડી લોકસાહિત્યના પહેલા સંગ્રાહક અને લોકવાર્તાઓના 'ગુજરાતી' સાપ્તાહિકના દીપોત્સવાંકોમા લેખક મૃત્યુ. ૧૨-૭-૧૯૩૨ કૃતિ સુવાશ્યુદય (ના.), વિજ્ઞાનશતક, લાવણ્યલતા અને કામાંધકામિની, રાણી વ્રજસુંદરી, રાય પંચક (ઐતિ. નવલ), મકરધ્વજવંશી મહીપમાળા ('જેઠવા' રાજવંશનો ઇતિ.), મુસ્લિમ મહાત્માઓ, ઉપરાંત કેટલાક શાળોપયોગી પુસ્તકો (લોકવાર્તાઓનો સંગ્રહ પુસ્તકાકારે નથી અપાયો.)

**જગજીવનદાસ ત્રીકમજી મોદી, 'ઓલિયા જોશી'** ઈ. સ ૧૮૭૭–

જ '૧૮-૫-૧૮૭૭ રાજકોટ વ . ગોંડળ. દસા શ્રીમાળી વણિક પ્રાથ ગોંડળમાં, માધ્ય. રાજકોટમાં, મુંબઈ વિલ્સન કૉલેજમાંથી ૧૯૦૩માં બી.એ.; ૧૯૧૦માં એલએલ બી ગોંડળ રાજ્યમા ૨૫ વર્ષ સુધી ન્યાયખાતામાં, પછી ટ્રેઝરી અમલદાર. પછી ખિરસરા અને વિઠ્ઠલગઢ રાજ્યના કારભારી હાસ્યરસના ગદ્યકોટિના એક લેખક. કૃતિ: ચંદ્રશેખર (ના. ૧૯૧૫), ઓલિયા જોશીનો અખાડો-ભાગ ૧-૨ (૧૯૨૯–૩૨), નકો નગરિયો (હા. ૧૯૩૭), હસહસાટ (હા. ૧૯૪૩) વગેરે

**જગજીવનદાસ દયાળજી મોદી** ઈ. સ ૧૮૭૧–?

જ.: ૧૬-૧૨-૧૮૭૧. ફોફળિયા(તા. ડભોઈ) દસા બાજ વણિક. પ્રાથ મિયાગામમાં; બાકીનુ વડોદરામા-સીનિયર ટ્રેઈન્ડ. ત્યારથી ૪૫ વર્ષ સુધી શિક્ષક-આચાર્ય અને ડે એ ઇ સુધી ટ્રેનિંગ કૉલેજના અધ્યાપક-પદેથી નિવૃત્ત થયા કૃતિ. દયારામ, ગિરધર, મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી, લાલના માડવાનો ઇતિહાસ, સ્તવનમંદિર (કા.), સામાજિક હિતબોધ (કા.), વૈતાલપચવીશી (જૂ. ગુજ. સપા), નદબત્રીશી (સપા), સુદામાચરિત્ર (સપા) પ્રહ્લાદાખ્યાન ('ગિરધર'નુ. સપા.), રામાયણ ('ગિરધર'નુ સપા.), દયારામકાવ્યસુધા (સપા.), નવલગ્રંથાવલિ-ભાગ ૧-૨ (હી વ્ર. શ્રોફ સાથે સંપા) વગેરે

**જગજીવનદાસ માધવદાસ** ઈ. ૧૭-૧૮મી સદીની સંધિ

નાગર ગૃહસ્થ ગુજરાતના નાયબ સૂબેદાર મોહમ્મદ બેગના મીર મુનશી. પછી રાજપીપળાના ખબરપત્રી એ ૧૯૩૯મા શાહી નોકરીમા જોડાયેલા. રચના: મુન્તખબુત્ તવારીખ (ફા. ૧૭૦૮)

**જગજીવનદાસ માધવજી કપાસી** ઈ. સ. ૧૮૯૬–?

સાયલા (સૌ.). વ :ચૂડા. દસા શ્રીમાળી જૈન વણિક. મૅટ્રિક. કૃતિ . ગુજરાતનુ ગૌરવ. (નવલ. ૧૯૧૯), મેવાડનો પુનરુદ્ધાર (નવલ.), વીર શિરોમણિ વસ્તુપાલ-ભાગ ૧ થી ૩ વગેરે

**જગજીવન ભવાનીશંકર કાપડિયા**

અનુ. કૃતિ ' ભર્તૃહરિનીતિશતક (૧૮૯૪), અભિજ્ઞાનશાકુંતલ (૧૮૯૬), માલવિકાગ્નિમિત્ર (૧૮૯૬), વિક્રમોર્વશીય (૧૮૯૧)

**જગડુ** ઈ. ૧૩મી સદી

સ્થળ . ઉ. ગુજરાત. જૈન શ્વેતાંબર કૃતિ સમ્યક્ત્વ માઈ-ચઉપઈ (ઉત્તર અપભ્રંશમા 'કક્કો') (મુ)

**જગદીપ દ્વારકાદાસ વિરાણી**

કૃતિ. પૂનમરાત (કા. ૧૪૪૭)

**જગન્નાથ (૧)** ઈ. ૧૭મી સદી

કૃતિ સુદામાનુ આખ્યાન (મુ.)

**જગન્નાથ (૨)** ઈ. ૧૮મી સદી

પ્રશ્નોરા બ્રાહ્મણ ભાવનગરના. મૂળ વતન વડનગર; ખભાત અને કાશીમાં પણ વસેલા. રચના . ભાગ્યમહોદય ગ્રથ (સ.)

**જગન્નાથ જેશંકર દેસાઈ** ઈ. સ ૧૯૦૬

જ.. ૧૫-૮-૧૯૦૬ રાજકોટ. જૈન વણિક. ૧૯૪૩માં ખાલસા-કૉલેજ, મુંબઈથી બી એ.. ૧૯૪૬માં ત્યાંથી એમ.એ.; ૧૯૪૬-૪૭ બે વર્ષ ત્યાં અધ્યાપક ૧૯૩૫-૪૩ આઠ વર્ષ 'મુંબાઈ સમાચાર'ના ઉપતંત્રી. ૧૯૪૩-૫૦ 'યુગાંતર' સાપ્તાહિકના તંત્રી. મુંબઈમા જ ૧૯૫૮થી બૉમ્બે ઇન્ડસ્ટ્રીઝ એસો ના મંત્રી. કૃતિ આવતી કાલના ઘડવૈયા (નવલ.), સમાજવાદ અથવા સહકાર દ્વારા સર્વોદય, રાષ્ટ્રપતિ સુભાષચંદ્ર બોઝ (ચ), આરોગ્ય અને દીર્ઘાયુષ, જીવન જીવતા શીખો, ધાન્ય-સમૃદ્ધ આ દેશજીવનનો અર્થ શું ? વગેરે

**જગન્નાથ દામોદર ત્રિપાઠી, 'સાગર'** ઈ. સ. ૧૮૮૩–૧૯૩૬

જ. ' ૭-૨-૧૮૮૩. જંબુસર. વ.: સરખેજ (અમદાવાદ) ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ. સાત ધોરણ માત્રનું શિક્ષણ. જ્ઞાની ભક્ત છેલ્લાં વર્ષોમા પાદરા તાલુકે ચિત્રાલમાં વાનપ્રસ્થ-જીવન 'કલાપી'ના એક મિત્ર મૃત્યુ ' ૧૭-૮-૧૯૩૬. કૃતિ ' થાકેલું હૃદય (૧૯૦૯), કલાપી અને તેની કવિતા (૧૯૦૯), ગુજરાતી ગઝલિસ્તાન (૧૯૧૩), ગુજરાતી સાહિત્યમાં ગઝલનું સ્થાન (૧૯૧૩), દીવાને સાગર (૧૯૧૬), મજનુ જોગી અને ફિરસ્તો (૧૯૧૬), સ્ત્રીડનબોગેનુ ધર્મશિક્ષણ (૧૯૧૬), મુમુક્ષુવિચારણા (૧૯૧૭), પ્રાર્થનાપોથી (૧૯૨૫), સંતોની વાતો (૧૯૨૬), સનાતન વિચારણા (૧૯૨૬), ધર્મવિચારણા (૧૯૨૭), મહાત્મા એમર્સનનુ પરમાત્મતત્ત્વ (૧૯૨૭), ગીતાનુ હૃદય, ગીતાની વિચારણા (૧૯૨૮–૨૯), સ્ત્રી-પુરુષ વિચારણા (૧૯૨૯), દીવાનેસાગર–ભાગ રજો (૧૯૩૬), અખાકૃત કવિતા–ભાગ બીજો (સપા) વગેરે

**જગન્નાથ પ્રભાશંકર પંડિત**

સારી હથોટીનાં ભજનોના લેખક. કૃતિ ' શ્રીજગન્નાથ-રસતરંગિણી (૧૯૨૬)

**જગાઋષિ (ગુણવિમલ)** ઈ. ૧૬મી સદી

સ્થળ ઉ. ગુજરાત. જૈન શ્વેતાંબર જતિ. કૃતિ . વિચારમંજરી (૧૫૪૭)-મ. ગુ. પદ્યરચના

**જગુભાઈ મોહનલાલ રાવળ** ઈ ૨૦માની બે પચીસી

અમદાવાદના નાગર કૃતિ ' રાસરસિક (કા)

**જટાશંકર અભેરામ પૂજારી**

કૃતિ પ્રબોધચિંતામણિ (કા. ૧૮૯૦)

**જટાશંકર ઈશ્વરચંદ્ર નાંદી** ઈ. સ ૧૮૭૫

જ. ૫-૮-૧૮૭૫ પાલિતાણા વ . પાટણ વડનગરા ના ગૃહસ્થ. ૧૮૯૨માં પાટણથી મૅટ્રિક પછી ડિસ્ટ્રિક્ટ પ્લીડર ૧૯૧૨માં નિસર્ગોપચારની 'ડૉક્ટર ઑફ નેચરોપથી'ની અમેરિકન પદવી. નિસર્ગોપચારની ઘણી પુસ્તિકાઓ લખી છે કૃતિ: બ્રહ્મચર્યમીમાંસા (૧૯૩૯), સો વર્ષ જીવવાની કલા (૧૯૪૦), દંતરક્ષણ અને દીર્ઘાયુષ્ય (૧૯૪૦) વગેરે ૨૯ પુસ્તકો

**જટાશંકર જયચન્દભાઈ આદીલશાહ** ઈ. સ. ૧૮૭૪–?

જ. ૧-૬-૧૮૭૪. જૂનાગઢ દસાઓરોળા વણિક એસ ટી સી ડી મુંબાઈમા પોલીસ ઈન્સ્પેક્ટર હતા કૃતિ ' નિબદ્ધાલંકાર રત્ન (૧૯૦૦), મીનાજી શૃંગાર (૧૯૦૦), ભર્તૃહરિનીતિશતક (અનુ ૧૯૦૭), હોરેશિયસ (૧૯૦૭), સ્પૃશ્ય થવામાં અસ્પૃશ્યોની મહાહાનિ (૧૯૩૦), સ્ત્રીઓના પત્રો (૧૯૩૦)

**જટાશંકર લીલાધર ત્રિવેદી** ઈ સ. ૧૮૫૯–૧૯૨૧

જ. ૬-૪-૧૮૫૯. ગોંડળ(સૌ) શ્રીમાળી બ્રાહ્મણ. 'શ્રીમાળી શુભેચ્છક' માસિકનુ જામનગરમા સંસ્થાપન-ઝંડુ ભટ્ટજી સાથેના સંપર્કે વૈદ્યક વિદ્યામાં આગળ વધ્યા. ૧૮૯૨માં

'ગુજરાત આર્ય ઔષધશાળા'ની સ્થાપના અને પછી અમદાવાદમા પ્રવૃત્તિ 'વૈદ્યકલ્પતરુ' માસિકનુ સપાદન મૃત્યુ. ૨-૯-૧૯૨૧ મુખ્યત્વે આયુર્વેદની કૃતિઓ વરવૈદ્ (૧૮૯૯), સારી સતતિ (૧૮૯૯), ધાત્રીશિક્ષા (૧૯૦૭), રોગી-પરિચર્યા (૧૯૦૯), સાસરે જતી પુત્રીને માની શિખામણ (૧૯૦૯), બાળલગ્ન (૧૮૯૮), જૈન ધર્મ અને વૈદકશાસ્ત્ર (૧૯૦૩), ગરીબોનો વૈદ્ય (૧૯૧૮) વાગ્ભટ-સૂત્રસ્થાન (અનુ ૧૯૦૮), યુવાવસ્થાનો શિક્ષક (૧૮૯૫) વગેરે

**જટિલરાય કેશવલાલ વ્યાસ**
ઈ સ ૧૯૧૭

જ ૧૫-૫-૧૯૧૭ કોટડા સાંગાણી પ્રશ્નોરા બ્રાહ્મણ બી એ ભાવનગર શામળદાસ કૉલેજમાથી પશ્ચિમ રેલ્વેમાં ઑડિટર કૃતિ કાવ્યાજના (કા ૧૯૪૫)

**જટુભાઈ મહેતા**

કૃતિ: માતાનુ ઋણ-ભાગ ૧ થી ૩ (નવલ (૧૯૪૭)

**જતીંદ્ર પ્ર. આચાર્ય**

કૃતિ, ગીતગુર્જરી (કા ૧૯૬૩), સુરખી (કા ૧૯૬૩), ઉપનિષદ અમૃત (૧૯૬૮)

**જદુરાય દુર્લભજી ખંધડિયા**
ઈ. સ ૧૮૯૯–

જ. ૧૯-૫-૧૮૯૯ રાજકોટ વ ભાવનગર પ્રાથ માધ્ય ભરૂચમા વેપારી 'ગુણસુંદરી'ના કેટલોક સમય સહતંત્રી સારા કવિ કૃતિ બુદ્ધિનુ બજાર (ના. સ. ૧૯૨૯), ૯ નવી વાતો (૧૯૨૯), લોહાણા વીરોની વાતો (૧૯૨૯), હૃદયની સ્વાધાર (ના સ ૧૯૨૯), વિનોદશાસ્ત્ર (૧૯૨૯), ફેન્સી ફારસો (૧૯૩૭) હાસ્યદર્શન (૧૯૩૭) વગેરે

**જનસુખરામ નરહરરામ કવિ**

કૃતિ અહિંસાભાસ્કર (૧૯૧૩), જનસુખ રત્નમાળા (૧૯૧૫), મૂર્તિપૂજા (૧૯૧૫), સનાતન ધર્મભાસ્કર (૧૯૧૫)

**જનાર્દન નાનાભાઈ પ્રભાસ્કર**
ઈ સ ૧૮૯૧–?

જ. ૮-૬-૧૮૯૧ ઉંડાચ (તા વલસાડ) વ • પ્રભાસપાટણ (સૌ) ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ વ્યવસાય ઉદ્યોગમા ખેતી. મધ્યમ કોટિના રાસકવિ કૃતિ • વિહારિણી (કા. ૧૯૨૬), નર્તિની (કા ૧૯૨૮), નંદિની (કા. ૧૯૩૨) રસનંદિની (કા. ૧૯૩૪) વગેરે

**જનીબાઈ** ઈ સ. ૧૭૦૦(?)–૧૮૯૮

જન્મ • મહિસુર રાજ્યના કપ.સદ મીરુમા ભક્તની શિષ્યા સન ૧૭૯૧મા ગુરુ મરી ગયા પછી સ ૧૮૦૧મા શિષ્યાને ગુરુદર્શનનો ભાસ ૧૮૦૨મા જનીબાઈએ 'નવનાયિકા-વર્ણન'નુ કાવ્ય રચેલુ ૧૮૯૮મા એ મૃત્યુ પામી કૃતિ. પદસગ્રહ

**જનુભાઈ અચરતલાલ સૈયદ**
ઈ. સ ૧૮૭૮–૧૯૪૬

જ. ૪-૧-૧૮૭૮ અમદાવાદ. વડનગરા નાગર ગૃહસ્થ સ્વ આનદશકર બા ધ્રુવના ભાણેજ. ૧૯૦૨મા અમદા મા બી એ કેળવણીખાતામા ડે એ ઈ. નિવૃત્તિપર્યંત ગુજ. સા સભાના ઉપપ્રમુખ પણ હતા ગુ સા પરિષદ્ના પણ સક્રિય કાર્યકર હતા મૃત્યુ ૧૯૪૬મા કૃતિ. દલપતસાર, ક્રમિક પાઠ્ય-પુસ્તક-ભાગ ૧-૨ (ગુ. સા પરિષદ માટે, પ્રા. ડિ દેસાઈ સાથે, ૧૯૩૧)

**જન્મશંકર મહાશંકર બૂચ, 'લલિત'**
ઈ. સ ૧૮૭૦–૧૯૪૬

જ ૩૦-૬-૧૮૭૭ જૂનાગઢ વડનગરા નાગર ગૃહસ્થ ૧૯૦૩મા ગોંડળમા હાઈસ્કૂલ-શિક્ષક. ૧૯૦૮–૧૯૧૦માં રાજકોટના 'કાઠિયાવાડ ટાઈમ્સ'ના તત્રી ૧૮૯૫થી કાવ્યપ્રસિદ્ધિ 'ચંદ્ર' માસિકમાં ૧૮૯૩થી કાવ્યલેખન. 'કલાપી'ના સ્નેહીઓમાના એક મૃદુ પ્રકૃતિના ભક્તહૃદય કવિ મૃત્યુ ૨૫-૩-૧૯૪૭ કૃતિ: ગીતસંગીત—સીતાવનવાસ (૧૯૦૩), લલિતના કાવ્યો (૧૯૧૨), વડોદરાને વટલે (૧૯૧૮), લલિતનાં બીજા કાવ્યો (૧૯૩૨), લલિતનો લલકાર (૧૯૪૨)

**જમશેદજી નસરવાનજી પિતિત**
ઈ સ. ૧૮૫૯–૧૮૯૮

મુબઈ રચનાસામર્થ્યવાળા પારસી કવિ. કૃતિ: મારી મજેહ તથા બીજી કવિતાઓ (૧૮૯૨–અગ્રેજી પદ્ધતિની કૃતિઓ)–નરસિહરાવ દિવેટિયાની પહેલાં અગ્રેજી કવિતાનો પરિચય સાધી આપનાર કવિ

**જમશેદજી મનચેરશા બિલિમોરિયા**

પારસીલેખક કૃતિ. ખરોદે તવારીખ યાને ઇતિહાસનો સગીતસાર (પદ્યાત્મક ૧૮૮૯)

**જમશેદજી રુસ્તમજી ઉમરીગર**

અર્હન્ તત્ત્વજ્ઞાનના પારસી કવિ કૃતિ. જમશીદ વાણી (પદ્યાત્મક. ૧૯૦૮)

**જમિયતરામ કૃપાશંકર પંડ્યા**

જ. • ૧૦-૮-૧૯૦૮. ખભાત. ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ પ્રાથ માધ્ય. ખંભાતમાં, મેટ્રિક પર્યંત હિંદી 'કોવિદ'. ફારસી ઉર્દૂનો અભ્યાસ પૂરો કર્યો ચાળીસ એકતાળીસ વર્ષેથી માત્ર કલમનો જ વ્યવસાય- ગુજરાતમાં પહેલી ઉર્ગેળના ઉર્દૂ-પદ્ધતિના ગુજરાતી શાયર કૃતિ • કમનસીબનુ કિસ્મત (નવલ ૧૯૩૫), પ્રાયશ્ચિત્ત કોને (અનુ નવલ ૧૯૩૮), સમાજથી તરછોડાયેલા (વાર્તાસગ્રહ ૧૯૩૯), એક પ્રાર્થનાસમુચ્ચય કાવ્ય (અનુ ૧૯૪૮), નાગરાણી (અનુ અને મૌલિક વાર્તાસગ્રહ (૧૯૬૧), આયુર્વેદિક ઉપચારો (સપા (૧૯૬૧), તરસ્યા જીવ (વા સ ૧૯૬૨), વરદાન (ગઝલ-સગ્રહ. ૧૯૬૩)

**જમિયતરામ ગૌરીશંકર શાસ્ત્રી**
ઈ. સ. ૧૮૬૦–૧૯૨૧

સુરત. ચોર્યાશી મેવાડા બ્રાહ્મણ ૧૮૮૯મા બી એ. સરકારી શિક્ષણખાતામા શિક્ષકથી શરૂઆત ૧૯૧૪માં પ્રે શ ટ્રે કૉલેજ-અમદાવાદમા આચાર્ય કૃતિ. જગતનો ઇતિહાસ, બ્રાહ્મણોના સોળ સસ્કાર

**જમિયતરામ નરભેરામ અધ્વર્યુ**

કૃતિ • દત્તજયંતીદર્શન (૧૯૫૩), ગાંડા મહારાજના જન્મ જીવન અને કાર્ય (૧૯૬૨), પ્રવાસી અવધૂત–ભાગ ૧ થી ૩ (૧૯૬૩–૬૪), અક્ષરગીતા અવધૂતી મસ્તી-ભાગ ૧ થી ૩

**જમિયતરામ વજેશંકર આચાર્ય**

કૃતિ • આધ્યાત્મિક વિચારસૃષ્ટિ (૧૯૩૦), યુગ સ્મૃતિ (૧૯૩૨), ધર્મરહસ્ય (૧૯૫૩), જીવનગીતા (૧૯૫૪), દિવ્યસદેશ (૧૯૫૭), ઉદ્બોધન (૧૯૫૮), દાંપત્યગીતા (૧૯૫૮), સ્ત્રીશક્તિ (૧૮૫૯), યોગેશ્વર લીલેજી (૧૯૬૮)

**જયતકુમાર મણિશંકર ભટ્ટ**

જ. ૧૭-૮-૧૯૦૨ ભાવનગર વ • ચાવડ. સ્વ 'કાંત'ના બીજા પુત્ર પ્રાથ માધ્ય ભાવનગરમાં ભાવનગર કૉલેજમા ૨ વર્ષ કરી મુબઈ-એલ્ફિન્સ્ટન કૉલેજમાથી બી એ પછી લંડન જઈ પીએચ ડી મુબઈમા. વેપારી પેઢીમાં મુખ્યત્વે સામયિકોમા અનેક લેખો-સાહિત્યિક, તેમજ વાર્તાઓ-નાટિકાઓ-રેખાચિત્રો નિબધો અવલોકનો-વિવેચકો-કાવ્ય-પ્રતિકાવ્યો

**જયત પલાણ**

કૃતિ • ગુલમહોર (કા સ ૧૯૫૮)

**જયંત ભટ્ટ** ઈ ૧૩મી સદી

અણહિલ્લપુર પાટણ ભારદ્વાજ ગોત્રનો આ બ્રાહ્મણ સારંગદેવ વાઘેલાના મહામાત્યનો પુરોહિત રચના: કાવ્યપ્રકાશ–દીપિકા–ટીકા (સં, ૧૨૯૪)

**જયતવિજયજી મુનિ** ઈ સ ૧૮૮૪–

જ • ૧૯૪૯ કા સુ ૧૩ વળા. વીસા ઓસવાળા જૈન વણિક. નામ: હરખચદ ભૂરાભાઈ શાહ. સાત ગુજ. ભણી ૧૮૯૯માં મહેસાણા યશોવિજય પાઠશાળામાં અભ્ય-

ચન ૧૯૦૧મા આચાર્ય શ્રી વિજયધર્મસૂરિના સપર્કમાં. ૧૯૦૪મા યશોવિજયજી પાઠશાળા-કાશીમા સ. અભ્યાસ અને એ શાળાના મત્રી. ધર્માભ્યુદય છાપખાનુ અને યશોવિજય-ગુરુકુળનું સચાલન ૧૯૧૫મા ફદીપુરમા દીક્ષા લઈ 'જયતવિજય' નામ ધારણ કર્યું. કેટલાયે સ ગ્રથો સપાદિત કર્યા છે ગુજ. કૃતિ: વિહાર-વર્ણન, આબૂ (પાચ ભાગોમા) વગેરે

**જયંત સુખલાલ કોઠારી**

૨૮-૧-૧૯૩૦. રાજકોટ. વણિક. ૧૯૫૭માં બી એ. ૧૯૫૯માં એમ.એ અમદાવાદમાં વિવેચનક્ષેત્રે આશાસ્પદ રચના. ભારતીયકાવ્ય-સિદ્ધાત (શ્રી. નટુભાઈ રાજપરા સાથે. ૧૯૬૦)

**જયંત હિંમતલાલ પાઠક** ઈ. સ ૧૯૨૦

જ.: ૨૯-૧૦-૧૯૨૦. રાજગઢ (પચમહાલ). શ્રીગૌડ બ્રાહ્મણ. પ્રાથ રાજગઢમા, માધ્ય કાલોલમાં મેટ્રિક. ૧૯૪૫માં વડોદરા કૉલેજમાથી એમ એ. અને ૧૯૬૦માં એમ. ટી.બી. કૉલેજમાથી ગુજ. યુનિ ના પીએચ. ડી એ જ કૉલેજમાં અધ્યાપક. અને અત્યારે ચુનીલાલ ગાંધી વિદ્યાભવન-સુરતના નિયામક. ગણ્ય કોટિના કવિ. કૃતિ: મર્મર (કા. સં. ૧૯૫૪), સકેત (કા. સ. ૧૯૬૦), ચેખોવની શ્રેષ્ઠ નવલિકાએ (અનુ., રમણલાલ પાઠક સાથે ૧૯૫૭), ધીરે વહે છે દોન (રમણ પાઠક અને સુરેશ જોશી સાથે-અ. નવલ નો અનુવાદ (૧૯૬૧), ઉપાયન (વિ. ર ત્રિવેદી પષ્ટિપૂર્તિ ગ્રથનુ સંપા. ૧૯૩૧), આધુનિક કવિતાપ્રવાહ (વિ. ૧૯૬૩), વિસ્મય (કા. ૧૯૬૩)

**જયત હીરજી ખત્રી** ઈ સ ૧૯૦૯-?

જ ' ૨૪-૯-૧૯૦૯. કચ્છ-મુદ્રા બ્રહ્મક્ષત્રિય પ્રાથ પાટવાળી સ્કૂલ (કચ્છ)માં અને માધ્ય. મુંબઈ ભરડા ન્યૂ હાઈસ્કૂલમાં. પછી નેશનલ મેડિકલ કૉલેજમાં ભણી ૧૯૩૫માં ડૉક્ટરી પદવી મેળવી. કૃતિ ફોરા (નવલિકા-સગ્રહ. ૧૯૪૪), વહેતાં ઝરણાં (નવલિકા-સગ્રહ (૧૯૬૨)

**જયતી ઘેલાભાઈ દલાલ**

ઈ. સ ૧૯૦૯-૧૯૭૦

જ.. ૧૮-૧૧-૧૯૦૯ અમદાવાદ. વીસા ઓસવાળ જૈન વણિક. પ્રાથ અમદાવાદમાં; માધ્ય સુરત-અમદાવાદમા. કૉલેજનું અમદાવાદમા રાજકીય ચળવળમાં બી એ નું અધૂરુ મૂક્યુ અનેક વાર જેલનિવાસ. વચ્ચે 'રેખા' માસિક કાઢેલુ. 'એકાકી'ઓના સમર્થ લેખક. સ્વ ડાહ્યાભાઈ ધોળશાજીના પૌત્ર હોઈ રગભૂમિનો વારસાગત સબળ અભ્યાસ. ૧૯૫૯ના રણજિતરામ સુવર્ણચદ્રકના વિજેતા મૃત્યુ: ૨૪-૮-૧૯૭૦ કૃતિ: સ્વતત્ર બળવાખોર પિતાની તસ્વીર (અનુ. ૧૯૩૭-૩૮), ઝબકિયાં (૧૯૩૯), પગદીવાની પછીતેથી (૧૯૪૦), જવનિકા (૧૯૪૧), ધીમુ અને વિભા (નવલ. ૧૯૪૩), પ્રવેશ બીજો (૧૯૫૦) કથરોટમા ગગા (૧૯૫૦), પ્રવેશ ત્રીજો (૧૯૫૩), ચોથો પ્રવેશ (૧૯૫૭). અનુવાદો જેકસેન(૧૯૫૨), ઈમર્સન (૧૯૫૨), યુદ્ધ અને શાંતિ, (૧૯૫૪-૬), ડૉક્ટર (૧૯૬૬), સપાદન' શ્રી ડાહ્યાભાઈ ધોળશાજીના નાટકો-મણકો પહેલો, બીજો, ત્રીજો, ધમલો માળી વગેરે અનેક ગ્રથો

**જયંતી હંસરાજ ઘોકાઈ**

ઈ. સ ૧૯૩૫

જ.. ૧૨-૯-૧૯૩૫ ઓખા. પ્રાથ માધ્ય. ઓખામાં. ૧૯૫૫માં મૅટ્રિક ખાનગી પ્રયત્ને ૧૯૬૨મા બી એ. ૧૯૬૪મા બી એડ્. શિક્ષક. ટૂકી વાર્તા અને મુક્તક કાવ્યોના લેખક. અનેક સામયિકોમાં પ્રસિદ્ધ.

**જયતીલાલ નરોત્તમ ધ્યાની**

ઈ ૧૮૯૮

જ.: ૧૭-૨-૧૮૯૮. શુક્લતીર્થ (જિ. ભરૂચ) શ્રીમાળી બ્રાહ્મણ. અમદાવાદ-પ્રે.રા.-ટ્રે. કૉલેજમા સીનિયર ટ્રેન્ડ શુક્લતીર્થ નિકોરા ભરૂચ ભાલોદ વગેરેમાં શિક્ષક અને ભાલોદ વિભાગમા શિક્ષણાધિકારી બાલશિક્ષણમાં કાર્ય કર્યું છે કૃતિ શબરી, આશ્રમનો આત્મા, વ્રતવિચાર, સુવર્ણમહોત્સવ, રાષ્ટ્રિય કક્કો, સમાસ, સતસુવાસ

**જયંતીલાલ પૂજાલાલ ગજ્જર, 'અનત'**

જ. ૧૯૩૪

જ.: ૧૪-૬-૩૪. એડિસ અબાબા (એબિસીનિયા-આફ્રિકા) વ. પાનસર (જિ. મહેસાણા) ૧૯૫૩માં એસ એસ સી ૧૯૫૯માં બી.એ, ૧૯૬૨મા એમ એ. બીજી હિંદી ને શૈક્ષણિક પદવી પણ. કૃતિ ફૂલડે ફૂલડે ફોરમ (નવલ ૧૯૬૧), અતસ્તલ (નવલ), ઉપરાંત વાર્તાસગ્રહ 'રગપરાગ' અને 'દીપજ્યોત'

**જયતીલાલ મગળજી ઓઝા**

ઈ. સ ૧૮૯૨-૧૯૬૯

જ.. ૧૧-૧૨-૧૮૯૨ જામનગર. વ.. વાંકાનેર શ્રીમાળી બ્રાહ્મણ પ્રા માધ્ય રાજકોટ જૂનાગઢ કૉ.માંથી બી એ., પછી મુબઈથી એલએલ બી ૧૯૧૬માં મધ્યપ્રાતમા શરૂઆત કરી ૧૯૧૭-માં રાજકુમાર કૉ માં ૧૯૪૦-૪૮ વિવેકાનદ ગુરુકુળ-રાજકોટ અને ૧૯૪૯-૫૩ મોડેલ હા. સ્કૂ. અમદાવાદમા આચાર્ય કૃતિ: ગીતગુચ્છ(૧૯૪૫), રામકૃષ્ણ-ઉપદેશ, શ્રી 'મા'ની જીવનકથા (૧૯૫૬), સ્વામી પ્રેમાનદ-સ્વામી શારદાનદ (૧૯૬૧), વિવેકાનદની કલ્યાણયોજના (૧૯૫૨), વીરવાણી, નચિકેતા (ના.), ગીતગુચ્છ

**જયંતીલાલ મણિલાલ દલાલ**

ઈ. સ ૧૯૩૫

કપડવંજ વ: ઉમરેઠ. વણિક. ૧૯૫૮માં બી એસસી. શ્રી રાજેન્દ્ર ઓગજીવલાલ સાથે મળી ગ્રથલેખન કૃતિ તરસી આખો, સૂકા હોઠ (૧૯૬૫)

**જયંતીલાલ મફતલાલ આચાર્ય**

ઈ. સ. ૧૯૦૬

જ.: ૧૮-૧૦-૧૯૦૬. કડી. વ.: અમદાવાદ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ ૧૯૨૯માં ગુજરાત કૉલેજ-અમદાવાદથી બી એ ૧૯૩૧-૩૪માં શાતિનિકેતન-બગાળમા અધ્યયન. બગાળી ભાષાના જ્ઞાતા. પછી અમદાવાદ 'ભારતી વિદ્યાલય'માં આચાર્ય થોડો વખત કપડવજ. અત્યારે અમદાવાદ-'શ્રેયસ્'મા અધ્યાપનકાર્ય કૃતિ સ્વદેશવાણી (૧૯૨૧), મધ્યકાલીન ભારતીય સસ્કૃતિ (બ નો અનુ. ૧૯૩૩), તાનસેન (અનુ, ૧૯૪૦), ઠાકુરદાની વાતો (૧૯૪૦), શ્રી શારદાદેવી (ચ. ૧૯૪૩), શિક્ષણસાધના (સપા ૧૯૪૭), તંત્રની સાધના (સપા. ૧૯૪૭), બ્રહ્મચર્યા (સપા. ૧૯૪૭), દેવદત્તા (કા ૧૯૫૨), ગીતાની ભૂમિકા અને આપણો ધર્મ વગેરે

**જયકાંત જ. રાવળ** ઈ સ ૧૯૩૦

જ. ૭-૮-૧૯૩૦. લીંબડી (સૌ) પ્રાથ માધ્ય લીબડીમા. ૧૯૨૫મા અમદાવાદથી એલએલ બી ૧૯૫૮માં સી એ.આઇ.આઇ. ટૂંકી વાર્તાઓના લેખક અને મુક્તક-કવિ. ૧૯૬૧થી 'મજદી' ત્રૈમાસિકના એક સંપાદક

**જયકૃષ્ણ નાગરદાસ વર્મા**

ઈ સ ૧૮૯૪-?

ભરૂણ લોહાણા પ્રાથ. ભરૂચમા; માધ્ય. વડોદરામા; મૅટ્રિક ૧૯૧૬મા બી એ. અને ૧૯૧૯મા એલએલ બી ઇગ્લેન્ડ જઈ બૅરિસ્ટર અને એમ.એસસી. (અર્થશાસ્ત્ર). મુંબઈમા વકીલાત. ૧૯૨૩થી 'ગુણસુદરી' માસિકના તત્રી. કૃતિ. હિંદી રાષ્ટ્રિય કૉંગ્રેસનો ઇતિહાસ-ભાગ ૧-૨ (૧૯૨૧-૨૩), મહાત્મા ગાધીજીનું જીવન (૧૯૨૨), વર્માની વિવિધ વાર્તાઓ (૧૯૨૫), લક્ષ્મીની સાડી અને બીજી વાર્તાઓ (૧૯૩૧) વગેરે

**જયચંદ્ર** ઈ ૧૬મી સદીનો અંતભાગ

સ્થળ ખભાત. જૈન શ્વેતાબરસાધુ કૃતિ:

રસરત્નરાસ (૧૫૯૮ મુ) રાયચંદ્રસૂરિબારમાસ (મુ), પાર્શ્વચંદ્ર સૂરિના ૯૭ દુહા (જોધપુરમા) —મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**જયચંદ્રસૂરિ** ઈ ૧૫મી સદીનો મધ્ય
તપગચ્છના દેવસુંદરસૂરિના સોમસુંદરસૂરિના શિષ્ય રચના પ્રત્યાખ્યાનસ્થાન વિવરણ – સમ્યકત્વકૌમુદી – પ્રતિક્રમણવિધિ (સ., ૧૪૫૦)

**જયદેવગણિ** ઈ ૧૩મી સદી
સ્થળ ઉત્તર ગુજરાત જૈન શ્વેતાંબર સાધુ કૃતિ ભાવનાસંધિ પ્રકરણ-(અપભ્રંશ પદ્યગ્રંથ)

**જયનિધાન** ઈ ૧૭મી સદીનો આરંભ
સ્થળ મુલતાન વગેરે જૈન શ્વેતાંબર સાધુ કૃતિ ધર્મદત્ત ધનપતિ રાસ, સુરપ્રિય-ચરિત રાસ (૧૬૦૯)- મધ્ય ગુજ ની પદ્ય-રચનાઓ

**જયમંગલસૂરિ** ઈ ૧૩મી સદી
સ્થળ ઉત્તર ગુજરાત જૈન શ્વેતાંબરસાધુ કૃતિ મહાવીરજન્માભિષેક–(અપભ્રંશમા ચારણી પદ્ધતિનુ સ્તોત્ર)

**જયમંદિર** ઈ.૧૬મી સદીનો મધ્યભાગ
સ્થળ ખંભાત જૈન શ્વેતાંબર સાધુ કૃતિ તેજસાર ચોપઈ (૧૫૩૯)—મધ્ય ગુજ ની રચના

**જયમનગૌરી વ્યોમેશચંદ્ર પાઠકજી**
ઈ. સ. ૧૯૦૨
સુરત. વડનગરા નાગર બ્રાહ્મણ કૃતિ સૂરદાસ અને તેના કાવ્યો (અનુ ૧૯૨૭), ગુણસુંદરીના રાસ ((સંપા ૧૯૩૧), રાસવિવેચન (૧૯૩૨), બાલરંજન (કા ૧૯૪૮) વગેરે

**જયમલદાનજી** ઈ ૧૯મી સદી
કચ્છના બારોટ રચના ભિન્ન ભિન્ન દુહા

**જયમલદાનજીકવિ** ઈ ૨૦મીસદીનોપૂર્વાર્ધ
કચ્છની સરહદના લોટાણીના ગિવદાનજીના પુત્ર. રચના ગિરનાર (ગુ કાવ્ય)

**જયમલ માંગજીભાઈ પરમાર, 'જય-વિજય' 'અશ્વિનીકુમાર'** ઈ સ ૧૯૧૧
જ ૨૯-૧૦-૧૯૧૧ વાકાનેર સ ૩નો અભ્યાસ. રાજમા નોકરી-ધંધા ૧૯૩૦થી રાષ્ટ્રિય ચળવળમા, વિદ્યાર્થી-પ્રવૃત્તિ પ્રવાસ, રચનાત્મક કાર્યો 'ફૂલછાબ' (રાણપુર)માં સહતંત્રી. ૧૯૪૨માં ભૂગર્ભપ્રવૃત્તિ. ૧૯૪૭-૪૯ 'ફૂલછાબ'ના તંત્રી. ૧૯૫૦-૫૫ 'ફૂલછાબ'-ને રાજકોટમા લાવવામા આવ્યુ ને તંત્રીપદ ૧૯૫૩ થી ૧૯૬૫ સામાજિક પ્રવૃત્તિ અનેક સાસ્કૃતિક અને સાહિત્યિક પ્રવૃત્તિને વેગ આપ્યો. સૌરાષ્ટ્રમા સાહિત્યસભાની સ્થાપના અને મંત્રીપદ સૌરાષ્ટ્ર સંગીતનાટક અકાદમી-ની સ્થાપના અને ૧૦ વર્ષ મંત્રી સંગીત નૃત્ય નાટ્ય વિદ્યાલયનો આરંભ કર્યો અને યુનિ - સલગ્ન મ્યુઝિક કૉલેજ સ્થાપી લોકસાહિત્યના ઊંડા અભ્યાસી સૌરાષ્ટ્ર ભવાઈ કલાકાર સંઘ સ્થાપ્યો ૧૯૬૭થી 'ઊર્મિ નવરચના'ના સંપાદક ૧૯૫૦ સુધીના પ્રકાશનો, સ્વ નિરંજન વર્મા સાથે મળી લખ્યા કૃતિ. કાઠિયા-વાડના વડવૈયા (૧૯૪૧), ગગનને ગોખે (વિજ્ઞા ૧૯૪૪), પરીકથાઓ, દેશદેશની લોક-કથાઓ (૧૯૫૫), આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય (૧૯૪૫), કદમ કદમ બઢાયેજા (નવલ ૧૯૪૬), અમથીડોશીની અવળવાણી (૧૯૪૬), આપણે આગણે ઊડનારા (વિજ્ઞા ૧૯૫૭), આપણી લોકસંસ્કૃતિ (૧૯૫૭), આપણા લોકનૃત્યો (૧૯૫૭), વગેરે

**જયમિત્ર** ઈ ૧૫મી સદી
દિગંબર જૈન રચના. રોહિણી- વિધાન કથા (અપ)

**જયમિત્ર હલ્લ** ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ ઉત્તર ગુજરાત જૈન શ્વેતાંબરસાધુ કૃતિ 'સેણિયચરિય (અપભ્રંશ પદ્યગ્રંથ)

**જયરંગ જેતસી**
ઈ ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ જેસલમેર બિકાનેર વગેરે જૈન શ્વે સાધુ કૃતિ. અમરસેન વયરસેન ચોપાઈ (૧૬૪૩), કયવન્ના શાહનો રાસ(બિકાનેરમા ૧૬૬૫, મુ) વગેરે-(અર્વા ગુજ ની આરંભ-ની પદ્યરચનાઓ

**જયરાજ** ઈ ૧૫મી સદીનો અંતભાગ
સ્થળ ઉ ગુજરાત જૈન શ્વેતાંબર સાધુ કૃતિ મચ્છોદર રાસ (૧૪૯૭ મધ્ય ગુજ.ની પદ્યરચના)

**જયરામદાસ જેઠાભાઈ નયગાંધી**
ઈ સ ૧૯૦૪
જ ૨૯-૮-૧૯૦૪ - અંજાર (કચ્છ) અંગ્રેજી ૭ ધોરણનો અભ્યાસ ધંધો વેપાર અને વહાણવટુ કૃતિ કચ્છનો બૃહદ્ ઇતિહાસ (૧૯૨૭), કચ્છની રસધાર (૧૯૨૭), કચ્છનો બાલોપયોગી ઇતિહાસ (૧૯૨૭), કચ્છનું અર્થશાસ્ત્ર–ચલણ અને હુંડિયામણ–કચ્છની પ્રથમવર્ષીય યોજના, સમાજની બેકારી –તેનાં કારણ અને નિવારણ, કચ્છનું વહાણ-વટુ અને વાણિજ્ય

**જયરામ નારાયણજી ઠક્કર**
ઈ ૧૯મી સદી
કચ્છ–અંજારના લોહાણા રચના જગબાર ભાટિયા પ્રવાસ (૧૮૯૪)

**જયવંતરાય મૂળવંતરાય ત્રિપાઠી**
ઈ. સ ૧૯૩૫
જ ૨૩-૫-૧૯૩૫ જૂનાગઢ વડનગરા નાગર બ્રાહ્મણ અભ્યાસ મૅટ્રિક સુધીનો ૧૯૫૯મા 'સવિતા વાર્તા-સ્પર્ધા'મા ત્રીજા ઈનામના અધિકારી સામયિકોમા વાર્તાઓ છપાયે જાય છે

**જયવંતસૂરિ (ગુણસૌભાગ્ય)**
ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈન શ્વેતાં. સાધુ કૃતિ શૃંગારમંજરી (શીલવતીનુ ચરિત્ર-૧૫૫૭), ઋષિદત્તારાસ (૧૫૮૯), નેમિરાજુલ બારમાસ, સ્થૂલિભદ્ર કોશા–પ્રેમવિલાસ ફાગુ (મુ), વેલપ્રબંધ વગેરે—મધ્ય ગુજ ની પદ્યરચના

**જયવિજય (૧)** ઈ ૧૬મી સદીનો આરંભ
સ્થળ વરકાણા જૈન શ્વેતાંબર સાધુ કૃતિ મુનિપતિચોપાઈ (૧૫૦૭) મધ્ય ગુજ પદ્યરચના

**જયવિજય (૨)** ઈ ૧૬-૧૭મી સદીની સંધિ
જૈન શ્વેતાંબર દેવેંદ્રવિજય અને કલ્યાણ-વિજયના શિષ્ય કૃતિ હીરવિજયસૂરિ પુણ્ય ખાણિ સજ્ઝાય (મુ., ૧૫૯૬ પછી), કલ્યાણ-વિજયગણિનો રાસ (મુ ૧૫૯૮), શ્રીસમેત-શિખરરાસ (મુ –પૂર્વદેશ ચૈત્યપરિપાટી–૧૬૦૫)–મધ્ય ગુજ ની અતિ પદ્યરચનાઓ, શોભનસ્તુતિ વૃત્તિ (સ, ૧૬૧૫)

**જયવિજય (૩)** ઈ ૧૭મી સદીનો આરંભ
સ્થાન ગિરિપુર (ડુંગરપુર–'વાગડ'મા) જૈન શ્વેતાંબર સાધુ કૃતિ શુકન ચોપાઈ (૧૬૦૩–મધ્ય ગુજ ની પદ્યરચના)

**જયવિજય (૪)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
તપગચ્છના વિજયદાનસૂરિના વિમલહર્ષ-ના શિષ્ય રચના કલ્પસૂત્ર-કલ્પદીપિકા વૃત્તિ (સ ૧૬૨૧)

**જયશેખરસૂરિ** ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
જૈન શ્વેતાંબર આચલિક મહેંદ્રપ્રભ-સૂરિના શિષ્ય આચાર્ય, સંસ્કૃત પ્રાકૃત અનેક ગ્રંથોના રચયિતા ગુજ કૃતિ 'ત્રિભુવનદીપક-પ્રબંધ' કિંવા 'પરમહંસપ્રબોધ' કે 'પ્રબોધ-ચિંતામણિ' (રૂપકકાવ્ય મુ મધ્ય ગુજ મા મૂળ સ 'પ્રબોધચિંતામણિ' કાવ્ય ૧૪૦૬-નો આશય લઈ રચેલ), નેમિનાથ ફાગુ (મુ), જંબૂસ્વામિફાગુ (મુ)-બધી મધ્ય ગુજ.ની

પદ્યરચના. સસ્કૃત રચનાઓ ઉપદેશચિતામણિ-સાવચૂરિ (સ., ૧૩૭૪), પ્રબોધ-ચિતામણિ (સ , ૧૪૦૬), ધમ્મિલચરિતકાવ્ય (સ , ૧૪૦૬), જૈનકુમારસભવકાવ્ય (સ.), નલદમયતીચપૂ (સ.), કલ્પસૂત્રસુખાવબોધ વિવરણ (સ.), ન્યાયમજરી (સ ) વગેરે

**જયશેખરસૂરિ-શિષ્ય**

ઈ. ૧૪મી સદીનો ઉત્તરાર્ધ

જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ: શીલસધિ –અપભ્રશ પદ્યગ્રથ

**જયસાગર (૧)** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ

સ્થળ: જૂનાગઢ, મલિકહલપુર વગેરે. જૈન શ્વેતાબર સાધુ કૃતિ. વયરસામિ ગુરુ રાસ (૧૪૩૩), જિનકુશલસરિ ચતુષ્પદી (મલિકહલપુરમાં ૧૪૨૭)-મધ્ય ગુજ ની પદ્યરચનાઓ

**જયસાગર (૨)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

સ્થળ: હાંસોટ. જૈન શ્વેતાબર સાધુ. કૃતિ: અનિરુદ્ધહરણ (૧૬૭૫)—અર્વા ગુજ.

**જયસાગરગણિ** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ

મલ્લિકવાહણપુર (સિંધ) વગેરે. ખરતર ગચ્છના જિનરાજસૂરિના શિષ્ય રચના: પર્વરત્નાવલીકથા (સં , ૧૪૨૨), વિજ્ઞપ્તિત્રિવેણી (સ , ૧૪૨૮), પૃથ્વી-ચદ્રરાજર્ષિચરિત્ર (સ., ૧૪૪૭)

**જયસાર** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

જૈન શ્વેતાબર સાધુ. કૃતિ રૂપસેનરાસ (૧૫૬૩)–મધ્ય ગુજ. પદ્યરચના

**જયસિંહસૂરિ (૧)** ઈ. ૯મી સદીનો મધ્ય

નાગોર-મારવાડમા સ ૮૫૭-૫૯મા મિહિર ભોજના સમયમા, રચના ધર્મોપદેશમાલા વૃત્તિ (સ )

**જયસિંહસૂરિ (૨)** ઈ ૧૩મી સદી

વસ્તુપાલના સમકાલીન જૈન આચાર્ય. રચના હમ્મીરમદમર્દન મહાકાવ્ય (સ ), વસ્તુપાલપ્રશસ્તિ (સ.)

**જયસિંહસૂરિ (૩)** ઈ. ૧૩૬૬ આસપાસ

સ્થળ: ઉ. ગુજરાત. કૃષ્ણર્ષિગચ્છના મહેંદ્રસૂરિના શિષ્ય જૈન શ્વેતાબર આચાર્ય કૃતિ નેમિનાથ ફાગુ (જુદા બે કાવ્ય, (સ ) આ ઉપરાંત સસ્કૃતમા 'કુમારપાલચરિત' મહાકાવ્ય (૧૩૬૬) અને 'ન્યાયસાર'ની 'ન્યાયતાત્પર્ય ટીકા પણ

**જયસુખલાલ પુરુષોત્તમરાય જોશીપુરા** ઈ ૧૮૮૧-૧૯૫૪

જ. ૧૭-૫-૧૮૮૧. જૂનાગઢ. વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ. માધ્ય. જૂનાગઢમાં. કૉલેજનું જૂનાગઢ-ભાવનગર મુબઈમાં. ૧૯૦૪માં બી એ ; ૧૯૦૫મા એમ એ., ૧૯૦૮માં વડોદરા રાજ્યના મદદનીશ વિદ્યાધિકારી. નિવૃત્ત થતા ધારી (સૌ.)માં. 'સયાજી સાહિત્યમાળા' અને બાલસાહિત્યમાળા'ની યોજનાના પુરસ્કારક મૃત્યુ: ૨૭-૯-૧૯૫૪. કૃતિ: મૌલિક—Life and Teachings of Narsinh Mehta (૧૯૦૫), ભક્તકવિ નરસિંહ મહેતાનુ જીવન તથા કવન (૧૯૦૮), કાવ્યકલિકા (૧૯૧૦), ભક્તકવિ ભોજલ (૧૯૧૧), સાક્ષરમાળા (૧૯૧૨), હિંદુસ્તાન તથા યુરોપની પુરાણકથાઓની તુલનાત્મક સમીક્ષા (૧૯૧૫), યુદ્ધવીર દીવાન અમરજી (અગ્રેજી અને ગુજરાતી-૧૯૧૬), સ્મરણાજલિ (૧૯૧૭), મણિશકર કિકાણી (૧૯૧૯), શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દસગ્રહ (૧૯૧૯), નરસિંહ મહેતા (૧૯૩૧); અનુવાદો. મોન્તેનના નિબધો (૧૯૦૯), વાણિજ્યશાસ્ત્ર (૧૯૦૯), જ્ઞાતિનિબંધ (૧૯૦૯), કૌટિલીય અર્થશાસ્ત્ર (૧૯૩૧), વનજ્યોત્સ્ના (કા. સં., ૧૯૭૦) વગેરે

**જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા**

જ. મહાશિવરાત્રિ. સુરત. વાલ્મીકકાયસ્થ. પ્રાથ. માધ્ય વઢવાણ બે વર્ષ અમદાવાદ ગુજ. ગો ; ૧૯૦૩મા એલ્ફિન્સ્ટન કૉલેજ-મુબઈથી બી એ. ૧૯૦૫માં એમ.એ. હિંદી વેપારી ચેમ્બર મુબઈના મંત્રી હતા કૃતિ: પૂજારીને પગલે (૧૯૩૧), જગતની ધર્મશાળા (૧૯૩૨)

**જયસોમ (૧)** ઈ. ૧૬મી સદીનો અત

ખરતરગચ્છના ક્ષેમશાખાના જિનચદ્રસૂરિના ક્ષેમરાજના શિષ્ય રચના. ઇરિયાવહિકાત્રિશકા સ્વોપજ્ઞ ટીકા સાથે (સ., ૧૫૮૪), પોષધ પ્રકરણ–સટીક (સ., ૧૫૮૯)

**જયસોમ (૨)**

સ ૧૬મી–૧૭મી સદીની સધિ

સ્થળ બિકાનેર જોધપુર વગેરે. જૈન શ્વેતાબર સાધુ કૃતિ: ભાવના સધિ (૧૫૯૦), બાર વ્રત ઇચ્છા પરિમાણ રાસ (૧૫૯૧), પરિગ્રહ પરિમાણ વિરતિરાસ (૧૫૯૪), વયરસ્વામી ચોપઈ (જોધપુરમા, ૧૬૦૨)–મધ્ય. ગુજ ની પદ્યરચના

**જયસોમ (૩)**

ઈ ૧૭મી સદીનો મધ્ય ભાગ

સ્થળ: જેસલમેર જૈન શ્વેતાંબર સાધુ કૃતિ: બારભાવનાની સજ્ઝાય–ભાવનાવેલી (૧૬૪૭), ચૌદગુણ સ્થાનક સ્વાધ્યાય,—આ બે પદ્યરચના; છ કર્મગ્રથ–બાલાવબોધ (ગદ્ય) –ત્રણે મધ્ય ગુજ. રચના

**જયાનંદસૂરિ (૧)** ઈ. ૧૪મી સદી

તપગચ્છના સોમતિલકસૂરિના શિષ્ય. આચાર્યપદ સ ૧૩૯૪, સ્વર્ગ૦ ૧૩૮૫. રચના: સ્થૂલિભદ્રચરિત (સ.)

**જયાનંદસૂરિ (૨)** ઈ ૧૪મીનો ઉત્તરાર્ધ

સ્થળ. ઉ. ગુજરાત. જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ. ક્ષેત્રપ્રકારારાસ–મધ્ય. ગુજ. પદ્યરચના

**જયાબેન જયમલ ઠાકોર**

ઈ. સ ૧૯૨૬

જ. ૧૪-૧-૧૯૨૬. વિરમગામ. વ.. અમદાવાદ. શ્રી લાલભાઈ શાહના પુત્રી. શ્રી. જયમલ ઠાકોર સાથે લગ્ન. પ્રાથ માધ્ય. ઉચ્ચ અમદાવાદમા. ૧૯૪૭માં બી એ. (અંગ્રેજી), ૧૯૪૯મા એમ.એ. (સમાજશાસ્ત્રથી) કરી ગુજ યુનિ ના એમ એ ૧૯૫૨મા (અગ્રેજીથી) અત્યારે બાલાભાઈ દા. મહિલા કૉલેજમા વ્યાખ્યાતા રચના. વત્સલા (૧૯૫૩), સ્ત્રી (અનુ ૧૯૫૪), મોટા ઘરની વહુ (ન. ૧૯૫૫). માદામ બોવરી (અનુ ૧૯૫૬), ધૂપછાંવ (ન. ૧૯૫૬), સતી (ન. ૧૯૫૬), મા (અનુ ૧૯૫૭), સમાજશાસ્ત્ર (૧૯૫૮), પાદડું સળવળ્યુ (ન ૧૯૫૯), વિવિધ ભારતી (ન (૧૯૬૦), બારણાં ઉઘાડો (વા. સ., ૧૯૬૨), સિતાર–ભાગ ૧-૨ (ન. ૧૯૬૧), હસતા આસુ (ન ૧૯૬૨), મા–ભાગ ૧–૨ (અનુ ૧૯૬૨), દેવતા (ન ૧૯૬૪)

**જયેંદ્ર મુકુંદલાલ નાણાવટી**

ઈ સ ૧૯૨૦

જ ૨૬-૭-૧૯૨૦ જૂનાગઢ. વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ સુરત; માધ્ય અમદાવાદ. કૉલેજ 'ગુજરાત–લા. દ '. બી એ થઈ, ભો. જે. વિદ્યાભવનમા એમ એ. ૧૯૪૪મા. ત્યારથી રાજ્ય સરકારના પુરાતત્ત્વખાતામા રાજકોટ જામનગર મને ભૂજ મ્યૂઝિયમમાં મુખ્ય અધિકારીની સેવાઓ પછી ગુજ.રાજ્યના અત્યારે પુરાતત્ત્વાધિકારી. અનેક પરિષદોમા રાજ્યના પ્રતિનિધિ. પ્રાચીન સ્થાનોના ખોદકામના નિષ્ણાત અનેક સ્થળે ખોદકામ ચલાવી કિંમતી પુરાતત્ત્વમાહિતી પ્રાપ્ત કરી છે. કૃતિ: Monumental Landmarks of Gujarat Ceilings of the Temples of Gujarat, Embroidary and Bitworks of Saurashtra and Kutch (સહકાર્યકરો સાથે)

**જયેંદ્ર ભગવાનલાલ દુરકાળ**

ઈ. સ ૧૮૮૬–૧૯૬૦

જ : ૧-૯-૧૮૮૬-ઠાસરા.વ . અમદાવાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. પ્રાથ. ગોંડળમાં;

માધ્ય વડોદરામા ૧ વર્ષ બહાઉદ્દીન કૉલેજ-જૂનાગઢ પછી વડોદરા ૧૯૦૬મા બી એ, ૧૯૧૦મા એમ.એ ૧૯૧૦થી કલકત્તા એંગ્લો. વર્ના શાળાના આચાર્ય અગ્રેજી લેખો લખ્યા. ૧૯૧૬મા અમદાવાદમા આવી ગયા. ધાર્મિક પ્રવૃત્તિ ૧૯૨૦મા સુરત કૉલેજમા ગુજ અગ્રેજીના અધ્યાપક ત્યાંથી નિવૃત્તિ બાદ અમદાવાદ ચુસ્ત સનાતની વિચારના; મર્માળા હાસ્યલેખક અને કવિ. મૃત્યુ ૩-૧૨-૧૯૬૦ કૃતિ થોડાક છૂટા ફૂલ (૧૯૨૭), ધર્મની ભૂમિકા (૧૯૨૮), પોયણા (૧૯૨૯) વગેરે

**જશભાઈ કાશીભાઈ પટેલ**

ઈ સ ૧૯૨૧

જ. ૨-૩-૧૯૨૧ સુણાવ (જિ ખેડા) પ્રાથ. દહેગામ કલોલ સુણાવ-વાઘોડિયામા, માધ્ય સુણાવ-વડોદરામા ૧૯૩૭માં મૅટ્રિક. ૧૯૪૧ વડોદરા કૉલેજમાથી બી એ અને ફેલો ૧૯૪૪મા એમ એ અને પછી બી ટી ૧૯૪૭-થી વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય-વલ્લભ-વિદ્યાનગર (જિ. ખેડા)મા ગુજ ના અધ્યાપક, સરદાર પટેલ યુનિ ના અધ્યાપક અને સેનેટર ગુજ. સા. પરિ ના એક મત્રી. કૃતિ. પ્રત્યૂપ (કા સ ૧૯૫૦), ઉદયરત્નકૃત સ્થૂલિભદ્ર નવ-રસ (૧૯૫૧), શેધજીકૃત ઘોષયાત્રા-ચિત્રસેનનુ આખ્યાન (સંપા ૧૯૫૭), સિદ્ધહેમ(અપભ્રંશ વિભાગ, પ્રો. હસિત બૂચ સાથે, ૧૯૫૭), મેગલ કૃત જાલંધર આખ્યાન અને પરીક્ષિતા-ખ્યાન (સપા ૧૯૫૯), મારા પ્રિય એકાકી (અન્યો સાથે સપા ૧૯૫૮), પૂર્વાહ્ણ (કા સ ૧૯૬૫), ઉપરાત બીજાઓના લેખનોમાથી સપાદનના ૩ ગ્રંથ (૧૯૬૫)

**જશવત મણિલાલ મહેતા**

ઈ સ ૧૯૩૧

જ.. ૧૧-૪-૧૯૩૧ ભાવનગર કપોળ વણિક મુબઈથી ૧૯૪૯મા એસ એસ સી ૧૯૫૪માં બી એસસી મુબઈની જુદી જુદી કપનીઓમા વેચાણ-પ્રતિનિધિ નવલકથા-લેખક કૃતિ. પ્રણયપુષ્પ (વા સ ૧૯૫૮), સેવાશ્રમ (૧૯૫૯), અપરિણીતા (૧૯૬૦), માનવતા મહેકી ઊઠી(૧૯૬૧), સધ્યાનુ રામણુ (૧૦૬૨), પલપલ ઝ એ પ્રાણ (૧૯૬૩), મઝ-ધાર ભાગ ૧-૨ (૧૯૬૪-૬૫), ધરતી આભ-મિનારા (વા સ ૧૯૬૫), ઝરણુ વહ્યા ન્યા એક (૧૯૬૫), ઓ મે ને પ્યાર કિયા (વા સ ૧૯૬૫), મનડે મ્હોર્યા મોર (૧૯૬૬), વળાક (૧૯૬૭) વગેરે

**જસબા દુગ્કાળ**

શ્રી જયેન્દ્રરાવ જ દુગ્કાળના માતા છદો-રચનાનો કાવ્ય તથા વિપયનિરૂપણની ચમક કૃતિ હરિયશ ગીત (૧૯૧૫)

**જહાંગીર અરદેસર દેબુ** ઈ સ ૧૯૧૯

જ. ૧૦-૮-૧૯૧૯ નવસારી પારસી મૅટ્રિક સુધી 'મુબઈ સમાચાર' વગેરેમા લેખન-પ્રવૃત્તિથી શરૂઆત, કૃતિ પ્રેમમહિમા (૧૯-૪૧), સ્ત્રીજીવનનો મહાન આદર્શ (૧૯૪૨), ન્યુ સિનેમા (ફિલ્મ) ગાયનમાળા (નોટેશન સાથે, હિન્દીબોલપટોના ગીતોનો સગ્રહ (૧૯-૪૩), સગીતની કરામતી અસરો (૧૯૪૩), નૃત્યકલા (૧૯૪૪), નરગીસ ધી ફિલ્મસ્ટાર (૧૯૪૫), સંગીત સાગર (૧૯૪૫), મહોબ્બત-ના આસુ યાને કિસ્મતની કસોટી (નવલ ૧૯૪૬), ન્યુ ઇન્ડિયા ફિલ્મ મ્યુઝિક ગાઈડ (નોટેશન સાથે ૧૯૪૭), સ્ત્રીસંસારની સાચી સફળતા (૧૯૫૫)

**જહાંગીર ખુરશેદજી વિકાજી, 'નાજુક'**

પારસી લેખક કૃતિ ઓબારાના વારસ (૧૮૯૯), સતી (૧૯૦૨), ખુસીની મોકાણ (૧૯૦૨), મારી સુખિયારી પળો (૧૯૧૦), નાજુક સરોદ (૧૯૪૦)

**જહાંગીર નસરવાનજી પટેલ 'ગુલ-કામ'** ઈ સ ૧૮૬૧-૧૯૩૬

જ ૧૪-૭-૧૮૬૧ મુબઈ પારસી અ-ગ્રેજી ચાર (આજના 'આઠ)સુધીનો અભ્યાસ નાટકનો નાદ લાગ્યો ૧૫મે વર્ષથી કલમ ઉપાડી. 'મુબઈ સમાચાર' વગેરેમા સેવા આપેલી નવલકથાઓ અને નાટકો અનેક લખ્યા છે. મૃત્યુ. ૨૪-૮-૧૯૩૬ કૃતિ. નવલકથાઓ· સોનારગઢ (૧૮૭૬), ખડેરાવ ગાયકવાડ અ-થવા તાત્યાની જાગીર કોણની (૧૮૯૦), બાનુ અને સજીવન થયેલા આશક (૧૮૯૭), રૂશીની આગાહી, રજપૂતાણી અને લક્ષ્મી (૧૯૦૦), વગેરે, નાટકો· આધળે બહેરુ, ચડાળચોકડી, કાટાનુ કટેસર, જોહાકી દોર, મસ્તાન મનીજેહ, જેન્ટલમૅન લોફર વગેરે અનેક

**જહાંગીર બહેરામજી મર્ઝબાન**

ઈ સ ૧૮૪૮-૧૯૨૮

જ · ૨-૯-૧૮૪૮ સુરત ૧૮૬૭મા મુંબઇ-મા મૅટ્રિક પત્રકારનો ધધો સ્વીકાર્યો થોડા સમયમા 'જામેજમશેદ' દૈનિક શરૂ કર્યું અને એના આજીવન તત્રી સારા નવલકથાકાર પણ. મૃત્યુ ૫-૨-૧૯૨૮. કૃતિ મુબઈથી કેસ્મીર (૧૮૮૬), ભુલભુલામણી (અનુ ૧૮૯૦), ટોચકા-સગ્રહ (૧૮૯૦), શીરીન મડપ (૧૮-૯૦), વેલાતી વહેના (૧૯૧૫) વગેરે અનેક

**જહાંગીર માણેકજી દેસાઈ**

શુદ્ધ ગુજ ગદ્યપદ્યના પારસી લેખક હાસ્ય-લેખક કૃતિ ચમકારા (કા સ. ૧૯૩૧), પાર સિકા (કા સ. ૧૯૩૮), રસધારા (કા સ ૧૯૪૧) વગેરે

**જહાંગીરશાહ અરદેસરશર તાલિયાર ખાન** ઈ. સ ૧૮૪૬-૧૯૨:

સુરત. પારસી નવલકથાકાર શુદ્ધ ગુજ રાતીના લેખક વહોરાભાઇઓની બોલીના પણ જાણકાર કૃતિ· નવલકથા· રણવાસ, મુદ્રા અને કુલીન (ઐતિ. નવલ), રત્નલક્ષ્મી, મા[illegible] સ્વપ્ન, પોલીસનુ કામ, (સારા કવિ પણ), કાવ્ય કાવ્યગુટિકા અથવા સ્થિતિપ્રદર્શન (૧૯૦૬), વગેરે

**જહાંગીર સોરાબજી તાલિયારખાન**

પારસી બોલીના કવિ કૃતિ: કુદરતની ખૂબસુરતી (૧૯૦૨)

**જાફરઅલી ગુલામહુસેન મિસ્ત્રી 'અસીર'** ઈ. સ ૧૯૦૫-૧૯૨૯

જ.: ૧૧-૧-૧૯૦૫ મુબઈ ખોજા મુ-સ્લિમ. ૧૯૨૦માં 'ચૌદમી સદી' માસિકનો અને ૧૯૨૧મા 'મદાહ સીરીઝ' ગ્રંથમાળાનો આરભ ૧૯૨૭મા 'મુસ્લિમ લિટરેચર ગ્રંથ-માળા'. મૃત્યુ· ૧૯૨૯ કૃતિ: ફિલૉસૉફી, જગતનો માર્ગદર્શક, ફમવી દરબારના ભેદભર-મો, હરમ અને પરદો (૧૯૨૭), તવહીદની ફિલૉસૉફી, જિહાદ, હઝરત મોહમ્મદ (૧૯-૨૭), પ્રેમનું પરિણામ

**જાબુલી રુસ્તમ**

પારસી બોલીના કવિ કૃતિ. સાધારણ કવિતા (૧૮૬૦ ખાસ કરી વજનચોરણે લખેલી —નર્મદ કરતા વધુ બળકટ લેખક)

**જાવડ** ઇ ૧૬મી સદીનો પૂર્વાર્ધ

હિંદુ કૃતિ મૃગીસવાદ કે મૃગલીસવાદ (૧૫૧૫-મધ્ય ગુજ.ની રચના-પ્રતોમા અર્વા. ભાષા)

**જિતવિજય** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

જૈન શ્વેતાબર સાધુ કૃતિ હરિબલરાસ (૧૬૭૦)-અર્વા ગુજ.

**જિતુભાઈ પ્રભાશંકર મહેતા**

ઈ સ ૧૯૦૪

જ.. ૧૯-૯-૧૯૦૪. ભાવનગર વડનગરા નાગર ગૃહસ્થ અભ્યાસ મૅટ્રિક સુધી. ૧૭મે વર્ષે બાડના કારખાનામાં અને પછી ખાંડનાં અનેક કારખાનાઓમા કામ કર્યા પછી મુંબઈ-મા સ્થિર થયા 'પ્રજામિત્ર કેસરી'માં જોડાયા પછી આરૂઢ પત્રકાર અને પ્રવાસી સાગ નવલ-કથાકાર. કૃતિ આપની સેવા (નિ.), અજ-વાળી કેડી (ન ૧૯૫૫), સાપલિસોટા (ન

૧૯૫૫), સેતાનનો સતાપ (ન. અનુ. ૧૯૫૮), ખરતા તારા (વા. સ. ૧૯૬૦), જોયુ તખ્ત પર જાગી (ન. ૧૯૬૧), પ્રીત કરી તેં કેવી (ન. ૧૯૬૧), જીવનની સરગમ–ભાગ ૧–૨ (ન. ૧૯૬૪), સનકારો (વા. સ.), જિતુભાઈની વાર્તાઓ (વા સ.)

**જિતેંદ્ર અમૃતલાલ દવે** ઈ. સ. ૧૯૨૨
૧–૮–૧૯૨૨. વિસનગર. વિસનગરા નાગર બ્રાહ્મણ. એમ એ. વિસનગરની સરકારી કૉલેજ વગેરેમાં ગુજરાતીના અધ્યાપક. પછી આચાર્ય. કૃતિ: વિસનગરની કલા (કલાનો ઇતિ. ૧૯-૫૦), સાહિત્યનુ ઘડતર (વિ. ભાવાનુવાદ. ૧૯-૫૫), આસ્વાદ (વિ. સ ૧૯૫૭), પાશ્ચાત્ય સાહિત્ય-સિદ્ધાંતો અને સ્વરૂપો (સાહિત્ય-મીમાસા ૧૯૬૧)

**જિનકુશલસૂરિ** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
વિવેકસમુદ્ર ઉપાધ્યાયના શિષ્ય રચના: જિનદત્તસૂરિકૃત ચૈત્યવદન કુલક ઉપર વૃત્તિ (સ., ૧૩૨૭)

**જિનકીર્તિ** ઈ. ૧૯મી સદીનો આરભ
જેસલમેરમાં ખરતરગચ્છના સાધુ. રચના: શ્રીપાલચરિત્ર (સં., ૧૮૭૨)

**જિનકીર્તિસૂરિ** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ
તપગચ્છના દેવસુદરસૂરિના સોમસુદરસૂરિના શિષ્ય રચના: નમસ્કારસ્તવ સ્વોપજ્ઞવૃત્તિ સાથે (સ.), ઉત્તમકુમારચરિત (સ.), શ્રીપાલ-ગોપાલકકથા (સં.), ચંપકશ્રેષ્ઠિકથા (સ.), પચજિનસ્તવ (સ., ૧૪૪૧), શ્રાદ્ધગુણસગ્રહ (સં, ૧૪૪૨)

**જિનચંદ્રગણિ** ઈ. ૧૧મી સદી
પાટણ. ઉકેશગચ્છના કક્કસૂરિના શિષ્ય રચના નવપદલઘુ વૃત્તિ (શ્રાવકાનંદકારિણી. સ), નવતત્ત્વ પ્રકરણ (સ.) બને ૧૦૧૭માં

**જિનચંદ્રસૂરિ (૧)** ઈ ૧૧મી સદી
પાટણ. નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના મોટા ગુરુભાઈ. રચના: સવેગરંગશાલા (સ, ૧૦૬૯)

**જિનચદ્રસૂરિ (૨)** ઈ. ૧૬મી સદીનો મધ્ય
પાટણ ખરતરગચ્છના જિનમાણિક્યસૂરિના પટ્ટશિષ્ય. રચના. પોષધવિધિ-વૃત્તિ (સ, ૧૫૬૧)

**જિનચંદ્રસૂરિ (૩)**
ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ: જેસલમેર જૈનશ્વેતાબર આચાર્ય કૃતિ: સાબ પ્રદ્યુમ્ન ચોપાઈ (૧૫૬૪ આસ-પાસ), બારવ્રતનો રાસ (૧૫૭૭) વગેરે મધ્ય. ગુજ.ની પદ્યરચના—'બાર વ્રતનો રાસ' કદાચ એમના શિષ્યની રચના

**જિનચંદ્રસૂરિ (૪)**
ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ: જેસલમેર જૈન શ્વેતાબર આચાર્ય. કૃતિ: રાજસિંહ ચોપઈ (૧૬૩૦), દ્રુપદ ચરિત્ર ચોપાઈ (જેસલમેરમા. ૧૬૪૧)–મધ્ય. ગુજ. રચનાઓ

**જિનચંદ્રસૂરિ શિષ્ય**
ઈ ૧૩મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ: ઉ. ગુજરાત જૈન શ્વેતાબર સાધુ. કૃતિ. જિનચદ્રસૂરિ ફાગુ (મુ) મધ્ય. ગુજ.-ફાગુ ઐતિ. કાવ્યરચના

**જિનદત્તસૂરિ (૧)**
ઈ ૧૧મી સદીનો ઉત્તરાર્ધ
ધોળકા. જન્મ: ૧૦૭૬ ખરતર ગચ્છના નવાગીવૃત્તિકાર અભયદેવ સૂરિના શિષ્ય-જિનવલ્લભસૂરિના શિષ્ય. ખરતરગચ્છમાં 'દાદા' નામથી અત્યારસુધી ખ્યાત. રચના: સદેહ-દોલાવલિ, ગણધરસપ્તતિ વગેરે પ્રા., ચર્ચરિ, ઉપદેશ રસાયનરાસ, કાલસ્વરપકુલક ત્રણે અપભ્રંશ પદ્યરચનાઓ

**જિનદત્તસૂરિ (૨)**
ઈ ૧૩મી સદીનો પૂર્વાર્ધ
વાયડ ગામ જૈન શ્વે. આચાર્ય. રચના: વિવેકવિલાસ (સ., ૧૨૦૯)

**જિનદાસ શ્રાવક**
ઈ. ૧૭મી સદીનો મધ્ય
જૈન શ્વેતાબર વણિક કૃતિ. વ્યાપારીરાસ (મુ, ૧૬૬૨)-અર્વા ગુજ. રચના

**જિનપતિસૂરિ** ઈ. ૧૨મી સદી
કલ્યાણ જૈન શ્વે. આચાર્ય રચના: પ્રબોધ્યવાદસ્થલ (સ.), તીર્થમાલા (સ), સંઘપટ્ટ-ટીકા (સ), પંચલિગી-વિવરણ (સ) વગેરે

**જિનપદ્મસૂરિ** ઈ સ ૧૩૨૪–૧૩૯૪
સ્થળ ગુજરાત જૈન શ્વેતાબર આચાર્ય. કૃતિ: સિરિથૂલિભદ્દ ફાગુ (મુ) ઉત્તર અપભ્રંશની કાવ્યરચના

**જિનપાલ** ઈ ૧૩મી સદીનો પૂર્વાર્ધ
જિનપતિસૂરિના શિષ્ય. રચના. ષટ્ સ્થાન-વૃત્તિ (સ. ૧૨૦૬), સનત્કુમારચરિત મહાકાવ્ય (સં), ઉપદેશરસાયણ રાસની ટીકા (સં, ૧૨૩૬), દ્વાદશકુલક-વિવરણ (સં. ૧૨૩૭), પચલિગી-વિવરણ (સ. ૧૨૩૭), ચર્ચરી (અપ)નુ વિવરણ (સં. ૧૨૩૮), સ્વપ્ન વિચાર ભાષ્ય (સ) વગેરે

**જિનપ્રભ** ઈ. ૧૩મી સદી
પાટણ. જૈન શ્વે. સાધુ. વસ્તુપાલના સમકાલીન ઉદયપ્રભસૂરિના શિષ્ય. રચના. પ્રબધાવલી (સ)

**જિનપ્રભસૂરિ (૧)** ઈ. ૧૩મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ. શત્રુજય પર્વત. જૈન શ્વેતાંબર આચાર્ય કૃતિ: મદનરેખા વગેરે ૨૫-૨૬ કૃતિઓ અપભ્રંશમા

**જિનપ્રભસૂરિ (૨)** ઈ ૧૩મી–૧૪મી સદી
દિલ્હી વગેરે. ખરતરગચ્છના પ્રવર્તક જિનસિંહસૂરિના શિષ્ય. વાઘેલાવંશનો અંત; ગુજરાતમા મુસ્લિમ સલ્તનત, દિલ્હીમાં મુસ્લિમ શાસન જોયાં. વિવિધતીર્થકલ્પ (સ., ૧૨૭૧ થી ૧૩૩૩) ઐતિહાસિક મહત્ત્વનો ગ્રંથ, ઉપરાત અનેક સ્તોત્રો (સ), કાતત્રવ્યાકરણ વિભ્રમ ટીકા (સ., ૧૨૯૬), શ્રેણિક ચરિત (દ્વ્યાશ્રય કાવ્ય, ૧૩૩), વિધિપ્રપા (કોસલાનગરમાં, સ., ૧૩૦૭), કલ્પસૂત્રવૃત્તિ–સદેહવિષૌષધિ ટીકા., સ., ૧૩૦૮), વગેરે અનેક ગ્રંથો, વળી મદનરેખા સંધિ (ઈ સ. ૧૨૭૧), વયરસ્વામી ચરિત-મલ્લિચરિત-નેમિનાથ રાસ વગેરે (ઈ. સ ૧૨૯૦) ઉ.અપ.રચના

**જિનપ્રભસૂરિ-શિષ્ય**
ઈ ૧૩મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ: ઉ. ગુજરાત-જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ: નર્મદાસુદરી કથા (૧૨૭૨), ગૌતમસ્વામિચરિત્ર (૧૩૦૨)-અપભ્રંશપદ્યરચનાઓ

**જિનભદ્ર** ઈ. ૧૨મી સદી
જૈ. શ્વે. આચાર્ય. રચના: ઉપદેશમાલાકથા (સં., ૧૨૪૮)

**જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ**
ઈ ૭મી સદી
વલભીપુર. સમર્થ જૈનાચાર્ય. રચના: વિશેષાવશ્યક ભાષ્ય (સ., ૬૦૯), ગણધરવાદ (પ્રા), બૃહત્સંગ્રહણી (પ્રા.), બૃહત્ક્ષેત્રસમાસ (પ્રા), વિશેષણવતી (પ્રા.), ધ્યાનશતક (સ)

**જિનભદ્રસૂરિ** ઈ ૧૨મી સદી
ખરતરગચ્છના જિનવલ્લભસૂરિના શિષ્ય રચના. અપવર્ગ નામમાલા–પચવર્ગ-પરિહાર નામમાલા કોશ (સં)

**જિનમડન** ઈ. ૧૫મી સદીનો મધ્ય
તપગચ્છના સોમસુદરસૂરિના શિષ્ય રચના. કુમારપાલ પ્રબંધ (સં., ૧૪૩૨), શ્રાદ્ધગુણસંગ્રહ-વિવરણ (સં.), ધર્મપરીક્ષા (સં)

**જિનમાણિક્ય**
ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
હેમવિમલસૂરિના શિષ્ય. કૃતિ: કૂર્માપુત્રરાસ-મધ્ય ગુજ. પદ્યરચના, કૂર્માપુત્રચરિત્ર (સ.)

**જિનરત્નસૂરિ-શિષ્ય** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ : મંગલકલશ રાસ (૧૪૭૬ આસપાસ)-મધ્ય ગુજ.ની પદ્યરચના

**જિનરાજસૂરિ (૧)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જૈન શ્વેતાંબર આચાર્ય. કૃતિ શાલિભદ્ર મુનિ ચતુષ્પદિકા રાસ (૧૬૨૧), ચંપકસેન રાસ (૧૬૧૯), ગુણધર્મરાસ (૧૬૪૩), ચંદ્રરાજ ચોપઈ—બધી મધ્ય. ગુજ.ની પદ્યરચના

**જિનરાજસૂરિ (૨)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ. અમદાવાદ જૈન શ્વેતાંબર આચાર્ય. કૃતિ. ધન્યાશાલિભદ્રરાસ (૧૬૨૨) ગજસુકુમાલ રાસ (૧૬૪૩) વગેરે મધ્ય ગુજ પદ્યરચનાઓ

**જિનલાભસૂરિ** ઈ ૧૮મી સદી ઉત્તરાર્ધ
ખરતરગચ્છના આચાર્ય રચના આત્મપ્રબોધ (સં , ૧૭૬૭)

**જિનવર્ધન** ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
સ્થળ : ઉ. ગુજરાત જૈન શ્વેતાંબર સાધુ કૃતિ ધન્નારાસ-મધ્ય ગુ.ની પદ્યરચના

**જિનવર્ધનસૂરિ** ઈ ૧૫મી સદી પૂર્વાર્ધ
પિપ્પલક શાખાના સ્થાપક ખરતર ગચ્છના આચાર્ય રચના. સપ્તપદાર્થીટીકા (સં , ૧૪૭૪), વાગ્ભટાલંકારવૃત્તિ (સં )

**જિનવલ્લભસૂરિ** ઈ ૧૨મી સદી
નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના શિષ્ય રચના સૂક્ષ્માર્થ સિદ્ધાંત વિચાર સાર (સં ), આગમિકવસ્તુવિચાર (સં ) પિંડશુદ્ધિપ્રકરણ (સં), પૌષધવિધિપ્રકરણ (સં ) વગેરે

**જિનવિજય (૧)** ઈ ૧૭મી સદીનો મધ્ય
તપગચ્છના દેવવિજયના શિષ્ય રચના : કલ્યાણમંદિર સ્તોત્ર-અવચૂરિ (સં ૧૬૪૫)

**જિનવિજય (૨)** ઈ ૧૭મી સદીનો મધ્ય
તપગચ્છના કીર્તિવિજય વાચકના શિષ્ય રચના : વાક્યપ્રકાશ-અવચૂરિ (સં , ૧૬૩૮)

**જિનવિજય (૩)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ : દશાડા જૈન શ્વેતાંબર સાધુ કૃતિ. જયવિજયકુંવરપ્રબંધ (૧૬૭૮)—અર્વા ગુજ. ગુજ. પદ્યરચના

**જિનવિજય (૪)** ઈ ૧૭મી સદીનો અંતભાગ
સ્થળ. સુરત જૈન શ્વેતાંબર સાધુ કૃતિ. ધન્નાશાલિભદ્રરાસ (૧૬૭૧), ગુણાવલિ રાસ (૧૬૯૮), હરિબલની ચોપાઈ—અર્વા ગુજ. રચનાઓ

**જિનવિજય (૫)** ૧૮મી સદીનો આરંભ
જૈન શ્વેતાંબર સાધુ કૃતિ : જીવાભિગમ સૂત્રનો બાલાવબોધ (૧૭૧૮)-મધ્ય ગુજ ગદ્ય

**જિનવિજય (૬)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ : જન્મનુ અમદાવાદ જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ કર્પૂર વિજયગણિનો રાસ (ઐતિ , મુ , ૧૭૨૨), ક્ષમાવિજયનિર્વાણરાસ (ઐતિ , મુ ૧૭૩૦ પછી) વગેરે અર્વા ગુજ પદ્યરચના

**જિનવિજય (૭)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ નવલખબંદર વગેરે. જૈન શ્વેતાંબર સાધુ કૃતિ : શ્રીપાલચરિત રાસ (૧૭૩૪), નેમિનાથ શલોકો (અમદાવાદમા ૧૭૪૧), ધનાશાલિભદ્ર (સુરતમા ૧૭૪૨)-અર્વા ગુજ પદ્યરચનાઓ

**જિનવિજય મુનિ** ઈ સ. ૧૮૮૮
રુપાહેલી (જિ. ઉદેપુર-મેવાડ) જન્મે અજમેરના પરમાર રાજવંશના સીધા વારસ. મૂળનામ. કિશનસિંહ વૃદ્ધિસિંહ પરમાર ૯મે વર્ષે સ્થાનકવાસી જૈન દીક્ષા. ૧૯મા વર્ષ પછી શ્વેતાંબર જૈન મૂર્તિપૂજક સાધુ દીક્ષા પાટણના જૈનાચાર્ય શ્રીકાંતિવિજયજી અને એમના શિષ્ય ચતુર્વિજયજી પાસે સંસ્કૃત-પ્રાકૃતભાષા અને સાહિત્યનો સબળ અભ્યાસ. પૂનાના ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના ઉત્પાદકોમાના એક. ગાંધીજીના સંપર્કે રાષ્ટ્રભાવના અને ઉદારમતથી ભરેલા. ત્યારથી યતિજીવન અને જર્મનીમાં થોડો સમય રહી આવેલા, ઇંગ્લૅન્ડમા પણ ૧૯૧૫થી જ વિદ્વાનોમા ઉત્તરોત્તર પ્રતિષ્ઠા પૂનાની પ્રાચ્ય વિદ્યાપરિષદમા વંચાયેલા એમના મૌલિક 'હરિભદ્રસૂરિનો સમય' એ સંસ્કૃત નિબંધે વિદેશોમા પણ ખ્યાતિ અપાવી હતી ઓરિસ્સાના લેખોનો અધિકૃત પાઠ એમણે આપ્યો સમર્થ પુરાતત્ત્વવિદ. ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરના આરંભમા થોડા વર્ષો આચાર્ય. દાંડીકૂચ વખતે પહેલી ટુકડીના નેતા ગાંધીજી, એ પછી બીજી ટુકડીના નેતા મુનિજી હતા. એ પછી શાંતિ-નિકેતન-બંગાળમાં જૈન સાહિત્યના અધ્યાપક. મુંબઈમા ભારતીય વિદ્યાભવન સ્થપાતા ત્યા પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ. રાજસ્થાન પુરાતત્ત્વ મંદિરની સ્થાપનાથી એના માનાર્હ નિયામક હતા (શરૂમાં જયપુરમા સંસ્થા હતી, હવે જોધપુરમા) ચિતોડ નજીક ચંદેરિયામા 'સર્વોદય આશ્રમ'ના સંસ્થાપક. અત્યારે ત્યા નિવૃત્ત જીવન 'સિંઘી જૈન ગ્રંથમાળા'ના સંપાદક, જેમા કિંમતી અપ્રસિદ્ધ ગ્રંથોનાં શાસ્ત્રીય અધિકૃત પ્રકાશનો થયા છે. કૃતિ જૈનતત્ત્વસાર (૧૯૧૫), વિજ્ઞપ્તિ ત્રિવેણી (૧૯૧૬), શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ (૧૯૧૬), કૃપારસકોશ (૧૯૧૭), પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ ૧–૨ (૧૯૧૮-૨૨), દ્રૌપદીસ્વયંવર (સં નાટક. ૧૯૧૯), હરિભદ્રાચાર્યનો સમયનિર્ણય (૧૯૨૧), કુમારપાલપ્રતિબોધ (પ્રા. ૧૯૨૧), પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ (૧૯૨૧), પાલિપાઠાવલિ (૧૯૨૨), પ્રાકૃતકથાસંગ્રહ (૧૯૨૨), અભિધાન દીપિકા (પાલિકોશ ૧૯૨૩), જૈન ઐતિ ગુર્જર કાવ્યસંચય (૧૯૨૬), જીતકલ્પસૂત્ર (પ્રા. સંપા. ૧૯૨૭), વિજયદેવમાહાત્મ્ય (સં. સંપા. ૧૯૨૮), પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ (સંપા. ૧૯૩૧), પુરાતન પ્રબંધસંગ્રહ, વિવિધતીર્થકલ્પ, 'પ્રબંધકોશ, પ્રબંધ ચિંતામણિ વગેરે અનેક મહત્ત્વના સં પ્રા પ્રકાશનો

**જિનસાગરસૂરિ** ઈ સ. ૧૪૦૩-૧૪૪૯
ખરતરગચ્છના જિનવર્ધનસૂરિના શિષ્ય જિનચંદ્રસૂરિના શિષ્ય રચના : હૈમ વ્યાકરણ ઢુંઢિકાની ૪ અધ્યાયોની દીપિકા (સં ) કર્પૂર પ્રકરણ-અવચૂરિ (સં.), ષષ્ટિશતક—બાલાવબોધ (મધ્ય ગુજ , ૧૪૩૫)

**જિનસુંદર** ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ
તપગચ્છના દેવસુંદરસૂરિના સોમસુંદરસૂરિના શિષ્ય રચના. દીપાલિકાકલ્પ (સં, ૧૪૨૭)

**જિનસુંદરસૂરિ** ઈ ૧૮મી સદીનો આરંભ
સ્થળ આગરા વગેરે જૈન શ્વેતાંબર આચાર્ય કૃતિ પ્રશ્નોત્તર ચોપાઈ (૧૭૦૫) —અર્વા ગુજ પદ્ય

**જિનસૂરિ (૧)** ઈ ૧૩મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ. ઉ ગુજરાત જૈન શ્વેતાંબર આચાર્ય કૃતિ : અંતરંગસંધિ—અપભ્રંશ પદ્યગ્રન્થ

**જિનસૂરિ (૨)** સં. ૧૫મી સદીનો મધ્ય
તપગચ્છના મુનિસુંદરસૂરિ-વિશાલરાજ-સુધાભૂષણના શિષ્ય રચના. ગૌતમ પૃચ્છાબોધ (મધ્ય ગુજ )

**જિનસેનસૂરિ** ઈ ૮મી સદીનો ઉત્તરાર્ધ
વર્ધમાનભુક્તિ-વઢવાણ 'જયવરાહ' નામના વણ કરી આવતા રાજાના સમયમા એ

દિગંબર જૈન અને કીર્તિસેનસૂરિના પુન્નાર-સંઘના. રચના: હરિવંશ પુરાણ (સં., ૭૮૩–૭૮૪)

**જિનહંસસૂરિ** ઈ. ૧૬મી સદીનો મધ્ય
ખ. ખરતરગચ્છના જિનસમુદ્રસૂરિના પટ્ટશિષ્ય. રચના: આચારાંગસૂત્રદીપિકા (સં., ૧૫૨૬)

**જિનહર** ઈ. ૧૬મી સદીનો આરંભ
સ્થળ: ઉ. ગુજ. જૈન શ્વેતાંબર સાધુ. કૃતિ વિક્રમચરિત્ર-પંચદંડ (૧૫૦૦)-મધ્ય. ગુજ.ની પદ્યાત્મક લૌકિકકથા

**જિનહર્ષ (૧)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સ્થળ બહાડમેર વગેરે જૈન શ્વેતાંબરસાધુ. કૃતિ: ચંદનમલયાગિરિ ચોપઈ (૧૬૪૮), વિદ્યાવિલાસ ચોપઈ (૧૬૫૫), મંગલકલશ ચોપઈ (૧૬૫૮), મત્સ્યોદર રાસ (બહાડમેરમાં, ૧૬૬૧), શુકરાજ રાસ (૧૬૮૦), શ્રીપાલ-રાજાનો રાસ (પાટણમાં, ૧૬૮૪), રત્નસિંહ રાજર્ષિ રાસ (પાટણમાં, ૧૬૮૫), હરિબલ માછીનો રાસ (મુ, ૧૬૯૧), વીશ સ્થાનકનો રાસ (મુ, ૧૬૯૨), વગેરે અર્વા. ગુજ. અનેક પદ્યરચનાનો

**જિનહર્ષ (૨)** ઈ. ૧૮મી સદીનો આરંભ
જૈનશ્વેતાંબર સાધુ કૃતિ: દિવાળી કલ્પનો અને પૂજાપચાશિકાનો બાલાવબોધ (૧૭૦૭) –મધ્ય. ગુજ. ગદ્ય

**જિનહર્ષગણિ** ઈ. ૧૫મી સદીનો મધ્ય
ચિતોડ-વિરમગામ વગેરે. તપગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય રચના વસ્તુપાલ-ચરિત્ર કાવ્ય (સ., ૧૪૪૧), રત્નશેખર કથા (સ.), વિંશતિ સ્થાનક વિચારામૃત સંગ્રહ (સ., વિરમગામમાં, ૧૪૪૬), પ્રતિક્રમણ વિધિ (સ, ૧૪૬૯), આરામ શોભા ચરિત્ર (સ.)

**જિનહેમસૂરિ-શિષ્ય**
ઈ. ૧૯મી સદીનો મધ્ય
ખરતરગચ્છના. રચના: સિદ્ધાંત-રત્નાવલી (સં, ૧૮૪૧)

**જિનેશ્વર** ઈ. ૧૨મી સદી
જ. શ્વે. સાધુ. રચના: મલ્લિનાથચરિત્ર (પ્રા.)

**જિનેશ્વરસૂરિ (૧)** ઈ. ૧૧મી સદી
પાટણ-આશાવલ્લી. જૈન ચૈત્યવાસીઓના આચારની નબળાઈ બતાવી કડક આચારની હિમાયત કરવાથી 'ખરતર' કહેવાયા અને એમનાથી 'ખરતર ગચ્છ'નો આરંભ રચના: વીરચરિત્ર (સ.), નિર્વાણ લીલાવતી કથા (આશાવલ્લીમાં સ, ૧૦૨૬–૧૦૩૯ વચ્ચે), કથાકોશ (પ્રા.), પ્રમાણલક્ષણ વૃત્તિ (સ), ષટ્સ્થાનક પ્રકરણ (સ.) વગેરે

**જિનેશ્વરસૂરિ (૨)** ઈ. ૧૩મી સદી
પાલણપુર. જિનપતિસૂરિના શિષ્ય સૂરિપદ. ૧૨૨૨, અવસાન: ૧૨૭૫. રચના શ્રાવકધર્મવિધિ (સ, ૧૨૫૭, બૃહદ્ વૃત્તિ સાથે–વૃત્તિ જાબાલિપુરમા)

**જિનેશ્વરસૂરિ (૩)** ઈ ૧૩મીનો મધ્યભાગ
જૈન શ્વેતાંબર આચાર્ય કૃતિ: ચાચરી-ઉત્તર અપભ્રંશની પદ્યરચના પદ (૧૨૨૨મા).

**જિનોદયસૂરિ (૧)** ઈ.સ ૧૩૧૯-૧૩૭૪
જન્મ: ૧૩૧૯; મૃત્યુ ૧૩૭૪. સ્થળ પાલનપુર. જૈન શ્વેતાંબર આચાર્ય. કૃતિ. ત્રિવિક્રમ રાસ (૧૩૫૯)–મધ્ય ગુજ.ની પદ્યરચના

**જિનોદયસૂરિ (૨)**
ઈ. ૧૭મી સદીનો પ્રારંભ
સ્થળ. વીરપુર. જૈન શ્વેતાંબર આચાર્ય કૃતિ. ચંપકચરિત્ર–વૃદ્ધસ્ત ચોપાઈ (વીરપુરમા ઈ. સ. ૧૬૧૨, હંસરાજ વચ્છરાજનો રાસ (મુ, ૧૬૨૩)

**જીજીભાઈ ખરશેદજી કાપડિયા**
પારસી લેખક. કૃતિ પર્શિયન અને તુર્કી ટેઈલ્સ (૧૮૬૯), કરીમા (૧૮૮૮), રમૂજ સંગ્રહ (૧૮૯૧), સોમનાથની પવિત્ર મૂર્તિ (૧૮૯૮), ઉપરાંત શાળોપયોગી સખ્યાબંધ પુસ્તકો

**જીજીભાઈ પેસ્તનજી મિસ્તરી**
પારસી લેખક કૃતિ: માહરી મજેહ તથા બીજી કવિતાઓ (જમશેદજી નશરવાનજી પીતીતનાં કાવ્યોનું સંપાદન. ૧૮૯૨)

**જીતા મુનિ નારાયણ**
ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
સુરત નજીક અમરોલીમા નિવાસ હિંદી-રચના: કાફરબોધ, સાખીઓ, કુટકર પદો

**જીવણદાસ** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ
સ્થળ ધોળકા. કૃતિ: ગુરુશિષ્યસંવાદ (૧૭૪૨), શિખામણની ગરબી (મુ)–અર્વા ગુજ. પદ્યરચના

**જીવણરામ લક્ષ્મીરામ દવે, 'જટિલ'**
કવિ અને વિવરણકાર. ત્રિભુવન પ્રેમશંકર કવિ અને હરિલાલ હર્ષદરાય ધ્રુવની કાવ્યકૃતિઓના સમર્થ વિવરણકાર. 'ભામિની વિલાસ'ના સમશ્લોકી અનુવાદક. 'કલાપી'ના 'હમીરજી ગોહીલ'નું માળખું એમને હાથે થયેલ. કૃતિ. જટિલપ્રાણપદબંધ (૧૮૯૪), સુહૃદમિત્રનો વિરહ અને તત્સંબંધીની કથા

**જીવણલાલ અમરશી મહેતા**
ઈ. સ. ૧૮૮૩–?
ચલાળા (સૌ). દસા શ્રીમાળી વણિક-સ્થાનકવાસી જૈન. અભ્યાસ વડોદરામાં અને ત્યાં શરૂમા શિક્ષકની નોકરી ૧૯૦૦મા ગુજ. વિદ્યાસભા – અમદાવાદમાં કારકુન. પછી સહાયકમંત્રી. ઘણા માસિકો માટે લેખનપ્રવૃત્તિ ૧૯૧૧ થી પુસ્તકપ્રકાશનનો ધંધો. કૃતિ ધર્મનો જય (અનુ ૧૮૯૯), મરાઠી રિયાસત, ભાગ ૧-૨ (અનુ. ૧૯૨૪–૨૬), ગુજરાતી શબ્દાર્થ ચિંતામણિ કોશ (૧૯૨૬) વગેરે

**જીવનજી જમશેદજી મોદી**
ઈ સ. ૧૮૫૪-૧૯૩૩
જન્મ: ૨૬–૧૦–૧૮૫૪. મુંબઈ-પારસી. ૧૮૭૬મા બી.એ. પછી પીએચ ડી જરથોસ્તી ધર્મ અને ઇતિહાસના પ્રગાઢ જ્ઞાતા. ગુજરાતી અને અંગ્રેજીમા અનેક ગ્રંથોના, વિવિધ વિષયોના લેખક મૃત્યુ ૨૮–૩–૧૯૩૩. કૃતિ: વાયુચક્રશાસ્ત્ર (૧૮૮૩), જમશેદ હોમ અને આતશ (૧૮૮૪), અનાહીત અને ફરોહર (૧૮૮૭), ભવિષ્યની જિંદગી અથવા આત્મનું અમરપણું (૧૮૮૯), અવસ્તાની ભૂગોળ (૧૮૮૯), ઈરાની વિષયો–ભાગ ૧ થી ૩ (૧૮૯૪–૧૯૦૨), શાહનામું અને ફિરદોસી (૧૮૯૭), રુસ્તમનામુ (૧૮૯૭), જ્ઞાન પ્રસારક વિષયો–ભાગ ૧ થી ૪ (૧૮૯૮ થી ૧૯૨૦), શાહનામું –મીનોચેહેરના રાજ્ય સુધી (૧૯૦૪), ઈરાનનું પેશદાદિયન વંશ (૧૯૧૪), ઈરાનનુ કેયાનિયનવંશ (૧૯૧૫), જરથોસ્તી ધર્મસંબંધી ભાષણો અને વાએજો-ભાગ ૧ થી ૬ (૧૯૦૨ થી ૧૯૧૯), શાહનામાના દાસ્તાનો –ભાગ ૧–૨ (૧૯૦૬–૧૯૦૭), મારી મુબાઈ બહારની સહેલ (૧૯૧૬), પુરાતન ઈરાનનો ઇતિહાસ (૧૯૧૬) વગેરે. એમણે અંગ્રેજી ઉપરાંત ફ્રેંચ ભાષામાં પણ ત્રણ ગ્રંથો લખ્યા હતા. અંગ્રેજીના ગ્રંથો ઇતિહાસ, જરથુસ્ત્રી ધર્મ, ધાર્મિક સંસ્કારો વગેરે ઉપરના પ્રમાણબદ્ધ લખાયેલા છે.

**જીવરાજ (૧)** ઈ ૧૭મી સદીનો આરંભ
જૈન શ્વેતાંબર શ્રાવક. કૃતિ: સુખમાલા સતી રાસ (૧૬૦૬)–મધ્ય ગુજ. પદ્યરચના

**જીવરાજ (૨)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
સ્થળ: સુરત બેગમપુરા. સનાતની હિંદુ કૃતિ: જીવને શિખામણ, કૈલાસ વર્ણન (૧૬૭૮), ઈશપ્રતાપ (૧૬૭૯)–ત્રણે મુદ્રિત અર્વા ગુજ. પદ્યરચના

ગુંજન (બા ગી ૧૯૩૯), રસજ્યોત (કા સ ૧૯૮૦), સુરંગા (વા સ ૧૯૪૨), ગૃહલક્ષ્મીના ગરબા (રાસગીતો ૧૯૪૩), પ્રણયરાત્રિ (ગીતકથા) (૧૯૪૫), જાગરણ (રાસગીતો. ૧૯૪૬), પ્રણયસાધના, (કા સ ૧૯૪૬), પજગી (ગેયપા કા. સ ૧૯૪૭), સુસ્મિતા ખંડ ૧-૨ (ન ૧૯૪૭), રાસગોળી (રા ગી. ૧૯૪૮), છૂપા આંસુ (વૈધવ્યજીવનની વાતો ૧૯૪૮), ઉલ્લાસ (હાસ્યકથાઓ ૧૯૪૮), ગરવા ગુજરાતીઓ (ચ ૧૯૪૫), ધન્યધરા ગુર્જરી (ચ ૧૯૬૬) ઉપરાંત સખ્યાબંધ સંપાદનો અને પ્રકાશનો

**ધ્રુવકુમાર કગ્છી** ઈ. સ. ૧૯૨૧

જ . ૮-૧૦-૧૯૨૧. જૂનાગઢ વડનગરા નાગરગૃહસ્થ બી કૉમ (૧૯૪૨), એલએલ. બી (૧૯૬૬). સહાયક-વેચાણવેરા કમિશ્નર ભાવનગર કૃતિ વારસો (વા સં ૧૯૫૧), વિધિના લેખ (વા સ, ૧૯૬૨)

**નંદકિશોર** ઈ ૧૮મી સદી લગભગ

કૃતિ બારમાસ (અપ્રસિદ્ધ)

**નંદકુમાર જેઠાલાલ પાઠક** ઈ. સ ૧૯૧૫

જ ૨૩-૧-૧૯૧૫ રાજગઢ (તા દેવગઢ બારિયા) શ્રીગૌડ બ્રાહ્મણ પ્રાથ વડોદરામા, માધ્ય મુંબઈમા ૧૯૩૮મા ઝેવિયર્સ કૉલેજમાંથી બી એ આકાશવાણીના જુદા જુદા કેંદ્રમા કાર્યનિયોજક સારા કવિ કૃતિ સંવેદના (કા. ૧૯૪૨), આપણા નેતાઓ (ચ ૧૯૪૮), મોજાના પાણી (ન ૧૯૪૭), પારકી જણી (ના ૧૯૫૦), ભાડે આપવાનુ છે (ના ૧૯૫૬), એકાકી (વિવે ૧૯૫૬), વૈશાખી વાદળ (ના ૧૯૫૯)

**નંદલાલ** ઈ ૧૮મી સદી લગભગ

કૃતિ નરસિંહચરિત (અપ્રસિદ્ધ)

**નંદશંકર તુળજાશંકર મહેતા**

ઈ સ ૧૮૩૪-૧૯૦૫

જ. ૨૧-૪-૧૮૩૫ સુરત વડનગરા નાગર ગૃહસ્થ મૅટ્રિક ન થયા છતા અંગ્રેજ શિક્ષકોના સંપર્કે અંગ્રેજી સાહિત્યનુ સબળ વાચન એજન્સી અને દેશી રાજ્યોમા શિક્ષણ ખાતાની નોકરી ટ્રેનિંગ કૉલેજના આચાર્ય સુધીની ૧૮૬૯મા અંકલેશ્વરમાં મામલતદાર, ત્યાંથી ૧૮૭૧મા ધંધુકામા, પછી દેવગઢ બારિયામા આસિ પોલિ. એજન્ટ, ત્યાંથી લુણાવાડા વગેરેમા એમની એક માત્ર ઉમદા નવલકથા કૃતિ કરણઘેલો (૧૮૬૮)

**નંદિવર્ધનસૂરિ**

ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે. આચાર્ય. કૃતિ. યાદવરાસ (૧૫૨૨)-મધ્ય ગુજ. પદ્ય

**નગર્ષિગણિ** ઈ. ૧૬મી સદીનો અંતભાગ

તપગચ્છના કુશલવર્ધનના શિષ્ય કૃતિ રામસીતારાસ-(૧૫૫૩)-મધ્ય ગુજ પદ્ય-સ્થાનાંગ-દીપિકા (સં., ૧૬૦૧), કલ્પાંતવાચ્ય (સ , ૧૬૦૧)

**નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી**

અમદાવાદના પાટીદાર. સનાતન હિંદુ ધર્મના એક સબળ કાર્યકર હતા. કૃતિ: વિજયસિંહ વિજય (કા. ૧૮૮૩), પદ્યસંવ (કા ૧૮૯૨)

**નગીનદાસ ગોકળદાસ મહેતા**

ઈ સ. ૧૮૬૫-૧૯૦૦

૧૮૬૫ (શ્રા સુ ૯) સુરત કડીબંધા વૈષ્ણવ વણિક ૧૯મે વર્ષે મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજથી બી એ નવસારીમા શિક્ષક પછી વડોદરા રાજ્યમા શિક્ષણાધિકારી સ્વ. મોતીરામ મહેતાના નાના ભાઈ કૃતિ સ્મરણભક્તિ (૧૯૬૮, વેદાંતશાસ્ત્ર અને અધ્યાત્મજ્ઞાનનો ગ્રંથ)

**નગીનદાસ નારણદાસ પારેખ**

ઈ સ ૧૯૦૩

જ ૩૦-૮-૧૯૦૩ વલસાડ શ્રીમાળી વણિક સે ની પ્રાથ માધ્ય વલસાડમાં અસહકારના આંદોલને અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ અને સ્નાતક થયા. 'સાબરમતી' માસિક બે વર્ષ ચલાવ્યુ બંગાળ શાંતિનિકેતનમાં જઈ બંગાળીનો અભ્યાસ કર્યો વર્ષો સુધી 'કિશોર' માસિકના તંત્રી ગુજરાતી સંસ્કૃત અને બંગાળીના સારા મર્મજ્ઞ જ્ઞાતા. અનેક બંગાળી ગ્રંથોના અનુવાદક. સ્વ રવીન્દ્રનાથ ટાગોરના સંખ્યાબંધ ગ્રંથોના અનુવાદક વિવેચક ગુજ વિદ્યાપીઠમા અધ્યાપક હતા ત્યાંથી ભો જે. વિદ્યાભવનમા, અને પછી રામાનંદ મહાવિદ્યાલય (હ કા કૉલેજ) સ્થપાતા ત્યા ગુજ ના અધ્યાપક. ૧૯૭૦ સુધીમા નાનામોટા ૭૦ ગ્રંથ પ્રસિદ્ધ થયા છે. ૧૯૨૮થી સતત લેખનપ્રવૃત્તિ. મહત્ત્વની રચનાઓ: કાવ્યવિચાર (સુરેન્દ્રનાથ દાસગુપ્તા. અનુ, ૧૯૪૪), હિંદુસ્તાની વ્યાકરણપ્રવેશ (૧૯૪૭), સાહિત્યવિવેચનના સિદ્ધાંતો (એબર ક્રૉમ્બી અનુ ૧૯૫૭), સાહિત્યમાં વિવેક (વર્સ્ફોલ્ડ, અનુ ૧૯૫૮), અનુવાદની કળા (૧૯૫૮,) નવલરામ (૧૯૬૧), મહાદેવભાઈ દેસાઈ (૧૯૬૨), પ્રેમાનંદ (૧૯૬૩), ગાંધીજી (૧૯૬૪), શુભસંદેશ (બાઈબલ અનુ ૧૯૬૫), રસ અને ધ્વનિ (શ્રી શંકરન અનુ ૧૯૬૮), પરિચય અને પરીક્ષા (૧૯૬૮), સ્વાધ્યાય અને સમીક્ષા (૧૯૬૯), અભિનવનો રસવિચાર અને બીજા લેખો (૧૯૬૯) વગેરે

**નગીન કરસનભાઈ મોદી** ઈ. સ ૧૯૩૩

જ ૬-૧૦-૧૯૩૩. કનસાડ (જિ. સુરત) વ સચીન (જિ. સુરત) પ્રાથ વતનમા અને માધ્ય કૉલેજનું નવસારીમા. બી એસસી. ૧૯૫૭મા એમ એસસી. ૧૯૬૪મા. પ્રથમ ગાર્ડી કૉલેજમા ડેમોન્સ્ટ્રેટર, અત્યારે બારિયા સા ઇન્સ્ટિટ્યૂટમા રસાયણશાસ્ત્રના ટ્યૂટર. કૃતિ પખ નહીં ફૂટજીવન કી (ન ૧૯૬૫), ભાગ્યા મોતી તૂટયા મન (ન. ૧૯૬૩), ગુણાત્મક વિશ્લેષણ (૧૯૬૮)

**નટવરલાલ ઇચ્છારામ દેસાઈ**

ઈ સ. ૧૮૮૬-૧૯૬૫

જ · ૧-૬-૧૮૮૬ સુરત દસા શ્રીમાળી વણિક વૈષ્ણવ સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના ત્રીજા પુત્ર ૧૯૦૯મા મુંબઈથી બી.એ અને પિતાજીની મદદમાં 'ગુજરાતી' સાપ્તાહિકમાં. ૧૯૨૯માં ગુજરાતી'ના તંત્રી, બંધ થયુ ત્યા સુધી ચલાવ્યુ આરૂઢ પત્રકાર અને સંશોધક વિદ્વાન મૃત્યુ: ૧-૭-૧૯૬૫ કૃતિ. ત્રીકમદાસના કાવ્યો (નયનસુખરાય વિ મજમૂદાર સાથે), વેલી ક્રિશન રુક્મિણીરી (સંપા. અને અનુ ) વગેરે

**નટવરલાલ ઉમેદરામ ત્રિવેદી**

કૃતિ કાવ્યકળા અને ધ્રુવાખ્યાન (૧૯૧૧)

**નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ**

ઈ સ ૧૮૯૦-

જૂનાગઢ વડનગરા નાગરગૃહસ્થ મૅટ્રિક સુધીનો અભ્યાસ. પછી ટાઇપિસ્ટ કાઠિયાવાડ એજન્સીમા નોકરી થોડો વખત માણાવદરમા અને પછી જૂનાગઢમા. સ્ત્રીઉપયોગી તેમજ ઔષધોપચારના ગ્રંથોના લેખક કૃતિ: સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ ૧-૨, નારીઓનું નિત્ય વાચન, પત્ની ધર્મ, સૌભાગ્ય સંગીતસંગ્રહ, સુંદરી અને સાક્ષરો, સ્ત્રીઓનુ ખાનગી વાચન, સગર્ભા સ્ત્રીની સંભાળ, માતાની ફરજ અને બાળોપયોગી ઔષધ, દર્દીની માવજત, ઉપરાંત જુદા જુદા રોગો વિશેની પુસ્તિકાઓ

**નટવરલાલ કુબેરદાસ પંડ્યા,**

**'ઉશનસ્'** ઈ સ. ૧૯૨૦

જ. ૨૮-૯-૧૯૨૦. દહેગામ (જિ. મહેસાણા) વ સાવલી (જિ. વડોદરા) શ્રી ગૌડ બ્રાહ્મણ પ્રાથ સાવલીમાં, પછી ડભોઈમાં

ભણી ૧૯૩૮મા મૅટ્રિક ૧૯૪૨માં વડોદરા કૉલેજથી બી એ. ૧૯૪૪મા ટી. ડી. ૧૯૪૫માં એમ.એ.નવસારી કૉલેજમા ગુજ ના અધ્યાપક. પછી વલસાડ કૉલેજ થતા ત્યાં અધ્યાપક અને પછી આચાર્ય ઉચ્ચ કક્ષાના કવિ અને વિવેચક. કૃતિ (કા.), ચાર અધ્યયનો (વિવે. ૧૯૫૨), પ્રસૂન (કા. સ. ૧૯૫૫), નેપથ્યે (કા. સ. ૧૯૫૬), મનોમુદ્રા (કા. સ. ૧૯૬૦), આર્દ્રા (કા. સ. ૧૯૬૦) તૃણનો ગ્રહ (કા. સં. ૧૯૬૪), ૩૫ અને રસ (વિવે. ૧૯૬૫) વગેરે

**નટવરલાલ ગોકળદાસ રાજપરા** ઈ. ૧૯૩૧

જ. ૧૪-૯-૧૯૩૧. રાજકોટ. જ્ઞાતિએ વૈષ્ણવ સોની વણિક. ગુજ કૉ. અમદાવાદ ધર્મેન્દ્ર કૉલેજ રાજકોટ વગેરેમા ગુજ.ના અધ્યાપક કૃતિ ભારતીય કાવ્યસિદ્ધાંત (જયંત કોઠારી સાથે ૧૯૭૬)

**નટવરલાલ મૂળચંદ માલવીય (વીમાવાળા)** ઈ સ. ૧૯૦૦

જ.: ૧૦-૯-૧૯૦૦. સુરત. દસા શ્રીમાળી વણિક વૈષ્ણવ પ્રાથ માધ્ય સુરતમાં. કૉલેજ મુબઇ સુરત પૂના. બી.એમા જતા અસહકાર-ચળવળ અને કૉલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદમા. સુરતમાં જઈ 'ગાંડીવ સાહિત્ય મંદિર'ની પ્રવૃત્તિ. ઊંડા સશોધક અને બાલ સાહિત્યના ગણ્યકોટિના લેખક. મરાઠી-બગાળીના સારા જ્ઞાતા ને અનુવાદક. શબ્દોનાં મૂળ શોધવાના રસિયા. માર્મિક શબ્દશાસ્ત્રી. કૃતિ· અનુવાદ: શિર-હીન શબ્દ (૧૯૧૫), સોનેરી શીર (૧૯૧૯), જોબયુગનુ બગાળા (૧૯૨૩), હાય આસામ (૧૯૨૩), કલકત્તાનો કારાગ્રુગ (૧૯૨૩), પત્નબતુ પ્રચંડ દાવતુ (૧૯૨૪), બગાળાનો બળવો (૧૯૨૯), ઘોડાચોર (૧૯-૩૧), ગોરી અને કાળી (૧૯૫૩), ઉપરાંત રાષ્ટ્રિય ગરબાવલી (સપા. ૧૯૨૨૪), બલિદાન, કુરબાનીની કહાણીઓ, ભવાટવી, ભીષ્મ (ન. ૧૯૫૪), વટોળિયો (નં અનુ ૧૯૫૫), અમીઝરણા (સપા ૧૯૫૫), ચાલો ભજવીએ-૧ (ના. સપા ૧૯૫૫),અને બાલસાહિત્યની અનેક પુસ્તિકાઓ તેમજ વૈદ્યક વિશે પણ થોડી.

**નટવરસિંહ બળદેવભાઈ દેસાઈ**

કૃતિ: ગઝલે ગીતગોવિંદ (અનુ ૧૯૨૩)

**નટ્ટુ ઉમતિયા**

કૃતિ. ગીતિકા (કા. સં. ૧૯૬૨)

**નથુરામ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

કૃતિ: કક્કો, ચેતવણી, પાર્વતી લક્ષ્મી-સંવાદ, વિદુરભાવ, પદો વગેરે

**નથુરામ શર્મા—નથુરામ પીતાંબર રાવળ** ઈ. સ ૧૮૫૮-૧૯૩૧

જ.: ૧૧-૧૦-૧૮૫૮. મોઝુંદ (તા લીંબડી સં.) શરૂમા જુદાં જુદાં ગામોમાં શિક્ષક. મા ગરોળ-સોરઠની દીવાનઑફિસમાં શિરસ્તેદાર ભાવનગર તાબે વરલના ઠાકોરના કામદાર. વૃત્તિઓ શરૂથી જ વિરક્ત અને યોગ તરફ અભિરુચિ તદ્દન વિરક્તિ લઈ જૂનાગઢ પાસે બીલખામા 'આનદાશ્રમ'ની સ્થાપના તેમજ સદુપદેશપ્રવૃત્તિ અનેક શિષ્યો. નાના મોટા ૧૭૧ ગ્રન્થોની રચના. મૃત્યુ ૧૯૩૧. કૃતિ સ્વાભાવિક ધર્મ (૧૮૭૯), યોગકૌસ્તુભ (૧૮૮૯), યોગપ્રભાકર (૧૮૯૧), પાતજલ યોગદર્શન (૧૮૯૧), સાંખ્યદર્શન (૧૮૯૩), ભગવદ્ગીતા (૧૮૯૬), વેદાંતદર્શન (૧૮૯૯), ઉપનિષદો (૧૯૦૩), સુબોધકલ્પલતા (૧૯૦૩), શ્રીનાથકાવ્ય (૧૯૧૦), શ્રી શંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો (૧૯૧૫), સાખ્ય પ્રવચન (૧૯૧૬), ભક્તિસુધા (૧૯૧૬), વૈરાગ્યસુધાકર (૧૯૧૮) વગેરે અનેક

**નથુરામ સુંદરજી કવિ** ઈ.સ ૧૮૬૨-૧૯૨૩

વાકાનેર ઔદીચ્ય બ્રાહ્મણ. પ્રથમ શુક્લવૃત્તિ. કચ્છ-ભૂજની વ્રજ. ભાષા પાઠશાળામા અભ્યાસ કાવ્યશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કાશીમા સ ભાષાનો ભાવનગરમા ભાવનગર પોરબદર અને વાકાનેર રાજ્યોના રાજકવિ શૃંગારરસપ્રધાન કવિ અને નાટ્યકાર. 'મુબઈ ગુજરાતી' 'વાકાનેર વિદ્યાવર્ધક' 'વાકાનેરસત્યબોધ' 'પાલીતાણા ભક્તિવર્ધક' અને 'વાકાનેર નૃસિંહ નૌતમ' નાટકકંપનીઓએ એમના નાટક ભજવેલા. દલપતરીતિના સપૂર્ણ સિદ્ધ કવિ કૃતિ· કાવ્યગ્રથો ઋતુવર્ણન (૧૮૮), શૃંગારસરોજ (૧૯૦૦), કૃષ્ણબાલલીલાસંગ્રહ (૧૯૦૭), કાવ્યસગ્રહ (૧૯૧૬), વિવેકવિજય (૧૯૧૫), ઝાલા વશ વારિધિ (૧૯૧૬), તખ્તયશ ત્રિવેણિકા, તખ્તવિરહબાવની, ભાવ-આશીર્વચન, અમર કાવ્યકલાપ, ભાવસુયશવાટિકા, ઝંડુવિરહ, ત્રિભુવનવિરહ શતક, ભાવવિરહ બાવની, કાવ્યશાસ્ત્રના ગ્રંથો કાવ્યશાસ્ત્ર, સગીતશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર (૧૯૧૧); નાટકો પ્રતાપપ્રતિજ્ઞા, કુમુદચંદ્ર, કામલતાસ્વયવર, હલામણ જેઠવો, હરિશ્ચંદ્ર, રાજયોગી, લાલખાની લુચ્ચાઈ, સતી સરોજિની, માધવકામકદલા, ગુમાનસિંહ, ભક્તકુટુબ, કબીર વિજય, તુકારામ, નટી નટવર, ભક્તિવિજય, નાગરભક્ત, બિલ્વમગળ અથવા સૂરદાસ, શાહેનશાહ અકબર, યોગ્યકન્યા, ગુમાન સિંહ ગાંડો, સૌભાગ્યસુંદરી, પિતૃભક્ત પ્રભાકર, ભ્રમરચંપક

**નથુશંકર ઉદયશંકર ધોળકિયા**

કવિઓની ચરિત્રસામગ્રી પણ એકઠી કરી આપી છે કૃતિ: કાવ્યસુધાકર (સંપા. ૧૮૮૮)

**નથ્થુસિંહ હ. ચાવડા** ઈ સ ૧૯૦૬

જ. ૧-૮-૧૯૦૬. ભિલોદરા (જિ. વડોદરા) રજપૂત. પ્રાથ. વતનમા. અમદાવાદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની કું.મા થોડો સમય. પછી રાષ્ટ્રિય શાળામાં શિક્ષક. પછી વડોદરાની ટ્રે. કૉ.મા તાલીમ લઈ વડોદરા રાજ્યના શિક્ષણખાતામાં શિક્ષક ૧૯૨૯ 'ક્ષત્રિય મિત્ર'માં પુરાતત્ત્વલેખન. કૃતિ વીણેલા ફૂલ (૧૯૨૭)

**નનામિયાં રસૂલમિયાં**

સરળ પ્રાસાદિક અનુવાદક. કૃતિ: ઈસ્લામનો ભરતીઓટ અથવા મુસદ્દસે-હાલી (હાલીના ગ્રથનો છપ્પાઓમા અનુ. ૧૯૦૭)

**નન્નસૂરિ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વ. આચાર્ય કૃતિ: ક્ષેત્રવિચાર તરગિણી (૧૫૬૧)-મધ્ય. ગુજ. પદ્ય

**નભૂલાલ ધાનતરામજી દ્વિવેદી** ઈ. સ. ૧૮૦૨-૧૮૭૨

દયારામની પદ્ધતિના ઉત્તરસમકાલીન ભક્તકવિ. કૃતિ: નભૂવાણી (૧૯૦૩)

**નમિસાધુ** ઈ. ૧૧મી સદી

થારાપદ્રીય ગચ્છના શાલિભદ્રસૂરિના શિષ્ય રચના. રુદ્રટકૃત 'કાવ્યાલકાર'ની વૃત્તિ (સં ), આવશ્યક વૃત્તિ-ચૈત્યવદન વૃત્તિ (સ , ૧૦૬૬), ધર્મોપદેશમાલા-વિવરણ (પ્રા , ૧૦૭૩)

**નયનકુંજર ઉપાધ્યાય** ઈ ૧૭મી સદીનો મધ્ય

ખરતરગચ્છના જિનરાજસૂરિના શિષ્ય. રચના પ્રવચનસાર (સ , ૧૬૪૪ નજીક)

**નયનદી** ઈ. ૧૦૪૪મા હયાત

ધારાનગરી. જૈન. કૃતિ: સુદર્શનચરિત (૧૦૪૪-અપભ્ર શ પદ્ય), આરાધના (અ. ૫.)

**નયનશેખર** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

જૈ શ્વે. કૃતિ. યોગરત્નાકર ચોપઈ (૧૬૭૯) -મધ્ય. ગુજ પદ્ય

**નયપ્રમોદ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વે કૃતિ અર્હન્નકમુનિપ્રબધ (૧૬૫૯) -અર્વા ગુજ.ની શરૂની પદ્યરચના

**નયરંગ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

ખંભાત વગેરે. ખરતરગચ્છના જિનભદ્રસૂરિ સમયના જ્ઞાનમંદિર-ગુણશેખર વાચકના શિષ્ય કૃતિ: સત્તરભેદી પૂજા (૧૫૬૬), ગૌતમપૃચ્છા (સિંધમા શીતપુર. ૧૫૬૦?), ગૌતમસ્વામી છંદ, કેશી પ્રદેશી પ્રબધ વગેરે—

મધ્ય ગુજ પદ્ય, પરમહંસપ્રબોધચરિત (સં, ૧૫૬૮)

**નયવિજયગણિ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

તપગચ્છના વિજયસેનસૂરિ(૧૫૯૯-૧૬૧૫)ના શિષ્ય રચના. પુદ્‌ગલભંગ-વિવૃતિ પ્રકરણ (સં.)

**નયવિમલ-જ્ઞાનવિમલ** ઈ ૧૭મી-સદીનો ઉત્તરાર્ધ

તપગચ્છના વિજયવિમલના ધીરવિમલના શિષ્ય રચના શ્રીપાલચરિત્ર (સં.) ૧૬૮૨ પછી), પ્રશ્નવ્યાકરણ ટીકા (સં)

**નયસુંદર** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ અને ૧૭મીની પહેલી પચીસી

ખિન્તપુર-અમદાવાદ વગેરે. જૈ. શ્વે સાધુ કૃતિ રૂપચંદકુંવરરાસ (મુ, ૧૫૮૦), શત્રુંજય ઉદ્ધારરાસ (અમદાવાદમા મુ, ૧૫૮૩), સુરસુંદરીરાસ (મુ., ૧૫૯૦), નલદમયંતી ચરિત્ર મુ, ૧૬૦૮), શીલરક્ષા રાસ (૧૬૧૨) વગેરે, મધ્ય ગુજ પદ્ય

**નરચંદ્ર ઉપાધ્યાય** ઈ ૧૩મી સદી

કાસદ્રગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય સિંહસૂરિના શિષ્ય રચના પ્રશ્નશતક (સં, ૧૨૬૮), જન્મસમુદ્રટીકા (સં.)

**નરચંદ્રસૂરિ** ઈ ૧૩મી સદી

અણહિલવાડ પાટણ મલધારગચ્છના દેવપ્રભસૂરિના શિષ્ય. વસ્તુપાલના સમકાલીન અને માન્ય ગુરુ. અવસાન ૧૨૩૧ સંસ્કૃત રચના: ન્યાયકંદલી-ટિપ્પણ, પ્રાકૃતપ્રબોધ (વ્યાક), અનર્ઘરાઘવ નાટક ટિપ્પણ, જ્યોતિ-સાર, કથારત્નસાગર, ચતુર્વિંશતિજિનસ્તોત્ર-સર્વજન સાધારણ સ્તવન, વસ્તુપાલ પ્રશસ્તિ

**નરપતિ** ઈ ૧૬મીનો સદી પૂર્વાર્ધ

કૃતિ પંચદંડની કથા (મુ; ૧૫૬૦)–મધ્ય ગુજ. કાવ્ય. (જુઓ 'નાલ્હ કવિ')

**નરભેગમ** ઈ ૧૭મી સદી

કૃતિ મચ્છવેધ (અપ્રસિદ્ધ)

**નરભેરામ કાશીરામ દવે**

પદ્યકાર કૃતિ મુંબઈમાં નગેલુંદીન (૧૮૭૪)

**નરભેરામ પ્રાણજીવન દવે, 'કાઠિયાવાડી'** ઈ. સ. ૧૮૭૦-૧૯૫૨

જ: ૧૨-૬-૧૮૭૦. ચૂડા શ્રીમાળી બ્રાહ્મણ. ૧૫મે વર્ષે મૅટ્રિક જૂનાગઢ રેલવેમાં નોકરી. પછી જુદા જુદા શહેરોમાં નોકરી સૌરાષ્ટ્રમાં આવી શિક્ષક ભાવનગર-પૂનાથી બી એ થઈ આવ્યા; ૧૯૦૪મા પૂનાથી એમ એ. ૧૯૦૪થી ભાવનગર-કૉલેજમા અધ્યાપક. ૧૯૨૯માં નિવૃત્ત થયા મૃત્યુ ૨૦-૧૦-૧૯૫૨ કૃતિ ઇમર્સનના નિબંધો (અનુ ૧૮-૯૮), જુલિયસ સીઝર (અનુ), ચંદ્રા (ન), ચટરમણ (ના. ૧૯૦૬), અર્હતમુક્તાવલિ (૧૯૧૨), સુંદર અને વિજ્ઞાનંદ (ન. ૧૯૧૭), હેમલેટ (અનુ ના. ૧૯૧૭), શનમશતક (ના ૧૯૨૫) વગેરે

**નરહરિ** ઈ સ ૧૭૯૮-૧૮૫૨

પીહીજ (જિ ખેડા) મોઢ બ્રાહ્મણ કોઈ છોટાલાલનો શિષ્ય મૃત્યુ અમદાવાદ ગોમતીપુર વડવાપોળમા. કૃતિ કંસવધ (મુ), ગજેન્દ્રમોક્ષ (મુ), નાગદમન (મુ), બોડાણાની મૂછનાં પદ (મુ), ભીષ્મસ્તુતિ અને અંબરીષનાં પદો વગેરે પ્રસિદ્ધ, અને અપ્રસિદ્ધ રચનાઓ પણ ઘણી છે

**નરશેખર** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

જૈ શ્વે સાધુ કૃતિ પાર્શ્વનાથ પત્ની પ્રભાવતી હરણ-મધ્ય ગુજ પદ્ય

**નરસિંહ (નવલ)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

કૃતિ ઓખાહરણ (અપ્રસિદ્ધ ૬૭ કડવા) -અર્વા ગુજ. કવિતા

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ** ઈ સ. ૧૮૭૮-?

નાર. વ સોજિત્રા (જિ. ખેડા) લેઉવા પાટીદાર કૉ ના પહેલા વર્ષ સુધીનો અભ્યાસ. 'પાટીદાર આશ્રમ' સ્થાપી 'પાટીદાર' માસિક ચલાવ્યું. કેટલોક સમય જર્મન પૂર્વ આફ્રિકામા ગાળેલો. બગાળી-અંગ્રેજી જર્મન ભાષાના જ્ઞાતા મુખ્યત્વે અનુવાદ કર્યા છે. કૃતિ: સામાજિક પ્રોત્સાહન (અ. થી, ૧૯૦૬), લતાકુમારી (બ. થી, ૧૯૦૩), પદ્માલયા (બ થી, ૧૯૦૪), ગેરિબાલ્ડી (અં બં. થી, ૧૯૦૫) મહારાષ્ટ્ર જીવનસંધ્યા (બ. થી, ૧૯૦૮), રજપૂત જીવન પ્રભાત (બ થી, ૧૯૦૮), મહાવીર ગાર્ફિલ્ડ (અં.ને આધારે, ૧૯૦૯), તરંગવતી (જ. થી, ૧૯૨૩), નૈવેદ્ય (બં થી, ૧૯૨૩), પાપીનો પસ્તાવો (અં થી, ૧૯૨૨), બુદ્ધ અને મહાવીર (જ થી, ૧૯૨૮), વિલ્હેમ ટેલ (જ. થી, ૧૯૨૭), સ્વતંત્ર ગ્રંથો: ક્યા ઈશ્વરે આ વિશ્વ રચ્યું (૧૯૧૦), ઇટાલીનો મુક્તિયજ્ઞ (૧૯૨૯), ઈશ્વરનો ઇનકાર વગેરે

**નરસિંહ મહેતો** ઈ ૧૫મી સદીની વચ્ચેની બે પચીશી

જન્મસ્થાન તળાજા (જિ. ભાવનગર), પ્રકૃતિ જૂનાગઢ વડનગરો નાગર ગૃહસ્થ ભાભીના મહેણાએ ભગવદ્‌ભક્તિ તરફ વલણ ઉચ્ચ કોટિનો ભક્તકવિ. પદ-સાહિત્યપ્રકારનો અને આત્મચરિત-પ્રકારનો સમર્થ પહેલો પુરસ્કારક. જીવનમા ભીડ વખતે અચિંત્ય રીતે મળેલી સહાયોને રૂપકથી કાવ્યત્વે નિરૂપનારો સંવેદનશીલ કવિ એમ ગુજરાતીનો 'આદિકવિ' કૃતિ આત્મચરિતની. હારસમેના પદ, હુંડી, મામેરુ, પુત્રનો વિવાહ, ઝારીના પદ; કાવ્યો. સુદામાચરિત, દાણલીલા, ચાતુરીઓ, રાસસહસ્રપદી, અને કૃષ્ણની લીલાને લગતાં હજારો પદો, જ્ઞાનભક્તિના પદ—નરસિંહના સમયની લિખિત ભાષાભૂમિકામાં એકે કૃતિ મળતી નથી 'સુરતસંગ્રામ' અને 'ગોવિંદગમન' નરસિંહના નામ ઉપર ચડાવેલી ૧૯મી સદીના અંતભાગની નવી રચનાઓ છે

**નરસિંહ મૂળજીભાઈ શાહ** ઈ સ ૧૮૯૯-૧૯૭૧

જ: ૧૮-૧૨-૧૮૯૯ લીંબડી (સૌ) પોરવાડ જૈન વણિક. પ્રાથ મા ચ લીંબડીમા પછી મુંબઈની 'રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ'માંથી ૧૯૨૮માં બી એસ સી., ૧૯૩૦-મા એમ એસ સી, અને ૧૯૩૮મા પીએચ. ડી અમદાવાદની ગુજ. કૉ મા, મુખ્યત્વે, રસાયણશાસ્ત્રના અધ્યાપક, થોડો વખત ધારવાડ કૉલેજમાં નિવૃત્ત થઈ અમદાવાદની યુનિવર્સિટી કૉ માં અધ્યાપક, પછી કપડવંજની કૉલેજમાં આચાર્ય અં. ગુજ. સામયિકોમા અનેક લેખ છપાવ્યા. અવસાન. તા. ૨૮-૯-૭૧. કૃતિ: દૂધ (૧૯૮૦), મૅડમ ક્યૂરી (ચ ૧૯૪૭), મહાન વૈજ્ઞાનિકો-ભાગ ૧-૨ (સુરેશ શેઠના સાથે ૧૯૪૭૪૮), લૂઈ પાશ્ચર (ચ ૧૯૪૮), બાલવિજ્ઞાનવાચનમાળા ભાગ ૧ થી ૬ વગેરે, અને કેટલાક પાઠ્યપુસ્તકો

**નરસિંહ (રવિસુત)** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

વડોદરા. કૃતિ બોડાણાચરિત્ર (૧૭૯૯)

**નરસિંહરામ** ઈ ૧૯મીસદીનો પૂર્વાર્ધ

અમદાવાદનો વડનગરો નાગર બ્રાહ્મણ. 'બાબીવિલાસ'ના કર્તા કેવળરામનો પૌત્ર બાબી મુસ્લિમ રાજવીઓનો રાજકવિ કૃતિ બાબીવંશપ્રશસ્તિ (હિં., અપ્રસિદ્ધ)

**નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા** ઈ. સ. ૧૮૫૯-૧૯૩૭

જ: ૩-૯-૧૮૫૯ અમદાવાદ. વડનગરા નાગર ગૃહસ્થ. ૧૮૮૦મા બી એ ૧૮૮૪માં ખેડામાં આસિ કલેક્ટર, પછી મુંબઈ ઇલાકાનાં સોલાપુર, ખિન્તપુર (દક્ષિણ), ધારવાડ, સિંધ હૈદરાબાદ, નાશિક, ખાનદેશ, રત્નાગિરિમાં મહારાષ્ટ્રમા ઘણો સમય ગાળેલો.

૧૯૧૨માં નિવૃત્ત અને ૧૯૨૧માં એલ્ફિન્સ્ટન કૉ.માં ગુજરાતીના અધ્યાપક. નવી કવિતાના પુરસ્કારક કવિ. વિવેચક અને ભાષાશાસ્ત્રી. સામાજિક સુધારક. ૧૯૧૫માં સુરતમાં મળેલી ગુજ. સા. પરિષદના પ્રમુખ. સમર્થ વક્તા. વ્યવસ્થિત રોજનીશી રાખનાર સાહિત્યકાર. મૃત્યુ: ૧૪-૧-૧૯૩૭. કૃતિ: કુસુમમાળા (કા. સ. ૧૮૮૭), હૃદયવીણા (કા. સ. ૧૮૯૬), નૂપુરઝંકાર (કા. સ. ૧૯૧૪), સ્મરણસંહિતા (કા. સ. ૧૯૧૫), જોડણી (નિબંધ, ૧૮૮૮), ગુજરાતી ભાષા અને સાહિત્ય—અંગ્રેજીમાં સાત ભાષણો–બે ભાગમાં (૧૯૨૧, ૧૯૩૦); મનોમુકુર—ભાગ ૧ થી ૪ (ગુજ. સા. અને ભા. વિશેના લેખો. ૧૯૨૪–૧૯૩૮), સ્મરણમુકુર (૧૯૨૬), અભિનયકળા (૧૯૩૦), નરસિંહરાવની રોજનીશી (૧૯૫૩)

**નરસિંહ શર્મા**

ભજનોના સંગ્રાહક. કૃતિ: પરમાર્થસાર (ભજનસંગ્રહ. ૧૯૦૩)

**નરહરિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

વડોદરા. જ્ઞાની કવિ. કૃતિ. હસ્તામલક (૧૬૪૪), જ્ઞાનગીતા (મુ., ૧૯૧૬), ભગવદ્‌ગીતા (મુ., ૧૯૨૦), વાસિષ્ઠસારગીતા (મુ; ૧૯૧૮), પ્રબોધમંજરી (મુ.), આનંદરાસ, ગોપી ઉદ્ધવ સંવાદ, કક્કો, ભક્તમંજરી, માસ, સંતનાં લક્ષણ, હરિલીલામૃત વગેરે

**નરહરિ ત્ર્યંબકલાલ વકીલ**

સુરતના ઉચ્ચકોટિના શિક્ષણશાસ્ત્રી હતા. કૃતિ. સાહિત્યરત્ન (ઈશ્વરલાલ ખાનસાહેબ સાથે જૂનાં ગદ્ય-પદ્યનો સંગ્રહ, ૧૯૦૮), પ્રેમયોગી '(હર્મિટ'નો ગોવર્ધનરામે અધૂરો રાખેલો અનુ. પૂરો કર્યો.)

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

ઈ. સ. ૧૮૯૧–૧૯૫૭

જ.: ૭-૧૦-૧૮૯૧. અમદાવાદ. વ.: કઠલાલ (જિ. ખેડા) ખડાયતા વણિક. પ્રાથ.-માધ્ય. કૉ. અમદાવાદમાં. ૧૯૦૬માં મૅટ્રિક, ૧૯૧૧માં બી. એ., ૧૯૧૩માં એલ એલ. બી. ૧૯૧૭માં સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રિયશાળામાં જોડાયા હતા. વચ્ચે થોડો સમય શ્રી. મહાદેવભાઈ સાથે વકીલાતમાં. ૧૯૨૭માં 'જોડણીકોશ'નું કામ એમને સોંપાયેલું. જેલનિવાસ પણ કરી આવેલા. પાછલો સમય મુખ્યત્વે અમદાવાદ-ગુજરાત વિદ્યાપીઠમાં ગાળેલો. મૃત્યુ: ૧૫-૧-૧૯૫૭ કૃતિ: અનુવાદગ્રંથો: ચિત્રાંગદા (શ્રી. મહાદેવભાઈ દેસાઈ સાથે, ૧૯૧૬), નામદાર ગોખલેનાં વ્યાખ્યાનો (૧૯૧૮), વિદાય અભિશાપ (શ્રી. મહાદેવભાઈ દેસાઈ સાથે. ૧૯૨૦), પ્રાચીન સાહિત્ય (શ્રી. દેસાઈ સાથે. ૧૯૨૨), સ્વતંત્ર અને સંપાદનો: આટલું તો જાણજો—ભાગ ૧-૨ (૧૯૨૩), નાતે મજૂરી કરનારાઓને (૧૯૨૮), ત્યારે કરીશું શું (૧૯૨૫-૨૬), બારડોલીના ખેડૂતો (૧૯૨૬-૨૭), અબાલાલભાઈ (ચ ૧૯૪૩), નવલગ્રંથાવલિ (સંક્ષેપ), મહાદેવભાઈની ડાયરીઓ (સંપા. ૧૯૪૮-૫૧), સરદાર વલ્લભભાઈનાં ભાષણો (૧૯૪૯), સરદાર વલ્લભભાઈ ભાગ ૧-૨ (૧૯૫૦-૫૨), શ્રેયાર્થીની સાધના (ચ. ૧૯૫૩) વગેરે

**નરહરિ બી. શર્મા, 'ધરાદેવ' 'પરિમલ'** ઈ. સ. ૧૮૯૦–?

જ: ૯–૪–૧૮૯૦. ગઢસિયા (કચ્છ). સારસ્વત બ્રાહ્મણ. અંગ્રેજી ચાર (આજની આઠ) સુધીનું જ્ઞાન. વૈદ્ય અને શાસ્ત્રીય સંગીતજ્ઞ. કૃતિ: વિશ્વલીલા (૧૯૨૦), રાષ્ટ્રિયગીતગંગા (૧૯૩૦)

**નરેંદ્રકીર્તિ** ઈ. ૧૬મી સદીનો અંતભાગ

નાકરપુર (જાવરા) જૈ. શ્વે. કૃતિ: અંજના રાસ (૧૫૯૫)–મધ્ય ગુજ. પદ્યરચના

**નરેંદ્ર છેલભાઈ દવે** ઈ. સ. ૧૯૩૨

જ. ૬–૨–૧૯૩૨. રાજકોટ. ઔદીચ્ય સહસ્ર ઝાલાવાડી બ્રાહ્મણ. 'સૌરાષ્ટ્રના સિંહ' તરીકે જાણીતા, જૂનાગઢ રાજ્યના ભૂતપૂર્વ પોલીસ વરિષ્ઠ અમલદાર છેલભાઈ દવેના પુત્ર અને કાઠિયાવાડ રાજકીય પરિષદના સ્થાપક. બૅરિસ્ટર દલપતરામ ભાગવતજી શુકલના દૌહિત્ર. 'विवरणपत्रिका' 'वैदिक संदेश'ના એક સંપાદક. 'ઉષા' માસિકના પણ. 'સૌરાષ્ટ્રસાહિત્ય સંગમ' સંસ્થાના જનક અને અધ્યક્ષ. 'ગુર્જર રાજસ્થાની સાહિત્ય બંધુત્વ સંમેલન રાજકોટમાં ૧૯૩૪માં ભર્યું. 'આંતર ભારતીય સાહિત્ય બંધુત્વ'ના સહમંત્રી અને 'ગુર્જર રાજસ્થાની સાહિત્ય બંધુત્વ'ના મંત્રી. 'મેઘાણી રંગ ભવન' ત્રણ લાખને ખર્ચે રાજકોટમાં ઊભું કરાવ્યું 'મેઘાણી ચંદ્રક'ના પુરસ્કારક, 'સંગમ ચંદ્રક'ના પણ. 'અ. ભા. મેઘાણી પુરસ્કાર'ના જનક. ગુજરાતી નાટ્યકારોના 'સ્મૃતિ ખંડો'ના ઉદ્‌ભાવક. કૃતિ' પથનિર્દેશ (વા. સ), ઝંકાર (ગી સં.), લક્ષ્યવેધ (વા. સ), મરુમયંક (ન), શ્રીમદ્ દયાનંદ (અધ્યયન), ગુલઝારે-રાજા (માંગરોળ-સૌરાષ્ટ્રના મહમદઅલીની શાયરીનાં કાવ્યોનું સંપાદન) વગેરે

**નરેંદ્રપ્રભસૂરિ** ઈ. ૧૩મી સદી

અણહિલપુર પાટણ. વસ્તુપાલના સમકાલીન જૈન આચાર્ય. કવ્યશાસ્ત્રી રચના. અલંકાર મહોદધિ (સં). કાકુત્સ્થકેલિ (સં. ના), વસ્તુપાલપ્રશસ્તિ (સં), વિવેકકલિકા (સં. કાવ્ય)

**નરોહરિ હાલારી** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ

સરપદડ (હાલાર. સૌ.) સારસ્વત બ્રાહ્મણ. કૃતિ' ચેલૈયાનું આખ્યાન (૧૭૩૦, અપ્રસિદ્ધ)

**નર્બુદાચાર્ય નર્મદાચાર્ય-નરબદ**

બુહાનપુર જૈ. શ્વે. કૃતિ: કોકશાસ્ત્ર ચતુષ્પદી (૧૫૯૯. ગદ્યમાં પણ અનુવાદ જાણવામાં આવ્યો છે.), યોગમુક્તાવલી (ગદ્ય-પદ્યાનુવાદ) મધ્ય. ગુજ. રચનાઓ

**નર્મદાશંકર દેવશંકર મહેતા**

ઈ. સ. ૧૮૭૧-૧૯૩૯

જ.: ૨૩–૮–૧૮૭૧ અમદાવાદ. સાઠોદરા નાગર ગૃહસ્થ. ૧૮૮૮માં મૅટ્રિક. ૧૮૯૪માં બી. એ. આનંદશંકર બ. ધ્રુવના એક શિષ્ય. ૧૮૯૬માં રેવન્યૂખાતામાં કારકુન. પછી ડે. કલેક્ટર પછી મુંબઈ મ્યુનિ. ના ડે. કમિશ્નર અને પછી અમદા. મ્યુનિ. ના ઑફિસિંગ ચીફ ઑફિસર ઉત્તરવયમાં ખંભાત રાજ્યના દીવાન નૃસિંહાચાર્યજીના એક અનુયાયી અને શ્રેય.સાધક અધિકારી વર્ગની પ્રવૃત્તિના પોષક. બાલાશંકર ઉ. કથારિયા-કવિ 'બાલ'ના ભાણેજ. તત્ત્વજ્ઞાન અને ધર્મના ઊંડા વિદ્વાન. મૃત્યુ: ૨૧–૩–૧૯૩૯. કૃતિ: સતી નાટક (૧૮૯૫), શ્રુતિસાર સમુદ્ધરણ (૧૮૯૨–૯૩), વૈરાગ્યશતક (અનુ), સુમંજનન શાસ્ત્ર (૧૯૨૨–૨૩), સંધ્યાકર્મ વિવરણ (૧૯૨૦–૨૧), હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ભાગ ૧ ૨ (૧૯૨૩–૨૫) ઉપનિષદ વિચારણા (૧૯૩૨), અખાકૃત કાવ્યો ભાગ-૧ (અખેગીતા વગેરે. ૧૯૩૧) શાક્તસંપ્રદાય (૧૯૩૨); ઉપરાંત અંગ્રેજી ગ્રંથો પણ

**નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ**

કવિ. શરૂમાં દલપતશૈલી અને સં. શૈલી. પછી 'કાંત'ની. કૃતિ: શાપસંભ્રમ અને બીજી કવિતાઓ (૧૯૨૫)

**નર્મદાશંકર બાલાશંકર પંડ્યા**

ઈ. સ. ૧૮૯૩

જ.: ૩૦-૮–૧૮૯૩. નાદોદ. વ.: રાજપીપળા બી. એ., એસ ટી સી. ૧૯૧૪-૧૯ સુધી શિક્ષક. ૧૯૨૬ સુધી સુરતના વિનયમંદિરમાં આચાર્ય. બંગાળી ભાષાના જ્ઞાતા. કવિ અને ચરિતલેખક. કૃતિ' પાગલ હરનાથ (અનુ. ૧૯૧૨), શ્રીકૃષ્ણ ચૈતન્ય (અનુ. ૧૯૧૩), સંસારદર્પણ (અનુ. ૧૯૧૪), માણચિકિત્સા (૧૯૧૫), રાજર્ષિ અશોક (અનુ ૧૯૧૬–૧૭), સ્વામી

વિવેકાનંદ ભાગ ૪-૫ (અ નો ૧૯૧૭-૧૮), રામકૃષ્ણકથામૃત (અનુ. ૧૯૧૮-૧૯), મહાન નેપોલિયન (અ.નો અનુ. ૧૯૨૮), રાજયોગ (વિવેકાનંદના અ વ્યાખ્યાનો અનુ ૧૫૨૪), યોગતત્ત્વ (અ ને આધારે ૧૯૨૫), ભગવાન ચૈતન્ય (૧૯૨૯), પ્રેમાવતાર ચૈતન્યદેવ (૧૯૨૯), ધ્વજારોપણ અથવા બારડોલીનો ધનુષ્યટંકાર (ના. ૧૯૨૯) વગેરે

**નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત**
ઈ. સ ૧૮૯૭-૧૯૫૨

જ.: ૮-૮-૧૮૯૭ બાયડ (તા ઈડર) શ્રીગૌડ બ્રાહ્મણ પ્રાથ. બાયડ-અમદાવાદ માધ્ય. અમદાવાદ. ઉમરેઠ-૧૯૧૯મા ગુજ કૉ. અમદા થી બી એ ૧૯૨૧મા એમ એ ૧૯૨૧-૨૩ ગુ કૉ મા સ ના વ્યાખ્યાતા પછી જૂનાગઢ કૉલેજમા નિવૃત્તિ લીધા પહેલા ત્યા જ આચાર્ય ૧૯૨૬મા બી ટી. થયેલા. મૃત્યુ ૧૪-૪-૧૯૫૨ કૃતિ સંસ્કૃત નાટક (કીથના અ નો અનુ. ૧૯૩૩-૩૪)

**નર્મદાશંકર લાલશંકર દવે 'કવિ નર્મદ'** ઈ સ ૧૮૩૩-૧૮૮૬

જ.: ૨૪-૮-૧૮૩૩ સુરત વડનગરા નાગર બ્રાહ્મણ. કૉલેજનો અભ્યાસ મુબઇમા ૧૮૫૧મા સુરત આવ્યા અમદાવાદના કવિ દલપતરામ સાથે પરિચય થયો રાંદેર અને સુરતમા શિક્ષક. ૧૮મે વર્ષે કરી મુબઈ ત્યા 'બુદ્ધિવર્ધક સભા' સ્થાપી સ્વદેશપ્રેમ ધર્મ સાહસ ઉદ્યોગ વિદ્યાકળા વગેરે વિષયો ઉપર તેટલા ભાષણો એક જ વર્ષમાં કરી સુરત પ્રેમશૌર્યના કવિ વિવેચક સંશોધક, નિબંધલેખક, સમર્થ ગદ્યકાર, વર્તમાનપત્રકાર સમાજ-સુધારક મૃત્યુ ૨૫ ૨-૧૮૮૬ કૃતિ પિંગળ પ્રવેશ (૧૮૫૭), નર્મકવિતા (કા સં અં ૧ થી ૧૦, ૧૮૫૮-૬૦), અલંકાર પ્રવેશ (૧૮૫૮), રસ પ્રવેશ (૧૮૫૮), દયારામકૃત કાવ્યસંગ્રહ) (સંપા ૧૮૬૦), મનહરપદ (સંપા ૧૮૬૦), ઋતુવર્ણન (૧૮૬૧), નર્મકવિતા ગ્રંથ ૧-૨ (૧૮૬૨-૬૩), સગ્રહ (૧૮૬૪), ડાંડિયો (વર્તમાનપત્ર-૧૮૬૪થી), નર્મકોશ (૧૮૬૧ થી ૧૮૯૫), નર્મગદ્ય (૧૮૬૫), કવિચરિત્ર (૧૮૬૫), નર્મ-વ્યાકરણ (૧૮૬૫), નાયિકા વિષય પ્રવેશ (૧૮૬૬), રામાયણનો સાર (૧૮૭૦), મહાભારતનો સાર (૧૮૭૦), ઇલિયડનોસાર (૧૮૭૦), મહાપુરુષના ચરિત્ર (૧૮૭૦), પ્રેમાનંદકૃત દશમસ્કંધ (સંપા ૧૮૭૨), નર્મકોશ (મેટો ૧૮૭૩), મહાદર્શન (ઇતિ ૧૮૭૪), રાજ્યરંગ (ઇતિ ૧૮૭૪), પ્રેમાનંદકૃત નળાખ્યાન (સંપા ૧૮૭૫), રામજાનકી દર્શન (૧૮૭૬), દ્રૌપદીદર્શન નાટક (૧૮૭૮), સીતાહરણ (અપ્રસિદ્ધ નાટક ૧૮૭૮), સારશાકુંતલ (ના ૧૮૮૧), ધર્મવિચાર, કાઠિયાવાડસર્વ-સંગ્રહ (જૅકૉબનો અનુ ૧૮૮૭) ગુજરાતસર્વ સંગ્રહ (જૅકૉબનો અનુ), બાલકૃષ્ણ વિજય નાટક (૧૮૮૬) કૃષ્ણકુમારી નાટક, મારી હકીકત (૧૯૩૪) વગેરે, ઉપરાત અનેક નિબંધો

**નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી**
ઈ ૧૮૯૨-?

જ. ૨૬-૧૦-૧૮૯૨ સરસાઈ (તા. ગોંડળ) શ્રીમાળી બ્રાહ્મણ મૅટ્રિક મુબઈમા 'ગુજરાતી' સાપ્તાહિકના સહાયક તંત્રી હતા કૃતિ રાષ્ટ્રિય જીવન (૧૯૨૭), ગુજરાતના ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨ (૧૯૨૮)

**નલિન ચંદ્રકાંત રાવળ**　ઈ સ ૧૯૩૩

જ. ૧૭-૩-૧૯૩૩ અમદાવાદ વ. વઢવાણ ઔ સ બ્રા પ્રાથ માધ્ય ઉચ્ચ બધો અભ્યાસ અમદા ૧૯૫૯મા અંગ્રેજી મુખ્ય વિષય સાથે એમ એ બા દા મહિલા કૉ અમદા મા અંગ્રેજીના અધ્યાપક ઊગતી પેઢીના કવિ કૃતિ. ઉદ્‌ગાર (કા સ. ૧૯૬૧), અવકાશ (કા સ, ૧૯૭૧)

**નલિન ભટ્ટ**　ઈ સ ૧૯૧૦

જ. ૨-૩-૧૯૧૦ અને વ વલસાડ, મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ પ્રાથ માધ્ય વલસાડ ઉચ્ચ વિલ્સન કૉલેજ-મુબઈ એમ એ, બી. ટી. ૧૯૩૫થી માધ્યમિક શાળામાં શિક્ષક ૧૯૫૮ થી ૧૯૬૯ સુધી મુબઈની ભવન્સ કૉલેજમા સ ના અધ્યાપક હવે નિવૃત્ત વેદાંત અને પુરાણ સાહિત્યના આરૂઢ વિદ્વાન, કથાકાર અને વ્યાખ્યાનકાર નિવૃત્ત થયા પછી અતુલ (વલસાડ)મા 'નિગમાશ્રમ'ના સંસ્થાપક (૯-૨-'૭૨) કૃતિ: વ્યાપક વેદાંત (અનુ ૧૯૫૭), ગીતાની સાધના (૧૯૫૮), ગીતાનો ત્રિગુણાતીત (૧૯૫૮), ગીતાનો પરમેશ્વર (૧૯૫૮), ગીતાનો ભક્ત (૧૯૫૮), ગીતાનો સ્થિતપ્રજ્ઞ (૧૯૫૮) વગેરે ગીતાને લગતા ૨૧ (એમા ૨ અંગ્રેજી), ઉપનિષદોને લગતા ૧૧, દર્શનવિભાગ ન ૧૩ ભાગવતને લગતા ૯, કાવ્ય વિભાગનાં ૫, પ્રકીર્ણ પુસ્તકો ૧૯ અને સસ્કૃત ભાષ્યાત્મક મૌલિક થઈ ૯ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે

**નલિનકાંત નરસિંહરાવ દિવેટિયા**
ઈ. સ ૧૮૮૮-૧૯૨૫

જ. ૨૮-૮-૧૮૮૮. અમદાવાદ વડનગરા નાગરગૃહસ્થ સ્વ ન ભો દિવેટિયાના પુત્ર પ્રાથ અમદાવાદમાં, માધ્ય મુબઇમા વિક્ટોરિયા જ્યુ ટે. ઇન્સ્ટિ'મા શિક્ષણ ભર જુવાનવયે મૃત્યુ ૨-૩-૧૯૨૫ કૃતિ નૂરજહાં (૧૯૨૫)

**નવલભાઈ નેમચંદ શાહ** ઈ સ. ૧૯૨૦

જ. ૧૨-૧૦-૧૯૨૦. આમોદ (જિ ભરૂચ), સામાજિક કાર્યકર ગૂંદી (તા. ધોળકા)-ના સર્વોદય આશ્રમનુ સચાલન. કૃતિ પાથેય (વા. સ ૧૯૪૯), સાધુતાની પગદંડી (અનુભવ વૃત્તાંત ૧૯૫૧), સળગતા હૈયા (ન. ૧૯૫૨), નિર્માણ (ન ૧૯૫૩), સૂતેલો ખડ જાગે છે (પ્રવાસ. ૧૯૫૪), બાપુ (ચ ૧૯૫૫), સમજ ભાગ ૧-૨ (ન ૧૯૫૯-૬૦) દૃષ્ટિ (ચિતન ૧૯૬૦) વગેરે

**નવલરામ જગન્નાથ ત્રિવેદી**
ઈ. સ ૧૮૯૫-૧૯૪૭

જ. ૧૧-૧૦-૧૮૯૫ વઢવાણ. ઔદીચ્ય સહસ્ર બ્રા માધ્ય વઢવાણ કૅમ્પમા ૧૯૧૪મા મૅટ્રિક ગુજ. કૉ. અમદાવાદથી ૧૯૨૦માં બી એ. ત્યારથી અમદાવાદના લા ક મહિલા વિદ્યાલયમા અધ્યાપક. ૧૯૧૬મા એમ એ. ગુજરાતી ભાષાના આરૂઢ વિવેચક. મૃત્યુ. ૮-૫-૧૯૪૭. કૃતિ કારાવાસની કહાણી (અનુ ૧૯૨૧), બોટાદકરના કાવ્યો (સંપા ૧૯૨૩), કેટલાંક વિવેચનો (કાવ્યો), કેતકીના પુષ્પો (વિવે ૧૯૩૯), જયંતી વ્યાખ્યાનો (સંપા ૧૯૪૦), નવા વિવેચનો (૧૯૪૧), કલાપી (૧૯૪૪), પરિહાસ (વિવે ૧૯૪૫), શેષ વિવેચનો (૧૯૪૭), સામળનું વાર્તાસાહિત્ય, બુદ્ધિપ્રકાશ-લેખસગ્રહ ભાગ ૧-૨ (પ્રો અનંતરાય મ. રાવળ સાથે) વગેરે

**નવલરામ લક્ષ્મીરામ પંડ્યા**
ઈ ૧૮૩૬-૧૮૮૮

જ. ૯-૩-૧૮૩૬ સુરત વિસનગરા નાગર બ્રાહ્મણ ૧૮૫૪મા મૅટ્રિક અને સુરતની અં શાળામા શિક્ષક ૧૮૬૧મા ડીસામા આચાર્ય ૧૮૬૭મા સુરતની ટ્રેનિંગ કૉ મા આચાર્ય ૧૮૭૦મા અમદા ની ટ્રે કૉ મા ઉપાચાર્ય 'શાળાપત્ર'ના તંત્રી થયા ૧૮૭૬માં રાજકોટની ટ્રે કૉ ના આચાર્ય કવિ, વિવેચક, નિબંધલેખક, સર્જક. મૃત્યુ ૮-૫-૧૮૮૮ કૃતિ. ભટ્ટનુ ભોપાળુ (અં નુ રૂપા ૧૮૬૭), વીરમતી નાટક (૧૮૬૯), હાસ્યરસ વિશે (નિ ૧૮૬૭), મેઘદૂત (અનુ ૧૮૭૦), બાળલગ્નબત્રીસી (ગરબીઓ, ૧૮૭૩-૭૬), પ્રેમાનંદનુ મામેરુ (સંપા ૧૮૭૫), બાળગરબાવળી (૧૮૭૭), ઈંગ્રેજ લોકોનો ઇતિહાસ (૧૮૮૭), જીવન (૧૮૮૯), મૃત્યુ બાદ 'નવલ-ગ્રન્થાવલિ'

(ગો. મા. ત્રિપાઠીએ કરેલો સગ્રહ. ૧૯૧૧)

**નવીનચંદ્ર પાનાચંદ ઝવેરી**
ઈ. સ. ૧૯૨૪

જ. ૨૦-૫-૧૯૨૪. મોગર (સ્ટે. નાવલી). વ. ' સુરત. વીસા ઓસવાળ જૈ. વણિક. ૧૯-૪૧માં મૅટ્રિક. ૧૯૨૪માં કૉલેજ છોડી, અસહકારની ચળવળમાં. ૧૯૪૬મા પુરવઠા ખાતામા સહકારી નોકરી. ૧૯૪૮માં 'છબી' અને સાથેસાથ ૧૯૬૯માં 'રાજેશ્વરી' (વા. માસિક) શરુ કર્યાં. કૃતિ : કાશ્મીરદર્શન (૧૯૬૪)

**નવીનચદ્ર ભગવાનજી દેસાઈ**
ઈ. સ. ૧૯૧૫

જ.: ૨૫-૬-૧૯૧૫. માંડવી (જિ. સુરત). વ.: વાલોડ (જિ. સુરત). ઔદીચ્ય સહસ્ર બ્રા. પ્રાથમિક શિક્ષક તાલીમી. અને જ્યુ. પી. ટી. ૧૯૪૭માં. જિલ્લા પ્રાથમિક શાળામાં ૧૯૪૦થી શિક્ષક. કૃતિ: અજલિકા (કા. સ. ૧૯૬૩)

**નાકર** ઈ. ૧૬મી સદીની વચ્ચેની, પચીશી

વડોદરા. દસા દિસાવાળ વણિક સંસ્કૃતજ્ઞ વ્યાસો પાસેથી સાંભળી આખ્યાનો લખી પોતાના ગોર મદનસુતને કમાઈ ખાવા સોપી દેતો. કૃતિ: અભિમન્યુ આખ્યાન, ઓખાહરણ, નળાખ્યાન, કૃષ્ણવિષ્ટિ (૧૫૫૯), રામાયણ (૧૫૬૮), સોગઠાનો ગરબો, આદિપર્વ, ભીમપર્વ, કર્ણનુ આખ્યાન, વીરવર્માનુ આખ્યાન, આ અમુદ્રિત રચનાઓ, અને આરણ્યકપર્વ, ગદાપર્વ, મોરધ્વજાખ્યાન, લવકુશ આખ્યાન, વિદુરની વિનંતિ, વિરાટપર્વ (૧૫૪૫), શલ્યપર્વ, સુધન્વા આખ્યાન, સૌપ્તિક, સ્ત્રીપર્વ, હરિશ્ચંદ્રાખ્યાન—આ મુદ્રિત થયાં છે. (સભાપર્વ'નો સમાવેશ 'વિરાટપર્વ'માં છે. 'ધ્રુવાખ્યાન' અને 'શિવવિવાહ' નામ ઉપર ચડાવેલી નવી રચના.

**નાગજી કલ્યાણજી પડયા**
ઈ. સ. ૧૭૯૬-૧૮૬૪

સં. ૧૮૫૨ માઘ સુ ૯-૧૭૯૬. જમનાવડ (જિ. જૂનાગઢ) વ : ગાધકડા (જિ. જૂના ) જામનગર જઈ સં. અભ્યાસ. મજેવડીમાં યોગાભ્યાસ. સારા જ્યોતિષી-કવિ. ગોડળ-જૂનાગઢ-ભાવનગર-કચ્છ-પાલીતાણા-આંબરડી વગેરેના રાજવીઓના મિત્ર જૂનાગઢના 'રાજકવિ' હતા. મૃત્યુ: સ ૧૯૨૦ પો. વ. ૩૦, ૧૮૬૪. કૃતિ: સુબોધકાવ્ય (૧૮૮૫), તાર્તમસાગર (કા. ૧૮૯૦), પંચકાવ્ય (કા. સં. ૧૮-૮૫-૯૦), ધર્મપત્રિકા અને રસિક કાવ્યો, સાઠ સવત્સરી કુડળિયા (૧૮૮૯), મહાભારત કથાકાવ્ય (અપ્રસિદ્ધ), કેશવકલ્યાણ (સં. વૈદ્યક ગ્રન્થ-મૂળ અને અનુવાદ અપ્રસિદ્ધ)

**નાગરદાસ અમરજી પંડયા**
- ઈ સ. ૧૮૯૩-?

જ.: ૯-૨-૧૮૯૩. પાલીતાણા. વ.: નાની બોરુ (તા. ધોળકા). પ્રશ્નોરા નાગર બ્રા. પ્રાથ માધ્ય. ભાવનગર. (૧૯૧૩માં મૅટ્રિક. ૧૯૧૭-મા ભાવનગરથી બી.એ. કૃતિ ' રુક્મિણીહરણ (સ. ના. ૧૯૨૩), વિવાહતત્ત્વ (૧૯૨૪), રાસગોપાલ (કા. ૧૯૨૯), અમૃતબિંદુ (૧૯૩૦), કુમારસભવ (સમ. અનુ.), રઘુવશ (સમ. અનુ. ૧૯૩૩)

**નાગરદાસ ઈશ્વરભાઇ પટેલ**
ઈ. સ. ૧૮૯૮

જ.: ૧૬-૧૨-૧૮૯૮. કંડારિયા (તા. મિયાગામ). વ ' બામણગામ (તા. ભાદરણ), લેઉઆ પાટીદાર. 'બાલજીવન' માસિકના વ્યવસ્થાપક. પ્રવૃત્તિ મુબઈમાં. 'ચાંદની' વાર્તા માસિકના તંત્રી હતા. મુખ્યત્વે ગદ્યલેખક. થોડી કવિતા પણ કૃતિ: શિશુસદ્બોધ (૧૯-૧૩), દેશકીર્તન (૧૯૨૨), નવવલ્લરી (૧૯-૨૩), સફેદઠગ (અનુ. ૧૯૨૪), અમારી વાર્તાઓ (સુમતિબહેન સાથે. અનુ ૧૯૨૪), અમારી બીજી વાર્તાઓ (૧૯૨૬), શશિકલા અને ચૌરપંચાશિકા (અનુ ૧૯૨૬), અજિત (૧૯-૨૭) વ્યોમવિહાર (કા સ (૧૯૩૦), કાળને કિનારે (અનુ ૧૯૩૦), જયન્તની સાહસકથાઓ (૧૯૩૧) વગેરે

**નાગરદાસ ગોકુલભાઈ** ઈ. ૧૭મી સદી

જન્મ ' સ ૧૬૯૨. ભરૂચના. શ્રી વલ્લભાચાર્યજીના પૌત્ર શ્રી ગોકુલનાથજીના શિષ્યપુત્ર. રચના: જ્ઞાનપ્રબોધ, વિરહરસ, ભજનાનદ વ.

**નાગરદાસ રેવાશંકર પડયા 'મહાકર'**
ઈ. સ ૧૮૭૩-?

રાજકા. વ : બરવાળા ઘેલાશાના. પ્રશ્નોરા નાગર બ્રા. બરવાળામાં ૭ ધોરણ પછી અમદાવાદ પ્રે રા. ટ્રે કૉલેજમાં તાલીમ. ચિત્રાત્મક અને પ્રાસાદિક કવિ. કૃતિ: વિદુરનો ભાવ (૧૯૦૭), યમુનાગુણાદર્શ (૧૯૦૮), શિકાર કાવ્ય (૧૯૦૯), ઉપરાત માસિકોમાં છપાયેલાં . સંધ્યારણ (૧૯૦૨), વાત્સલ્ય પ્રેમબલ (૧૯૦૭), સાઈકલોન (૧૯૧૪)

**નાગરદાસ વૈકુંઠજી પડયા**

સં. કાવ્યાનુવાદ કૃતિ: અનુવાદબાવની (૧૯૧૩)

**નાગાર્જુન** ઈ. ૪થી સદીનો આરંભ

વલભીપુર. જૈન આચાર્ય જૈનાગમની મથુરાની પહેલી વાચના પછીની બીજી વાચના નાગાર્જુને વલભીપુરમાં કરેલી.

**નાજુકલાલ નંદલાલ ચોકસી**
ઈ. સ. ૧૮૯૧

જ.: ૨૫-૭-૧૮૯૧. વડોદરા. ૧૯૦૯માં મૅટ્રિક. પછી વડોદરા કલાભવનમા અભ્યાસ. શરૂમાં ઇજનેરીખાતામાં, પછી કલાભવનના પુસ્તકાલયમા ૪ વર્ષ કામ કરી ભરૂચ કેળવણી મંડળમા. ૧૯૨૯મા છૂટા થઈ ૧૯૩૦મા સત્યાગ્રહની લડતમા. પછી પુસ્તકાલય પ્રવૃત્તિમાં. કૃતિ . સ્વામી વિવેકાનદ ભાગ ૬-૭ (૧૯૨૦), દયાળુ માતા (૧૯૨૩), ઐતિહાસિક વાર્તામાળા (૧૯૨૩), સીતા (૧૯૩૨), સ્વામી શ્રી ભાસ્કરાનંદજી (૧૯૩૯), સ્વામી વિવેકાનદ ભા. ૧૧-૧૨ (૧૯૪૦-૪૧), ઉપદેશ સારસંગ્રહ ભાગ ૧-૨ (૧૯૪૧) વગેરે

**નાથાલાલ ભાણજી દવે** ઈ. સ. ૧૯૧૨

જ. ' ૩-૬-૧૯૧૨. ભૂવા (સૌ ). પ્રાથ. ભૂવામાં, માધ્ય કુડલા અને ભાવનગરમાં. ૧૯૩૪માં ભાવનગરથી બી એ ૧૯૩૬મા વડોદરામાથી એમ એ. ૧૯૬૮મા બી ટી મોન્ટિસરી તાલીમ પણ લીધી. શિક્ષકના વ્યવસાયમાં આગળ વધતાં રાજકોટ-બાર્ટન ટ્રે કૉ.ના આચાર્ય. ગુજ. રાજ્યના શિક્ષણખાતામાં એક અધિકારી. અત્યારે નિવૃત્ત. આગલી હરોળના કવિ કૃતિ: કાલિંદી (કા. સ ૧૯૪૨), શ્રી અરવિંદ-યોગદર્શન (ચિ. ૧૯૪૨), ભદ્રા (વા. સ. ૧૯૪૫), નવું જીવતર (વા. સ ૧૯૪૫), સ્વાતંત્ર્ય પ્રભાત (કા. ૧૯૪૭), રુબાઈયાત અને બીજા કાવ્યો (૧૯૪૬), વેનવધ (સપા. ના. ૧૯૪૭), ચદ્રગુપ્ત મૌર્ય અને બીજાં કાવ્યો (સંપા. ૧૯૪૮), સાહિત્યપરાગ (સપા. ૧૯-૩૮), વિરાટ જાગે (ના. ૧૯૪૮) વગેરે

**નાનાક પડિત** ઈ. ૧૩મી સદી

વડનગરના નાગર બ્રાહ્મણ. પાછળથી ધોળકામા વીસલદેવ (૧૨૩૮-૧૨૬૧) વાઘેલાનો રાજકવિ વીસલદેવે નાનાકને પ્રભાસપાટણમાં 'વીસલબ્રહ્મપુરી' બનાવડાવી અર્પણ કરી ત્યાં વસાવ્યો રચના: પ્રભાસપાટણના સરસ્વતીસદનની અને બીજા એક સ્થાનની એમ બે સં. પ્રશસ્તિઓ

**નાનાભાઇ રુસ્તમજી ગણીના**

કૃતિ: અંગ્રેજી ગુજરાતી શબ્દકોશ

**નાનાલાલ ચિમનલાલ મહેતા**
ઈ. સ ૧૮૯૨-?

ગિરમથા (જિ. અમદા ) વ.: અમદા. કેમ્બ્રિજ યુનિ.ના ગ્રેજ્યુ. બૅરિસ્ટર અને આઈ.

સી.એસ સરકારી નોકરીમાં કલેક્ટર સુધી પહોચેલા ભારતીય પ્રાચીન ચિત્રકલાના અભ્યાસી કૃતિ. અંગ્રેજીમા Studies in Indian Painting (૧૯૨૯) અને Gujarati Painting in the 15th century (૧૯૩૨), ભારતીય ચિત્રકળા (હિ ૧૯૩૩)

**નાનાલાલ દલપતરામ કવિ, 'પ્રેમભક્તિ'** ઈ સ ૧૮૭૭-૧૯૪૬

જ. ૧૫-૩-૧૮૭૭ અમદાવાદ શ્રીમાળી બ્રાહ્મણ ત્રિવેદી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના ચોથા પુત્ર ૧૮૯૨મા મેટ્રિક મુંબઈ-અમદાવાદ પૂના કૉલેજમા ભણી ૧૮૯૯માં બી.એ ૧૯૦૧મા એમ એ ૧૯૦૨મા સાદરા સ્કૉટ-કૉલેજના આચાર્ય ૧૯૦૪મા રાજકોટ-રાજકુમાર કૉલેજમા અધ્યાપક. ૧૯૧૩માં રાજકોટમા સર ન્યાયાધીશ ફરી રાજકુમાર કૉ ના આચાર્ય ૧૯૧૯મા એજન્સીના એન્યુ અમલદાર ૧૯૨૦ના રાષ્ટ્રિય જુવાળમા પેન્સનની પરવા કર્યા વિના રાજીનામુ અમદાવાદમાં સ્થાયી નિવાસ કર્યો ૧૯૩૦માં ભાવનગર રાજ્યનુ વાર્ષિક વર્ષાસન મળ્યુ અર્વાચીન ગુજરાતના મુખ્ય વિધાયક અપદ્યાગદ્ય ડોલનશૈલીના પુરસ્કારક પ્રતિભાશાળી મહાકવિ. ઉત્તમ સંશોધક અને વક્તા. પ્રાચીન અર્વાચીન કાવ્યકળાનો એમનામા સુભગ મેળ. કૃતિ: કાવ્યો કેટલાક કાવ્યો ભાગ ૧-૩ (૧૯૦૩, -૦૮,-૩૫) રાજસૂત્રોની કાવ્ય ત્રિપુટી (૧૯૦૩), વસંતોત્સવ (૧૯૦૫), નાના નાના રાસ ભાગ ૧-૩ (૧૯૧૦, ૧૯૨૮, ૧૯૩૭), ચિત્રદર્શનો (૧૯૨૧), પ્રેમકુંજ (૧૯૨૨), પ્રેમભક્તિ ભજનાવલિ (૧૯૨૪), અમરપથનો યાત્રાળુ (૧૯૨૫), કુરુક્ષેત્ર (૧૯૨૬થી ૧૯૪૦), ગીતમંજરી (૧૯૨૮), દામ્પત્યસ્તોત્રો (૧૯૩૧), બાલકાવ્યો (૧૯૩૧), સર્વમિત્ર (૧૯૩૧), ઓજ અને અગર (૧૯૩૩), ગોપિકા (૧૯૩૫), પુણ્યકથા (૧૯૩૭), લોર્ડીજરાજ (૧૯૩૯), મહેરામણના મોતી (૧૯૩૯), દ્રૌપદી(૧૯૪૦), સોહાગણ (૧૯૪૦), પાનેતર (૧૯૪૧), હરિદર્શન વેણુવિહાર (૧૯૪૨), પ્રજ્ઞાચક્ષુના પ્રજ્ઞાબિંદુ, જગત્પ્રેરણા (૧૯૪૩), કાવ્યદર્શન (૧૯૪૪), હરિસંહિતા (૧૯૫૯-૬૦-૬૧), સમ અનુ. ભગવદ્ગીતા (૧૯૧૦), મેઘદૂત (૧૯૧૭), વૈષ્ણવી યોગગ્રન્થો (૧૯૨૫), શકુંતલાનુ સંભારણું (૧૯૨૬), શિક્ષાપત્ર (૧૯૩૧), ઉપનિષત્પંચક (૧૯૩૧) વગેરે, નાટકો ઇંદુકુમાર ૧-૨-૩ (૧૯૦૯, ૧૯૨૭, ૧૯૩૨) જયા જયન્ત (૧૯૧૪), રાજર્ષિ ભરત (૧૯૨૨), જહાંગીર નૂરજહાં (૧૯૨૮), શાહાનશાહ અકબર (૧૯૩૦), વિશ્વગીતા (૧૯૨૭), શ્રીહર્ષદેવ (૧૯૫૨) વગેરે; નવલિકા. પાંખડીઓ (૧૯૩૦), નવલકથા. ઉષા (૧૯૧૮), ચરિત્ર. કવીશ્વર દલપતરામ ભાગ ૧-૪ (૧૯૩૩, ૧૯૩૪-૪૦), અર્ધશતાબ્દીના અનુભવ-બોલ (૧૯૨૭); નિબંધ-વિવેચન. સાહિત્યમંથન (૧૯૨૪), ઉદ્બોધન, સંસારમંથન (૧૯૨૭), સંબોધન (૧૯૩૦), આપણા સાક્ષરરત્નો ભાગ ૧-૨ (૧૯૩૪-૩૫), મહિમહોત્સવનાસાહિત્યબોલ ભાગ ૧-૨ (૧૯૩૭), જગત્કાદંબરીઓમા સરસ્વતીચંદ્ર (૧૯૩૩) વગેરે; પ્રકીર્ણ વ્યવહારુ ગુજ. વ્યાકરણ, ગુજરાતની ભૂગોળ ભાગ ૧-૨ વગેરે

**નાનાલાલ દલપતરામ પટેલ**

કલ્પનાની ચમકવાળા કવિ કૃતિ રાસપુંજ (ગી. સ )

**નાનાલાલ દેવશંકર વૈદ્ય** ઈ સ ૧૮૮૯-૧૯૫૩

વડનગરના નાગર ગૃહસ્થ ૧૯૦૮મા મુંદ્રાની હા. સ્કૂ.મા શિક્ષક. અવસાન: ૧૮-૬-૧૯૫૩ રચના: સાજન ભગતની 'સાજન બાવની'-વિવેચન સાથે, અન્ય ફુટકળ કવિતા (ગુજ.)

**નાનો** ઈ ૧૮મી સદી

પદો અને ગરબાઓના કર્તા કૃતિ અબાજીનો ગરબો, મહાદેવજીનો ગરબો, આઠવાર, તિથિઓ—અપ્રસિદ્ધ છે; થાળ અને પદસંગ્રહ પ્રસિદ્ધ છે.

**નાનાલાલ વૈકુંઠરાય વોરા** ઈ સ ૧૮૮૮-૧૯૭૦

કચ્છ-અંજાર જન્મ. સ. ૧૯૪૪ના આશ્વિન સુ પચમી સં ના વર્ષો સુધી શિક્ષક. રચના: કચ્છી કાફીઓ

**નારાયણ (૧)** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ

કૃતિ: ભક્તિમંજરી, મુક્તિમંજરી (બંને પદ્યાનુવાદ)

**નારાયણ (૨)** ઈ. ૧૭મી સદીના પૂર્વાર્ધ

ભરુચ. શ્રી વલ્લભાચાર્યજીના પૌત્ર શ્રી ગોકુલનાથજીના શિષ્ય રચના. નવરસ, કૃષ્ણ વિવાહ વગેરે

**નારાયણ (૩)** ૧૭મી સદીનો પૂર્વાર્ધ

કલ્પવલ્લી, ખારવાર વગેરે જે. શ્વે. કૃતિ: નલદવદંતી રાસ (ખારવારમા. ૧૯૨૬) શ્રેણિકરાસ (૧૯૨૭), અયમુત્તા કુમારરાસ (૧૯૨૭), અંતરંગરાસ (૧૯૨૭), કંડરીક પુંડરીક રાસ (૧૯૨૭),-અન્ય ગુજ પદ્યરચનાઓ

**નારાયણજી ગોવર્ધનરામ**

કૃતિ. પ્રેમગીતા (પરમાનદ મણિશંકર ભટ્ટ સાથે ૧૯૨૩)

**નારાયણજી તુલસીદાસ જોબનપુત્રા** ઈ. ૨૦મી સદીનો પૂર્વાર્ધ

ભૂજની દરબારી નોકરી લોહાણા રચના. દરિયાલાલ પ્રાર્થના-તરંગિણી, રઘુવંશી લોહાણા જ્ઞાતિ-વિવાહદર્પણ, તુલસીવિવાહ, જ્ઞાનબાવની, કચ્છી ભાષાની લિપિ અને વ્યાકરણ, શિવમહિમ્નઃ સ્તોત્ર (કચ્છી અનુ ), કચ્છી પહેલી ચોપડી, ચંદરામાયણ, સામુદ્રિકદર્પણ વગેરે

**નારાયણ બારોટ** ઈ. ૧૯-૨૦મી સદીની સંધિ

કચ્છ-તેરાના ગઢવી રચના. ખુદે સાવજ તે બગપો (કચ્છી કાવ્ય)

**નારાયણ ભટ્ટ**

જુઓ રામભક્ત.

**નારાયણ ભારતી ગોસાંઈ**

કૃતિ: નિર્મય ભીમવ્યાયોગ (અનુ. ૧૮૮૬)

**નારાયણ મહાદેવભાઈ દેસાઈ**

સ્વ મહાદેવભાઈ દેસાઈના પુત્ર જાણીતા સર્વોદય કાર્યકર. કૃતિ: પાવન પ્રસંગો (ચ. ૧૯૫૨)

**નારાયણ મોરેશ્વર ખરે** ઈ. સ. ૧૮૮૮-૧૯૩૮

તાસગાંવ (જિ.સતારા). કોકણસ્થ બ્રાહ્મણ મૅટ્રિકસુધીનો અભ્યાસ. વિષ્ણુ દિગબરના શિષ્ય. સાબરમતી આશ્રમ માટે ગાધીજીએ એમની પસંદગી કરી. મૃત્યુ. ૯-૨-૧૯૩૮. કૃતિ: આશ્રમ ભજનાવલી (સ પા. ૧૯૧૪), લોકસંગીત (સંપા ૧૯૨૫)

**નારાયણ ગ. ઠક્કર**

ભાષા અને છંદ ઉપર કામ. કૃતિ: કાવ્યારવિંદ (ના. સ ૧૯૨૬)

**નારાયણ વિસનજી ઠક્કુર** ઈ. સ ૧૮૮૪-૧૯૩૮

મુબઈ કચ્છી લુહાણા ગુજરાતી મરાઠી બંગાળી સસ્કૃત ફારસી ઉર્દૂનો વરસોએ જ મુખ્યત્વે અભ્યાસ નાની વયમા નાટકકપનીઓમા અભિનેતા ઉર્દૂ નાટકમંડળીમા કરેલા કામને લઈ ઉર્દૂ પર ઘણો કાબૂ, સ્વ. ઇચ્છારામ સૂ. દેસાઈએ 'ગુજરાતી' સાપ્તાહિક માટે વાર્ષિક ભેટ નવલકથાઓ અને સાપ્તાહિક સમાજિક કથાઓ લખાવી લાબા સમય સુધી એ લેખન પછી 'ગુજરાતી' નબળુ પડતાં એમણે 'હિંદુ ગૌરવ ગ્રંથમાળા'મા 'હિંદત્વ'ને

લગતી નવલકથાઓ આપી. સારા ગઝલ કવિ. એ તિ. અને સામાજિક નવલકથા, ટૂંકી વાર્તા, નાટક, ધર્મ તત્ત્વજ્ઞાન, દાંપત્યવિજ્ઞાન વગેરે અનેક વિષયો ઉપર ગ્રંથ લેખન. એમની નવલકથાઓ કેટલીક મૌલિક છે, તો કેટલીક અંગ્રેજી બંગાળી વગેરે નવલકથાઓનાં રૂપાંતર છે. 'પ્રયોજક' તરીકે લખેલી નવલકથાઓ રૂપાંતર છે. સો ઉપર ગ્રંથો પ્રસિદ્ધ થયા છે: એતિ. નવલકથાઓ: આનંદાશ્રમ (બંકિમબાબુના 'આનંદમઠ'નો અનુવાદ), ચંદ્રશેખર અથવા બંગાળાની ડગમગતી નવાબી, શાહજહાના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ, પ્લાસીનુ યુદ્ધ, હલદીઘાટનું યુદ્ધ, પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ, કત્લેઆમ, ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય, જગન્નાથની મૂર્તિ, વિશ્વરંગ (પાંચ એતિ. વાર્તાઓ), ૨૫૦૦ વર્ષ પૂર્વનુ હિંદુસ્તાન, ચક્રવર્તી બાપા રાવળ, ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુહધી, હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો, અનંગભદ્રા અથવા વલભીપુરનો વિનાશ, બેગમ બાઝાર-૩ ખંડ, બાદશાહ બાબર, ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર, નાદિરનો દોરદમામ, કચ્છનો કાર્તિકેય, યૌવનચક્ર ૨ ખંડ, ભયંકર ભેદ ૩ ખંડ, મહારાષ્ટ્રીય ઉપ કાળ, અનારકલી, મયણલ્લા, પરાધીન ગુજરાત, નાનાસાહેબ, મુરાદેશિયતાન, સિતમગર સુલતાન, કચ્છનો કેસરી, ગુરુ ગોવિંદસિંહ, વીર વૈરાગી અથવા બંદાબહાદુર, જયતી અથવા સતાળા વિદ્રોહ, રત્નદેવી, સામાજિક નવલો આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા, વિલ ચતી વિલાસમા ફેશનબાઈ ખલાસ, ચુડેલનો વાસો અને એક નટીની આત્મકથા-૨ ખંડ, મુગ્ધા મીનાક્ષી, સંસાર-સમસ્યા, મારી ભયંકર સંસારયાત્રા, આજકાલનુ હિંદુસ્તાન ને પ્રાણહારક મૃગજલ-૪ ખંડ (અપૂર્ણ), કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી, વીસમી સદીની વસંતસેના-૨ ભાગ, બાળવિધવા કલ્યાણી, ઇતિહાસ-ધર્મ તત્ત્વજ્ઞાન વગેરેના મૃગશીર્ષ અને વેદોમા આર્યોનો ઉત્તર-ધ્રુવ નિવાસ (ટીળકના ગ્રંથનો અનુવાદ), જ્ઞાનેશ્વરી ગીતા (અનુ.), અમૃતાનુભવ, વિવેકાનંદ વિચારમાળા ૫ ભાગ, અમરલાલ-ચરિત્ર, અરવિંદ વિચારમાળા બે ખંડ, નારાયણ પદ્ય-ગંગા, બાવઢા અને રઘુવંશી, ધર્મભ્રષ્ટોનુ શુદ્ધીકરણ, દંપતીશાસ્ત્ર, હિંદુસંગઠન, સૌભાગ્ય રાત્રિ, હિરણ્યગર્ભ હિંદુ, લોકકથાઓ ભારત લોકકથા ભાગ ૧ થી ૧૦, કવિતા કાવ્ય કુસુમાકર (૧૯૩૦), નાટકો માલવકેતુ, કૃષ્ણભક્ત બોડાણો, સંસાર-પાશ્ચિમત, ઘણા નાટકો હજી અપ્રસિદ્ધ છે, જે ભજવાઈ ચૂકેલાં: પરશુરામ, વસુંધરા, બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર, ચાલુ જમાનો, દગાબાજ દુનિયા, દેવી દમયંતી, દેવી દ્રૌપદી, દેવી ભદ્રકાલી, સાધુ કે શયતાન, માયામોહિની, અનંગપ્રજ્ઞા, ગર્વ-ખંડન.

**નારાયણશંકર દેવશંકર વૈદ્યશાસ્ત્રી** ઈ. સ. ૧૮૭૪-૧૯૩૭

જ.: ૧૬-૯-૧૮૭૪. નેર (જિ. ખેડા). રાયકવાળ બ્રાહ્મણ વડોદરામાં સં નો અભ્યાસ. પછી કાશી. નિવાસ અમદાવાદમાં. વચ્ચે થોડો સમય જયપુરમા આયુર્વેદનો અભ્યાસ. અમદાવાદમાં 'આયુર્વેદ ચિકિત્સાલય'ની સ્થાપના. વૈદ્યસભાને વેગ આપ્યો. ૧૯૩૬ના અ ભા વૈદ્ય સમેલનના પ્રમુખ. ગુજરાતના અગ્રિમ કોટિના વૈદ્ય મૃત્યુ. ૨૩-૯-૧૯૩૭. કૃતિ: પ્લેગ સુદર્શનચક્ર (૧૯૧૮), જ્વરચિકિત્સા, ક્ષયચિકિત્સા, અનુભૂતિચિકિત્સા, આક્ષેપક જ્વર, પંચભૂત, ત્રિદોષ વગેરે

**નારાયણ હેમચંદ્ર** ઈ. સ ૧૮૫૫-૧૯૦૪

દીવ. પ્રવૃત્તિસ્થાન મુંબઈ થોડુ ભણેલા, પણ ખૂબ ફરેલા. ચાર વાર ઇંગ્લૅન્ડ. ૧૮૭૫મા અલ્લાહાબાદ નવીનચંદ્ર રૉય સાથે ગયેલા ત્યાથી હિંદી, બંગાળીના ગ્રંથોના અનુવાદનો આરંભ ગુજ જનતાને બંગાળી સાહિત્યના પહેલા પરિચાયક આજન્મ બ્રહ્મચારી ૨૦૦ જેટલા નાના મોટા પુસ્તકોના લેખક કૃતિ હુ પોતે (૧૯૦૦), આપણા પૂર્વજો, વિક્રમ નાટક, શકુંતલા, વિક્રમોર્વશી, કમલકુમારી, દુર્ગેશનંદિની, મૃણાલિની, વાસવદત્તા, નાટ્યચર્ચા, સો દર્શતત્ત્વ, કાવ્યચર્ચા, સાહિત્યચર્ચા, બ્રાહ્મધર્મ, વિવાહ તત્ત્વ સિંધુ, બૈજક તત્ત્વ, મધુમક્ષિકા તત્ત્વજ્ઞાન, શિક્ષણશાસ્ત્ર, અપરાધતત્ત્વ, સંગીતચર્ચા વગેરે કાવ્યનાટક ધર્મ ઇતિહાસ વગેરે અનેકના લેખક.

**નાલ્હ કવિ (નરપતિ)** ઈ ૧૬મીનો આરંભ

એની રચના 'વિસલદે-રાસો' સં ૧૨૭૨-(ઈ સ ૧૨૧૬)ની છાપ ધરાવે છે, પરંતુ ભાષાનુ-સ્વરૂપ વગેરે જોતા એ ૧૬મી સદીની રચના જણાઈ છે. પંચદંડની કથા (ઈ. સ ૧૫૬૦) વાળો નરપતિ નાલ્હ એક જ હોવાની સંભાવના છે. કૃતિ વિસલદે રાસ

**નિઝામુદ્દીન અમીરુદ્દીન કુરેશી**

કૃતિ ઇસ્લામની ઇબાદતો (૧૯૧૩), અમારા નબી (૧૯૧૪), ઈદના દરબાર (૧૯૧૪), ઈદની એક અનમોલ ભેટ (૧૯૧૪), ઇસ્લામની ખૂબીઓ (૧૯૧૪) વગેરે

**નિઝામુદ્દીન પીરસાહેબ**

કૃતિ હામીદ્રૃત કાવ્ય ભાગ-૧ (ગુજ રૂપા ૧૮૭૯)

**નિત્યલાભ** ઈ. ૧૭મી સદીના ઉત્તરાર્ધ

સુરત વગેરે જૈ શ્વે. કૃતિ: સદેવંત સાવલિંગા રાસ (૧૭૨૬), વિદ્યાસાગર સૂરિ રાસ (મુ. અંતરમા ૧૭૯૨)-આવાં ગુજ. પદ્ય

**નિત્યસૌભાગ્ય** ઈ. ૧૭મી સદીના ઉત્તરાર્ધ

જૈ શ્વે. કૃતિ નંદબત્રીશી (૧૬૭૫, લૌકિક વાર્તા), પંચાખ્યાન ચોપાઈ (કર્મ રેખા ભાવિની-ચરિત્ર-૧૬૭૮)

**નિરંજન કવિ** ઈ ૨૦મી સદી પૂર્વાર્ધ

કચ્છના સારસ્વત બ્રાહ્મણ મુગટલાલ વ્યાસ તખલ્લુસ 'નિરંજન' કચ્છમાથી બહાર જઈ લોકસેવા, ઉચ્ચ કોટિના વિદ્વાન અને કવિ 'મૂઠ માતૃભૂમિ કે નમન' એ કચ્છી રાષ્ટ્રગીત-રચયિતા, હિંદીના પણ કવિ.

**નિરંજન નરહરિ ભગત** ઈ. સ. ૧૯૨૬

જ.. ૧૮-૫-૧૯૨૬ અમદાવાદ વણ્ણવ વણિક પ્રાથ માધ્ય અમદાવાદમા ૧૯૪૪માં મૅટ્રિક બે વર્ષ કૉ નુ અમદાવાદ એલ ડી. આર્ટ્સમા, પછી મુબઈ-એલ્ફિન્સ્ટન કૉ. અને ત્યાથી ૧૯૪૮મા બી એ, ૧૯૫૦મા અમદાવાદમા એમ.એ એલ ડી. કૉલેજમા અધ્યાપક, પછી લૉ કૉલેજ ના આર્ટ્સ વિભાગમા. કાવ્યક્ષેત્રે પ્રગતિને કારણે કુમારચંદ્રક ને રણજિતરામ સુવર્ણચંદ્ર (૧૯૭૦) નર્મદચંદ્રક (૧૯૬૧) નવતર પેઢીના એક અગ્રણી કવિ સારા વિવેચક પણ કૃતિ છંદોલય (કા સ ૧૯૪૯), કિન્નરી (કા. સ. ૧૯૫૦), અલ્પવિરામ (કા. સ ૧૯૫૪), ૩૩ કાવ્યો (૧૯૫૭)

**નિરંજન માલવસિંહ વર્મા** ઈ સ ૧૯૧૭-૧૯૫૧

રાજડા (તા. જામનગર) પછી વાંકાનેર. રાજપૂત છ અંગ્રેજીનો વાંકાનેરમાં અભ્યાસ. ૧૯૩૩મા સત્યાગ્રહમા, ૩ મહિના જેલ ભોગવી ભાવનગર-દક્ષિણામૂર્તિભવનમા અભ્યાસ ૧૯૩૪ થી ૫૦ શ્રી જયમલ પરમાર સાથે અનેક પ્રવૃત્તિઓમા જોડાયા તેજસ્વી કાર્યકર, અવસાન (સં ૨૦૦૭ ચૈ વ અમાસ) ૧૯૫૧ 'ફૂલછાબ' શ્રેણીના એક લેખક જુવાન વયે સદ્ગત થયા કૃતિ કાઠિયાવાડના વડવૈયા (૧૯૪૧), ગગનને ગોખે (વિજ્ઞાન), પરીકથાઓ (૧૯૪૫), દેશદેશની લોકકથાઓ (૧૯૪૫), આચાર્ય પ્ર ફુલ્લચંદ્ર રૉય (૧૯૪૫), કદમ કદમ બઢાયે જા (ન. ૧૯૪૬), સુભાષના સેનાનીઓ (૧૯૪૬), અમથી ડોશીની અવળ વાણી (નિ ૧૯૪૨), આપણે આંગણે ઊડનારા (૧૯૪૭), ઝવેરચંદ મેઘાણી (ચ ૧૯૪૭), આકાશેથી (૧૯૫૦) વગેરે

**નિરાંત** ઈ. સ ૧૭૭૦-૧૮૬૬
દેથાણ (તા વડોદરા), પાટીદાર બાપુ ગાયકવાડનો ગુરુ વૈષ્ણવસંત કૃતિ. પદસંગ્રહ (મુ)

**નિરુ દેસાઈ** ઈ. સ. ૧૯૧૨
જ. ૧૩-૧-૧૯૧૨. અમદાવાદ બ્રહ્મક્ષત્રિય પ્રા સુરત જિલ્લામાં. માધ્ય બારડોલી ધોળકા અમદા, ઇન્ટર આર્ટ્સ-અમદા-ગુ કૉ. સવિનય ભંગમા અભ્યાસ છોડયો રાષ્ટ્રિય લડતમા ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૧, ૧૯૪૨મા પાચ વાર જેલ નિવાસ ૧૯૩૮મા 'પ્રજાબંધુ'-૨ વર્ષ; ૧૯૩૯મા 'નવ સૌરાષ્ટ્ર-૧ વર્ષ, ૧૯-૩૮ થી ૧૯૪૬ 'ગતિ-રેખા '૧૯૪૫થી 'સંદેશ-૨ વર્ષ, 'ગુજરાત સમાચાર', 'લોકનાદ', 'ચિત્રલોક',-'શ્રીરંગ'-'લોકસમાચાર'-ના તંત્રી એલિસબ્રિજ-આરોગ્ય સમિતિના ૪ સામયિકો 'સર્જન, ઘડતર, માનસ, નેપથ્ય'ના તંત્રી કૃતિઓ લેનિન (૧૯૩૫), ધરતી (અનુ, ૧૯૩૭), સ્ટૅલિન(૧૯૫૨ ૫૩), નવલકથાઓ: રાત પડતી હતી (૧૯૩૯), ધૂવડ બોલ્યુ (૧૯૪૬), વાર્તાસંગ્રહ પ્રથમ અષાઢ (૧૯૪૦), ચરણરજ (૧૯૩૭), સિદ્ધાર્થ (અને અનુ ૧૯૫૪), નાટયસંગ્રહો ત્રણ-(અ અનુ) ૧૯૫૧મા ગુજરાત સાહિત્ય સભાવતી 'ડાંગ પ્રદેશનો સર્વેક્ષણ અહેવાલ' તૈયાર કર્યો હતો.

**નિર્મળદાસ** ઈ સ ૧૭૯૯-૧૮૭૯
સુરતના બાલાજીના પુત્ર વિરક્ત સંત રચના બારહમાસ વર્ણન (હિ.)

**નિષ્કુલાનંદ** ઈ. સ. ૧૭૬૬-૧૮૪૮
સુખપુર (કચ્છ). પછી ગઢડા. મૂળ વિશ્વકર્મા બ્રાહ્મણ મૂળ નામ લાલજી. સહજાનંદ સ્વામીના શિષ્ય થતા 'નિષ્કુલાનંદ' ભક્તકવિ. કૃતિ: ધીરજાખ્યાન (મુ ૧૮૪૩), પુરુષોત્તમપ્રકાશ (મુ), ચમત્કાર (મુ), સ્નેહના ૧૨ મહિના (મુ), પદસંગ્રહ (મુ)

**નીલકંઠ જીવતરામ**
ઈડર. દલપતશૈલીના કવિ. દલપતરામના મિત્ર સુધારાવાદી. કૃતિ: નીલકંઠ કવિતા (૧૮-૭૮), કાવ્યકમલકાર (૧૮૯૭)-પાછલા જીવનમાં સુધારાના વિરોધી

**નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર**
ઈ સ ૧૮૮૮-૧૯૨૫
જ. ૨૫-૨-૧૮૮૮. જૂનાગઢ. દસાસોરઠિયા વૈ વણિક ૧૯૦૩માં મૅટ્રિક. જૂનાગઢ ૧ વર્ષ કરી મુબઈ, ઝેવિયર્સ કૉ માથી ૧૯૦૮ માં બી એ. ૧૯૧૮મા એલએલ બી ૧૯૧૧-૧૩ ઇગ્લૅન્ડ રહી બૅરિસ્ટર. મુબઈ-સિડનહામ કૉ મા અધ્યાપક થોડો સમય વકીલાત હોમરૂલની ચળવળમા મહત્ત્વનો ભાગ ભજવ્યો. ગુજ. રંગભૂમિના ઉત્કર્ષક. ઉચ્ચ કોટિના નાટયલેખક. સમાજશાસ્ત્ર-અર્થશાસ્ત્ર, રાજકારણના ગણ્યકોટિના જ્ઞાતા. મૃત્યુ: ૨૮-૫-૧૯૨૫ કૃતિ: સિદ્ધાર્થ બુદ્ધ (ના ૧૯૧૭), આત્મનિવેદન (લે સ ૧૯૨૪), નિપુણચંદ્ર (ન. ૧૯૨૮), એમનાં 'સ્નેહસરિતા' 'મધુબંસરી' 'મેઘમાલિની' અને 'અબ્જોના બંધન' નાટકો અપ્રસિદ્ધ છે-બધા ભજવાયેલા

**નૃસિંહપ્રસાદ (નાનાભાઈ) કાલિદાસ ભટ્ટ** ઈ. સ. ૧૮૮૨-૧૯૬૧
જ ૧૧-૧૧-૧૮૮૨ ભાવનગર પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ ૧૮૯૯મા મૅટ્રિક, ૧૯૦૩માં બી એ, ૧૯૦૭મા એમ એ ૧૯૦૮માં ભાવનગર-શામળદાસ કૉ મા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક ૧૯૧૦મા 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'ની સ્થાપના કરી એના ઉત્કર્ષમાં જીવન સ્વરાજ્યપ્રાપ્તિ પછી સૌરાષ્ટ્ર રાજ્યના થોડો સમય શિક્ષણ મંત્રી. બાલવાચન અને બાલશિક્ષણ માટે સંખ્યાબંધ પુસ્તિકા લખી, સંખ્યાબંધ પાઠયપુસ્તકો લખ્યાં. ઉચ્ચ કોટિના કેળવણીકાર, રાષ્ટ્રભાવનાથી રંગાયેલા મૃત્યુ: ૩૧-૧૨-૧૯૬૧. કૃતિ: હઝરત મહમ્મદ પયગંબર (૧૯૨૦), છાત્રાલય કમિશનનો અહેવાલ (૧૯૨૭), હિંદુધર્મની આખ્યાયિકાઓ (૧૯૨૮), ભાગવતકથાઓ (૧૯૪૫), કેળવણીની પગદંડી (ચિ ૧૯૪૬), રુસ્થાનુ ચારિત્ર (૧૯૫૯), ગૃહપતિને (કે. નિ), ભારતીય સંસ્કૃતિ શું છે (ત. જ્ઞા ૧૯૬૧), પથારીમાં પડયા પડયાં (નિ. ૧૯૬૧) વગેરે

**નૃસિંહાચાર્યજી દુર્લભરામ**
ઈ સ ૧૮૫૩-૧૮૯૭
જ.. ૨૯-૧૧-૧૮૫૪ કડોદ (જિ. સુરત) વિસનગરા નાગર બ્રા. આરંભનુ જીવન પિતા સાથે સુરતમાં. નાનીવયે જ 'પ્રાર્થના સમાજ'-ના ઉપદેશક ને 'આચાર્ય' સંજ્ઞા પામ્યા ૧૮-૭૪-૭૫માં વડોદરાના જાહેર ખાંવકામ ખાતામાં. એજન્સીની નોકરી અહીંથી સ્વતંત્ર કાવ્યરચનાઓ. પછીથી નિવૃત્તિ લઈ વડોદરા-ભૂતડીને ઝાપે આશ્રમની સ્થાપના શ્રેયઃસંધ ક અધિકારી વર્ગના પુરસ્કારક ધર્માચાર્ય. 'મહાકાલ' માસિકમાં અનેક લેખો છપાયા છે. અવસાન: ૩-૮-૧૮૯૭ કૃતિ. ભામિનીભૂષણ-ભાગ ૧-૫, ત્રિભુવન વિજયી ખડ્ગ-ભાગ ૧-૨. સિદ્ધાંતસિંધુ ભાગ-૧-૨, સતી સુવર્ણા, નૃસિંહવાણીવિલાસ—પુ ૧-૩, સુરેશચરિત્ર-સદ્બોધ, પારિજાતક, પચ વર્ષ વૃત્તાંત, સુબાર્થ સદુપદેશ વગેરે

**નેમવિજય (૧)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે. સાધુ. કૃતિ અમરદત્ત મિત્રાનંદ ચોપાઈ (૧૬૩૮)—મધ્ય. ગુજ. પદ્ય

**નેમવિજય (૨)**
ઈ. ૧૭-૧૮મી સદીનો સંધિભાગ
દીવ વેરાવળ વગેરે. જૈ શ્વે સાધુ કૃતિ: શીલવતીરાસ-(શીલરક્ષાપ્રકાશરાસ), નેમિબારમાસ (મુ, ૧૬૯૮) વછરાજ ચરિત્રરાસ (વેરાવળમાં. ૧૭૦૧), ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રી નૃપરાસ કામઘટ રાસ (૧૭૧૧), તેજસાર રાસ (૧૭૩૦)-અર્વા ગુજ. પદ્ય

**નેમવિજય (૩)**
ઈ ૧૮મી સદીનો મધ્ય ભાગ
ખિજાપુર વગેરે. જૈ શ્વે. સાધુ. રચના: ધર્મપરીક્ષાનો રાસ (મુ, ૧૭૬૫), શ્રીપાલનો રાસ (ગેરિતામાં. ૧૭૬૮) વગેરે-અર્વા. ગુજ. પદ્ય

**નેમિકુંજર** ઈ. ૧૬મી સદીનો આરંભ
જૈ. શ્વે. સાધુ રચના: ગજસિંહરાયચરિત્ર રાસ (૧૫૦૦)-મધ્ય. ગુજ. પદ્ય

**નેમિચંદ્ર** ઈ. ૧૨મી સદી
જૈન શ્વે સાધુ રચના: અનંતનાથ ચરિત્ર (પ્રા. ૧૧૬૦)

**નેમિચંદ્ર ભંડારી**
ઈ સ. ૧૧૮૯ આસરે
જૈ શ્વે શ્રાવક. રચના. જિનવલ્લભસૂરિ ગુરુવર્ણન-૩ અપ. રચના (મુ.), ષષ્ટિશતક (પ્રા.)

**નેમિચંદ્રસૂરિ** ઈ. ૧૧મી સદી
વડગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય. રચના: ઉત્તરાધ્યયન-સુખબોધા વૃત્તિ (સં.), રત્નચૂડ કથા (પ્રા), આખ્યાનમણિકોશ (સં), મહાવીરચરિત્ર (પાટણમાં પ્રા., ૧૦૮૩ કે ૧૦૮૫)

**નેમિદાસ શ્રાવક**
ઈ. ૧૮મી સદીનો આરંભ
જૈ. શ્વે શ્રાવક. રચના: અધ્યાત્મસારમાળા-છપ્પા (૧૭૦૯), ધ્યાનમાલા (૧૭૧૦) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**ન્યાયવિજયજી મુનિરાજ**
ઈ સ ૧૮૮૯-?
ઑક્ટો નવે ૧૮૮૯ માંડલ (જિ. અમદાવાદ) વીસા શ્રીમાળી જૈ. વણિક ૧૯૦૫માં કાશી ગયા યશોવિજય પાઠશાળામાં અધ્ય-

ચન. ૧૯૦૭માં વિજય ધર્મસૂરિ સાથે કલકત્તા ગયા. એમની પાસે જ. દીક્ષા. 'ન્ય યતીર્થ' થયા. ક્રાંતિકારી વિચારના આ જૈન મુનિએ 'અયોગ્ય દીક્ષા' સામે મબળ માથું ઊંચક્યું હતું. સ. હિં. ગુજ. ભાષાના ઉત્તમ કોટિના જૈન લેખક. સ. મૌલિક ગ્રંથો–કાવ્યો–ગદ્યપદ્ય અને હિંદીમાં પણ. રચના: જૈનદર્શન (૧૯-૧૮), વીરધર્મનો ઢંઢેરો (૧૯૨૭), ધર્મનો પુનરુદ્ધાર (૧૯૨૮), આપણી ઉન્નતિનો માર્ગ (૧૯-૨૯), આત્મભાવ દિગ્દર્શન (૧૯૨૯), માનવધર્મ (૧૯૨૯), વિચાર-સંસ્કૃતિ (૧૯૨૯), સ્ત્રીજીવનની ઉન્નતિ (૧૯૩૧) વગેરે

**ન્યાયસાગર** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જન્મ: ભિન્નમાળ. દેહાંત. અમદાવાદ. જૈ. શ્વે. સાધુ. રચના: મહાવીર રાગમાળા (રાંદેરમાં. ૧૭૨૭) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**ન્યાયસુંદર ઉપાધ્યાય**
ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના: વિદ્યાવિલાસ નરેંદ્ર ચઉપઈ (૧૪૯૦)–મધ્ય. ગુજ. પદ્ય

**પઉમ=પદ્મ** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. રચના: નેમિનાથ ફાગુ, સાલિભદ્ર કક્ક, દુહામાતૃકા—ત્રણે મુદ્રિત અને ઉ. અપ.ની રચનાઓ

**પદ્મકીર્તિ** ઈ. ૧૧મી સદી
જૈ. શ્વે. સાધુ. રચના. પાર્શ્વપુરાણ (અપ. પદ્યકૃતિ)

**પદ્મકુમાર** ઈ. ૧૬મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. રચના: મૃગધ્વજ ચોપઈ (૧૬૦૫ પહેલાં)–મધ્ય. ગુજ પદ્ય

**પદ્મચંદ્ર** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સેરિસા. જૈ. શ્વે. સાધુ. રચના જંબુસ્વામી રાસ (૧૬૫૭)–અર્વા. ગુજ. પદ્ય

**પદ્મનાભ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ
જાલોર (મારવાડ), વિસનગરો નાગર બ્રાહ્મણ રચના: કાન્હડદેપ્રબંધ (૧૪૫૬, ઐતિહાસિક વીરરસનું કાવ્ય. મુ)–મધ્ય. ગુજ. કવિતા

**પદ્મરાજ** ઈ. ૧૬–૧૭મી સદીનો સંધિભાગ
જેસલમેર–મુલતાન વગેરે. ફલોદી. બૃહત્ ખરતરગચ્છના જિનહંસસૂરિના શિષ્ય પુણ્યસાગરના શિષ્ય રચના: રુચિતદંડકસ્તુતિવૃત્તિ (સ., ૧૫૭૮ કે ૧૫૮૮), સનતકુમાર ચોપાઈ (૧૫૯૪), અભયકુમાર ચઉપઈ (૧૫૯૪), ક્ષુલ્લકકુમાર રાજર્ષિચરિત (મુલતાનમાં ૧૬-૧૧)–મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મપ્રભસૂરિ** ઈ. ૧૩મી સદી
વાદિદેવસૂરિના શિષ્ય. રચના: ભુવન દીપક કિંવા ગ્રહભાવપ્રકાશ (સ., જ્યો), મુનિસુવ્રતચરિત્ર (સ., ૧૨૩૮)

**પદ્મવિજય (૧)** ૧૬મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. રચના. તીર્થમાલા (૧૫૯૯ પહેલાં) –મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મવિજય (૨)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ રચના' શીલપ્રકાશકરાસ (૧૬૫૮)–મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મવિજય (૩)** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
જન્મ: અમદાવાદ. જૈ. શ્વે. સાધુ. રચના: નેમિનાથરાસ (મુ રાધનપુરમાં ૧૭૯૩), ઉત્તમ વિજય નિર્વાણરાસ (મુ., ઐતિ. ૧૭૭૨), સમરાદિત્ય કેવલીનો રાસ (મુ., વિસનગરમાં ૧૭૮૪), મદન ધનદેવ રાસ (રાજનગરમાં ૧૮-૦૦), જયાનંદ કેવળીનો રાસ (લીંબડીમાં ૧૮-૦૨. મુ) વગેરે, ઉપરાંત ગદ્યમાં પાંચ બાલાવબોધો; જયાનંદચરિત્ર (સ. ગદ્ય)

**પદ્મશ્રી** ઈ. ૧૫મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. સાધ્વી. રચના: ચારુદત્તચરિત્ર (૧૪૮૪ આસપાસ)–મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મસાગર (૧)** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
આ હીરવિજયના શિષ્ય ધર્મસાગર ઉપાધ્યાયના ગુરુભાઈ વિમલસાગરના શિષ્ય સંસ્કૃત રચના. નયપ્રકાશાષ્ટક–સ્વોપજ્ઞ વૃત્તિ સાથે (૧૫૭૭), શીલપ્રકાશ સ્થૂલિભદ્રચરિત્ર (૧૫૭૮), જગદ્ગુરુ કાવ્ય (વેરાવળ-માંગરોળમાં. ૧૫૯૦), ઉત્તર ધ્યયન કથાસંગ્રહ (પિપાડ ગામમાં. ૧૬૦૧) યુક્તિપ્રકાશ-સટીક, પ્રમાણપ્રકાશસટીક, તિલકમંજરી-વૃત્તિ વગેરે

**પદ્મસાગર (૨)** ઈ. ૧૬મી સદીનો આરંભ
જૈ. શ્વે. સાધુ. રચના. કયવન્ના ચોપઈ (૧૫૦૬), લીલાવતી સુમતિ વિલાસ (૧૫૦૭) –મધ્ય ગુજ. પદ્ય

**પદ્મસાગર (૩)** ઈ. ૧૭મી સદીનો મધ્ય
આંચલિક ઉદયસાગરના શિષ્ય રચના' જીવાભિગમ સૂત્ર ટીકા (સ, ૧૫૪૪)

**પદ્મસુંદર (૧)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ચાડા (તારંગા પાસે). જૈ. શ્વે. સાધુ. રચના. શ્રીસાર ચોપાઈ (૧૫૮૪), શ્રીપાલ ચોપઈરાસ (૧૫૮૫), રત્નમાલા રાસ (૧૫૮૫), કથાચૂડ ચોપઈરાસ (૧૫૮૫), ઈશાનચંદ્રવિજય ચોપાઈ (૧૫૮૫), કનકરથ રાસ–મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મસુંદર (૨)** ઈ. ૧૭મી સદી
જૈ. શ્વે. સાધુ. રચના. ભગવતીસૂત્રબાલાવબોધ—મધ્ય. ગુજ. નમૂનેદાર ગદ્ય

**પદ્મસૂરિ** ઈ. ૧૧મી સદી
જૈન આગાગે. રચના' પાર્શ્વપુરાણ (અપ)

**પદ્માનંદ** ઈ. ૧૨મી સદી
નાગોર-મારવાડ ખરતર ગચ્છના જિનવલ્લભસૂરિના ઉપદિષ્ટ ધનદેવ શ્રાવકનો પુત્ર. રચના' વૈરાગ્યશતક (સ.)

**પદ્માવતી દેસાઈ**
અમદાવાદનાં બ્રહ્મક્ષત્રિય વિદુષી. રચના. ઉત્તરરામચરિત (ના. અનુ. ૧૯૫૦)

**પુરુષોત્તમ નાનાલાલ ભટ્ટ, 'પનુભાઈ'**
ઈ સ ૧૯૨૫
જ. ૨૫-૭-૧૯૨૫. પીજ. મોઢ બ્રાહ્મણ. પ્રાથ પીજમાં, માધ્ય. ખંભાત અને ધર્મજ. બે વર્ષ અમદા. એચ.એલ. કૉમર્સ કૉલેજમાં વાણિજ્ય પછી બનારસ હિંદુ યુનિ.માં ઈન્ટર, બી એ., એમ એ., પીએચ.ડી. અમદાવાદમાં ચિત્રકળાનો શ્રી. રવિશંકર રાવળ અને પછી મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં આલિયાબાડા-રાજકોટ વગેરેમાં અધ્યાપક અનેક લલિતકળા સંસ્થાઓમાં સભ્ય. અત્યારે અમદાવાદની સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં અધ્યાપક રચના. જગતનો ઇતિહાસ (બીજા લેખકો સાથે), જગતના ધર્મોની વિકાસરેખા (શ્રી. ચીનુભાઈ નાયક સાથે), કલાપરિચય, ગુજરાતના ઇતિહાસની સંદર્ભસૂચિ, વગેરે. ઉપરાંત સંશોધનક્ષેત્રે અનેક લેખો

**પનુભાઈ જસવંતભાઈ દેસાઈ**
કાવ્યમાં નવલકથાનો પ્રયોગ કરનાર કવિ. રચના. મુકુલવીણા (પદ્યકથા, ૧૯૦૭), જ્ઞાનભક્તિ અથવા વિષ્ણુપદશતક (૧૯૧૨), પનુકાવ્ય (૧૯૩૨)

**પન્નાલાલ નાનાલાલ પટેલ**
ઈ. સ ૧૯૧૨
જ. ૭-૫-૧૯૧૨. માંડલી (જિ. ડુંગરપુર –અત્યારે રાજસ્થાનમાં) આંજણા 'પટેલ. ઈડરની એ.વી. સ્કૂલમાં અં.ચાર (આજના માધ્ય. આઠ) ધોરણ. શ્રી ઉમાશંકર જોશી બચપણના સાથીદાર. એમને લીધે સાહિત્યનો રંગ લાગ્યો. મુંબઈમાં વિવિધ પ્રકારની નોકરીઓ કરતાં કલમ કસી આજે ગ્રામસમાજના નિરૂપક ગણ્યકોટિના નવલકથાકાર અને નવલિકાકાર. અત્યારે અમદાવાદમાં સ્થિર જીવન માટે. સાહિત્યસેવા ઉપર જીવનનિર્વાહ રણજિતરામ સુવર્ણચંદ્રકના વિજેતા (૧૯૫૦) રચના સુખદુ ખનાં સાથી (વા સં, ૧૯૪૦), ભીરુ સાથી-ભાગ ૧-૨ (ન. ૧૯૪૨-૪૩),

**નિરાંત** ઈ. સ ૧૭૭૦-૧૮૪૬
દેથાણ (તા. વડોદરા), પાટીદાર. બાપુ ગાયકવાડનો ગુરુ. વૈષ્ણવસંત કૃતિ પદસંગ્રહ (મુ)

**નિરુ દેસાઈ** ઈ. સ ૧૯૧૨
જ. ૧૩-૧-૧૯૧૨. અમદાવાદ. બ્રહ્મક્ષત્રિય પ્રા સુરત જિલ્લામાં. માધ્ય બારડોલી ધોળકા-અમદા., ઇન્ટર આર્ટ્સ-અમદા-ગુ કૉ સવિનય ભગમા અભ્યાસ છોડયો. રાષ્ટ્રિય લડતમા ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૧, ૧૯૪૨મા પાચ વાર જેલ નિવાસ. ૧૯૩૪મા 'પ્રજાબંધુ'-૨ વર્ષ, ૧૯૩૯મા 'નવ સૌરાષ્ટ્ર-૧ વર્ષ, ૧૯૩૮ થી ૧૯૪૬ 'ગતિ-રેખા '૧૯૪૫થી 'સંદેશ-૨ વર્ષ, 'ગુજરાત સમાચાર', 'લોકનાદ', 'ચિત્ર લોક',-'શ્રીરંગ'-'લોકસમાચાર'-ના તંત્રી. એલિસબ્રિજ-આરોગ્ય સમિતિના ૪ સામયિકો 'સર્જન, ઘડતર, માનસ, નેપથ્ય'ના તંત્રી કૃતિઓ લેનિન (૧૯૩૫), ધરતી (અનુ, ૧૯૩૭), સ્ટૅલિન(૧૯૫૨ ૫૩),નવલકથાઓ' રાત પડતી હતી (૧૯૩૯), ઘૂવડ બોલ્યુ (૧૮૪૬), વાર્તાસંગ્રહ. પ્રથમ આષાઢ (૧૯૪૦), ચરણરજ (૧૯૩૭), સિદ્ધાર્થ (અ નો અનુ ૧૯૫૪), નાટયસંગ્રહો ત્રણ-(અ અનુ) ૧૯૫૧મા ગુજરાત સાહિત્ય સભાવતી 'ડાંગ પ્રદેશનો સર્વેક્ષણ અહેવાલ' તૈયાર કર્યો હતો

**નિર્મળદાસ** ઈ. સ ૧૭૯૬-૧૮૭૯
સુરતના બાલાજીના પુત્ર વિરક્ત સંત રચના બારહમાસ વર્ણન (હિ)

**નિષ્કુલાનંદ** ઈ સ. ૧૭૬૬-૧૮૪૮
સુખપુર (કચ્છ). પછી ગઢડા મૂળ વિશ્વકર્મા બ્રાહ્મણ મૂળ નામ લાલજી સહજાનંદ સ્વામીના શિષ્ય થતા 'નિષ્કુલાનંદ' ભક્તકવિ કૃતિ: ધીરજાખ્યાન (મુ. ૧૮૪૩), પુરુષોત્તમપ્રકાશ (મુ), ચમર્હદ (મુ), સ્નેહના ૧૨ મહિના (મુ.), પદસંગ્રહ (મુ)

**નીલકંઠ જીવતરામ**
ઈડર દલપતશૈલીના કવિ દલપતરામના મિત્ર સુધારાવાદી કૃતિ: નીલકંઠકવિતા (૧૮૭૮), કાવ્યકમલકાર (૧૮૯૭)-પાછલા જીવનમા સુધારાના વિરોધી

**નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર** ઈ સ ૧૮૮૮-૧૯૨૫
જ.. ૨૫-૨-૧૮૮૮. જૂનાગઢ. દસાસોરઠિયા વૈ વણિક ૧૯૦૩મા મૅટ્રિક. જૂનાગઢ ૧ વર્ષ કરી મુબઈ, ઝેવિયર્સ કૉ માથી ૧૯૦૮ માં બી એ ૧૯૧૮માં એલએલ બી ૧૯૧૧-૧૩ ઇગ્લૅન્ડ રહી બૅરિસ્ટર મુંબઈ-સિડનહામ કૉ મા અધ્યાપક થોડો સમય વકીલાત હોમરૂલની ચળવળમા મહત્ત્વનો ભાગ ભજવ્યો ગુજ. રંગભૂમિના ઉત્કર્ષક. ઉચ્ચ કોટિના નાટયલેખક. સમાજશાસ્ત્ર-અર્થશાસ્ત્ર, રાજકારણના ગણ્યકોટિના જ્ઞાતા. મૃત્યુ. ૨૮-૫-૧૯૨૫ કૃતિ સિદ્ધાર્થ બુદ્ધ (ના. ૧૯૧૭), આત્મનિવેદન (લે સ. ૧૯૨૪), નિપુણચંદ્ર (ન ૧૯૨૪), એમના 'સ્નેહસરિતા' 'મધુબંસરી' 'મેઘમાલિની' અને 'અબ્જોનાં બંધન' નાટકો અપ્રસિદ્ધ છે-બધા ભજવાયેલા.

**નૃસિંહપ્રસાદ (નાનાભાઈ) કાલિદાસ ભટ્ટ** ઈ સ ૧૮૮૨-૧૯૬૧
જ ૧૧-૧૧-૧૮૮૨ ભાવનગર પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ ૧૮૯૯મા મૅટ્રિક, ૧૯૦૩માં બી એ, ૧૯૦૭મા એમ એ ૧૯૦૮મા ભાવનગર-શામળદાસ કૉ મા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક ૧૯૧૦માં 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'ની સ્થાપના કરી એના ઉત્કર્ષમાં જીવન સ્વરાજ્યપ્રાપ્તિ પછી સૌરાષ્ટ્ર રાજ્યના થોડો સમય શિક્ષણ મંત્રી. બાલવાચન અને બાલશિક્ષણ માટે સખ્યાબધ પુસ્તિકા લખી, સખ્યાબધ પાઠયપુસ્તકો લખ્યાં ઉચ્ચ કોટિના કેળવણીકાર, રાષ્ટ્રભાવનાથી રંગાયેલા. મૃત્યુ ૩૧-૧૨-૧૯૬૧ કૃતિ' હઝરત મહમ્મદ પયગબર (૧૯૨૦), છાત્રાલય કમિશનનો અહેવાલ (૧૯૨૭), હિંદુધર્મની આખ્યાયિકાઓ (૧૯૨૮), ભાગવતકથાઓ (૧૯૪૫), કેળવણીની પગદંડી (ચિ ૧૯૪૬), સસ્થાનુ ચારિત્ર (૧૯૫૯), ગૃહપતિને (કે નિ), ભારતીય સંસ્કૃતિ શુ છે (ત જ્ઞા ૧૯૬૧), પથારીમા પડયાં પડયા (નિ. ૧૯૬૧) વગેરે

**નૃસિંહાચાર્યજી દુર્લભરામ** ઈ સ ૧૮૫૩-૧૮૯૭
જ. ૨૯-૧૧-૧૮૫૪. કડોદ (જિ સુરત) વિસનગરા નાગર બ્રા. આરભનુ જીવન પિતા સાથે સુરતમા. નાનીવયે જ 'પ્રાર્થના સમાજ'-ના ઉપદેશક ને 'આચાર્ય' સંજ્ઞા પામ્યા ૧૮૭૪-૭૫મા વડોદરાના જાહેર બાંધકામ ખાતામા એજન્સીની નોકરી અહીંથી સ્વતંત્ર કાવ્યરચનાઓ પછીથી નિવૃત્તિ લઈ વડોદરા-ભૂતડીને ઝાંપે આશ્રમની સ્થાપના શ્રેય-સાધક અધિકારી વર્ગના પુરસ્કારક ધર્માચાર્ય 'મહાકાલ' માસિકમાં અનેક લેખો છપાયા છે અવસાન' ૩-૮-૧૮૯૭. કૃતિ' ભામિનીભૂષણ-ભાગ ૧-૫, ત્રિભુવન વિજયી ખડ્ગ-ભાગ ૧-૨. સિદ્ધાંતસિંધુ ભાગ-૧-૨, સતી સુવર્ણા, નૃસિંહવાણીવિલાસ—પુ ૧-૩, સુરેશચરિત્ર-સદ્બોધ, પારિજાતક, પચ વરદ વૃત્તાત, સુબાર્થ સદુપદેશ વગેરે

**નેમવિજય (૧)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. સાધુ કૃતિ' અમરદત્ત મિત્રાનંદ ચોપાઈ (૧૬૩૮)—મધ્ય ગુજ પદ્ય

**નેમવિજય (૨)** ઈ. ૧૭-૧૮મી સદીનો સંધિભાગ
દીવ વેરાવળ વગેરે. જૈ શ્વે સાધુ કૃતિ' શીલવતીરાસ-(શીલરક્ષાપ્રકાશરાસ), નેમિબારમાસ (મુ, ૧૬૯૮) વછરાજ ચરિત્રરાસ (વેરાવળમાં. ૧૭૦૧), ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ મંત્રી નૃપરાસ કામઘટ રાસ (૧૭૧૧), તેજસાર રાસ (૧૭૩૦)-અર્વા ગુજ. પદ્ય

**નેમવિજય (૩)** ઈ ૧૮મી સદીનો મધ્ય ભાગ
બિજાપુર વગેરે જૈ. શ્વે. સાધુ. રચના: ધર્મપરીક્ષાનો રાસ (મુ, ૧૭૬૫), શ્રીપાલનો રાસ (ગેરિતામાં ૧૭૯૮) વગેરે-અર્વા ગુજ. પદ્ય

**નેમિકુંજર** ઈ. ૧૬મી સદીનો આરંભ
જૈ. શ્વે સાધુ રચના: ગજસિંહરાયચરિત્ર રાસ (૧૫૦૦)-મધ્ય ગુજ. પદ્ય

**નેમિચંદ્ર** ઈ ૧૨મી સદી
જૈન શ્વે સાધુ રચના: અનતનાથ ચરિત્ર (પ્રા. ૧૧૬૦)

**નેમિચંદ્ર ભંડારી** ઈ સ ૧૧૮૯ આશરે
જૈ શ્વે શ્રાવક રચના. જિનવલ્લભસૂરિ ગુરુવર્ણન-૭. અપ રચના (મુ), ષષ્ટિશતક (પ્રા)

**નેમિચંદ્રસૂરિ** ઈ ૧૧મી સદી
વડગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય રચના ઉત્તરાધ્યયન સુખબોધા વૃત્તિ (સં), રત્નચૂડ કથા (પ્રા.), આખ્યાનમણિકોશ (સં), મહાવીરચરિત્ર (પાટણમાં પ્રા., ૧૦૮૩ કે ૧૦૮૫)

**નેમિદાસ શ્રાવક** ઈ. ૧૮મી સદીનો આરંભ
જૈ. શ્વે. શ્રાવક. રચના: અધ્યાત્મસારમાળા-છપ્પા (૧૭૦૯), ધ્યાનમાલા (૧૭૧૦) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**ન્યાયવિજયજી મુનિરાજ** ઈ સ ૧૮૮૯-?
ઑકટો નવે ૧૮૮૯ માંડલ (જિ અમદાવાદ) વીસા શ્રીમાળી જૈ વણિક. ૧૯૦૫માં કાશી ગયા યશોવિજય પાઠશાળામા અધ્ય-

સન ૧૯૦૭માં વિજય ધર્મસૂરિ સાથે કલકત્તા ગયા. એમની પાસે જ. દીક્ષા. 'ન્યાયતીર્થ' થયા. ક્રાંતિકારી વિચારના આ જૈન મુનિએ 'અયોગ્ય દીક્ષા' સામે પ્રબળ માથું ઊંચક્યું હતું. સ. હિં. ગુજ. ભાષાના ઉત્તમ કોટિના જૈન લેખક. સ. મૌલિક ગ્રંથો–કાવ્યો–ગદ્યપદ્ય અને હિંદીમાં પણ. રચના: જૈનદર્શન (૧૯૧૮), વીરધર્મના ઢંઢેરો (૧૯૨૭), ધર્મનો પુનરુદ્ધાર (૧૯૨૮), આપણી ઉન્નતિનો માર્ગ (૧૯૨૯), આત્મભાવ દિગ્દર્શન (૧૯૨૯), માનવધર્મ (૧૯૨૯), વિચાર-સરસ્વતિ (૧૯૨૯), સ્ત્રીજીવનની ઉન્નતિ (૧૯૩૧) વગેરે

**ન્યાયસાગર** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જન્મ: ભિન્નમાળ. દેહાંત: અમદાવાદ. જૈ. શ્વે. સાધુ. રચના: મહાવીર રાગમાળા (રાંદેરમાં. ૧૭૨૭) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**ન્યાયસુંદર ઉપાધ્યાય**
ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના: વિદ્યાવિલાસ નરેન્દ્ર ચઉપઈ (૧૪૯૦)-મધ્ય ગુજ. પદ્ય

**પઉમ=પદ્મ** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. રચના: નેમિનાથ ફાગુ, સાલિભદ્ર કક્ક, દુહામાતૃકા—ત્રણે મુદ્રિત અને ઉ. અપ.ની રચનાઓ

**પદ્મકીર્તિ** ઈ. ૧૧મી સદી
જૈ. શ્વે સાધુ. રચના પાર્શ્વપુરાણ (અપ. પદ્યકૃતિ)

**પદ્મકુમાર** ઈ. ૧૬મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. રચના: મૃગધ્વજ ચોપઈ (૧૬૦૫ પહેલા)-મધ્ય. ગુજ પદ્ય

**પદ્મચંદ્ર** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સેરિસા. જૈ. શ્વે. સાધુ. રચના: જંબુસ્વામી રાસ (૧૬૫૭)-અર્વા. ગુજ. પદ્ય

**પદ્મનાભ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ
જાલોર (મારવાડ), વિસનગરો નાગર બ્રાહ્મણ રચના: કાન્હડદેપ્રબંધ (૧૪૫૬, ઐતિહાસિક વીરરસનું કાવ્ય મુ.)-મધ્ય. ગુજ. કવિતા

**પદ્મરાજ** ઈ. ૧૬-૧૭મી સદીનો સંધિભાગ
જેસલમેર–મુલતાન વગેરે કર્મભૂમિ. બૃહત્ ખરતરગચ્છના જિનહંસસૂરિના શિષ્ય પુણ્યસાગરના શિષ્ય. રચના: રુચિતદંડકસ્તુતિવૃત્તિ (સ., ૧૫૭૮ કે ૧૫૮૮), સનતકુમાર ચોપાઈ (૧૫૯૪), અભયકુમાર ચઉપઈ (૧૫૯૪), ક્ષુલ્લકકુમાર રાજર્ષિચરિત (મુલતાનમાં ૧૬૧૧)-મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મપ્રભસૂરિ** ઈ. ૧૩મી સદી
વાદિદેવસૂરિના શિષ્ય. રચના: ભુવન દીપક કિંવા ગ્રહભાવપ્રકાશ (સ, જ્યો.), મુનિસુવ્રતચરિત્ર (સ, ૧૨૩૮)

**પદ્મવિજય (૧)** ૧૬મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. રચના. તીર્થમાલા (૧૫૯૯ પહેલાં) –મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મવિજય (૨)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના: શીલપ્રકાશરાસ (૧૬૫૮)-મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મવિજય (૩)** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
જન્મ: અમદાવાદ જૈ. શ્વે. સાધુ રચના નેમિનાથરાસ (મુ રાધનપુરમાં ૧૭૯૩), ઉત્તમ વિજય નિર્વાણરાસ (મુ., ઐતિ. ૧૭૭૨), સમરાદિત્ય કેવલીનો રાસ (મુ, વિસનગરમાં ૧૭૮૪), મદન ધનદેવ રાસ (રાજનગરમાં ૧૮૦૦), જયાનંદ કેવળીનો રાસ (લીંબડીમાં ૧૮૦૨. મુ) વગેરે, ઉપરાંત ગદ્યમાં પાંચ બાલાવબોધો; જયાનંદચરિત્ર (સ ગદ્ય)

**પદ્મશ્રી** ઈ. ૧૫મી સદીનો અંતભાગ
જૈ. શ્વે. સાધ્વી. રચના. ચારુદત્તચરિત્ર (૧૪૮૪ આસપાસ)-મધ્ય ગુજ. પદ્ય

**પદ્મસાગર (૧)** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
આ હીરવિજયના શિષ્ય ધર્મસાગર ઉપાધ્યાયના ગુરુભાઈ વિમલસાગરના શિષ્ય સંસ્કૃત રચના: નયપ્રકાશાષ્ટક–સ્વોપજ્ઞ વૃત્તિ સાથે (૧૫૭૭), શીલપ્રકાશ સ્થૂલિભદ્રચરિત્ર (૧૫૭૮), જગદ્‌ગુરુ કાવ્ય (વેરાવળ-માગરોળમાં. ૧૫૯૦), ઉત્તર ધ્યયન કથાસંગ્રહ (પિપાડગામમાં ૧૬૦૧) યુક્તિપ્રકાશ-સટીક, પ્રમાણપ્રકાશસટીક, તિલકમંજરી-વૃત્તિ વગેરે

**પદ્મસાગર (૨)** ઈ. ૧૬મી સદીનો આરંભ
જૈ. શ્વે. સાધુ. રચના: કયવન્ના ચોપઈ (૧૫૦૬), લીલાવતી સુમતિ વિલાસ (૧૫૦૭) –મધ્ય. ગુજ. પદ્ય

**પદ્મસાગર (૩)** ઈ. ૧૭મી સદીનો મધ્ય
આચલિક ઉદયસાગરના શિષ્ય રચના: જીવાભિગમ સૂત્ર ટીકા (સ, ૧૫૪૪)

**પદ્મસુંદર (૧)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ચાડા (તારંગા પાસે). જૈ. શ્વે સાધુ. રચના. શ્રીસાર ચોપાઈ (૧૫૮૪), શ્રીપાલ ચોપઈરાસ (૧૫૮૫), રત્નમાલા રાસ (૧૫૮૫), કથાચૂડ ચોપઈરાસ (૧૫૮૫), ઈશાનચંદ્રવિજય ચોપઈ (૧૫૮૫), કનકરથ રાસ–મધ્ય. ગુજ પદ્ય

**પદ્મસુંદર (૨)** ઈ. ૧૭મી સદી
જૈ. શ્વે સાધુ. રચના. ભગવતીસૂત્ર-બાલાવબોધ—મધ્ય. ગુજ. નમૂનારૂપ ગદ્ય

**પદ્મસૂરિ** ઈ. [illegible]
જૈન આગમ [illegible] રચના [illegible]

**પદ્માનંદ** ઈ. [illegible]
નાગોર મારવાડ. ખરતર ગચ્છના જૈન વલ્લભસૂરિના [illegible] ધનદેવ શ્રાવક [illegible] રચના: વૈરાગ્યશતક (સં.)

**પદ્માવતી દેસાઈ**
અમદાવાદના સમાજપ્રિય વિદુષી. રચના: ઉત્તરરામચરિત (ના. અનુ. ૧૯૫૦)

**પુરુષોત્તમ નાનાલાલ ભટ્ટ, 'અનુભાઈ'**
ઈ. સ. ૧૯૨૫

જ.: ૨૫-૭-૧૯૨૫. પીજ. મોસાળ પ્રાથ. પીજમાં, માધ્ય. ખંભાત અને ધર્મજ. વર્ષ અમદા. એચ.એલ. કોમર્સ કૉલેજમાં વાણિજ્ય પછી બનારસ હિંદુ યુનિ.માં ઇન્ટર બી.એ., એમ.એ., પીએચ.ડી. અમદાવાદમાં ચિત્રકળાનો શ્રી. રવિશંકર રાવળ અને પછી મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાં. આણિયાળા-રાજકોટ વગેરેમાં અધ્યાપક અનેક લલિતકળા સંસ્થાઓમાં સભ્ય. અત્યારે અમદાવાદની સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં અધ્યાપક. રચના: જગતનો ઇતિહાસ (બીજા લેખકો સાથે), જગતના ધર્મોની વિકાસરેખા (શ્રી. ચીનુભાઈ નાયક સાથે), કલાપરિચય, ગુજરાતના ઇતિહાસની સંદર્ભસૂચિ, વગેરે. ઉપરાંત સંશોધનક્ષેત્રે અનેક લેખો

**પનુભાઈ જસવંતભાઈ દેસાઈ**
કાવ્યમાં નવલકથાનો પ્રયોગ કરનાર કવિ રચના: મુકુલવીણા (પદ્યકથા, ૧૯૦૭), દાનભક્તિ અથવા વિષ્ણુપદશતક (૧૯૧૨), પનુકાવ્ય (૧૯૩૨)

**પન્નાલાલ નાનાલાલ પટેલ**
ઈ. સ. ૧૯૧૨

જ.: ૭-૫-૧૯૧૨. માંડલી (જિ. ડુંગરપુર –અત્યારે રાજસ્થાનમાં). આંજણા 'પટેલ. ઈડરની એ વી સ્કૂલમાં અંગ્રેજી ચાર (આજનાં માધ્ય. આઠ) ધોરણ. શ્રી ઉમાશંકર જોશી બચપણના સાથીદાર. એમને લીધે સાહિત્યનો રંગ લાગ્યો. મુંબઈમાં વિવિધ પ્રકારની નોકરીઓ કરતાં કલમ કસી. આજે ગ્રામસમાજના નિરૂપક ગણ્યકોટિના નવલકથાકાર અને નવલિકાકાર. અત્યારે અમદાવાદમાં સ્થિર જીવન માટે સાહિત્યસેવા ઉપર જીવનનિર્વાહ. રણજિતરામ સુવર્ણચંદ્રકના વિજેતા (૧૯૫૦). રચના. સુખદુઃખનાં સાથી (વા. સં., ૧૯૪૦), ભીરુ સાથી-ભાગ ૧-૨ (ન. ૧૯૪૨-૪૩)

વળામણાં (૧૯૪૦), મળેલા જીવ (૧૯૪૧), જિંદગીનો ખેલ (વા સં, ૧૯૪૬) છબીલાલ (વા સં ૧૯૪૧), યૌવન ભાગ ૧ ૨ (ન ૧૯-૪૫), પાનેતરનો રંગ (વા સં, ૧૯૪૬) સુરભિ (ન ૧૯૪૫) લખચોરાસી (વા. સં ૧૯-૪૮), અજબમાનવી (વા સં, ૧૯૪૭), માનવીની ભવાઈ ભાગ ૧-૨ (ન ૧૯૪૭-૪૮), સાચાં શમણાં (વા સં. ૧૯૪૯) વગેરે અનેક

**પરમસાગર** ૧૭મી સદીનો મધ્યભાગ
જડવાડા જૈ શ્વે સાધુ રચના. વિક્રમાદિત્ય રાસ (૧૬૯૮)-અર્વા ગુ. લૌકિક વાર્તા

**પરસસુખ ઝવેરભાઈ પડયા**
ઈ સ ૧૮૯૭-?
જ ૨૬-૯-૧૮૯૭ નડિયાદ. ત્રિપાઠી કુ (જાણીતા પુસ્તક વિક્રેતા)-મુંબઈના સંચાલક હતા. રચના રાખની ફૂંક અને કાળનાં ચક્ર (બે-અંકી નાટકો. ૧૯૬૧), માસીની મહેરા (ના ૧૯૬૩), ગૌતમી (ના ૧૯૫૨), આરતી (ના એકાંકી ૧૯૬૦)

**પરમા** ઈ ૧૬મી સદીનો અતભાગ
જૈ લોંકાગચ્છી-સાધ્વી રચના પ્રભાવતી ચોપઈ (૧૫૯૨)-મધ્ય. ગુજ. પદ્ય

**પરમાણંદ** ઈ. ૧૬મી સદીનો અતભાગ
જૈ શ્વે શ્રાવક રચના હીરવિજયસૂરિ નિર્વાણ (૧૫૯૬)-મધ્ય ગુજ. પદ્ય

**પરમાણંદ ખત્રી** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
નીવ ક્ષત્રી. રચના હરિરસ (દશમસ્કંધ ૧૬૩૨)-અર્વા ગુજ પદ્ય

**પરમાનંદ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
મંરોટ જૈ. શ્વે શ્રાવક રચના હંસરાજ વચ્છરાજ ચોપાઈ (૧૬૧૯)-મધ્ય ગુજ લૌકિક પદ્યવાર્તા

**પરમાનંદ મણિશંકર ભટ્ટ**
રચના : પ્રેમગીતા (નારાયણ ગોવર્ધનરામ સાથે-પદ્યરચના. ૧૯૨૩)

**પરમાનંદસૂરિ (૧)** ઈ ૧૨મી સદી
વડાલી જૈનાચાર્ય રચના. કર્મવિપાક વૃત્તિ-(સં, ૧૧૬૫ લગભગ), ખંડનમંડન ટિપ્પન (સં.)

**પરમાનંદસૂરિ (૨)** ઈ. ૧૩મી સદી
નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિના દેવ ભદ્રસૂરિના શિષ્ય રચના : હિતોપદેશમાલા વૃત્તિ હિતોપદેશમાલા પ્રકરણ (સં., ૧૨૮૮)

**પરમાનંદ શર્મા** ઈ ૨૦મી સદીનો પૂર્વાર્ધ
કચ્છ-ગટસીસાના બ્રાહ્મણ. રચના : પ્રતાણું છપ્પ. (હિ )

**પર્વતસુત** ઈ ૧૬મીનો મધ્યભાગ
રચના લક્ષ્મીગૌરી સંવાદ (૧૫૪૩)-અપ્રસિદ્ધ મધ્ય ગુજ. પદ્ય

**પરિમલ પંડિત** સ. ૨૦મી પૂર્વાર્ધ
કચ્છ-ગટસીસાના બ્રાહ્મણ રાષ્ટ્રિય ભાવનાવાળા કવિ અવસાન ૧૯૫૮નો જાન્યુઆરી રચના રાષ્ટ્રિયગીતગંગા, વિશ્વલીલા, પચ્છમ પાતશાહી-હો કચ્છ (કચ્છી)

**પાંચો** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
રચના કંસલાહરણ (આખ્યાન)-અર્વા. ગુજ. પદ્ય

**પાર્શ્વચંદ્રસૂરિ** ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જન્મસ્થાન હમીરપુર જૈ. શ્વે આચાર્ય. રચના 'સાધુવંદના' વગેરે નાનીનાની ૫૦ રચનાઓ (કેટલીક મુ ) મધ્ય ગુજ. પદ્ય

**પારસ્કર** ઈ પૂ ૮મી સદી આસપાસ
આનંદપુર-વડનગરના પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય મુનિના પુત્ર હોવાની માન્યતા એનું બીજું નામ 'કાત્યાયન' હોવાની માન્યતા એ થરપારકરમાં રહેતા હતા એવી પણ માન્યતા. રચના : પારસ્કરગૃહ્યસૂત્ર (સં )

**પાર્શ્વચંદ્ર** ઈ ૧૫મી સદીનો અંત
જૈન સાધુ રચના : તંદુલવેયાલી-પયન્ના-આચારાંગ પ્રથમ સ્કંધ-પ્રશ્ન વ્યાકરણ-ઔપપાતિક-સૂત્રકૃતાંગસૂત્ર-જબૂચરિત્ર વગેરેના ગુજ. ગદ્ય બાલાવબોધ

**પાલનજી બરજોરજી દેસાઈ**
ઈ સ ૧૮૫૧-?
નવસારી પારસી ૧૮૭૨માં મૅટ્રિક ૧૮૭૪થી 'રાસ્તગો ફ્તાર'ના તંત્રીખાતામાં, ૧૯૦૨ થી ૧૯૧૬ સુધી તંત્રી 'નૂરે એલ્મ' માસિકના ૧૮૮૦ થી ૧૯૦૦ સુધી સંચાલક ઉચ્ચ પ્રતિના ગુજ. પારસી પત્રકાર. વિવિધ વિષયોના ગ્રંથોના લેખક. રચના : ઐતિહાસિક તવારીખે સસાનિયન (૧૮૮૦). તવારીખે હખામનિયન (૧૮૮૯), તારીખે શાહાને ઈરાન (૧૮૯૬), તવારીખે ક્યાનિયન (૧૯૧૬), ધાર્મિક અષો જરથોસ્ત (૧૯૧૫) વગેરે ૯ પુસ્તકો, પારસીઓ ગાહજાદો શાપુર (ના. ૧૮૮૨) નવસારીના મોટા દેસાઈ ખાનદાનની તવારીખ (૧૮૮૭), પુરાતન જમાનાના પારસીઓ (૧૮૮૮), કિસ્સે સંજાણ અથવા સંજાણનું પારસી સંસ્થાન (૧૯૦૮), ગુલે અનાર (પદ્યમાં પારસી-હિંદુ સંસાર સુધારાની વાર્તા. ૧૯૨૭) વગેરે ૯ કૃતિઓ; નવલકથાઓ : કરંગીજ અથવા વાંવામાં પડેલો વારસો (૧૮૭૩), ચડાળ ચોકડી (૧૮૭૫), પૈસાના પુંતરીઓ ચાને ચોરને પોટલે સૂળ (૧૯૧૭) વગેરે ૧૪ કૃતિઓ, ૪૦થી વધુ જાહેર વ્યાખ્યાનો-ઇતિહાસ, ગુજરાતીભાષા, જરથોસ્તી ધર્મ વ. ઉપર

**પાસો પટેલ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
જૈ. લોંકાગચ્છી રચના : ભરત ચક્રવર્તીનો રાસ (૧૭૬૨)-અર્વા. ગુજ. પદ્ય

**પાર્શ્વસૂરિ** ઈ. ૯મી સદીનો અંત
ગંભૂતા. જૈનાચાર્ય. રચના વંદિત્તસુત્તવૃત્તિ સં , ૮૯૯)

**પાલ્હણ** ઈ. ૧૩મી સદી
જૈન શ્રાવક રચના : આબુરાસ (અપ ૧૨ ૩૩), નેમિનાથ-બારહમાસ (અપ )

**પિતૃભૂતિ** ઈ. ૩જી સદી
આનંદપુર-વડનગરના બ્રાહ્મણ. રચના કાત્યાયન શ્રૌતસૂત્ર-ભાષ્ય (સં.)

**પિનાકિન્ ઉદયલાલ ઠાકોર**
ઈ. સ. ૧૯૧૬
જ.. ૨૮-૧૦-૧૯૧૬. મોંગ્યો (બર્મા). વ અમદાવાદ જ્ઞાતિએ માથુર કાયસ્થ માધ્ય. વડોદરામા, ૧૯૩૪મા મૅટ્રિક. ૧૯૩૮માં પૂનામા બીએસ.સી. (એગ્રિ.). મુખ્ય વ્યવસાય ઝવેરાતનો. નવી પેઢીના કવિ અત્યારે 'આકાશવાણી' અમદાવાદમા નાટ્ય નિર્માતાના હોદ્દા ઉપર. રચના. આલાપ (કા સં ૧૯૫૨), આલાપ (સંવર્ધિત કા. સં. ૧૯૬૧)

**પીંગળશી પાતાભાઈ નરેલા**
ઈ સ. ૧૮૫૬-૧૯૩૯
જ.. ૧૦-૧૦-૧૮૫૬, શિહોર ચારણ. ભાવનગર રાજ્યના રાજકવિ. સંસ્કૃત વ્રજ હિંદી ચારણી વગેરે ભાષાઓના અભ્યાસી. ૧૯૩૨મા ભાવનગર રાજ્યે 'શેઠ વદાર' ગામ કુમ રના જન્મપ્રસંગે બક્ષિસ આપ્યું. ૧૯૩૫મા 'શ્રીકૃષ્ણ કુમારસિંહજી ચારણી વિદ્યાલય'-ની સ્થાપના કરી મૃત્યુ ૪-૩-૧૯૩૯. રચના તખ્ત પ્રકાશ, ભાવભૂષણ (અલંકાર ગ્રંથ), કૃષ્ણકુમાર કાવ્ય, સત્યનારાયણની સંગીતમાં કથા, હરિરસ (સંપાદન ટીકા સાથે), સુજાતચરિત્ર સતી મહિમા (ન ) ઈસર આખ્યાન, સુબોધ માળા, પિંગળ કાવ્ય ભાગ ૧-૨, કૃષ્ણબાળલીલા, ચિન્તચેતાવની પિંગળ-શીઘ્રબોધ

**પીતાંબર નરસિંહભાઈ પટેલ**
ઈ. સ ૧૯૧૮
જ.. ૧૦-૮-૧૯૧૮. શેલાવી (જિ. મહેસાણા) કડવા પાટીદાર. પ્રાથ. શેલાવી અને પાનસર; માધ્ય કડી સર્વવિદ્યાલયમા ૧૯૩૬માં મૅટ્રિક. ૧૯૪૦મા લા. દ. આર્ટ્સ કૉલેજમાથી બી.એ ૧૯૪૨મા ગુજ. વિદ્યાસભા-અનુ

વિદ્યાભવનમાંથી એમ.એ. ૧૯૫૯થી 'આકાશ-વાણી' અમદા.માં હતા. મુખ્ય વ્યવસાય પત્ર-કારત્વ. ગ્રામ જીવનના એક સબળ આલેખક નવલકથાકાર અને નવલિકાકાર સાથેસાથે સામાજિક કાર્યકર. અમદાવાદ લેખક મિલન-ના મંત્રી અને ગુજરાતી સાહિત્ય પરિષદના એક મંત્રી. 'સંદેશ' અને 'આરામ'ના તંત્રી-ખાતામાં સેવાઓ. રચના નવલકથાઓ રસિયો જીવ (૧૯૪૨), પરિવર્તન (૧૯૪૪), ઊગ્યું પ્રભાત (૧૯૫૦), ખેતરને ખોળે (૧૯-૫૨), તેજરેખા (૧૯૫૨), આશાભરી(૧૯૫૪), અંતરના અજવાળાં (૧૯૬૦), ચિરંતન જ્યોત (૧૯૬૦), ધરતીનાં અમી (૧૯૬૨), કેવડિયા નો કાંટો (૧૯૬૫), ધરતીના મોજા (૧૯૬૬), નવલિકા. વગડાનાં ફૂલ (૧૯૪૮), મિલાપ (૧૯૫૦), શ્રદ્ધાદીપ (૧૯૫૨), કલ્પના (૧૯-૫૮), શમણાંની રાખ (૧૯૫૯), સૌભાગ્યનો શણગાર (૧૯૬૩), નીલ ગગનના પંખી (૧૯-૬૪), રૂડા સરોવરિયાની પાળ (૧૯૬૪), ઝુલતા-મિનારા (૧૯૬૬), છૂટા છેડા, કીર્તિ અને કલ-દાર, રામનામની પરબ, ઘેર બેઠા ગંગા, લીં-બડાની એક ડાળ મીઠી, કરશે સિંગાર; પ્રકીર્ણ. ભારતનાં નવા યાત્રાધામો (પ્રવાસ), માણસાઇ-ની વાતો (સંપા), મંગલવાતો (સંપા.) અને આમ સાહિત્યની સંખ્યાબંધ રચનાઓ

**પીતાંબર પુરુષોત્તમ** ઈ.સ ૧૮૪૮-૧૯૦૫
પૂર્વેનો અંજાર કચ્છના, પછી કચ્છ-મંજલ, જન્મ સં. ૧૯૦૪ના જેઠ સુ દસમ સંસ્કૃત-ના જ્ઞાતા. અવસાન: સં ૧૯૬૧ના વૈ. સુ ૭. સન્યસ્ત દશામા. રચના. મુખ્યત્વે ગુજ. ભા-ષાંતરો' પંચદશી, સુંદરવિલાસ, વિચારચંદ્રો-દય રત્નાવલી, મનોહરમાળા-ટિપ્પણી, સર્વા-ત્મભાવ પ્રદીપ, બોધરત્નાકર, પ્રશ્નોત્તર કદંબ, ષડ્દર્શન-સારાવલી, મોહજિત કથા, સદાચાર-દર્પણ વગેરે

**પીલાં ભીખાજી મકાતી, 'નોશાકરીપીલા'** ઈ સ. ૧૯૧૩
જ. ૯-૭-૧૯૧૩ નવસારી પારસી માધ્ય-મિક શાળામાં હતા ત્યારથી જ આ બહેને 'મનમિત્ર પારસી'મા સ્ત્રીકેળવણી ઉપર પહેલો લેખ લખી લેખકની કારકિર્દી શરૂ કરી કોલેજ અધ્યયનમા કર્વે વિદ્યાપીઠનો એમણે સ્નાતક સુધીનો અભ્યાસ કર્યો, પરીક્ષા આપી નહોતી. એ દરમ્યાન માસિકો અને સાપ્તાહિકો માટે સતત લેખનકાર્ય ચાલુ રાખ્યુ હતુ આગળ ઉપર તત્ત્વજ્ઞાન ક્ષેત્રે પણ કલમ ઉપાડી હતી રચના સુખની શોધ, હીરાનો હાર યાને સુવિ-ચાર સંગ્રહ, ગોખવા લાયક ગોહરો, જીવન જ્યોતિ ઉચ્ચ જીવન, પ્રભુ સાથે પરિચય સામાજિક સંસારશાસ્ત્ર બુદ્ધાગમને આ મિત્રો, મૂળી લગ્ન; માર ખાવાની નન્હ, પ્રાણીઓનું પાલન, રામસીતા, મરણ અને પુનર્જન્મના ભેદ; પારસી સાહિત્યના ઇતિહાસ વગેરે

**પુણ્યકીર્તિ** ઈ. ૧૭મી સદીનો આરંભ
સાગાનેર મેડતા વગેરે જૈ. શ્વે સાધુ. રચના પુણ્યસાર (૧૬૦૯), ધન્નાચરિત્ર (૧૬-૩૧), કુમારમુનિરાસ, રૂપસેનકુમારરાસ (મેડ-તામા ૧૬૧૮), મત્સ્યોદર ચોપઈ (બિલપુરમા ૧૬૨૫)-મધ્ય. ગુજ. પદ્ય

**પુણ્યનંદી** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. સાધુ. રચના રૂપકમાલ-મધ્ય. ગુજ. પદ્ય (એના ઉપર 'રત્નરંગે' બાલાવબોધ લખ્યો છે.)

**પુણ્યરત્ન (૧)** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે સાધુ રચના નેમિરાસ યાદવરાસ (૧૫૩૦) મધ્ય. ગુજ. પદ્ય

**પુણ્યરત્ન (૨)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે સાધુ રચના સુધર્મા સ્વામીરાસ (૧૫૮૮)-મધ્ય. ગુજ. પદ્ય

**પુણ્યરત્ન (૩)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે સાધુ રચના ન્યાયસાગર નિર્વાણ રાસ (અંતિ, ૧૭૪૦) વગેરે મધ્ય ગુજ પદ્ય

**પુણ્યવિજયજી મુનિ** ઈ સ ૧૮૯૫-૧૯૭૧
જ ૨૭-૧૦-૧૮૯૫ કપડવંજ. પોરવાડ વણિક મૂળ નામ મણિલાલ. બચપણમા જ પિતાજી સાથે મુબઇમાં હતા. ગુજ છ ધોરણ-અભ્યાસ પિતાજીના અવસાને દીક્ષા લેવા વિ-ચારતા પ્રથમ પુત્રને ૧૯૦૯મા પાલીતાણામા પ્રવર્તક જૈનાચાર્ય શ્રીકાંતિવિજયજી સમક્ષ એમના વિદ્વાન શિષ્ય શ્રીચતુરવિજયજીએ દીક્ષા આપી નામ 'પુણ્યવિજય' કર્યું વળતે દિવસે માતાજીએ દીક્ષા લીધી દાદા ગુરુ, ગુરુ અને પં સુખલાલજી સંઘવી પાસે સંસ્કૃત પ્રા. કૃત સાહિત્ય-વ્યાકરણનો અભ્યાસ. સંશોધક કોટિના સમર્થ ગુરુ પાસે સંશોધનક્ષેત્રે સબળ તાલીમ લીધી. મુનિ જિનવિજયજીની પણ તાલીમ અહીં જ સાથે થતી જતી હતી. પગે ચાલીને પ્રવાસ ઘણો જ કર્યો છે. ઉચ્ચ કોટિ-ના જેવા વિદ્વાન તેવા વ્યાખ્યાતા પણ અ-ત્યાર સુધીમાં સં. પ્રા અનેક ગ્રંથોનાં શાસ્ત્રીય સંપાદન સન ૧૯૧૭થી આદિશામાં અવિરત પ્રયત્ન. જૈનાગામના શાસ્ત્રીય સંપાદનની વિ-શાળ યોજના હાથ ધરી લીંબડી પાટણ છાણી જેસલમેર આદિના ગ્રંથભંડારોને વ્યવસ્થિત કરી

વળામણા (૧૯૪૦), મળેલા જીવ (૧૯૪૧), જિંદગીનો ખેલ (વા સ , ૧૯૪૧) છપ્પોદાર (વા સ ૧૯૪૧), યૌવન ભાગ ૧ ૨ (ન ૧૯-૪૫), પાનેતરનો રંગ (વા મ , ૧૯૪૬), સુરભિ (ન ૧૯૪૫) લખચોરાસી (વા સ ૧૯-૪૮), અજબમાનવી (વા સ , ૧૯૪૭), માનવીની ભવાઈ ભાગ ૧-૨ (ન ૧૯૪૭-૪૮), સાચા શમણા (વા સ ૧૯૪૯) વગેરે અનેક

**પરમસાગર** ૧૭મી સદીનો મધ્યભાગ
ગઢવાડા જૈ શ્વે સાધુ રચના વિક્રમાદિત્ય રાસ (૧૬૬૮)-અર્વા ગુ લૌકિક વાર્તા

**પરમસુખ ઝવેરભાઈ પંડ્યા** ઈ સ ૧૮૯૭-?
જ ૨૯-૯-૧૮૯૭ નડિયાદ ત્રિપાઠી કુ (જાણીતા પુસ્તક વિક્રેતા)-મુંબઈના સંચાલક કના રચના રાખની ઢંક અને કાળનાં ચક્ર (બે-અંકી નાટકો ૧૯૪૧), માસીની મહેર (ના ૧૯૪૩), ગૌતમી (ના ૧૯૫૨), આરતી (ના એકાંકી. ૧૯૪૮)

**પરમા** ઈ ૧૯મી સદીનો અંતભાગ
જૈ લોંકાગચ્છી-સાધ્વી રચના પ્રભાવતી ચોપાઈ (૧૫૯૨)-મધ્ય ગુજ. પદ્ય

**પરમાણંદ** ઈ ૧૬મી સદીનો અંતભાગ
જૈ શ્વે શ્રાવક રચના હીરવિજયસૂરિ નિર્વાણ (૧૫૯૯)-મધ્ય ગુજ પદ્ય

**પરમાણંદ ખત્રી** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
દીવ બ્રહ્મક્ષત્રી. રચના. હરિરસ (દશમસ્કંધ ૧૬૩૨)-અર્વા ગુજ પદ્ય

**પરમાનંદ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
મંડાર. જૈ. શ્વે શ્રાવક રચના હંસરાજ વચ્છરાજ ચોપાઈ (૧૬૧૯)-મધ્ય ગુજ લૌકિક પદ્યવાર્તા

**પરમાનંદ મણિશંકર ભટ્ટ**
રચના પ્રેમગીતા (નારાયણજી ગોવર્ધનરામ સાથે-પદ્યરચના ૧૯૨૩)

**પરમાનંદસૂરિ (૧)** ઈ ૧૨મી સદી
વડાલી જૈનાચાર્ય રચના કર્મવિપાક વૃત્તિ-(સં., ૧૧૯૫ લગભગ), ખંડનમંડન ટિપ્પન (સં.)

**પરમાનંદસૂરિ (૨)** ઈ ૧૩મી સદી
નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિના દેવભદ્રસૂરિના શિષ્ય રચના. હિતોપદેશમાલા વૃત્તિ હિતોપદેશમાલા પ્રકરણ (સં, ૧૨૮૮)

**પરાશર શર્મા** ઈ ૨૦મી સદીનો પૂર્વાર્ધ
કચ્છ-ગઢસીસાના બ્રાહ્મણ રચના : મહાર્ણવ છપ્પા (હિં)

**પર્વતસુત** ઈ ૧૯મીનો મધ્યભાગ
રચના. લક્ષ્મીગૌરી સંવાદ (૧૫૮૩)-અપ્રસિદ્ધ મધ્ય ગુજ પદ્ય

**પરિમલ પંડિત** સ. ૨૦મી પૂર્વાર્ધ
કચ્છ-ગઢસીસાના બ્રાહ્મણ રાષ્ટ્રિય ભાવનાવાળા કવિ અવસાન ૧૯૫૮નો જાન્યુઆરી. રચના રાષ્ટ્રિયગીતગંગા, વિશ્વલીલા, પચ્છમની પાતશાહી-હો કચ્છ (કચ્છી)

**પાંચો** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
રચના દુહલાહરણ (આખ્યાન)-અર્વા ગુજ પદ્ય

**પાર્શ્વચંદ્રસૂરિ** ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જન્મસ્થાન હમીરપુર જૈ. શ્વે આચાર્ય. રચના 'સાધુવંદના' વગેરે નાનીનાની ૫૦ રચનાઓ (કેટલીક મુ) મધ્ય. ગુજ. પદ્ય

**પારસ્કર** ઈ પૂ ૪થી સદી આસપાસ
આનંદપુર-વડનગરના પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય મુનિના પુત્ર હોવાની માન્યતા એનુ બીજુ નામ 'કાત્યાયન' હોવાની માન્યતા એ થરપારકરમાં રહેતા હતા એવી પણ માન્યતા રચના પારસ્કરગૃહ્યસૂત્ર (સં)

**પાર્શ્વચંદ્ર** ઈ. ૧૫મી સદીનો અંત
જૈન સાધુ. રચના: તંદુલવેયાલી પયન્ના-આચારાંગ પ્રથમ સ્કંધ-પ્રશ્ન વ્યાકરણ-ઔપપાતિક-સૂત્રકૃતાંગસૂત્ર જંબૂચરિત્ર વગેરેના ગુજ ગદ્ય બાલાવબોધ

**પાલનજી બરજોરજી દેસાઈ** ઈ સ ૧૮૫૧-?
નવસારી પારસી ૧૮૭૨માં મૅટ્રિક ૧૮-૭૪થી 'રાસ્તગોફતાર'ના તંત્રીખાતામાં, ૧૯૦૨થી ૧૯૧૬ સુધી તંત્રી. 'નૂરે એલમ' માસિકના ૧૮૮૦થી ૧૯૦૦ સુધી સંચાલક ઉચ્ચ પ્રતિના ગુજ પારસી પત્રકાર વિવિધ વિષયોના ગ્રંથોના લેખક. રચના. ઐતિહાસિક તવારીખે સસાનિયન (૧૮૮૦) તવારીખે હખામનિયન (૧૮૮૯), તારીખે શાહાને ઈરાન (૧૮૯૯), તવારીખે ક્યાનિયન (૧૯૧૬), ધાર્મિક અષો જરથોસ્ત (૧૯૧૫) વગેરે ૯ પુસ્તકો; પારસીગ્રંથો શાહનામે શાપુર (ના ૧૮૮૨), નવસારીના મોટા દેસાઈ ખાનદાનની તવારીખ (૧૮૮૭), પુરાતન જમાનાના પારસીઓ (૧૮૮૮), કિસ્સે સંજાણ અથવા સંજાણનુ પારસી સંસ્થાન (૧૯૦૮), ગુલે અનાર (પદ્યમાં પારસી-હિંદુ સંસાર સુધારાની વાર્તા ૧૯૨૭) વગેરે ૯ કૃતિઓ; નવલકથાઓ કરગીજ અથવા વાધામાં પડેલો વારસો (૧૮૭૩), ચટાળ ચોકડી (૧૮૭૫), પૈસાના પુત્તરીઓ ચાને ચોરને પોટલે ધન (૧૯૧૭) વગેરે ૧૮ કૃતિઓ, ૪૦થી વધુ જાહેર વ્યાખ્યાનો-ઇતિહાસ, ગુજરાતીભાષા, જરથોસ્તી ધર્મ વ ઉપર

**પાસો પટેલ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
જૈ લોકાગચ્છી રચના ભરત ચક્રવર્તીનો રાસ (૧૭૯૨)-અર્વા. ગુજ. પદ્ય

**પાર્શ્વસૂરિ** ઈ. ૯મી સદીનો અંત
ગભૂતા જૈનાચાર્ય. રચના વહ્નિસુતવૃત્તિ સ., ૮૯૯)

**પાહણ** ઈ ૧૩મી સદી
જૈન શ્રાવક રચના આબુરાસ (અપ. ૧૨-૩૩), નેમિનાથ-બારહમાસ (અપ)

**પિતૃભૂતિ** ઈ. ૭મી સદી
આનંદપુર-વડનગરના બ્રાહ્મણ. રચના કાત્યાયન શ્રૌતસૂત્ર-ભાષ્ય (સં)

**પિનાકિન્ ઉદયલાલ ઠાકોર** ઈ. સ ૧૯૧૬
જ ૨૪-૧૦-૧૯૧૬ મોગ્યો (બર્મા) વ અમદાવાદ જ્ઞાતિએ માથુર કાયસ્થ માધ્ય. વડોદરામા, ૧૯૩૪મા મૅટ્રિક ૧૯૩૮મા પૂનામા બીએસ સી. (એગ્રિ.) મુખ્ય વ્યવસાય ઝવેરાતનો નવી પેઢીના કવિ અત્યારે 'આકાશવાણી' અમદાવાદમા નાટ્ય નિર્માતાના હોદ્દા ઉપર રચના આલાપ (કા. સ. ૧૯૫૨), આલાપ (સંવર્ધિત કા સં ૧૯૬૧)

**પીંગળશી પાતાભાઈ નરેલા** ઈ સ ૧૮૫૬-૧૯૩૯
જ ૧૦-૧૦-૧૮૫૬ શિહોર ચારણ. ભાવનગર રાજ્યના રાજકવિ સંસ્કૃત વ્રજ હિંદી ચારણી વગેરે ભાષાઓના અભ્યાસી. ૧૯૩૨મા ભાવનગર રાજ્યે 'શેઠ વદાર' ગામ કુમ ના જન્મપ્રસંગે બક્ષિશ આપ્યુ ૧૯૩૫મા 'શ્રીકૃષ્ણ કુમારસિંહજી ચારણી વિદ્યાલય'ની સ્થાપના કરી. મૃત્યુ ૪-૩-૧૯૩૯. રચના: તખ્ત પ્રકાશ, ભાવભૂષણ (અલંકાર ગ્રંથ), કૃષ્ણકુમાર કાવ્ય, સત્યનારાયણની સંગીતમાં કથા, હરિરસ (સંપાદન ટીકા સાથે), સુજાતચરિત્ર સતી મહિમા (ન ), ઈસર આખ્યાન, સુબોધ માળા, પિંગળ કાવ્ય ભાગ ૧-૨, કૃષ્ણબાળલીલા, ચિત્તચેતાવની, પિંગળ-વીરપૂજા

**પીતાંબર નરસિંહભાઈ પટેલ** ઈ સ. ૧૯૧૮
જ. ૧૦-૮-૧૯૧૮. શેલાવી (જિ. મહેસાણા) કડવા પાટીદાર પ્રાથ. શેલાવી અને ખાકાસર, માધ્ય કડી સર્વવિદ્યાલયમાં. ૧૯૩૯મા મૅટ્રિક ૧૯૪૦મા લા. દ આર્ટ્સ કૉલેજમાથી બી એ ૧૯૪૨મા ગુજ. વિદ્યાસભા-અનુ

વિદ્યાભવનમાંથી એમ.એ. ૧૯૫૯થી 'આકાશવાણી' અમદાવાદમાં હતા. મુખ્ય વ્યવસાય પત્રકારત્વ. ગ્રામ જીવનના એક સબળ આલેખક નવલકથાકાર અને નવલિકાકાર. સાથેસાથે સામાજિક કાર્યકર. અમદાવાદ લેખક મિલનના મંત્રી અને ગુજરાતી સાહિત્ય પરિષદના એક મંત્રી. 'સંદેશ' અને 'આરામ'ના તંત્રીખાતામાં સેવાઓ. રચના. નવલકથાઓ રસિયો જીવ (૧૯૪૨), પરિવર્તન (૧૯૪૪), ઊગ્યું પ્રભાત (૧૯૫૦), ખેતરને ખોળે (૧૯૫૨), તેજરેખા (૧૯૫૨), આશાભરી(૧૯૫૪), અંતરના અજવાળા (૧૯૬૦), ચિરંતન જ્યોત (૧૯૬૦), ધરતીના અમી (૧૯૬૨), કેવડિયાનો કાંટો (૧૯૬૫), ધરતીના મોલ (૧૯૬૬), નવલિકા વગડાના ફૂલ (૧૯૪૪), મિલાપ (૧૯૫૦), શ્રદ્ધાદીપ (૧૯૫૨), કલ્પના (૧૯૫૪), શમણાની રાખ (૧૯૫૯), સૌભાગ્યનો શણગાર (૧૯૬૩), નીલ ગગનના પંખી (૧૯૬૪), રૂડા સરોવરિયાની પાળ (૧૯૬૪), ઝૂલતા મિનારા (૧૯૬૬), છૂટા છેડા, કીર્તિ અને કલદાર, રામનામની પરબ, ઘેર બેઠા ગંગા, લીંબડાની એક ડાળ મીઠી, કરલેસિંગાર; પ્રકીર્ણ: ભારતના નવાં યાત્રાધામો (પ્રવાસ), માણસાઇની વાતો (સંપા.), મંગલવાતો (સંપા.) અને આમ સાહિત્યની સંખ્યાબંધ રચનાઓ

**પીતાંબર પુરુષોત્તમ** ઈ.સ. ૧૮૪૮–૧૯૦૫
પૂર્વજો અંજાર કચ્છના, પછી કચ્છ-મંજલ, જન્મ સં. ૧૯૦૪ના જેઠ સુ. દસમ સંસ્કૃતના જ્ઞાતા. અવસાન સં ૧૯૬૧ના વૈ. સુ ૭. સન્યસ્ત દશામાં. રચના મુખ્યત્વે ગુજ ભાષાંતરો પંચદશી, સુંદરવિલાસ, વિચારચંદ્રોદય રત્નાવલી, મનોહરમાળા-ટિપ્પણી, સર્વાત્મભાવ પ્રદીપ, બોધરત્નાકર, પ્રશ્નોત્તર કલ્પ, ષડ્દર્શન સારાવલી, મોહજિત કથા, સદાચારદર્પણ વગેરે

**પીલાં ભીખાજી મકાતી, 'નોશાકરીપીલા'** ઈ. સ ૧૯૧૩
જ ૯-૭-૧૯૧૩ નવસારી. પારસી. માધ્યમિક શાળામાં હતાં ત્યારથી જ આ બહેને 'મંત્રમિત્ર પારસી'માં સ્ત્રીકેળવણી ઉપર પહેલો લેખ લખી લેખકની કારકિર્દી શરૂ કરી. કૉલેજ અધ્યયનમાં કર્વે વિદ્યાપીઠનો એમણે સ્નાતક સુધીનો અભ્યાસ કર્યો, પરીક્ષા આપી નહોતી એ દરમ્યાન માસિકો અને સાપ્તાહિકો માટે સતત લેખનકાર્ય ચાલુ રાખ્યું હતું આગળ ઉપર તત્ત્વજ્ઞાન ક્ષેત્રે પણ કલમ ઉપાડી હતી રચના: સુખની શોધ, હીરાનો હાર અને સુવિચાર સંગ્રહ, ગોખવા લાયક ગોહરો, જીવન જ્યોતિ, ઉચ્ચ જીવન, પ્રભુ સાથે પરિચય. સામાજિક - સંસારસાફલ્ય બવરાગરનો ભોમિયો, મૂખી લગ્ન; માંસ ખાવાની મનાઇ. માતીઓનું પાલન, રામસીતા, મરણ અને પુનર્જન્મના ભેદ, પારસી સાહિત્યનો ઇતિહાસ વગેરે

**પુણ્યકીર્તિ** ઈ ૧૭મી સદીનો આરંભ
સાગાનેર મેડતા વગેરે જે. શ્વે સાધુ. રચના પુણ્યસાર (૧૬૦૯), ધન્નાચરિત્ર (૧૬૩૧), કુમારમુનિરાસ, રૂપસેનકુમારરાસ (મેડતામાં ૧૬૨૪), મત્સ્યોદર ચોપઈ (ખિલપુરમાં ૧૬૨૫)–મધ્ય. ગુજ. પદ્ય

**પુણ્યનંદી** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જ શ્વે. સાધુ. રચના રૂપકમાલ–મધ્ય. ગુજ. પદ્ય. (એના ઉપર 'રત્નરંગે' બાલાવબોધ લખ્યો છે.)

**પુણ્યરત્ન (૧)** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે સાધુ. રચના નેમિરાસ યાદવરાસ (૧૫૩૦) મધ્ય ગુજ. પદ્ય

**પુણ્યરત્ન (૨)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ રચના સુધર્મા સ્વામીરાસ (૧૫૮૪)–મધ્ય ગુજ પદ્ય

**પુણ્યરત્ન (૩)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે સાધુ રચના ન્યાયસાગર નિર્વાણ રાસ (ઐતિ, ૧૭૪૦) વગેરે મધ્ય ગુજ પદ્ય

**પુણ્યવિજયજી મુનિ** ઈ.સ ૧૮૯૫–૧૯૭૧
જ ૨૭-૧૦-૧૮૯૫. કપડવંજ. પોરવાડ વણિક. મૂળ નામ મણિલાલ બચપણમાં જ પિતાજી સાથે મુંબઇમાં હતા. ગુજ ૭ ધોરણ અભ્યાસ પિતાજીના અવસાને દીક્ષા લેવા વિચારતા પ્રથમ પુત્રને ૧૯૦૯માં પાલીતાણામાં પ્રવર્તક જૈનાચાર્ય શ્રીકાંતિવિજયજી સમક્ષ એમના વિદ્વાન શિષ્ય શ્રીચતુરવિજયજીએ દીક્ષા આપી. નામ 'પુણ્યવિજય' કર્યું. વળતે દિવસે માતાજીએ દીક્ષા લીધી દાદા ગુરુ, ગુરુ અને પં સુખલાલજી સંઘવી પાસે સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય-વ્યાકરણનો અભ્યાસ સંશોધક કોટિના સમર્થ ગુરુ પાસે સંશોધનક્ષેત્રે સબળ તાલીમ લીધી મુનિ જિનવિજયજીની પણ તાલીમ અહીં જ સાથે થતી જતી હતી. પગે ચાલીને પ્રવાસ ઘણો જ કર્યો છે ઉચ્ચ કોટિના જેવા વિદ્વાન તેવા વ્યાખ્યાતા પણ અત્યાર સુધીમાં સંપ્રા અનેક ગ્રંથોના શાસ્ત્રીય સંપાદન સન ૧૯૧૭થી આદિરામાં અવિરત પ્રયત્ન જૈનાગમના શાસ્ત્રીય સંપાદનની વિશાળ યોજના હાથ ધરી લીંબડી પાટણ છાણી જેસલમેર આદિના ગ્રંથભંડારોને વ્યવસ્થિત કરી માહિતીપૂર્ણ યાદીઓ મુદ્રિત પ્રકટ કરી. પાટણના 'હેમાચાર્ય જ્ઞાનભંડાર'ની વ્યવસ્થા સૂચના પરથી થઈ બહુશ્રેય છે અને હસ્તલિખિત ગ્રંથો ... અમદાવાદમાં 'લાલભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર' ૧૯૫૭માં સ્થપાયું, ત્યાં ... ધર્મ-સંપ્રદાયોના ભેદ વિના બધા જ પ્રકારના હસ્તલિખિત ગ્રંથોનો આદર્શ સંગ્રહ એમની રાહબરી નીચે એકઠો થયો છે ... છે એમના અવસાન બાદ ... ગ્રંથસંગ્રહ અને ચિત્રોનો કિંમતી સંગ્રહ ... ત્યાં જ ભેટ થયો મુનિશ્રી ભારતીયલિપિશાસ્ત્રમાંની નાગરી લિપિના ઉચ્ચકોટિના નિષ્ણાત હતા અવસાન. ૧૪-૬-૧૯૭૧ ગુજ. ગ્રંથ. ભારતીય જૈનશ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા, જેસલમેરની ચિત્ર સમૃદ્ધિ (૧૯૫૨) વગેરે, સંસ્કૃત પ્રાકૃત અનેક સંપાદનો ઉચ્ચ શાસ્ત્રીય અદ્યતન પદ્ધતિએ

**પુણ્યવિલાસ** ઈ. ૧૭મી સદીનો આરંભ
લૂણકરણસર જ શ્વે. સાધુ રચના: માનતુંગ માનવતીરાસ (૧૭૨૩)–અર્વા ગુજ. પદ્ય

**પુણ્યસાગર (૧)** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જેસલમેર. જૈ. શ્વે સાધુ. રચના સુબાહુ સંધિ (૧૫૪૮)–મધ્ય. ગુજ. પદ્ય

**પુણ્યસાગર (૨)** ઈ. ૧૬મી સદીનો અંત
ભ. ખરતરગચ્છના જિનહંસસૂરિના શિષ્ય. રચના પ્રશ્નોત્તરકાવ્ય-વૃત્તિ(સં, ૧૫૮૮), જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-વૃત્તિ (સં, જેસલમેરમાં, ૧૫૮૯)

**પુણ્યસાગર (૩)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જ શ્વે સાધુ. રચના નયપ્રકારરાસ (૧૬૨૧) મધ્ય ગુજ. પદ્ય

**પુણ્યસાગર (૪)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. સાધુ ઉપરથી આ જુદા છે રચના અંજનાસુંદરી ચોપઈ (૧૬૩૨) –મધ્ય ગુજ. પદ્ય

**પુરાતન જન્મશંકર બૂચ**
સ્વ. જન્મશંકર બૂચ, કવિ 'લલિત'ના પુત્ર વ. જૂનાગઢ રાષ્ટ્રિય રંગથી રંગાયેલા અને ગાંધીજીએ ચીંધેલા ગૃહઉદ્યોગોના પુરસ્કાર રચના: બાપુની છાયામાં (ચ ૧૯૪૬), આપણા ગાંધીજી, આપણાં કસ્તૂરબા, આપણા સરદાર (ચ. ૧૯૪૬), ગાંધીજીના સાન્નિધ્યમાં (ચ. ૧૯૬૬), આપણા જવાહર (૧૯૬૭), મહારાજની સાથે (૧૯૬૭) વગેરે

**પુરુષોત્તમ** ઈ ૧૮મી સદીનો મધ્ય ભાગ
ઇખરવા (જિ. ભરૂચ) રાજપૂત નિરાંત

ભક્તનો શિષ્ય રચના ઉપદેશના છપ્પા (મુ), પદસગ્રહ (મુ), રાસલીલા (મુ)

**પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ**

ઈ સ. ૧૮૭૭–૧૯૫૧

જ. ૯-૯-૧૮૭૭ ગદેર ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ. સુરતની મિશન હા. સ્કૂ મા ૧૮૯૫-મા મૅટ્રિક ૧૮૯૮મા બી એ. સરકારી મહેસૂલ-ખાતામા નોકરી ૧૯૧૫મા એલએલ બી ન્યાયાધીશ પણ ૧૯૩૦મા નિવૃત્ત ૧૯૩૯થી ૭ વર્ષ ખભાતરાજ્યના રેવન્યૂ કમિશ્નર અને નાયબ દીવાન દલપતરીતિના કવિ અને સંસ્કૃતજ્ઞ વિદ્વાન પાછળનુ જીવન અમદાવાદમા. મૃત્યુ ૧-૧-૧૯૫૧. રચના ભામિનીવિલાસ (અનુ ૧૯૧૫), મયૂરધ્વજ આખ્યાન (૧૯-૨૩), ભીમચાતુર્ય (એકાકી ૧૯૨૩), કાવ્યગગા ભાગ ૧ થી ૪ (૧૯૨૫થી), વેદમાધુર્ય (ગદ્યાનુવાદ ૧૯૨૯), પુરુપસૂક્ત (અનુ ૧૯૨૯), શુકરંભા કાવ્યઆખ્યાન (૧૯૨૭), દ્રુમચ્છાયા (કા. ૧૯૪૭), ડાબા હાથનો બળવો (પ્રહસન. ૧૯૪૯) વગેરે

**પુરુષોત્તમ પૂનમસી પારેખ**

ઈ. સ. ૧૯૦૭

જ. ૧૯-૧૧-૧૯૦૭. સજાયા (તા પેટલાદ) વાળદ. અભ્યાસ શાળાંત ૧૯૩૪મા અમદાવારમા ન1ચેતનસાહિત્યમદિર શરૂ કરી ૧૨૫ જેટલા પ્રકાશનોને વેગ આપ્યો ૧૯૨૫ મા વિશરમા 'માગલ્ય ગ્રથમાળા' શરૂ કરી ૩૦ પુસ્તકોને વેગ આપ્યો રચના આજકાલ (૧૯-૩૬), શીલવતી હેમંત (વા સ), મુનિને માર્ગે (ન), હરિના જન (ન), પરિવર્તન (લે. સં)

**પુરુષોત્તમ મૂળજી શેઠ**

મુંદ્રા-કચ્છ આઝાદીની લડતના એક કચ્છી-જુવાન. અવસાન. સ ૧૮૮૯ના માઘ સુ દસમ રચના : વીરપૂજા ભાગ ૧ ૨, યુદ્ધગીતાજલિ

**પુરુષોત્તમ વિશ્રામ માવજી**

ઈ. સ ૧૮૭૯–૧૯૨૯

જ. ૧૧-૧૧-૧૮૭૯. વરવાળા (તા દ્વારકા) ભાટિયા. 'સંપટ' અટક વ્યવસાય વેપાર મુબાઈમા, પણ ઇતિહાસ સાહિત્ય કળા વગેરેના અભ્યાસી અમદા ની ૬ઠ્ઠી ગુજ. સા પરિ ના કળાપ્રદર્શનના પ્રમુખસ્થાનેથી આપેલુ ભાષણ એમના જ્ઞાનનું પ્રતીક હસ્તલિખિત ગ્રથો અને ચિત્રોના સગ્રાહક સગ્રહ મુબઈના ભારતીય વિદ્યાભવનને સોપાયો સારા નવલકથાકાર. મૃત્યુ ૩-૭-૧૯૨૯. રચના રજપુતાનાના દેશી ગન્યો (૧૮૯૮), રણવીરસિહ (૧૯૦૦), પ્રબોધ ભારત ભાગ ૧-૨ (૧૯૦૧), સુરસાગરની સુદરી (૧૯૦૪), શિવાજીનો વાઘનખ (૧૯૦૬), માનવ ધર્મમાલા (૧૯૦૬), સધ્યા યાને મરાઠા રાજ્યનો સૂર્યાસ્ત (૧૯૦૯), રણયજ્ઞ યાને પચ્ચીસવર્ષનુ યુદ્ધ (૧૯૧૯), નીતિવચન (૧૯૨૨), વજ્રઘાત યાને વિજયનગરનો વિનાશકાળ (૧૯૨૩) વગેરે

**પુરુષોત્તમ શિવરામ ભટ્ટ** ઈ. સ. ૧૮૯૯

જ ૮-૭-૧૮૯૯ ડીગુચા. વ ગવાડા. વિસનગરા નાગર બ્રા વડોદરામાં શિક્ષક થયા. 'નાગર વિજય' 'જ્ઞાતિપત્રના તત્રી થયેલા. રચના તાન્તે તત્રગર (૧૯૨૦), સ્ત્રીઓનો સાચો દેવ યાને પતિવ્રતગીતા (૧૯૨૧), નાગર સુદર્શન (૧૯૨૩), શ્રીઆદ્ય શંકરાચાર્ય યાને જગદ્ગુરુ-જીવનકથા (૧૯૩૦)

**પુષ્કર પ્રભાશકર ચદરવાકર**

ઈ. સ. ૧૯૨૦

જ. ૬-૬-૧૯૨૦. ચંદરવા (તા લીંબડી) ઔદીચ્ય સહસ્ર બ્રા. પ્રાથ. ચદરવા ને બોટાદ-લીંબડીમાં. ૧૯૩૯મા લીંબડીની હા સ્કૂ-માથી મૅટ્રિક ચાર વર્ષ અમદા ગુજ. કૉમા કરી બી એ, ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક વિદ્યાભવનમાંથી ૧૯૪૬માં એમ એ. ૧૯૪૨ની લડતમાં ભૂગર્ભ કાર્યકર તરીકે સબળ સેવાઓ આપી શ્રમશિબિરોના સંચાલનમા નિષ્ણાત. ગુજરાત વિશ્વવિદ્યાલય મડળના પહેલા કચેરીમત્રી-૧૯૪૬માં સરકારે નીમેલા ગુજ. યુનિ કમિશનના પણ કચેરીમત્રી ૧૯-૪૭થી હ. લ કૉમર્સ કૉલેજમા ગુજરાતીના અધ્યાપક. ૧૯૫૬થી મા દા. કૉલેજના ગુજરાતીના મુખ્ય અધ્યાપક ૧૯૬૦થી ત્રણ વર્ષ-માટે ખભાતની નવી સ્થપાયેલી રજની કૉલેજના આચાર્ય. ૧૯૬૩થી બે વર્ષ માટે પોરબદરની નવયુગ કૉલેજના ગુજ. મુખ્ય અધ્યાપક. ૧૯૬૫થી ૧ વર્ષ માટે ઊંઝા કૉલેજના આચાર્ય ૧૯૬૬થી ધ્રાગધ્રાની કૉલેજમા ગુજ.ના મુખ્ય અધ્યાપક ૧૯૬૯થી સૌરાષ્ટ્ર યુનિ.મા લોકસાહિત્યના વાચક ગુજરાતના લોકસંસ્કૃતિ, લોકન્નતિઓ લોકગીતો લોકકથાઓના આગવી હરોળના ગુજરાતી વિદ્વાન ટૂંકીવાર્તા-એકાકીઓ-ગ્રામજીવનની નવલકથાઓના ઉચ્ચકક્ષાના લેખક ભારતના ભિન્નભિન્ન ભાગોના પ્રવાસી. 'ખંભાતનુ મુસ્લિમકાલીન સ્થાપત્ય' એ વિષય ઉપર ૧૯૬૧મા કાશ્મીરમા ભરાયેલી પ્રાચ્ય વિદ્યાપરિષદમાં નિબધ રજૂ કરેલો ૧૯૬૧માં જ ઉજ્જૈન મુકામે થયેલી અખિલ ભારતીય લોકસંસ્કૃતિ પરિષદના વિભાગીય પ્રમુખ. ૧૯-૬૫મા ગોહટી (આસામ)મા થયેલી પ્રાચ્યવિદ્યા પરિષદમા 'ભૂમલી કે ધૂમલી' પર નિબધ રજૂ કર્યો ૧૯૬૫ના સૌ. સા. પરિષદના નવલકથા-નવલિકા વિભાગના પ્રમુખ ૧૯૫૫મા એમની 'પિયરનો પડોશી' નવલકથા માટે 'કુમાર' ચદ્રકની પ્રાપ્તિ ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિના સભ્ય. રચના રાકનાં રતન (ન ૧૯૮૬), પિયરનો પડોશી (એકાંકી ૧૯૪૭), યજ્ઞ (એકાકી ૧૯૫૨), નદવાયેલા હૈયાં (ન ૧૯૫૨), પ્રાણીઘર (બા. વાર્તાઓ ૧૯૫૩), બાવડાના બળે (ન ૧૯૫૪), બાધણી (વા. સ. ૧૯૫૪), ભવની કમાણી (ન. ૧૯૫૫), લીલુડાં લેજો (ન ૧૯૫૫), નવા ચીલે (ન ૧૯૫૮), માનવીનો માળો (ન ૧૯૫૫), શુકનવતી (વા સં. ૧૯૫૬), મહીના ઓવારે (એકાકી ૧૯૫૬), નવો હલકો (લોકસાહિત્ય ૧૯૫૬), લોકઘડતરમાળાની ૧૨ પુસ્તિકાઓ (૧૯૫૬), ખેતરનો ખેડુ (વા સ ૧૯૫૮), અંતરદ્વીપ (વા. સ ૧૯૫૮), રગલીલા (નટીશૂન્ય નાટકો–સપાદન ૧૯૫૮), ધરતી બાર શે ઝીલશે ખડ ૧ ૨ (ન ૧૯૬૩), ઝાંઝવાનાં નીર (ન. ૧૯૬૪), ચદર ઊગ્યે ચાલવું (સ. ૧૯૬૪) વ.

**પુષ્પા રમણ વકીલ**

સ્વ નરહરિત્ર્યબકલાલ વકીલનાં પુત્રવધૂ. રચના ત્રિવેણી (કા સ ૧૯૪૧)

**પૂંજા ઋષિ** ઈ ૧૬મી સદીનો અતભાગ

પાટણ જૈન યતિ રચના આરામશોભા ચરિત્ર (૧૫૯૫ મુ)–મધ્ય ગુજ. પદ્ય

**પૂંજો બાબર**

ખભાત અભણ ખારવો રચના ભક્તિસાગર (આમાં એના રચેલાં પદો છે,–૧૯૨૯)

**પૂંજો બારોટ ભક્ત** ઈ ૧૯મી સદી

કચ્છ-માડવી તાલુકાનું કાઠડાગામ. આત્મજ્ઞાની. રચના. પ્રકીર્ણ કૃતિઓ (કચ્છી)

**પૂજાલાલ રણછોડદાસ દલવાડી**

ઈ. સ. ૧૯૦૧

જ.. ૨૭-૬-૧૯૦૧. ગોધરા. વ : નાપા (જિ. ખેડા) પ્રજાપતિ પ્રાથ. માધ્ય ગોધરામાં. ૧૯૧૮માં નડિયાદથી મૅટ્રિક ૧૯૨૨માં ઇન્ટર સાયન્સમાં અનુત્તીર્ણ થતાં અભ્યાસ છોડયો. શ્રી અરવિંદના સિદ્ધાતોની લગનીને કારણે અત્યારે પોડિચરી આશ્રમમા. ઉચ્ચ કોટિના કવિ છે રચના કાવ્યગ્રથો પારિજાત (૧૯-૩૭), માતાજીનાં મોતી (૧૯૮૪), ગીતિકા (૧૯૪૫), શુભાક્ષરી (૧૯૪૬), જપમાળા (૧૯૮૫), ઊર્મિમાળા (૧૯૮૫), બાલગુંજન (૧૯૮૫), કાવ્ય કિશોરી (૧૯૪૬), પ્રભાતગીત (૧૯૪૭), આરાધિકા (૧૯૪૯), ગદ્યગ્રન્થો : પરમશોધ (૧૯૮૫), માતાજીની શબ્દસુધા

(૧૯૪૬) વગેરે. અંગ્રેજીમાં પણ બે કાવ્યગ્રંથો લખ્યા છે.

**પૂરીબાઈ** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ
રચના. સીતામંગળ (મુ.)–અર્વા. ગુજ. પદ્ય

**પૂર્ણકલશ** ઈ. ૧૩મી સદી
ખરતરગચ્છના જિનેશ્વરસૂરિના શિષ્ય રચના: આ. હેમચંદ્રના પ્રા. દ્વયાશ્રય કાવ્યની ટીકા. (સ., ૧૨૫૧)

**પૂર્ણભદ્રસૂરિ** ઈ. ૧૨મી સદીનો પૂર્વાર્ધ
ખરતરગચ્છના જિનપદ્મસૂરિના શિષ્ય. રચના પંચાખ્યાનક ('પંચતંત્ર'—શોધન, સ., ૧૧૯૯), આનંદાદિ દશ ઉપાસક-કથા (સ., ૧૨૧૯), અતિમુક્તચરિત્ર (પાલણપુરમાં, સં., ૧૨૨૬), ધન્યશાલિ ભદ્રચરિત (સ., ૧૨૨૯) વગેરે

**પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લ**
ઈ. સ. ૧૮૯૫–૧૯૨૧
જ. ૧૯–૯–૧૮૯૫ નડિયાદ. ખેડાવાળ આ અભ્યાસ અ. ૬ (આજનાં ૧૦) સુધી. શરૂમાં નોકરી મદ્રાસ-કલકત્તા-રંગૂન-રામેશ્વર સુધી. ત્યાંથી સુરત-નડિયાદમાં ૧૯૧૮થી શરૂમાં શિક્ષક અને પછી 'ભારત' પત્રના તંત્રી. ૧૯૨૮માં 'સાંજ વર્તમાન'-મુંબઈમાં. મૃત્યુ: ૧૫–૧૧–૧૯૩૧ રચના: ફૂલપાંદડી (કા. સ. ૧૯૨૪), આરામગાહ (૧૯૨૮)

**પેથો** ઈ. ૧૫મી સદીનો મધ્ય અને ઉત્તરાર્ધ
જૈ. શ્વે. શ્રાવક. રચના: પાર્શ્વનાથ દશભવ વિવાહલો –મધ્ય. ગુજ. પદ્ય

**પેચાજી નસરવાનજી પાલિશવાળા**
ઈ. સ. ૧૮૭૯
જ.: ૨૫–૧૨–૧૮૭૯. મુંબઈ. ક્રિકેટના નિષ્ણાત. રચના ત્હારે ચરણે (૧૯૩૫)

**પોચો** ઈ. ૧૭મી સદીનો આરંભ
રચના: કુડાલાહરણ (અપ્રસિદ્ધ આખ્યાન)

**પોઠો બારોટ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
રચના: મોરધ્વજાખ્યાન, સુધન્વાખ્યાન –અર્વા. ગુજ. પદ્ય, બંને મુદ્રિત.

**પોપટલાલ ગોવિંદલાલ શાહ**
ઈ. સ. ૧૮૮૯–૧૯૬૯
જ.: ૯–૧૨–૧૮૮૮. વડોદરા. વ: અમદાવાદ. વીસા પોરવાડ વણિક. પ્રાથ. માધ્ય. વડોદરામાં. ૧૯૦૨માં મૅટ્રિક. વડોદરા કૉલેજમાં થોડું રહી ૧૯૦૭માં વિલ્સન કૉલેજ મુંબઈથી બી.એ. (વિજ્ઞાન), ૧૯૦૮મા બી. એસસી. ૧૯૦૯માં એમ એ ૧૯૧૦થી લાહોરની ફોર્મેન ક્રિશ્ચિ કૉ.માં અધ્યાપક ૧૯૧૪ સુધી. પછી એકાઉન્ટની સરકારી પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં સરકારના અર્થક્ષેત્રમાં. મુંબઈમાં એકાઉન્ટન્ટ જનરલ સુધી અને મધ્યસ્થ સરકારમા કૉમ્પ્ટ્રોલર ઑફ એકાઉન્ટ્સ સુધી. નિવૃત્તિબાદ મુંબઈ-પબ્લિક સર્વીસ કમિશનના પ્રમુખ ગુજ સા. પરિષદના શરૂથી એક કાર્યકર. ૧૯૬૯મા મુંબઈમાં 'ગુજરાત રિસર્ચ સોસાયટી' શરૂ કરી. ત્રૈમાસિકનું સંપાદન. ગુજ. સા. પરિષદની કેટલીક બેઠકોમાં વિજ્ઞાન વિભાગના પ્રમુખ, સુરતમાં ભરાયેલી ૧૯૬૫ની બેઠકમાં સમાજ વિભાગના પ્રમુખ. આદિવાસીક્ષેત્રે સંશોધક. ૧૯૬૧માં 'ગુજરાત રિસર્ચ સોસાયટી' અમદાવાદ શાખા શરૂ કરી. અવસાન ૧૩–૧–૧૯૬૯. રચના. વિજ્ઞાનવિનોદ ૧૯૨૭), વિજ્ઞાન વિચાર (૧૯૨૯), વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ વગેરે; અંગ્રેજીમાં નીચેના મહત્ત્વના ગ્રન્થો. Tribal Life of Gujarat (1967), Ethnic Histoy of Gujarat (1969) વગેરે

**પોપટલાલ જેચંદ અંબાણી**
ઈ. સ. ૧૮૭૯–?
જ. ૧૯–૧૧–૧૮૭૯. ખીલખા (જિ. જૂનાગઢ). મોઢવાણિયા. પ્રાથ ખીલખા. બે વર્ષની તાલીમ રાજકોટ મેલ ટ્રેઇનિંગ કૉલેજમાં સીનિયર પ્રે રા ટ્રે. કો. અમદાવાદથી, પછી સૌરાષ્ટ્રના સરકારી કેળવણીખાતામાં ને બાર્ટન ટ્રેઇનિંગ કૉલેજના નિવૃત્તિ સુધી આચાર્ય મુખ્યત્વે ભૂગોળ વિદ્યાના વિદ્વાન. રચના પાઠ્યપુસ્તકો 'ગુજરાત, મુંબઈ ઇલાકો, હિંદુસ્તાન, પૃથ્વી, પૃથ્વીનો સંક્ષિપ્ત પરિચય, પૃથ્વીનો પરિચય વગેરે

**પોપટલાલ પૂંજાભાઈ શાહ**
ઈ સ ૧૮૮૮–?
વાંકાનેર. વીસા શ્રીમાળી વણિક પ્રાથ. માધ્ય. વાંકાનેર. ૧૯૧૭મા ભાવનગર શામળદાસ કૉલેજમાથી બી એ રચના: રામબત્રીસી (૧૯૨૨), તન્નએલ તિલકા (અનુ. ૧૯૨૪), હિંદનો ઇતિહાસ (૧૯૨૫–૨૬), ભગવાન જડેશ્વર (૧૯૨૯), જૈન સંવાદો (૧૯૨૯), સંવાદિકા (૧૯૩૦) વગેરે

**પ્રજારામ નરોત્તમ રાવળ**
ઈ. સ. ૧૯૧૭
જ. ૩–૫–૧૯૧૭. વઢવાણ. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ પ્રાથ. માધ્ય. વઢવાણમાં. આયુર્વેદની તાલીમ પાટણની આયુ કૉ.માં લઈ ૧૯૪૧માં છેલ્લી પરીક્ષામાં ઉત્તીર્ણ. ૧૯૫૪થી અધ્યાપનક્ષેત્રે. ભાવનગર આયુર્વેદ કૉલેજના આચાર્યપદે ૧૯૬૭ના આરંભ સુધી ચિંતનપ્રધાન કવિતાના આગલી હરોળના કવિ. છંદોબદ્ધ ઉપર સારો કાબૂ. શ્રી સુંદરમના શબ્દો પ્રમાણે 'પૂર્ણ' સમાન રીતે યોગાભિમુખ બનેલ કવિ.' રચના: પદ્મા (કા. સ. ૧૯૫૯), નાન્દી (કા. સ. ૧૯૬૩), રઘુવંશ (સમશ્લોકી અનુ.)

**પ્રજ્ઞાતિલકસૂરિ (?)**
ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે આચાર્ય. રચના: કચ્છૂલીરાસ (મુ.) ઉ. અપભ્રંશનો ઐતિ. રાસ

**પ્રતાપરાય ગોપાળજી ત્રિવેદી**
વ. માંડવી–કચ્છ. કચ્છી ભાષા અને સાહિત્યના ઊંડા અને આશાસ્પદ સંશોધક. બી એ., શિક્ષકની નોકરી કરતા થયા. માંડવી તાલુકાની શાળાઓમાં શિક્ષક રચના: કચ્છી કાવ્ય કલાપ ભાગ ૧–૨, કચ્છી મધ્ય વ્યાકરણ (૧૯૬૭), અને પ્રકીર્ણ કચ્છી કવિતા

**પ્રતાપરાય મોહનલાલ મોદી**
ઈ. સ. ૧૮૯૬
જ.: ૯–૨–૧૮૯૬. ભાવનગર. વૈષ્ણવ વણિક. પ્રાથ. માધ્ય. ભાવનગર. ઉચ્ચ ભાવનગર. જૂનાગઢ અને અમદાવાદ ગુજ. કૉ. ૧૯૨૦માં બી. એ. અને દક્ષિણા ફેલો. પછી કાશીથી બનારસ હિંદુ કૉ.માં એમ.એ. ૧૯૨૬મા મુ યુનિ નુ 'સિદ્ધાંતબિંદુ' ઉપર ઝાલાવેદાંત પારિતોષિક. ૧૯૨૩ થી ૧૯૫૩ ભાવનગર શામળદાસ કૉલેજમાં સં ના અધ્યાપક. ૧૯૨૯મા Akshara – A Forgotten Chapter in Indian Philospby ઉપર જર્મનીમા પીએચ ડી. થયેલા ૧૯૬૧થી વડોદરા યુનિ માં માનાર્હ અધ્યાપક. ૧૯૬૬મા સં. માટે 'રાષ્ટ્રપતિ-સંમાન'. ગુજરાતના સંસ્કૃતજ્ઞ અધ્યાપકોમાં ગણ્ય સ્થાન ધરાવે છે. રચના: સિદ્ધાતબિંદુ (અં. અનુ ૧૯૨૬), Akshara (મહાનિબંધ. ૧૯૩૧), Critique of the Brahmasutra pt. 1–2, Bhagavad-gita – A Fresh Approach (૧૯૫૨), રામાનુજાચાર્ય (ચ. ૧૯૪૧), હિંદુધર્મનાં મૂળ તત્ત્વો, ભગવદ્ગીતા (૧૯૬૧), ભગવદ્ગીતા-અનુવાદ (૧૯૬૮), ઉપરાંત ૬૦ થી વધુ સંશોધનપૂર્ણ લેખો

**પ્રતાપરાય શિવલાલ માંકડ**
વડનગરા નાગરગૃહસ્થ પ્રજ્ઞાચક્ષુ દલપત-શૈલીના કવિ. રચના: મનોરંજક પ્રતાપકાવ્ય (૧૮૮૩)

**પ્રતાપસિંહજી જૂણાજી જાડેજા**
ઈ. ૧૯મી–૨૦મી સદીની સંધિ
કચ્છના જાડેજા ઉત્તરાવસ્થા અંતરમાં 'કલાપી'ના એક મિત્ર. રચના: અલખ ઝરૂખો

વગેરે કાવ્યોનો સંગ્રહગ્રંથ, ઉપરાંત કચ્છી કવિતા પણ

**પ્રતિષ્ઠાસોમ** ઈ ૧૫મી સદીનો મધ્ય
જૈન સાધુ રચના: સોમસૌભાગ્ય (સં ઐતિ કાવ્ય, ૧૪૬૯)

**પ્રદ્યુમ્નસૂરિ (૧)** ઈ. ૧૨મી સદી
આશાપલ્લી જૈનાચાર્ય રચના: વાદસ્થલ (સં)

**પ્રદ્યુમ્નસૂરિ (૨)** ઈ ૧૩મી સદી
જૈનાચાર્ય. રચના અમરાદિત્ય-સંક્ષેપ (સં, ૧૨૬૮), પ્રવ્રજ્યાવિધાનમૂલશુદ્ધિ પ્રકરણ (સં, ૧૨૮૨)

**પ્રફુલ્લચંદ્ર મણિલાલ શાહ 'ભાગ્તીય'** ઈ સ ૧૯૩૭
જ ૨૫-૧૧-૧૯૩૭ માંકવા (તા મહેમદાવાદ) દશા શ્રીમાળી વણિક માધ્ય અને ઉ૦ નડિયાદમા. ૧૯૬૧મા બી એ., ૧૯૬૩મા એમ એ (ગુજ.) ૩ વર્ષ હિંદ સાયકલ કં૦ મા મુંબઈ પછી ૧૯૬૬થી શૈક્ષણિક કાર્ય નડિયાદના 'સાહિત્ય-વર્તુલ'ના મંત્રી રચના ઉન્માદિની (વા સં, ૧૯૬૪), આંખો મારી–આંસુ તમારા (વા સં, ૧૯૬૭)

**પ્રબોધચંદ્રગણિ** ઈ ૧૩મી સદી
ખરતરગચ્છના જિનપતિસૂરિના જિનેશ્વરસૂરિના શિષ્ય રચના સંદેહ દોહાવલિ બૃહદ્વૃત્તિ (સં ૧૨૯૫)

**પ્રબોધ મહેતા**
રચના. સુવાસની (ન ૧૯૪૭)

**પ્રબોધમૂર્તિ** ઈ ૧૩મી સદી
પાછળથી ખરતરગચ્છના જિનપ્રબોધસૂરિ રચના કાતંત્ર વ્યાકરણ-દુર્ગપદપ્રબોધ ટીકા (સં, ૧૨૭૨)

**પ્રભાચંદ્રસૂરિ** ઈ ૧૩મી સદી
રાજગચ્છીય ધનેશ્વરસૂરિની પરંપરામા ચંદ્રપ્રભસૂરિના શિષ્ય. રચના પ્રભાવકચરિત (સં ઐતિ પદ્યગ્રંથ, ૧૨૭૮)

**પ્રભાવતીબહેન પજવણી** ઈ. સ ૧૯૧૨
જ . ૧૨-૧૦-૧૯૧૨. વડોદરા લોહાણા મોન્ટેસરી તાલીમ રાષ્ટ્રભાષા પરિચય. વડોદરાના 'મૃદુલ ભારતી બાલમંદિર'ના આચાર્યા રચના શ્રદ્ધાંજલિ (૧૯૫૧), ક્રાંતિને પગલે (૧૯૬૨), પ્રેમ-જ્યોતિ (૧૯૫૯), રંમઝટ (૧૯૫૯), પ્રાર્થનાપરાગ (૧૯૫૯), ગીતગુર્જરી (૧૯૬૦), ફૂલપાદડી (૧૯૬૧), ચરણકમળમા (૧૯૬૨), ગીતભારતી (૧૯૬૩), આતરદીપ (૧૯૬૪), મંગળદીપ (૧૯૬૫), ગુરુગીતાંજલિ (૧૯૬૬), કેવડો (૧૯૬૬), પૂર્ણિમાના પોયણા (૧૯૬૬), પ્રણવદીપ (૧૯૬૬), રામરોટી (૧૯૬૬)

**પ્રભાશંકર** ઈ. ૧૯ મી સદીનો ઉત્તરાર્ધ
અમદાવાદ ખડાયતા બ્રાહ્મણ. વર્ષે વેપારી સં ૧૯૧૯-૨૦મા એણે પોતાની કૃતિઓની જાતે નકલ કરી મળે છે. રચના. ચોળ અને પદો, તુલસી વિવાહ, બારમાસ, (૧૮૬૩) બ્રહ્મતત્ત્વ (ગદ્ય. ૧૮૫૪) વગેરે અર્વા ગુજ. પદ્ય

**પ્રભાશંકર જયશંકર પાઠક**
સારા પદ્યકાર રચના શ્રી કુંભનાથનુ શિવાલય (૧૯૧૩. આમા 'સોરઠી ભૂમિનુ ગૌરવ' બોટાદકરના 'સૌરાષ્ટ્ર'ને યાદ કરાવે તેવુ)

**પ્રભાશંકર પ્રધાન શર્મા**
ઈ. ૧૯મી-૨૦મી સદીની સંધિ
કચ્છ મોવાળાના વતની કવિ. રચના પર્જન્યપ્રસાદ (કાવ્ય, છપ્પનિયા પછીના સત્તાવનિયાના બીજા વર્ષ વિશેનુ)

**પ્રભાશંકર રામળજી**
દલપતરામના શિષ્ય કવિ રચના તુખમ તાશીર કે સોબત અસર (૧૮૬૫ કા સ છપા પણ ઘણા લખ્યા છે સ્ત્રીઓ માટે એમણે ઇચ્છાવરની ભલામણ કરી છે)

**પ્રભુદાસ ગાંધી**
રચના જીવનનુ પરોઢ (ચ ૧૯૪૮)

**પ્રભુદાસ લાધાભાઈ મોદી**
ઈ સ ૧૮૮૨-?
સાવરકુંડલા (સૌ) કપોળ વણિક મૅટ્રિક. 'સાંજ વર્તમાન'ના સહતંત્રી હતા જ્ઞાતિપત્ર કપોળ'ના મંત્રી પણ હતા રચના કપોળ કૅલેન્ડર (૧૯૦૫), કપોળ ડિરેક્ટરી (૧૯૦૭), વિનોદ વાર્તામાળા (૧૯૧૨), કપોળ અગ્રેસરમાળા ભાગ ૧-૨ (૧૯૧૫-૧૭), આપ્ત વચનો વગેરે

**પ્રભુલાલ જસવંતરાય ધોળકિયા**
ઈ સ ૧૯૦૫
જ ૨૯-૧-૧૯૦૫ ભૂજ વડનગરા નાગર ગૃહસ્થ ૧૯૨૩મા મૅટ્રિક. રાષ્ટ્રિય શિક્ષણ કાર્યે ૧૯૨૭-૨૮ સ્વ ગિજુભાઈ પાસે બાલશિક્ષણની તાલીમ ૧૯૩૦-૩૪ લોહાણા કેળવણી મંડળની ૭૦ ગ્રામશાળાઓનુ સંચાલન ૧૯૩૪થી સદનવાડીમા રાષ્ટ્રિય કેળવણી સંસ્થા 'સરસ્વતીસદન' સંચાલન હરિજન સેવકસંઘના ૧૯૩૨થી મંત્રી પછી ૧૯૪૭મા મંત્રી; 'સરસ્વતી સદન' બંધ કર્યું રચના: વન દેવતા (૧૯૫૩), માબાપોની મૂંઝવણ (૧૯૫૭), સાજ રહીશુ (૧૯૬૫), વગેરે

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી**
ઈ સ. ૧૮૯૨-૧૯૬૨
જ.: ૧૫-૧૧-૧૮૯૨ વીરપુર (તા. ગોંડળ સૌ) ઔદીચ્ય સહસ્ર બ્રા. જેતપુરમા અ ચાર (આજના ૮) સુધી શિક્ષણ. ૧૯૦૯ થી ૧૯૧૫ કરાંચી ટૉક વર્કશૉપમા. ૧૯૧૬માં કરાચીમાં શ્રી આર્યનાટક સમાજે એમનું 'વત્સલ' પહેલુ નાટક ભજવ્યુ ૧૯૧૬થી ૧૯૬૩ સુધી એમનાં નાટકો ભજવાયાં ૬૦ નાટકોની રચના ઉચ્ચ પ્રકારના નાટ્યલેખક. એમનાં જાણીતા નાટકો લક્ષ્મીકાંત નાટક સમાજે ભજવેલા: અરુણોદય (૧૯૨૦), માલવપતિ (૧૯૨૪), પૃથ્વીરાજ (૧૯૨૫), સિરાજુદ્દૌલા (૧૯૨૫), શાલિવાહન (૧૯૨૭), એક અબળા (૧૯૨૭), સમરકેસરી (૧૯૩૩), સર્જન કોણ (૧૯૩૬), શ્રી દેશી નાટક સમાજે: સતાનોને વાંકે (૧૯૩૮), સંપત્તિ માટે (૧૯૪૧), સમય સાથે (૧૯૪૫), ગાડાનો બેલ (૧૯૪૬), ગંભુમેળો (૧૯૪૭), સામે પાર (૧૯૪૭), સોનાનો સૂરજ (૧૯૫૦), વૈભવનો મોહ (૧૯૫૧), શ્રવણકુમાર (૧૯૫૮), સુખના સાથી (૧૯૬૦), વિદ્યાવારસ (૧૯૬૨). એમણે વિક્રમાદિત્ય, બિંદિયા, ગૃહસ્થી, ગુમાસ્તા, તુલસીદાસ, ગરીબી, બહુરાની વગેરે ૨૧ જેટલી ફિલ્મ સ્ટોરી પણ લખી છે મુદ્રિત રચના: વિદ્યાવારિધિ (ના ૧૯૫૧), સામે પાર (ના ૧૯૫૬)

**પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર**
રચના રામવીણા (કા. સં ૧૯૧૪)

**પ્રવીણચંદ્ર હંસરાજ શાહ** ઈ. સ ૧૯૪૦
જ: ૩-૯-૧૯૪૦ સુથરી (તા અબડાસા-કચ્છ) વણિક ઘણા સામયિકોમા લેખો-વાર્તાઓ-કાવ્યો પ્રસિદ્ધ થયા છે નિશાગીત (ન ૧૯૬૭), દરદ અને દવી (ન ૧૯૬૭)

**પ્રસન્નચંદ્રસૂરિ** ઇ ૧૩૬૬ પછી
મારવાડ જૈ શ્વે આચાર્ય રચના: રાવણ પાર્શ્વનાથ ફાગુ (મુ) મધ્ય ગુજ ની ફાગુકૃતિ

**પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત**
– ઈ. ૨૦મી સદીનો પૂર્વાર્ધ
સુરત વડનગરા નાગર બ્રાહ્મણ કૉલેજના પહેલા વર્ષ સુધીનો અભ્યાસ નવલકથાકાર રચના: બાલ કાલિદાસ, કાલિદાસનાં નીતિવચનો, દત્ત પ્રબોધ કલ્પદ્રુમ-સ્કંધ ૧-૮, નવનાથ ચરિત્ર-ભાગ ૧-૨, શ્રીકૃષ્ણલીલા ભાવાર્થ દીપિકા, દત્તાત્રેય માહાત્મ્ય, કુલલક્ષ્મી કમલા, પ્રણયકુંજ, પ્રસન્નકથાકુંજ, આનંદમઠ, દેવી

ચૌધરાણી, સતી મહિમાયા અને પાંચ સતીઓની વાર્તા, બાલપંચતંત્ર, બાલ ભાગવત, બાલ હિતોપદેશ વગેરે

**પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી**

ઈ.સ. ૧૮૮૫–૧૯૬૧

૨૮-૬-૧૮૮૫. સુરત વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ. ભરૂચમાં, માધ્ય ભરૂચ નડિયાદ સુરત. વિલ્સન કૉલેજમાંથી ૧૯૦૫માંબી એ, ૧૯૦૭માં એમ એ, અને મુબઈથી ૧૯૦૮માં એલએલ બી, ૧૯૧૨માં એલએલ એમ. ૧૯૦૯–૧૦ સુરતમાં વકીલાત ૧૯૧૦–૧૫માં મુબઈ હાઈકોર્ટમાં ભાષાંતરકાર. ૧૯૧૫–૪૦ સરકારી ન્યાયખાતામાં છેક સ્મોલકોઝ કોર્ટના ન્યાયાધીશપદ સુધી. સસ્કૃત વેદાંતશાસ્ત્રના ગણ્યકોટિના વિદ્વાન અને સપાદક. મૃત્યુ ૮-૭ ૬૧. રચના પ્રસ્થાનભેદ (સ ગુજ. ૧૯૨૫), વૈશાલિની વનિતા (ના ૧૯૩૮), રશ્મિકલાપ ભાગ ૧ (નિ. ૧૯૬૦); કાયદાને લગતા કેટલાક અંગ્રેજી ગ્રથો પણ.

**પ્રહ્લાદ જેઠાલાલ પારેખ**

ઈ. સ ૧૯૧૫–૧૯૬૨

જ.. ૨૩–૧૦–૧૯૧૧. ભાવનગર. પોરવાડ વણિક. પ્રાથ માધ્ય. ભાવનગરમાં 'દક્ષિણામૂર્તિ. ભવન'ના સસ્કાર ત્યાંથી શાંતિનિકેતન'-બગાળ. ૧૯૩૦માં સત્યાગ્રહમાં ઝપલાવ્યુ ને જેલનિવાસ. ઉચ્ચકોટિના કવિ મૃત્યુ ૨–૧–૧૯૬૨. રચના ગુલાબ અને શિવલી (કા સ. ૧૯૩૮), બારીબહાર (કા. સ ૧૯૪૦)

**પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ** ઈ સ. ૧૯૦૯

જ. ૨૦–૮–૧૯૦૯, અમદાવાદ. વ. તારાપુર (જિ. ખેડા) બ્રહ્મભટ્ટ ૧૯૨૮મા મૅટ્રિક હસ્તલિખિત માસિકો કાઢવાની પ્રવૃત્તિથી આરભ. 'સદેશ'મા વાર્તાલેખન વગેરેથી લેખનનો આરંભ સદેશમા જોડાયા અને વર્તમાનપત્રકાર,નવલકથાકારઅનેનિબધકારતરીકે ભારે સબળ વિકાસ સાધ્યો 'સેવક'ના વર્ષો સુધી તંત્રી. 'જનસત્તા' શરૂ થતા એનાસહતંત્રી થયા. રચના: બિન્દુ (ન. ૧૯૪૨), અધૂરા ફેરા (ન ૧૯૪૬), નેતાજી (ચ ૧૯૪૬), નેતાજીના સાથીદારો (૧૯૪૬), ભગતસિંહ; નવલિકા ગૃહલક્ષ્મી, ઉમા, પૂર્ણા અને બીજી વાતો, જિંદગીનાં રૂપ વગેરે, નવલિકાઓ રસદા, એક ડાળના પખી, સાધના અને સિદ્ધિ, તૃષા અને તૃપ્તિ, અરમાનના અગારા, અધૂરા અરમાન, નવાં પ્રમાણ, ભવાટવીમાં ભૂલા પડયા, લીલીવાડી, એક પથ દો પ્રવાસી, માટીના માનવી, સૂના હૈયા સૂનાં મદિરિયાં, ધરતીનુ ફૂલ, મુગ્ધા, ખાખના પોયણા, નાગરવેલના બે પાન, અતરનેલાશ, કાચી માટીનુ કોડિયુ વગેરે

**પ્રહ્લાદનદેવ** ઈ. ૧૩મી સદી

પાલણપુરના પરમાર. આબુના રાજા ધારાવર્ષના ભાઈ પાલણપુર વસાવ્યુ. રચના. પાર્થપરાક્રમ વ્યાયોગ (સ. નાટક)

**પ્રાગજી જમનાદાસ ડોસા**

ઈ. સ. ૧૯૦૮

જ.: ૨૫ ૯–૧૯૦૮ નળિયા (કચ્છ), ભાટિયા'. અને પચગનીમા મૅટ્રિક સુધી મુબઈ અભ્યાસ. કૉલેજના બે વર્ષ પછી વધામા ટૂકીવાર્તાના અને અનેક નાટ્યકૃતિઓના લેખક ત્રણ વર્ષ માટે 'ગુજરાતી નાટ્ય' માસિકના તંત્રી. વિદેશોના પ્રવાસમા 'રગભૂમિ'નો અભ્યાસ સબળ કર્યો.'આકાશવાણી' ઉપર નાટ્યકૃતિઓ રજૂ થાય છે રચના (પુષ્પકુજ (વા સ. ૧૯૩૪), સમયના વહેણ (ના. ૧૯૫૦), ઘરનો દીવો (ના. ૧૯૫૨), મગલમદિર (ના. ૧૯૫૫), છોરુ કછોરુ (ના ૧૯૫૯), સહકારના દીવા (ના ૧૯૫૮), ચરણરજ (એકાકી સગ્રહ ૧૯૫૫), એકલવ્ય અને બીજી બાલનાટિકાઓ (૧૯૫૫), મનની માયા અને જેવી છુ તેવી (ના. સ. ૧૯૬૦) વગેરે

**પ્રાગો** ઈ. ૧૮ મી સદીનો ઉત્તરાર્ધ

ધર્મ રામાનંદી વૈષ્ણવ સાધો વેદાતી કવિ. રચના: પદસગ્રહ (મુ), અધ્યાત્મ રામાયણ (સાહિત્ય' માસિકમા વર્ષ ૧૫ ૨૦મા છપાઈ. અગ્રકય કૃતિ), કક્કા, ચિતામણિ, રામરસાયણ (હિં ગુ) પદો (મોટા ભાગની અપ્રસિદ્ધ રચનાઓ)

**પ્રાણજીવન ત્રિભુવન ત્રિવેદી**

શિથિલ, પણ પહેલા અનુવાદક રચના ભર્તૃહરિશતત્રય ઋતુસહાર (૧૯૦૧)

**પ્રાણજીવન વિશ્વનાથ પાઠક**

ઈ. સ. ૧૮૯૮

જ ૨૧–૮–૧૮૯૮ જામ ખંભાળિયા (સો) વ. ભોળાદ (તા ધોળકા), પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ સ્વ વિશ્વનાથ સવરામ પાઠકના સૌથી નાના પુત્ર અને સ્વ રા વિ પાઠકના સૌથી નાના ભાઈ પ્રાથ માધ્ય સૌરાષ્ટ્રના અનેક ગ મોમા મૅટ્રિક એલ્ફિન્સ્ટન-હા. સ્કૂથી ૧૯૧૬મા ૧ા વર્ષ વડોદરા કૉ મા, ત્રણ વર્ષ ફર્ગ્યુસન કૉ પૂના ત્યાથી ૧૯૧૯મા બીએ (તત્ત્વજ્ઞાન) ૧૯૩૧મા એમ એ (ત. જ્ઞા. અને માનસશાસ્ત્ર), એ ગાળામા અસહકારની ચળવળમા, ૧૯૩૦ સુધી મિલમા શીખવા માટે પણ જતા ૧૯૩૭-૩૯ વડોદરા કૉલેજમા અધ્યાપક. અમદાવાદ પ્રૌઢિય ટ્રેનિંગ ... શહેરોની મજૂરની મિલોમા આવરણ ૫-૧૯૬૬મા નિવૃત્ત. રચના. ગાનતા (ના ૧૯૨૪), ઠીંગલી (ના. અનુ ૧૯૨૫). ... આદર્શનગર (અનુ)

**પ્રાણનાથ** ઈ સ. ૧૬૧૯-૧૬૯૫

જામનગરના દીવાન કેશવ... પુત્ર કેશવ ઠાકરના પુત્ર પરાગામી સપ્રદાયના સ્થાપક 'છત્રાવતી' નામથી પણ રચનાઓ. રચના. પદો (હિ. ગુજ. વિશાળ સગ્રહ)

**પ્રાણલાલ કિરપારામ દેસાઈ**

ઈ સ ૧૮૮૨-૧૯૫૧

જ.. ૧૧-૫-૧૮૮૨ આમોદ બ્રહ્મક્ષત્રિય માધ્ય. વડોદરામા. ૧૯૦૩માં વડોદરા કૉ થી બી.એ. ૧૯૦૪મા સરકારી કેળવણીખાતામા શિક્ષક. ૧૯૧૬માં ટ્રે. એન્યુ ઇન્સ્પે થયા ૧૯૨૦મા અમદા મ્યુનિ સ્કૂ બોર્ડના સુપરિ ૧૯૨૫મા એડમિ-ઑફિ નિવૃત્તિ પર્યંત વર્ષો સુધી ગુજ. સા. સભા અમદાવાદના એક મત્રી. મૃત્યુ: ઈ. સ–૧૯૫૧ રચના ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો (૧૯૨૨), શિષ્ટ સાહિત્યમાળા-ક્રમિક પાઠ્યપુસ્તક (ગુજ. સા. પરિષદ માટે) ભાગ ૧-૨ (૧૯૩૧), વાર્તાઓ અને સસારચિત્રો (૧૯૩૨)

**પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી**

ઈ સ. ૧૮૭૯

જ.. ૩૦-૫-૧૮૭૯. વાગડ વડનગરા નાગર ગૃહસ્થ. ૧૮૯૫મા મૅટ્રિક ૧૯૦૦ ન્યૂ ચૅડૈથી બી એસસી ડિગ્રી સાહિત્યના સારા જ્ઞાતા ૧૯૩૪–૩૫ વડોદરાના કેળવણીખાતામા, પછી પ્રાચ્ય વિદ્યામદિરમા. ૧૮૯૯–૯૭ ચૂડા સ્ટેટમા ભાયાતી મૅનેજર, ૧૮૯૭ ૧૯૦૩ રાજકોટમા વકીલાત ૧૯૦૩–૧૯૦૬ પચગની દેવલ લીમા શ્રી સીતારામ ના પંડિત ગૅજિસ્ટ્ર સાથે ૧૯૦૭–૧૯૩૯ વડોદરા રાજ્યના બાગવાડીખાતામા રચના ગર્ભવિદ્યા (૧૯૨૮), કબીરસાહેબનુ બીજક ભાગ ૧ ૨ (૧૯૩૩-૧૯૩૬), દિવ્યપ્રેમદર્શન (૧૯૪૭), ગ્રામસેવકો (૧૯૪૮), સાધનચતુષ્ટય (વે ૧૯૪૯)

**પ્રાણલાલ મુનશી**

રચના: સોજલ (ન ૧૯૬૬)

**પ્રાણશંકર પ્રેમશંકર ભટ્ટ**

ઈ. સ ૧૮૯૧ ૧૯૧૮

જામનગર પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ સ્વ દુર્ગાશંકર શાસ્ત્રીના મામા ગુજ. ૭ ધોરણ પછી સ નો વ્યવસ્થિત અભ્યાસ ઉચ્ચ કોટિના વિદ્વાન. રચના કાવ્યકુસુમ (૧૮૯૬), અદ્વૈત સિદ્ધિ (અનુ) બ્રહ્મચર્યનો ઉપદેશ, આ-

પણે હૃદય કેમ થાય (૧૮૯૬), વૈદ્યવિદ્યાનુ તાત્પર્ય (૧૮૯૭), અષ્ટાંગહૃદય (અનુ ૧૯-૧૩)

**પ્રાણશંકર સોમેશ્વર જોશી**

ઈ.સ. ૧૮૯૭

જ. ૨૦-૨-૧૮૯૭ જેતપુર બ્રાહ્મણ. પ્રાથ માધ્ય જેતપુરમા. રાજકોટથી મૅટ્રિક જૂનાગઢમા કૉ શિક્ષણ ૧૯૧૯થી સાહિત્ય પ્રવૃત્તિ ૧૯૧૯થી વિદેશગમન લેખક પત્રકાર અને શિક્ષક. દક્ષિણ આફ્રિકાની ક્રાંતિચળવળના કાર્યકર ત્યાની સરકારે ૧૯૫૭મા ત્યાથી દૂર કરતા ભારતમા આવી રહ્યા અત્યારે રાજકોટમા રચના સ્વતંત્રતાનો દાવો (અનુ ), જગતના રાજદ્વારી ક્ષેત્રમા હિંદનુ સ્થાન (અનુ ), શિવ અને જાગૃતિ (અનુ ), કૃષ્ણબસી (અનુ ) રંગદ્વેષનો દુર્ગ, શાહીવાદનો જડભે, દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ, સ્મૃતિપ્રસંગો, આફ્રિકાની મહાક્રાંતિ (૧૯૬૪), ઉપરાત. અ. ગ્રંથો 'દક્ષિણ આફ્રિકાના ક્રાંતિયુદ્ધ'ને લગતા ૬. (છ ૧ ગુજ. અને ૨ અ. અમુદ્રિત)

**પ્રિયકાંત કાંતિલાલ પરીખ**

ઈ સ ૧૯૩૭

જ ૧-૧-૧૯૩૭. રાજપીપળા દસા ખડાયતા વણિક. પ્રાથ માધ્ય રાજપીપળામા. ૧૯૫૦મા મૅટ્રિક સુરત એમ ટી બી કૉલેજથી ૧૯૫૭મા બી એ એક વર્ષ મુંબઈ-ભવન્સ કૉ.-મા કરી ૧૯૬૦ વડોદરાથી એમ એ (વિષય ગુજ.) મુંબઈ કાશીલાલ-ડભોઈ સખેડામાં શિક્ષક પછી સખેડા કૉ.મા ૧૯૬૨-૬૩, ગોધરા કૉ માં ૧૯૬૩-૬૪, રાજપીપળા કૉ માં ૧૯૬૪-૬૬, અત્યારે ભાદરણની કૉલેજમાં ગુજ. અધ્યાપક. રચના ઝગાતા રસ્તા (વા સ , ૧૯૬૩), નવી ધરતી (ન ૧૯૬૬), એક અલ્પવિરામ એક પૂર્ણવિરામ (વા સ ૧૯૬૬), પ્રિયા બિન આવત નાહીં ચૈન (ન ૧૯૬૭), ધુમ્મસ છાયો પથ (ન ૧૯૬૯), ભૂતકાળ (વા સં ૧૯૬૯), ઉપર ગગન વિશાળ (ન ૧૯૭૧), કા વરસે કા વિખરાઓ (ન ૧૯૭૧), કોઈનુ માંડળ કોઈને હાથે (ન ૧૯૭૧)

**પ્રિયકાંત પ્રેમચંદ મણિયાર**

ઈ સ ૧૯૨૭

જ. ૯-૧-૧૯૨૭ વિરમગામ વ અમરેલી બ્રહ્મક્ષત્રિય પ્રાથ માડલ (તા વિરમગામ), પછી વઢવાણ હાઈસ્કૂલમા ગઉ કરી અમદા ની ન્યૂ હા સ્કૂ પાચમા (આજના નવમા) સુધી માત્ર અભ્યાસ ૧૯૪૦થી કવિતાક્ષેત્રે અને 'કુમાર'થી કાવ્યપ્રસિદ્ધિની શરૂઆત અત્યારે નવોદિત કવિઓમા ગણ્ય સ્થાન. રચના પ્રતીક (કા સ. (૧૯૫૩), અશબ્દ રાત્રિ (કા સ ૧૯૫૯)

**પ્રીતમ** ઈ સ ૧૭૧૮-૧૭૯૮

ખાવળા (સરેસર નજીક, જિ ખેડા). બ્રહ્મભટ્ટ જ્ઞાની ભક્ત કોટિના કવિ. વૈષ્ણવ રચના પ્રીતમની વાણી (મુ. એમાં એમની મોટા ભાગની કૃતિઓ છપાઈ છે.), ગુરુગીતા, જ્ઞાનગીતા (મુ ). જ્ઞાનપ્રકાશ (મુ ), તુલસી વિવાહ (મુ ), પ્રીતમગીતા ભગવદ્‌ગીતા (મુ ), પ્રેમપ્રકાશ (મુ ), ભોડાણો (મુ ), સરસગીતા (મુ )-અર્વા ગુજ એમને નામે 'એકાદશ સ્કંધ' (ભાગ ) એમના શિષ્ય નારાયણદાસે સ ૧૮-૭૬ (ઈ સ ૧૮૨૦)માં નકલ કરાયેલો ઉલ્લેખાયેલો છે, પણ શ્રદ્ધેય નથી. એને નામે રાવવદાસનું 'રામાયણ' પણ ચડાવવામા આવ્યુ છે.

**પ્રીતમરાય વ્રજરાય દેસાઈ**

ઈ. સ. ૧૮૯૧—૧૯૪૭

જ.. ૨-૧-૧૮૯૧ સાણંદ વ અલીણા; પછી અમદાવાદ બ્રહ્મક્ષત્રિય. પ્રા. સુરતમાં, માધ્ય ને ઉચ્ચ અમદા પછી પ્રે રા કૉલેજમા અધ્યાપક સહકાર પ્રવૃત્તિ-ખાસ કરી હાઉસિગ સોસાયટીઓના જનક એલિસબ્રિજનું 'પ્રીતમનગર' એમના નામ ઉપરથી. ૧૯૨૦-૨૫માં ગુજ સા સભાના એક મત્રી. પાઠ્યપુસ્તકોના લેખક મૃ યુ. ૧૬-૫-૧૯૪૭ રચના. સાહિત્યવાચનમાળા-ભાગ ૧-૨ (૧૯-૨૪), મુંબઈ ઈલાકો (૧૯૨૬), હિંદુસ્તાન (૧૯૨૯), આરોગ્ય વિજ્ઞાન પ્રવેશપોથી (૧૯-૨૯), ગૃહવિજ્ઞાન પ્રવેશપોથી (૧૯૩૨).

**પ્રીતમલાલ મજમૂદાર**

ગુણવાળી રચના આપનાર કવિ રચના: ફૂલકણી (કા સ. ૧૯૩૬)

**પ્રીતમલાલ લક્ષ્મીશંકર (જોશી) કવિ**

ઈ. સ ૧૯૩૧

જ. ૨૧-૫-૧૯૩૧. ભૂજ (કચ્છ) પ્રાથ માધ્ય કૉ ૧૯૫૧મા એસ એસ સી ૧૯૬૧મા બી એ. ૧૯૫૩મા કોવિદ (હિ ) ૧૯૫૧થી માસિકોમાં કવિતાક્ષેત્રે અને પછી વાર્તાક્ષેત્રે પણ પ્રદાન અત્યારે ગુજ રાજ્યના માહિતીખાતામા સુરેન્દ્રનગરખાતે. રચના નિશિગંધા (કા સં. ૧૯૫૭), વૈજયન્તી (ગી. સં ૧૯૬૪)

**પ્રીતિવિજય** ઈ ૧૯મી સદીનો મધ્યભાગ

સુહાલી જૈ શ્વે સાધુ રચના ખારવ્રત (૧૬૫૭)-મધ્ય ગુજ પદ્ય

**પ્રીતિવિમલ**

ઈ. ૧૬-૧૭મી સદીનો સંધિભાગ

ક્ષેમપુર તપગચ્છના વિજયસેનસૂરિના ધર્મસિહના જયવિમલના શિષ્ય. રચના મૃગાંકકુમાર પદ્માવતી ચોપઈ (૧૫૯૩), દાનશીલતપ ભાવના રાસ (૧૬૦૨ પછી), અષ્ટપ્રકારી પૂજા રાસ (૧૬૦૦) વગેરે મધ્ય ગુજ. પદ્ય, ચંપક શ્રેષ્ઠીકથા (સં., ૧૫૯૫)

**પ્રીતિસાગર** ઈ. ૧૭મી સદીનો અંતભાગ

જૈ. શ્વે સાધુ રચના ઋષિદત્તા ચોપઈ (૧૬૯૯)-અર્વા ગુજ પદ્ય

**પ્રેમ** ઈ. ૧૯મી સદીનો આરંભ

જૈ. લોકાગચ્છી રચના: હરિચંદ્ર રાજા ચોપઈ (૧૮૦૧)-અર્વા ગુજ. પદ્ય

**પ્રેમજી ખેતસિંહ કંજરિયાં**

લુહાણા રચના. શૃંગારદર્પણ ('શૃંગાર તિલક' વગેરેનો મુક્ત પદ્યાનુવાદ ૧૮૭૭)

**પ્રેમ મુનિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

જૈ. લોંકાગચ્છી રચના દ્રૌપદી રાસ (૧૬-૩૫), મંગલકલશ રાસ (૧૬૩૬)-મધ્ય-ગુજ-પદ્ય

**પ્રેમયોગી**

રચના. ચંદ્રભીષ્મ પ્રતિજ્ઞા (ના. ૧૯૨૨)

**પ્રેમલાલ ગોવર્ધનદાસ મેવચા**

'ભક્તિપ્રિય' ઈ. ૧૯૧૧

જ ૨૦-૧૦-૧૯૧૧. વેળવા (તા માણાવદર). કંસારા. પ્રાથ. માધ્ય. મોસાળમા. આપબળે સાહિત્યપ્રવૃત્તિ. વલ્લભસંપ્રદાયના જાણકાર લેખક અને કવિ 'વૈશ્વાનર' માસિકના વીસ વર્ષ તંત્રી. અનેક સામયિક પત્રોમા લેખો-કાવ્યો-ટૂંકી વાર્તાઓ એકાંકીઓ વગેરે છપાયા છે. રચના દિવ્ય પુષ્ટિમાર્ગના પ્રણેતા, રસખાન (ના ), ભાવના (પ્રસંગચિત્રો), વૈષ્ણવકંઠમણિ (વિવે.), ભાવનામંદિર, ભાગ ૧-૨ (વા. સં.), પરમભક્ત નારાયણદાસ (ના ), બ્રહ્મસંબંધ અને આપણુ કર્તવ્ય, સત્યનો સંગાથી (ના ), વૈષ્ણવબાલ પાઠમાળા, વ્રજયાત્રાનો સગાથી (સાંસ્કૃતિક ભોગોલિક પરિચય), પુરુષોત્તમ પ્રતિભા (ચ ), નિત્યલીલા (અનુ ), વિહારી સ્મરણ (કા. કવિ પરિચય), સૌરભ (કા સંપાદન), પરાગ (કા. સંપાદન) જય ગોપાલ (ચ , ૧૯૭૦) વગેરે

**પ્રેમવિજય** ઈ. ૧૭મી સદીનો આરંભ

ઉજ્જયિની, ખંભાત જૈ. શ્વે સાધુ રચના. આત્મશિક્ષા (૧૬૦૬), ધનવિજય પન્યાસ રાસ (ઐતિ ), વસ્તુપાલ તેજપાલ રાસ (૧૬૦૬) અર્વા ગુજ ના આરંભનુ પદ્ય

**પ્રેમશંકર હરિલાલ ભટ્ટ** ઈ સ ૧૯૧૪

જ ૩૦-૮-૧૯૧૪ રાજસીતાપુર (તા ધ્રાંગધ્રા), ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ પ્રાથ

ધ્રાંગધ્રાના ગામોમાં; માધ્ય. હળવદ ધ્રાંગધ્રા-મા. શામળદાસ કૉલેજ ભાવનગરથી ૧૯૩૮માં બી.એ. ગુ.ના વિષયમાં પ્રથમ આવવા માટે ગુ. સા. પરિષદ ચંદ્રક. ૧૯૪૦માં ગુ મા પ્રથમ આવી એમ એ. મુંબઈ ભારતી વિદ્યાભવન ૬ વર્ષ અધ્યાપક. પાચ વર્ષ બર્મા શેલ ૦.માં પ્રકાશન અધિકારી પછી ખાલસા, સોફિયા ને સિદ્ધાર્થ કૉલેજ-મુબઈમા અધ્યાપક. ૧૯૫૬માં અમદાવાદ-સ્વામિનારાયણ કૉલજ શરૂ થતાં પહેલા આચાર્ય. ૧૯૬૪મા ધ્રાંગધ્રા કૉલેજના આચાર્ય. ૧૯૬૬થી દહેગામ-કૉલેજમા આચાર્ય. ગણ્ય કોટિના કવિ ને વિવેચક. રચના ચયનિકા (કા. સ. ૧૯૪૨), વરિત્રી (કા સ ૧૯૪૩), મધુપર્ક (વિવે. સ. ૧૯૪૭), બીજલ (ન ૧૯૪૮), શ્રીમગલ (પ. રૂ., ૧૯૫૭), તીર્થોદક (કા સ, ૧૯૫૭), આચમન (વિ.વે સ, ૧૯૬૯) વગેરે

**પ્રેમાનંદ પ્રેમસખી** ઈ સ. ૧૭૫૭ ૧૮૮૫ નિવાસ ગઢડા સ્વામિનારાયણ સમ્પ્રદાયના સાધુ. સાગ પ્રતિભાશાળી પદ કીર્તનકાર રચના · પદસગ્રહ (મુ.) અર્વા ગુજ ૯૦૭ ઘણુ સાહિત્ય અપ્રસિદ્ધ છે.

**પ્રેમાનદ ભટ્ટ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ વડોદરા. ચોવીસો બ્રાહ્મણ. પિતાનું નામ કૃષ્ણારામ ગુજરાતનાં આખ્યાનકાવ્યોનો ઉચ્ચ કોટિનો કવિ. ઉદરનિમિત્તે કવિતાક્ષેત્રે પ્રવેશ એ જ નિમિત્તે સુરત નદરબાર અને બુરહાનપુર સુધી પ્રવાસ. નદરબારના શકરદાસ દેસાઈને આશ્રયે પણ રહી આખ્યાનો રચાયા હતા એની ઉચ્ચ પ્રતિભાથી મુગ્ધ થઈ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળામા તેમજ સાહિત્ય માસિકમા અન્યોની જૂની રચનાઓ અને કેટલીક નવીન રચી 'પ્રેમાનદ'ના નામ ઉપર પણ મુદ્રિત કરવામાં આવી. લક્ષ્મણાહરણ, સુભદ્રાહરણ (સુરતના વલ્લભ ભટ્ટનુ), મહાભારતનાં પર્વો (જૂના આખ્યાનકારોના), હારમાળા (મૂળ નરસિહની-વધારા કરી), દ્રૌપદી સ્વયવર, દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન, હરિશ્ચદ્રાખ્યાન, માધાતાખ્યાન, માર્કંડેય પુરાણ, ત્રણ નાટકો-પાચાલી પ્રસન્નાખ્યાન રોષદર્શિકા-સત્યાભામાખ્યાન તપત્યાખ્યાન વગેરે વહેતા કરવામા આવેલા અને સ. ૧૭૬૯ (સં. ૧૭૮૦) સુધી લાંબુ જીવન જીવનારો પણ સિદ્ધ કરવામા આવેલો. નવા સશોધનમા એ બધુ તૂટી પડયુ છે કવિ શરૂઆતમા સામાન્ય બ્રાહ્મણધર્મી હતો, પરતુ ઉમરે વધતા ચુસ્ત રામભક્ત બન્યો હતો. એનુ નિધન સને ૧૭૦૦ લગભગમાં થયુ શકય છે રચના : સ્વર્ગની નિસરણી, ઓખાહરણ (૨૯ કડવાનુ-૧૬૬૭), ચદ્રહાસ આખ્યાન (૧૬૭૧), અભિમન્યુ આખ્યાન (૧૬૭૨), મદાલસા (૧૬૭૨), દ્રી (૧૬૭૭), શ્રાદ્ધ, સુદામાચરિત્ર (૧૬૮૨) મામેરુ (૧૬૮૩), સુધન્વા આખ્યાન (૧૬૮૮), નળાખ્યાન (૧૬૮૬) રણયજ્ઞ (૧૬૯૦), રુક્મિણીહરણ, વામનકથા, શામળશાહના નાના વિવાહ, ભ્રમર ગીતા દશમસ્કંધ (અપૂર્ણ) વ.

**પ્રેમાવતીકાર** ઈ. ૧૯મી સદીના મધ્ય રચના પ્રેમાવતી (લૌકિકથા, મુ.)

**ફતેંદ્રસાગરગણિ** ઈ. ૧૮ મી સદીનો મધ્ય તપગચ્છના વિનીતસાગર-ધીરસાગરના શિષ્ય. રચના હોલીરજ પવકથા (સ, ૧૭૬૬)

**ફતેચંદ** સં ૧૮મી સદીનો મધ્યભાગ જૈ. લોકાગચ્છી. રચના. પ્રીતિધર નૃપ ચોપાઈ (૧૭૬૩) અર્વા. ગુજ. પદ્ય

**ફતેહચદ કપૂરચદ લાલન** ઈ સ. ૧૮૫૮-?

જ. ૧૦-૩-૧૮૫૮, માડવી (કચ્છ). વ જામનગર વીસા ઓસવાળ વણિક અંગ્રેજી સસ્કૃતનો અભ્યાસ મુબઈમા અમેરિકામા જઈ અગ્રેજીમા ભાષણો આપેલા. ૧૯૩૬મા લડનમા ભરાયેલી વિશ્વ ધર્મપરિષદમા શ્વેતાબર જૈન સમાજના પ્રતિનિધિ. વૃદ્ધાવસ્થામા પણ પોતાનો પરિચય આપતા એ પોતાને Young old Lalan તરીકે ઓળખાવતા. રચના સદ્વક્તા, જૈનમાર્ગપ્રવેશિકા, સ્વાનુભવદર્પણ (અનુ), આત્મબોધ, આત્મવિકાસના માર્ગ, શ્રમણ નારદ, Gospel of man (અ.) વગેરે

**ફાંગ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ લાડોલ (ઉ ગુજ.) મોઢ વણિક, પિતાનુ નામ ગણપતિ રચના કસોદ્ધરણ (૨૭ કડવા) -મધ્ય ગુજ પદ્ય

**ફાર્બસ કૉર્બસ, અલેકઝાન્ડર કિન્લૉક)** ઈ સ ૧૮૨૧-૧૮૬૫

જન્મ. ૭-૭-૧૮૨૧ લડન અગ્રેજ. ૧૮૪૩મા મુબઈમા સરકારી સનદી નોકરી વવતા વવતા ૧૮૪૬મા આસિ જજ. ૧૮૪૮મા નવેમ્બરમા ભોળાનાથ સારાભાઈ દિવેટિયાએ એમને કવીશ્વર દલપતરામના સાથની સગવડ કરી આપી ૨૬-૧૨-૧૮૪૮ને દિવસે ફાર્બસે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'—આજની 'ગુજરાત વિદ્યાસભા'—ની સ્થાપના કરી-પોતે મત્રી થયા. ૪-૪-૧૮૪૯ને દિવસે 'વર્તમાનપત્ર' નામક સામયિક ત્યાંથી શરૂ કરાવ્યુ. ૫-૧૨-૧૮૫૦માં મનનભાઈ કલ્યાણ... ૧૮૫૦ના એપ્રિલથી 'બુદ્ધિપ્રકાશ' પ્રસિદ્ધિનો આરભ કરાવ્યો. કવીશ્વર દલપતરામને સહાયમા રાખી ગુજરાતના ઇતિહાસન લગતી દંતકથાઓનો ભાટચારણો વગેરેની મદદથી સગ્રહ કર્યો. મૃત્યુ ૪૪ વર્ષે તા ૩૧-૮-૧૮૬૫ રચના Rasamala ભાગ ૧-૨ (૧૮૫૬-ગુજ મા રણછોડભાઈ ઉદયરામે અનુવાદ કર્યો, જે ફાર્બસ ગુજરાતી સભા, મુબઈ એ બે ભાગમા ૧૯૬૯-૭૦મા છપાવ્યો)

**ફિરોઝ આંટિયા** ઈ સ ૧૯૧૪

જ. ૧૩-૩-૧૯૧૪, મુબઈ. પારસી રચના છ નાટકો (એકાકી ૧૯૫૧), પદર નાટકો ને અગિયાર ટચૂકડીઓ (ના. ૧૯૫૭), ૯ નાટકો (૧૯૫૫), નારગ (ના ૧૯૬૦)

**ફિરોઝ કાવસજી દાવર** ઈ સ ૧૮૯૨

જ. ૧૬-૧૧-૧૮૯૨. અહમદનગર વ. સુરત. ૧૯૧૨મા ગુજરાત કૉલેજ અમદા થી બી એ. ૧૯૧૩મા એમ એ. ૧૯૧૬મા મુબઈથી એલએલ બી ૧૯૧૬-૧૭મા અમદા નેટીવ ઇન્સ્ટિ.મા આચાર્ય. ૧૯૧૮-૨૦ પૂનાની ડેક્કન કૉલેજમા અગ્રેજીના વ્યાખ્યાતા અને ૧૯૨૦ થી ૧૯૪૭મા નિવૃત્તિ પર્યત ગુજ કૉ મા. ૧૯૬૬ સુધી લાલભાઈ દલપતભાઈ વિનયન મહાશાળામા અ ના અધ્યાપક હાલ તદ્દન નિવૃત્ત. અગ્રેજી સાહિત્ય અને પારસી ધર્મસાહિત્યના ઊંડા અભ્યાસી ઉત્તમ વક્તા ગુજ. યુનિ ની ૧૯૭૦મા ડી.લિટ ની માનદ પદવી. રચના જરથોસ્તી અને બહાઈ ધર્મો (૧૯૪૩), મોત પર મનન (૧૯૪૮), ઈરાનનો ગૌરવ (૧૯૫૦)

**ફૂઢ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ સૂપા ઔદીચ્ય બ્રાહ્મણ પિતાનુ નામ ગણેશ રચના. કપોતનુ આખ્યાન, પાડવવિષ્ટિ (૧૫૨૧), મલ્લ અખાડાના ચઢાવળા મહાદેવનો વિવાહ, રુકમિણી હરણ (૧૫૯૯ મુ), શૃગાલપુરી (૧૬૨૫. મુ), હરિશ્ચંદ્રાખ્યાન (૧૬૨૭)-અર્વા ગુજ. પદ્ય

**ફૂલચદ ઝવેરચદ શાહ** ઈ. સ ૧૮૭૯-?

નડિયાદ ખડાયતા વણિક. માધ્ય માધ્ય નડિયાદમા પછી મુબઈ જે જે અ દસ સ્કૂલમા. સતત ૨૫ વર્ષ સરકારી કેળવણી ખાતામા ડ્રોઈંગ શિક્ષક અગત શોખને કારણે રગભૂમિના સતત સપર્ક અને ગણ્ય કોટિના ગુજ નાટકોના સર્જક એવા જ ગણ્ય કોટિના ચિત્રકાર, સંગીતજ્ઞ નાટયરચના · શ્રી શુકદેવજી (૧૯૨૫), વિશ્વમોહિની (૧૯૨૫),

વામનજી (૧૯૨૫), અજામિલ (૧૯૨૫), શ્રી કૃષ્ણલીલામૃત (૧૯૨૫), શ્રી હરિશ્ચંદ્ર (૧૯૨૬), ગોપીચંદ (૧૯૨૮), ચંદ્રહાસ (૧૯૨૮), અકાકાર (૧૯૨૮), માતંગમોક્ષ (૧૯૨૯), સતી સાવિત્રી (૧૯૨૯), બાલરામાયણ (૧૯૩૧) વ.

**ફૂલાભાઈ ગરબડદાસ**

નડિયાદ વાળા. શાળાના માસ્તર રચના સેવા આખ્યાન (૧૯૧૧), નાભારામ આખ્યાન

**ફેરુ** ઈ ૧૪મી સદીનો આરંભ

વંધના કુળમા પરમ જૈન ચંદ્ર ઠક્કુરના પુત્ર રચના વાસ્તુસાર (સં ૧૩૧૬) જ્યોતિષસાર (સં ), રત્નપરીક્ષા (સ ) એ ત્રણેની વૃત્તિઓ સાથે (સ )

**બકુલ જયસુખરાય જોશીપુરા**

ઈ સ ૧૯૨૯

જ ૯-૯-૧૯૨૯. પેટલાદ વ જૂનાગઢ વડનગરા નાગર ગૃહસ્થ એલએલ બી વકીલ રચના વેરાયેલા બકુલ (કા સ ૧૯૪૯), સમાજના શિરોમણિ (ઇબ્સનના નાટકો, અનુ ૧૯૫૧), અશ્રુગાન (કા સ ૧૯૫૪), ગલી ગલીમા ગુંજે (ગી સ ૧૯૫૬), વકીલના અસીલ ને બીજા નાટકો (૧૯૫૭-એકાંકીઓ), વસ્તીની સોડમ (વા. સ ૧૯૫૮), રોતી નાગણઈ રગમાડવે (પ્રસગકથા ૧૯૬૨)

**બકુલ પદ્મમણિશંકર ત્રિપાઠી**

ઈ. સ ૧૯૨૮

જ ૨૭-૧૧-૧૯૨૮. નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. હ લ કૉમર્સ કૉલેજમાં વાણિજ્ય વિષયના અધ્યાપક. માર્મિક કટાક્ષલેખક 'જન્મભૂમિ' 'જનસત્તા' 'ગુજરાત સમાચાર' વગેરે અનેક સામયિકામા રચના: સચરાચરમાં (નિબંધિત હાસ્ય ૧૯૫૫)

**બકુલેશ**

રચના. ઈશ્કની ખુશબુ (ન ૧૯૪૨)

**બચુભાઈ પોપટભાઈ રાવત**

જ. ૧૮૯૮

જ .૨૭ ૨-૧૮૯૮ અમદાવાદ રાજપૂત પ્રાથ માધ્ય. ગોડળ (સૌ )મા, ૧૯૧૪મા ત્યાથી મૅટ્રિક, ૧૯૧૫ ૧૯ ત્યાની માધ્યમિક શાળામાં શિક્ષક, ૧૯૨૦-૨૧ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયમા અને ૧૯૨૨ ૨૩ નવજીવન પ્રકાશન મદિરમા સપાદન પ્રકાશન મદદનીશ, ૧૯૨૪ મા 'કુમાર' માસિકના સ્થાપના કાળથી ૧૯૪૨ સુધી તેનું સપાદન અને ૧૯૪૩થી અદ્યાપિ પર્યંત તેનુ સપૂર્ણ તત્ર સચાલન. 'ગુજરાતની પ્રથરસ્થ ચિત્રકળા' આદિ કલાવિષયક લેખો અને કલાવિવેચનો; ગુજરાતી લિપિના નવા મરોડનુ નિર્માણ.

**બચુભાઈ પ્રભાશંકર શુક્લ**

ઈ સ. ૧૯૦૫

જ.' ૮-૧૦-૧૯૦૫ વઢવાણ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ ૧૪મે વર્ષે મૅટ્રિક પછી 'શાતિનિકેતન' બંગાળમા ગયા અને વિશ્વ ભારતીના સ્નાતક બારેક ભાષાઓના જાણકાર શરૂમા ત્રણ વર્ષ 'શાતિનિકેતન'મા શિક્ષક પછી મુબઈ પ્યુપિલ્સ ઑન હા સ્કૂ ના આચાર્ય રચના શુકશિક્ષા (ના ૧૯૩૮), મડક ફડ (ના ), સ્વર્ગ અને મર્ત્ય (ના ) દેવયાની (ના ) ભાષાવિજ્ઞાન પ્રવેશિકા, અધૂરુ સ્વપ્ન-ભાગ ૧-૨ (ન ૧૯૪૨), અધૂરી વાત (ન ૧૯૪૫), અધૂરુ જીવન (ન ૧૯૪૬), હરિશ્ચ ચાલે (૧૯૫૫) વગેરે

**બદરી કાચવાલા**

સુરતના ફર્ડ પદ્ધતિના ગુજરાતી કવિ રચના ઊંડા નિ શ્વાસ (કા સ. ૧૯૪૯)

**બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા**

ઈ સ ૧૮૯૯-૧૯૫૦

જ.' ૧૩-૭-૧૮૯૯ વેડછા વ. સુરત અનાવળા બ્રાહ્મણ ૧૯૧૯મા વિલ્સન કૉલેજ મુબઈથી બી એ પછી એલએલ બી ૧૯૨૩-૨૬ વચ્ચે સરકારી નોકરી લેબર ખાતામા અમદાવાદ અને મુબાઈમા. ૧૯૨૦મા 'ચેતન' માસિક શરૂ કરેલુ ૧૯૨૯મા સુરતમાથી 'સુદર્શન' સાપ્તાહિક પ્રથમ પક્તિના નાટ્યકાર. મૃત્યુ ૧૮-૧-૧૯૫૦. રચના સસાર (૧૯૧૮), રસગીતો (૧૯૨૦), વાતોનુ વન (૧૯૨૪), મત્સ્યગધા અને બીજા નાટકો (૧૯૨૫), માલાદેવી અને બીજા નાટકો (૧૯૨૭), રાસઅજલિ (કા. સ. ૧૯૩૫), કર્તિકા ને કમળના પત્રો (૧૯૩૮), બટુભાઈના નાટકો

**બપ્પભટ્ટિ** ઈ.ની ૧૨મી સદી

જૈન સાધુ. રચના કાવ્યશિક્ષા (સં )

**બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા**

ઈ સ. ૧૯૧૦

જ.: ૧૦-૧૦-૧૯૧૦. સાયલા વ : હળવદ. ઔ સ. બ્રાહ્મણ પ્રાથ માધ્ય હળવદ કરાંચી મુબઈ અને વઢવાણ સદરમાં ૧૯૨૭-માં મૅટ્રિક ૧૯૨૭-૨૮ કરાચી કૉલેજમાં અધ્યયન પછીથી અમદા ગુજરાત ગુજ. વિદ્યાપીઠમા તાલીમ બાદ ગામડાઓમાં સેવાજીવન. ઉચ્ચકક્ષાના લોકસેવક. રચના રગિયાનુ ઘડતર (ઇતિ ૧૯૩૪), મારુ ગામડુ (અનુભવ ૧૯૩૯), મહારાજ થયા પહેલા (ચ ૧૯૪૩), ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ (૧૯૪૪) રવિશંકર મહારાજ (૧૯૪૪) ગ્રજાસ દેશ (ચિ ૧૯૫૫), ભૂદાન અને સર્વોદય (ચિ. ૧૯૫૬) જીવનસૌરભ (ચિ. ૧૯૬૦), માનવતાના સસ્કારો (ચિ. ૧૯૬૦), સફાઇમાં ખુદાઇ (ચિ ૧૯૬૧), શ્રમનો પ્રસાદ (અનુ ૧૯૬૨), સર્વોદયની વાતો ભાગ ૧ થી ૫ (વાર્તા ૧૯૫૮), પ્રથમ ગુરુમાતા (સામાજિક જ્ઞાન, ૧૯૬૪)

**બળવંત ગૌરીશંકર સંઘવી**

ઈ. ૧૯૦૦-૧૯૬૯

જ.: ૨૪-૮-૧૯૦૦. પાટણ (ઉ. ગુજ.) વ અમદાવાદ (ત્રણ પેઢી પૂર્વે જૂનાગઢ) વડનગરા નાગર બ્રા. ૧૯૨૦મા મૅટ્રિક. ૧૯૩૮મા એસ ટી સી. ૧૯૪૮મા બી.એ, ૧૯૪૫મા એમ.એ અને બી ટી ૧૯૨૧મા 'પચ ચર્દ્રોક' અને 'ગુજરાતી પંચ મા થોડો વખત. મુબઇની નાણાવટી ઇંગ્લિશ સ્કૂલમા શિક્ષક. ૧૯૨૯થી ૧૯૬૦ અમદાવાદની ટ્યુટોરિયલ હા સ્કૂલમાં શિક્ષક ૧૯૬૩મા તદ્દન નિવૃત્ત ૧૯૪૬ સુધી 'અગ્નિકુમાર'તખલ્લુસ, ૧૯૬૬ સુધી 'પ્રસન્નહસ' અવસાન ૧૯૬૯ રચના: ઓલિયાની આરસી (હા નિ. ૧૯૩૧), શસ્ત્રહીન શૂરવીર અને પ્રહસન ત્રિપુટી (હા. ક, ના. ૧૯૩૨), પત્રપુષ્પ (વા ૧૯૩૩), હાસ્યનૈવેદ્ય (હા. લે. ૧૯૩૯), પગકમી પેઢી (હા. વા ૧૯૪૬), સમાજશાસ્ત્રી મનુ (૧૯૪૭), આત્મદર્પણ (ધાર્મિક સ્તવનો ૧૯૪૭), આનંદ વિનોદ (હા ક. ૧૯૫૦), હાસ્યમાધના (હા. ક. ૧૯૫૩), હાસ્યમોદક (હા. ક ૧૯૬૫), હાસ્યપોથી (હા ક ૧૯૬૬)

**બળવત દલપતરામ દવે**

ઈ સ ૧૯૨૫

જ ૮-૯-૧૯૨૫ સૅજળ (સૌ.) ઔદીચ્ય ખરેડી બ્રા. મૅટ્રિક ૧૯૬૦-૬૧ 'રગરેખા' માસિકના સહ-સંપાદક ૧૯૬૨માં 'આલબેલ' સાપ્તાહિકના સહ સપાદક. ૧૯૬૬થી 'ઝાઝલ' સામયિક કાઢ્યું. રચના: સમણાં સળગ્યાં ગાખ ન થઈ (ન ૧૯૬૩) અંતરખાલી આંખડી ઉલકાય (ન. ૧૯૬૪) વગેરે

**બહેચરલાલ ત્રીકમજી પટેલ, 'વિહારી'** ઈ. સ. ૧૮૬૯-૧૯૩૭

જ : ૨૨-૩-૧૮૬૯ શિહોર. કડવા પાટીદાર. ગુ.૭ વો શિહોરમાં અ ૬ ભાવનગરમાં પછી રાજકોટ અને અમદા.ની ટ્રે કૉ મા અધ્યયન ગોંડળના કેળવણીખાતામા શિક્ષકતાલુકા સ્કૂલના આચાર્ય- પછી ગોંડળ-અધ્યાપન મદિરના આચાર્ય સ અને ગુજ.ના

ઉચ્ચમતિના વિદ્વાન અને કવિ. મૃત્યુ ૧૨-૧૧-૧૯૩૭. રચના વીરસિંહ અને પ્રેમરાય (૧૮૮૭), પંચદશી (અનુ ૧૮૯૩), વીરસૂ (૧૯૦૭), મેઘદૂત (અનુ. ૧૯૦૮), બ્રહ્મસૂત્ર (અનુ ૧૯૧૦), ભાગવતપુષ્પાંજલિ (૧૯૧૩), આત્મોન્નતિ (૧૯૧૫), ગીતા વૃત્તવિહારી અનુ. ૧૯૧૮), ઉત્તરરામચરિત (ના. અનુ. ૧૯૩૫), અભિજ્ઞાન શાકુંતલ (ના. અનુ ૧૯-૩૫), વિહારી આર્યાવર્ત યાત્રા (૧૯૩૯) વગેરે

### બહેરામજી મહેરબાનજી મલબારી

ઈ. સ ૧૮૫૩-૧૯૧૨

વડોદરા પછી સુરતમાં અભ્યાસ. અંગ્રેજી સાહિત્યનો સબળ પરિચય. મુંબઈમા ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં. 'ઇન્ડિયન સ્પેક્ટેટર' એ સાપ્તાહિકનું સંપાદન. ૧૮૭૮મા 'ગુજરાત અને ગુજરાતી' બીજુ સાપ્તાહિક ૧૮૮૩મા દાદાભાઇ નવરોજીના આશ્રય નીચે 'વૉઇસ ઑફ ઇંડિયા'ના મુખ્ય લેખક. ઇંગ્લૅન્ડની ત્રણ વાર મુસાફરી શુદ્ધ ગુજરાતીના કવિ મૃત્યુ. ૧૧-૭-૧૯૧૨. રચના: નીતિવિનોદ (૧૮-૭૫), વિલ્સનવિરહ (૧૮૭૮), અનુભવિકા (૧૮૯૪), સંસારિકા (૧૮૯૮), મલબારીના કાવ્યો. અંગ્રેજીમાં Indian Eye on English Life' વખણાયેલું પુસ્તક.

### બળદેવ પ્રહ્લાદ મોલિયા

રચના અક્ષયપાત્ર (ના ૧૯૫૬)

### બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

'સેહેની' ઈ. સ. ૧૮૬૯-૧૯૫૨

જ. ૨૩-૧૦-૧૮૬૯ ભરૂચ વીસા બ્રહ્મક્ષત્રિય અટક 'સેહેની' પ્રાથ ભરૂચ રાજકોટ; માધ્ય રાજકોટ કૉલેજ-શિક્ષણ ભાવનગર મુંબાઇ પૂનામા ૧૮૮૬મા મટ્રિક અને ૧૮૯૦-મા બી.એ પહેલા વર્ગમા પહેલા. ૧૮૯૨માં ડેક્કન કૉલેજમાં-પૂનામા દક્ષિણા-ફેલો ૧૮૯૫-માં સિંધ કૉ કરાચીમા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક' બીજા સત્રમા ૧૮૯૬ થી ૧૯૦૪ સુધી અજમેરની સરકારી કૉલેજમા વચ્ચે બે વર્ષ પૂનાની ડેક્કન કૉલેજમા. ૧૯૦૪ થી ૧૯૧૩ સુધી રાજકોટની રાજકુમાર કૉલેજ-માં ૧૯૧૫થી૧૯૨૪ પૂનાની ડેક્કન કૉલેજમાં. ૧૯૦૬મા એક સત્ર વડોદરા કૉલેજમા અંગ્રેજી અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક. આમ અનેક વિષયો ઉપર પ્રભુત્વ સંસ્કૃતના પણ સારા જ્ઞાતા ઇતિહાસ રાજકારણ અર્થશાસ્ત્રના પણ ગણ્યકોટિના વિદ્વાન ૧૯૨૪માં નિવૃત્ત થયા હતા રાજકોટમા હતા ત્યારે ત્રીજી સાહિત્ય પરિષદના મંત્રી તરીકે સેવા આપી પરિષદને સફળ બનાવી હતી. ૧૯૨૯ સુધી એના એક મંત્રી. ગુજરાતી સાહિત્યમાં આજની નવી પેઢીના કવિઓના પુરસ્કારક. અગેયન સૉનેટોના જનક. વિવિધ છંદોના પ્રયોગકાર નવા ઉન્મેષોના પણ પુરસ્કારક. અંગ્રેજી કાવ્યસાહિત્યના પણ આરૂઢ વિદ્વાન. 'કલાપી' 'કાન્ત' વગેરેના સખી અને સાથી હતા વિવિધ વિષયોના સમર્થ લેખક અને વિવેચક. મૃત્યુ. ૨-૧-૧૯-૫૨. રચના: અભિજ્ઞાન શાકુંતલ (સમ. અનુ ૧૯૦૫), પ્લુટાર્કનાં જીવનચરિત્રો (૧૯૦૯), ભણકાર (કા. સ, ૧૯૧૭, ૧૯૨૭, ૧૯૪૨), દર્શનિયુ (વા. સં ૧૯૨૪), ઊગતી જુવાની (ના ૧૯૨૩), લગ્નમા બ્રહ્મચર્ય (ના ૧૯૨૮) યુનાઇટેડ સ્ટેટ્સ (ઇતિ ૧૯૨૮), ઇતિહાસ દિગ્દર્શન (૧૯૨૮), અંબાલાલભાઈ (ચ. ૧૯-૨૮), લિરિક (વિ ૧૯૨૮), કવિતાશિક્ષણ (૧૯૨૪), પરિષદપ્રવૃત્તિ ભાગ ૨-૩ (૧૯૨૮, ૧૯૨૯), મ્હારાં સૉનેટ (કા. સં. ૧૯૩૫), સોવિયેટ નવ જુવાની (૧૯૩૫), ભણકાર (વર્ધિત કા સ. ૧૯૫૨), ગોપીહૃદય (કા ૧૯-૪૩), ઉપરાંત આપણી કવિતાસમૃદ્ધિ (કા સં. સંપાદન ૧૯૩૧), વિવિધ વ્યાખ્યાનો ભાગ ૧-૨ (૧૯૪૫, ૧૯૪૮, ૧૯૫૬), માલવિકાગ્નિમિત્ર (અનુ ૧૯૩૩), વિક્રમોર્વશીય (અનુ ), અંબડરાસ (સંપા ), નવીન કવિતા વિશે વ્યાખ્યાનો, પ્રયોતિરમેં (૧૯૪૬), પ્રવેશકો (૧૯-૫૯), Text of Shakuntal વગેરે ૩ એ ગ્રંથો, વગેરે

### બાપાલાલ ગરબડદાસ શાહ

ઈ. સ. ૧૮૯૬

જ.. ૧૭-૯-૧૮૯૬ સણસોલી (વડો ) વડોદરામા ૧૯૧૫માં મૅટ્રિક. કૉલેજશિક્ષણ વડોદરામા. સંસ્કૃત સાહિત્યના અને આયુર્વેદના ગણ્યકોટિના વિદ્વાન રાષ્ટ્રપ્રેમથી રંગાયેલા ઘણાર્થે હાંસોટમાં ગાળ્યા પછી સુરતની આયુર્વેદ કૉલેજના નિવૃત્તિ પર્યંત આચાર્ય ૧૯૬૫ના રણજિતરામ સુવર્ણચંદ્રકના વિજેતા. રચના. કૌમારભૃત્ય (૧૯૨૫), નિવટુ આદર્શ (૧૯૨૭-૨૮), અભિનવ કામશાસ્ત્ર (૧૯૩૦), વૈદ્યકીય કાયદાશાસ્ત્ર (૧૯૩૦), વૃક્ષત્રયીની વનસ્પતિઓ (૧૯૩૦), સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ (૧૯૫૩), ઘરગથ્થુ વૈદક (૧૯૫૨), ખોરાકનાં તત્ત્વો (૧૯૫૭) અને આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ, આયુર્વેદ વ્યાખ્યાનમાળા, આયુર્વેદ વિહંગાવલોકન, આપણો ખોરાક (૧૯૫૮) વગેરે

### બાપાલાલ ભાઈશંકર ભટ્ટ

ગરબીકાર. અંગ્રેજીના જ્ઞાતા. રચના સુબોધ ગરબાવળી (૧૯૦૦)-મા નોંધપાત્ર ગરબીઓ, જેમાં 'વા બાઈ ના ભાવ' અંગ્રેજ કવિ-ની લખેલી છે.

### બાપુ કવિ, 'હીરાભાઈ મૂળજી'

નડિયાદના વતની. હિંદીમા રચનાઓ કરી છે અપ્રસિદ્ધ

### બાપુ ગાયકવાડ

ઈ. સ ૧૭૭૭-૭૯—૧૮૪૩

વડોદરા ગોઠડા વડોદરાના ગાયકવાડ કુટુંબનો. પિતાનુ નામ યશવંતરાવ. ગોઠડામા જાગીર હતી ધીરાભક્તનો શિષ્ય અને નિરાંત ભક્તને પણ મળેલો. રચના પદસંગ્રહ (મુ ), જ્ઞાનના દ્વાદશમાસ (મુ ) આને નામે વડોદરાથી કેટલાક વિશેષ પદોનો સંગ્રહ પણ બહાર પડયો છે, પણ શ્રદ્ધેય નથી

### બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય

રચના ' અ. સૌ. વિધવા (ન ૧૯૪૧), એ આવજો (ના. ૧૯૫૫), પ્રેરણા (ના. ૧૯-૫૬), જીવણકુમાર ભૃત્ય (ન ૧૯૫૬), વહેતું વાત્સલ્ય (વા સ. ૧૯૬૪), રૂપમા (ન ૧૯૬૪)

### બાલકૃષ્ણ ચુનીલાલ જોશી, 'જ્યોતિ'

ઈ સ ૧૮૯૫-?

જ. ૧૫-૮-૧૮૯૫ ડભોઈ. વ.: ઔદીચ્ય ટોળકિયા બ્રા. પ્રાથ સિનોરમા. વડોદરાથી મૅટ્રિ એસ ટી સી. થયેલા પછી પાદરા હા. સ્કૂ.મા શિક્ષક રચના ભારતીય શિક્ષણનો ઇતિહાસ (ચિ. મા. જાની સાથે. ૧૯૨૦), પ્રાચીન જાતિ અને જ્ઞાતિ ભાગ ૧-૨ (૧૯૨૮), સુશીલા (અનુ. ૧૯૨૪), ગૌરી (૧૯૨૫), ડાક્તર કે દૈત્ય (૧૯૨૬), દેશસેવક દંપતી (૧૯૨૬), સંન્યાસિની (૧૯૨૭), સુમતિ (૧૯-૨૮), રણવીરની તલવાર (૧૯૨૯), આસ્થા, શશિકલા (વા ૧૯૬૬)

### બાલકૃષ્ણ ભોગીલાલ પંડયા

સુંદર રચનાશક્તિવાળા કવિ રચના. વિદ્યામહાત્મ અને જ્ઞાતિ સુધારો (૧૮૯૦)

### બાલકરામ નંદરામ માંડવીકર

રચના વૃદ્ધ ચાણક્ય (અનુ ૧૮૭૪)

### બાલચંદ વિજયવિમલ

ઈ ૧૯મી સદીનો મધ્યભાગ

અજિમગંજ જૈ ગચ્છે યતિ અને સાધુ. રચના: સમેતશિખરરાસ (૧૮૫) વગેરે

### બાલચંદ હીરાચંદ શાહ

રચના સુબોધસ્તવન કુસુમાવલિ (કા. સં. ૧૮૯૯)

### બાલચંદ્ર

ઈ. ૧૩મી સદી

અણહિલપુર પાટણ ચંદ્રગચ્છના કવિ-

ભદ્રસૂરિના શિષ્ય વસ્તુપાલના સમકાલીન. સંસ્કૃત રચના. ઉપદેશકંદલી ટીકા, વિવેકમંજરીટીકા, વસતવિલાસ મહાકાવ્ય ('વસ્તુપાલ' વિશેનું, ૧૨૪૦ પછી), કરુણાવજ્રાયુધ (ના.), ગણધરાવલી

**બાલચંદ્ર પાઠક** ઈ. ૧૯મી સદીનો મધ્ય
જૈન સાધુ. રચના. નિર્ણયપ્રભાકર (સ, ૧૮૭૪ ઋદ્ધિસાગર સાથે)

**બાલમુકુંદ મણિશંકર દવે**
ઈ સ ૧૯૧૬
જ ૭-૩-૧૯૧૬. મસ્તુપુરા (તા વાઘોડિયા, વડોદરા) ચોવીસા બ્રાહ્મણ પ્રાથ વતનમા પછી કુવરવાડામા છ ધોરણ સુધી કરી વડોદરાની સયાજી હાઈસ્કૂલમા મૅટ્રિક સુધીનો (૧૯૩૬મા) નવી પેઢીના ગણ્ય કોટિના કવિ વર્ષોથી નવજીવન મુદ્રણાલય અમદાવાદમા પ્રૂફશોધક તત્રી 'લોકજીવન' રચના · પરિક્રમા (કા સ ૧૯૫૫), સોનચંપો (કા સં ૧૯૫૯), અલ્લકદલ્લક (કા સ ૧૯૬૫)

**બાલાભાઈ વીરચદ દેસાઈ, 'જયભિખ્ખુ'** ઈ સ ૧૯૦૮-૧૯૬૯
જ ૨૯-૬-૧૯૦૮ વીંછિયા (તા જસદણ-સૌ) વ સાયલા વીસા શ્રીમાળી જૈન વણિક. પ્રાથ વિજાપુર (ઉ ગુજ) માધ્ય ક વો અમદાવાદમા પછી મુબઈ અને ત્યાર બાદ કાશી આગરા અને ગ્વાલિયરમા સ ન્યાયશાસ્ત્ર અને પ્રા જૈન આગમોનો અભ્યાસ 'ન્યાયતીર્થ' અને 'તર્કભૂષણ' જૈનધર્મને વ્યાપક રીતે વાર્તાસાહિત્યમા મૂકવાની ફાવટ ધરાવતા લેખક. બાલસાહિત્યના સારા લેખક. 'ગુજરાત સમાચાર'ની સાહિત્ય કટારીના લેખક અવસાન ૨૪-૧૨-૧૯૬૯. રચના ભાગ્યવિધાતા (ન ૧૯૩૬), શ્રી ચારિત્રવિજય ચરિત્ર (ચ ૧૯૩૬), ભૈડો ભાંગ્યો ૧૯૩૮) (ન કામવિજેતા સ્થૂલિભદ્ર (ન ૧૯૪૨), મહર્ષિ મેતારજ (ચ ૧૯૪૨), ઉપવન (વા. સ ૧૯૪૪), પારકાઘરની લક્ષ્મી (વા. સ. ૧૯૪૬), ભગવાન ઋષભદેવ (૧૯૪૭), પ્રેમભક્ત કવિ જયદેવ (ન ૧૯૪૭), મત્સ્યગલ (ન ૧૯૪૮), ઝાંસીની રાણી (ચ ૧૯૪૩), કસ્તૂરબા (ચ ૧૯૪૬). વીરધર્મની વાતો ભાગ ૧ ૨ (૧૯૪૭-૪૯), જવામર્દ (૧૯૩૯), એક કદમ આગે (૧૯૪૯), હિંમતે મર્દા (૧૯૪૮), વિક્રમાદિત્ય હેમુ (ન ૧૯૪૮), ગઈ ગુજરી (ન ૧૯૪૯), ભાગ્યનિર્માણ (ન ૧૯૪૯) મત્સ્યગલ ગલ (ન ૧૯૫૦), માદરે વતન (વા સ ૧૯૫૦), બુદ્ધિ સાગર (ચ ૧૯૫૦) વગેરે

**બાલાશંકર ઉલ્લાસરામ કથારિયા 'બાલ'** ઈ. સ ૧૮૫૮-૧૮૯૮
જ ૧૭-૫-૧૮૫૮ નડિયાદ સાઠોદરા નાગર ગૃહસ્થ કૉલેજના પહેલા વર્ષ સુધીનો અભ્યાસ. ૧૮૮૦મા ઘોઘા (જિ ભાવનગર)મા કસ્ટમ ખાતામા, ૧૮૮૧-૮૨ ભરૂચમા રેવન્યૂ ખાતામા, પછી આમોદમા ટ્રેઝરી કારકુન છૂટા થયા પછી ૧૮૮૭મા નડિયાદમા રહી 'ભારતી ભૂષણ' ત્રૈમાસિકનુ સપાદન એમા સસ્કૃત ફારસી અરબી ગ્રથોના અનુવાદનો પ્રયત્ન. 'ઇતિહાસમાળા' નામનુ માસિક પણ ચલાવેલુ ૧૮૯૩માં 'કૃષ્ણમહોદય' પખવાડી માસિક. ફારસીધાટીની કવિત ના પહેલા પુરસ્કાર થોડે સમય અમદાવાદની ગુજ વર્નાક્યુલર સોસાયટી' (ગુજ વિદ્યાસભા)ના સહાયક મત્રી અને 'બુદ્ધિપ્રકાશ'ના તત્રી મૃત્યુ ૨-૪-૧૮૯૮. રચના. મૃચ્છકટિક (ના અનુ), કર્પૂરમજરી (ના અનુ), કલાત કવિ, ચટાવળા, દેવદાસની રાજનીતિ પ્રો ઉમાશંકર જોશીએ 'કલાત કવિ' શીર્ષક નીચે એમના મોટા ભાગના કાવ્યો-કાવ્ય નુવાદોનો પણ સગ્રહ ગુજ. સા સભા તરફથી પ્રસિદ્ધ કરેલો

**(સૌ.) બાળાબહેન**
રચના · અમદાવાદની નાગર સ્ત્રીઓમાં ગવાતા ગીતોનો સગ્રહ (૧૮૭૨)

**બિપિનચંદ્ર જીવણલાલ ઝવેરી**
ઈ સ ૧૯૧૭
જ ૨૮-૨-૧૯૧૭ મુબઈ. વ. સુરત વીસા ઓસવાળ જૈન વણિક. પ્રાથ મુમઈમા-સુરતમા પણ માધ્ય મુબઇમા. ૧૯૩૧થી સ્વરાજ્યની ચળવળમા સક્રિય કાર્ય અને છ-માસ જેલનિવાસ ૧૯૩૪-૩૫ અમદાવાદમાં 'જૈન જ્યોતિ' કાર્યાલયમા ગુમાસ્તાગીરી ૧૯૩૭મા મૅટ્રિક મુબઈથી ૧૯૩૬-૪૦ કૉલેજ-અભ્યાસ મુંબઇમા, બી એ ૧૯૪૦-૪૨મા એમ એ ૧૯૪૨મા કૉંગ્રેસ ગુજ. સભા મુબઇના સહમત્રી, અને એલ્ફિન્સ્ટન કૉલેજમા અધ્યાપન કાર્ય, બીજી બીજી કૉલેજોમા પણ; સૌરાષ્ટ્ર જૂનાગઢ કૉલેજમા પણ ૧૯૪૮ ૬૬ વલ્લભવિદ્યાનગરની ન્યૂ આર્ટ્સ કૉ ના આચાર્ય, પછી સુરેન્દ્રનગર કૉલેજમા વગેરે ગુજ.-ના અધ્યાપક ધર્મેન્દ્રસિંહજી કૉલેજ રાજકોટના આચાર્ય પણ 'રમણભાઈ' ઉપર નિબધ લખી પીએચ ડી. થયેલા છે રચના: બસ નબર બાર (વા અનુ ૧૯૫૧), મતિશોવ, રમણભાઈ નીલકઠ (ચ, વિવ અધ્યયન)

**બિલ્હણ**　　　　ઈ ૧૨મી સદી
કાશ્મીરના બ્રાહ્મણ સિદ્ધરાજ જયસિંહનો સમકાલીન રચના · બિલ્હણ પંચાશિકા (સ કાવ્ય), કર્ણસુંદરી નાટિકા (સ.), વિક્રમાંકદેવચરિત મહાકાવ્ય (સ), બિલ્હણાષ્ટક (સ, પાર્શ્વનાથ સ્તુતિ)

**બિહારીદાસ મેઘરાજજી**
ઈ. ૧૭મી સદીનો મધ્ય
કચ્છનુ વાઢાય ગામ કચ્છ ભટિયાનો ઘલ જાતિનો રાજપૂત જન્મ ૧૭૪૮ દેવા સાહેબનો દીક્ષિત શિષ્ય. મૂળ નામ 'વૈરોજી' રચના 'વિહારી'ની છાપના કુંડળિયા અને પદો (ગુજ. હિ.)

**બુધરાજ કચગચ્છ** ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે ગૃહસ્થ રચના. મદનરાસ મદનયુદ્ધ (૧૫૩૨)-મધ્ય.-ગુજ પદ્ય અવહટ્ટના સસ્કારવાળી ભાષામા

**બુદ્ધિવિજય**　　ઈ ૧૭મી સદીનો આરંભ
તપગચ્છના વિજયદાનસૂરિના શિષ્ય રચના · ચિત્રસેન પદ્માવતીકથા (સં, ૧૬૦૬)

**બુદ્ધિસાગરસૂરિ**　　ઈ. ૧૧મી સદી
પાટણ ખરતરગચ્છના સસ્થાપક. જિનેશ્વરસૂરિના સહોદર અને સહદીક્ષિત રચના પદ્યગ્રથી વ્યાકરણ (સ)

**બુદ્ધિસાગરજી**　　ઈ. સ. ૧૮૭૪-૧૯૨૫
જ.: ૩૧-૧-૧૮૭૪. વિજાપુર (ઉ. ગુજ) કડવા પાટીદાર. પ્રાથ વિજાપુર-મહેસાણા-આજોલમા. ૧૯૦૦મા શ્રીરવિસાગરજીના શિષ્ય શ્રી સુખસાગરજી પાસે જૈન શ્વેતાં. દીક્ષા લીધી સસ્કૃત પ્રાકૃત ભ ષાઓના સબળ અભ્યાસી. સ મા પણ ગ્રથરચનાઓ ૧૯૦૮-માં વિજાપુરમાં 'આત્મજ્ઞાનપ્રસારક મડળ' સ્થાપ્યુ ત્યાંના વિશાળ જ્ઞાનમંદિરમા હ. લિ તેમજ મુદ્રિત ગ્રથોનો ભડાર ઊભો કર્યો ગુજ ઘણા ભજનો પણ લખ્યા છે મૃત્યુ · ૯-૬-૧૯૨૫, રચના · પરમાત્મદર્શન, પરમાત્મજ્યોતિ, અધ્યાત્મશાતિ, આત્મતત્ત્વદર્શન, જૈનોપનિષદ, શિષ્યોપનિષદ, તત્ત્વવિચાર, ષડ્દ્રવ્યવિચાર, આત્મપ્રકાશ, જૈન-ખ્રિસ્તીધર્મનો મુકાબલો, તત્ત્વજ્ઞાનદીપિકા, યોગદીપક, આનદઘનપદસગ્રહ, આત્મદર્શન, સમાધિ શતક, ઈશાવાસ્યોપનિષદ ભાવાર્થ; શ્રીમદ્ દેવચદ ભાગ ૧ ૨ (સ પા), જૈન રાસમાળા (સ પા.), જૈન ધાતુ પ્રતિમા લેખસગ્રહ ભાગ ૧-૨ વગેરે

**બુલાખીરામ ચકુભાઈ કવિ**
ઈ. સ ૧૮૫૨-૧૮૮૬
જ ૭-૧૧-૧૮૫૨ અમદાવાદ. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ વડોદરા રાજ્યની ન્યાયખાતા-

સૈન્યખાતાની નોકરી. હિંદનો સારો પ્રવાસ કરેલો. દલપતરામ કવિના સંપર્ક કાવ્યકુશળતા. રચના જ્ઞાનદર્શનકાવ્ય (૧૮૬૯), રંગીલાલનો રંગ (૧૮૭૨), રસિકગાયન સમાજ (૧૮૭૨), કાવ્યકૌસ્તુભ ભાગ ૧ ૨ (૧૮૭૫ ૧૮૮૪), યુવરાજયાત્રા (૧૮૭૬)

**બુલાખીરામ રણછોડ પડયા**

પ્રાસાદિક કવિ રચના: કુલીનની કન્યા (૧૯૧૭)

**બૂટિયો** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

અખાનો પૂર્વસમકાલીન વેદાંતી પદકાર. રચના. પદસંગ્રહ (મુ )-અર્વા ગુજ.

**બેચરદાસ જીવરાજ દોશી**

ઈ. સ ૧૮૮૯

જ.: ૨-૧૧-૧૮૮૯ વળા (વલભીપુર). વીસા શ્રીમાળી જૈન વણિક. ગુજ. ૭ ધોરણ પછી કાશીની યશોવિજયજી જૈન પાઠશાળામાં ભણી 'ન્યાય વ્યાકરણતીર્થ' થયા કોલંબોમાં જઈ પાલિભાષા અને બૌદ્ધધર્મનું અધ્યયન કર્યું દેશમાં આવ્યા પછી અમદા ની રાષ્ટ્રિય ગુજરાત વિદ્યાપીઠમાં પ્રાકૃત અને અપભ્રંશના અધ્યાપક. થોડો સમય ઘેર રહ્યા પછી લા દ વિનયન મહાશાળામાં પ્રાકૃતના અધ્યાપક. ૧૯૬૫માં નિવૃત્ત થઈ લા દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં માનાર્હ સંશોધક. સંસ્કૃત પ્રાકૃત ભાષાના ઉચ્ચ કોટિના વિદ્વાન. ૧૯૪૦માં મુંબઈ યુનિ ના ઠા. વસનજી માધવજી ભાષણો 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ' ઉપર આપેલા. રચના પ્રાકૃતમાર્ગોપદેશિકા(૧૯૧૧), ભગવતીસૂત્ર(સાનુવાદ સંપા ૧૯૧૮-૧૯૨૩), જૈનદર્શન (૧૯૨૨), પ્રાકૃત વ્યાકરણ (૧૯૨૫), પ્રાકૃત પાઠાવલિ, સન્મતિતર્ક ભાગ ૧ થી ૬ (પં. સુખલાલજી સાથે સંપા ૧૯૨૪-૩૧), ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ, દેશી નામમાળા (અનુ ભાગ ૧) વગેરે

**બ્રહ્મગુપ્ત** ઈ ૭મી સદીનો પૂર્વાર્ધ

ભિન્નમાળના બ્રાહ્મણ ચાપવંશના વ્યાઘ્રમુખ રાજાનો સમકાલીન. રચના' બ્રહ્મસ્ફુટસિદ્ધાંત (સં જ્યોતિષ)

**બ્રહ્મજિનદાસ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

જૈન શ્વે. સાધુ. રચના. હરિવંશરાસ(૧૯-૬૪), યશોધરરાસ, આદિનાથરાસ, શ્રેણિકરાસ, કરકંડુરાસ, હનુમંતરાસ વગેરે–મધ્ય ગુજ પદ્ય

**બ્રહ્મમુનિ—વિનયદેવસૂરિ**

ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ

આજણોઠ (માર.) જૈ. શ્વે આચાર્ય રચના. ચાર પ્રત્યેક બુદ્ધ ચોપાઈ (૧૫૯૧). સુધર્મગચ્છ પરીક્ષા, સુદર્શન શેઠ ચરિત્રચોપાઈ, જિનનેમિનાથ વિવાહલુ, અજાપુત્રરાસ, સુપાર્શ્વજિન વિવાહલુ (૧૫૭૯), ભરતબાહુબલિરાસ (૧૫૬૮), શાંતિનાથ વિવાહલુ, વાસુપૂજ્ય સ્વામીધવલ અને બીજી પ્રકીર્ણ કૃતિઓ-મધ્ય ગુજ પદ્ય

**બ્રહ્માનંદ—લાડુ બારોટ**

ઈ. સ ૧૭૭૨-૧૮૩૨

ડુંગરપુર (વાગડ) મૂળ નામ લાડુ બારોટ. બ્રહ્મભટ્ટ-ચારણ સ્વામિનારાયણ શ્રીસહજાનંદ સ્વામીનો શિષ્ય થતા 'બ્રહ્માનંદ'. ૧૭૯૪-૧૮૩૨ દરમ્યાન વિશાળ સાહિત્યસેવા. ઉચ્ચ કક્ષાનો કવિ. રચના' ગૌરીવિલાસ, બારમાસ (મુ ) —, પદસંગ્રહ (મુ -વિશાળ સંગ્રહ 'બ્રહ્માનંદ કાવ્યસંગ્રહ'ના ગ્રંથમાં )

**બ્રેહેદેવ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

પિતાનું નામ મહિદાસ. વૈષ્ણવ. રચના. ભ્રમરગીતા (૧૫૫૩), પાડવી ગીતા (?)-મધ્ય ગુજ. પદ્ય

**ભક્તિવિજય** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે સાધુ. રચના ચિત્રસેન પદ્માવતી રાસ (૧૪૯૬)-મધ્ય. ગુજ. પદ્ય

**ભગવતીકુમાર હ. શર્મા**

રચના' પડછાયા, સંગમીત (ન )

**ભગવાનદાસ કાયસ્થ**

ઈ. સ. ૧૫૨૫-૧૫૯૦

સુરત. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ. રચના. ભગવદ્ગીતા, એકાદશસ્કંધ, કૂર્મગીતા, સુદામાચરિત્ર, પુષ્ટિમાર્ગીય પદસંગ્રહ, ભજનલીલા, શરણગીતા–મધ્ય ગુજ. પદ્ય

**ભગવાનદાસ ચુનીલાલ**

નડિયાદના વણિક. રચના: શ્રીબાલકૃષ્ણ લીલામૃત (ધોળ બનાવેલાં છે. ૧૯૩૯)

**ભગવાનદાસ નારણજી શાહ**

રચના. શ્રીકૃષ્ણ કીર્તનમાળા (૧૯૧૨)

**ભગવાનદાસ હીરાલાલ ભૂખણવાળા**

રચના વારસદાર (ના. ૧૯૫૫), જમાઉધાર (ના. ૧૯૫૮), સત્યની શોધમાં (ના.)

**(ડૉ. પં.) ભગવાનલાલ ઇંદ્રજી**

ઈ સ. ૧૮૩૯-૧૮૮૮

જ : ૭-૧૧-૧૮૩૯. જૂનાગઢ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. પિતા અને ભાઈ પાસેથી સં ભાષાનું અને શાસ્ત્રોનું શિક્ષણ જૂનાગઢના ખડક ઉપરના અશોકના કોતરેલા ધર્મશાસનની વાચના ૧૮૬૧માં કરીને મુંબઈમાં રોયલ એશિયાટિક સોસાયટીમાં મોકલી ને સન્માન્ય બની. ૧૮૬૨થી ડૉ. ભાઉદાજીએ એમને મુંબઈમાં બોલાવી લીધા. અજિંઠાના લેખોની સાચી વાચના એમણે આપી ૧૮૬૩માં નાશિક કાર્લા ભાજા જુન્નર નાનાઘાટ વગેરેની ગુફાઓના લેખ વાચી સિદ્ધ કર્યા જેસલમેરના જૈન ગ્રંથભંડારની ખોજ કરી. એ પછી ભારતવર્ષમાં અન્ય સ્થળોની તપાસે ગયા ને ૧૮૬૮માં પ્રાચીન સિક્કાઓ તથા લેખ સામગ્રી મેળવી ૧૮૭૧ થી ૧૮૭૪ સુધીમાં છેક નેપાળ સુધી જઈ આવ્યા. [એમની આ વિરોની રોજનીશી મુંબઈ ફાર્બસ ગુજ. સભામાં છે] માત્ર સિક્કાઓ ઉપરથી 'બોમ્બે ગેઝેટિયર' માટે ક્ષત્રપોની રાજવંશાવળી સિદ્ધ કરી આપી ખારવેલના લેખોના પણ એમનો ઉકેલ આજે માન્ય. પરદેશમાં પણ આનાથી એમની કીર્તિ પ્રસરી ડૉ. બ્યુલર તો એમના ગુજ. લેખોનું અંગ્રેજી કરી પ્રસિદ્ધ કરતા ૧૮૭૭માં મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના સંમાન્ય સભ્ય ૧૮૮૨માં મુંબઈ યુનિ ના ફેલો, ૧૮૮૩માં હેગના રૉયલ ઇન્સ્ટિટયૂટે સભ્ય બનાવ્યા ૧૮૮૪માં લંડન યુનિવર્સિટીએ 'ડી. લિટ'ની સંમાન્ય પદવી આપી. રચના. 'રોજનીશી'

**ભગવાનલાલ રણછોડદાસ શાહ**

રચના' વિધાત્રીનો વાક (કા ૧૮૭૧)

**ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ**

ઈ સ ૧૮૯૨–૧૯૬૬

જ. ૨૭-૧૦-૧૮૯૨ રાજકોટ વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ માધ્ય રાજકોટમાં. ૧૯૧૧માં મૅટ્રિક. જૂનાગઢ કૉ.માં ટર્મ કરી મુંબઈમાં નોકરી કરતાં ૧૯૨૧માં ઝે કૉ માંથી બી.એ ૧૯૧૭માં Clouds નામની અંકવિતા-રચના પછીથી રાજકોટની આલ્ફ્રેડ હા સ્કૂ શિક્ષક. છેલ્લાં થોડાં વર્ષો નિવૃત્ત સંશોધક વૃત્તિના વિદ્વાન અને કવિ ૧૯૩૩માં એમ એ. અને ૧૯૩૯માં બી.ટી રચના. અવસાન. ૮-૬-૧૯૬૬ રૂપલીલા (કા સં ૧૯૨૨), મામેરું (સંપા. સટીક ૧૯૨૮), સાહિત્યકુંજ (સંપા ૧૯૩૦), રૂપલેખા (કા. સં. ૧૯૩૭), પરાગ (ગદ્ય કાવ્યો. ૧૯૪૨), અનુરાગ (કા. સં. ૧૯૫૧), સુમનમાળા (કા. સં. ૧૯૫૬), કાઠિયાવાડના મુમના (૧૯૪૮), સૌરાષ્ટ્રના સુમરા (૧૯૫૧), ઇતિ.ની આરસી (ઐતિ. કથાકાવ્યો. ૧૯૫૮), ઇતિહાસદર્શન (કથાકાવ્યો. ૧૯૫૯), હનુમત્-વિજય (૧૯૬૪) વગેરે

**ભગવાનલાલ સંપત્તિરામ છત્રપતિ**

જૂનાગઢ. કાયસ્થ રચના: સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ (૧૮૬૮)

**ભગવાન વૈષ્ણવ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ પુષ્ટિ વૈષ્ણવ રચના શ્રી ગોકુલની શોભા (મુ )-અર્વા ગુજ.પદ્ય

**ભગુભાઈ ફતેહચંદ કારભારી**
ઈ સ ૧૮૭૧-૧૯૦૩

સાદરા. જૈન વણિક મૅટ્રિક થયા પછી કૉલેજનો અભ્યાસ અધૂરો રાખી વ્યવસાય ૧૮૯૮મા અમદા મા 'પ્રજાબંધુ' સાપ્તાહિકની શરૂઆત કરી. શરૂમા સાર્વજનિક સેવા પછી જૈન કોમની ઉન્નતિ કરવાના માર્ગે વળાક. એમણે 'જૈનસમાલોચક' ત્રૈમાસિક, 'જૈન પતાકા' માસિક અને 'Patriot' અંગ્રેજી સાપ્તાહિક પણ ચલાવેલાં 'શ્રી જૈન જ્ઞાન પ્રસારક મંડળ' અને સુરતમા 'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ભંડાર' ઊભા કરવામા એમની મહેનત મૃત્યુ ૧૦-૯-૧૯૦૩ (?) રચના ઇંગ્લિશ-ગુજરાતી ચાર શબ્દકોશો (૧૯૧૨ સુધી), તીર્થયાત્રા વર્ણન (૧૯૧૧), દિલ્હી દરબાર (૧૯૧૨), ટૉડ રાજસ્થાન (અનુ ), સદ્‌ગુણી સુશીલા, પચખાલિકા, રાજભાષા, કુમુદા, લંડનરાજ્ય રહસ્ય, લંડન રહસ્ય, વિવેક વિલાસ, ધર્મબિંદુ વગેરે સ્વ વીરચંદ ગાંધીના અંગ્રેજી ગ્રંથો 'જૈન ફિલોસોફી, યોગફિલોસોફી, કર્મ ફિલોસૉફીના' ગુજ. અનુવાદ પણ કરી છપાવેલા.

**ભટ્ટિ કવિ** ઈ ૬ઠ્ઠી સદી અંદાજે વલભીપુર પિતાનુ નામ શ્રીધરસ્વામી શ્રી સ્વામી વલભીના મૈત્રકવંશી રાજા ૫૭૦ ૬૨૫ વચ્ચે ચાર ધરસેન થયા છે તેમાના એકના સમકાલીન. રચના રાવણવધ મહાકાવ્ય-ભટ્ટિકાવ્ય (સં., વ્યાકરણના ઉદાહરણો સાથેનુ)

**ભદ્રકુમાર અબાલાલ યાજ્ઞિક**
ઈ સ ૧૯૦૭ ૧૯૬૪

જ ' ૨૯-૮-૧૯૦૭ સામેત્રા (જિ. મહેસાણા) વ : માતર ઔદીચ્ય ટોળકિયા બ્રા માધ્ય ૭ (આજના ૧૦) અમદા પ્રાઇમરી શા સ્કૂલમા ૧૫ વર્ષની વયે ગ્રર છોડી સાનુ-સ ગત. ૧૯૩૦મા જેલમા પણ ગયેલા ૧૯-૩૦ થી ૧૯૪૫ વર્તમાનપત્રકાર. મૃત્યુ. ૨૯-૧૨-૧૯૬૪ રચના ભગતસિંહની જીવનકથા (ચ ૧૯૩૧)૧, સ્વાર્પણ (ન ૧૯૩૬), સ્નેહ-ત્રિપુટી (ન ૧૯૩૭), નવનામવિજ્ઞાન (૧૯૪૬), India's Reply to Cylon (વ્યાખ્યાનો ૧૯૪૬), પ્રેમાપખાખુ (ચ ૧૯૪૯), દેશભક્ત ભૂલાભાઈ (ચ ૧૯૫૦), આંકડાનાં ફૂલ (વા સં. ૧૯૫૩), નગીન રી (ન ૧૯૫૭), દૂરનાં એકાંત ભટકે બાજે (ન ૧૯૫૯), રંગભવન (ન. ૧૯૬૧), મોસમનાં ફૂલ (ન ૧૯૬૨), અભિસાર (વા સ ) લીલા લયલા લેલા (ન ) વિવેકાનંદ (ના )

**ભદ્રસેન** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ બિકાનેર જૈન રચના - ચંદન મલયાગિરિ ચોપાઈ (૧૬૬૬ પૂર્વે) -મધ્ય ગુજ. પદ્ય

**ભનુભાઈ ગણુછોડલાલ વ્યાસ, 'સ્વપ્નસ્થ'** ઈ સ ૧૯૧૩

જ.' ૧૩-૧૧-૧૯૧૩ જામનગર. અન્ય કે મુંબઈમા સિદ્ધહસ્ત કવિ, નવલિકાકાર અને નવલકથાકાર રચના અચલા (કાવ્યકથા. ૧૯૩૬), શોધ (ન ૧૯૩૭), વિનાશના અશોમાયા (બે કથાકાવ્ય ૧૯૩૮), અજપાની માધુરી (કા ૧૯૪૧), રાવણ હર્યો (ગી કા. ૧૯૪૨), યુગપુરુષ ગાંધી (અનુ ૧૯૪૩), અને સંસ્કાર (સંપા વિવે. ૧૯૪૫) દિનરાત (વા ૧૯૪૬), ધરતીને (કા. ૧૯૪૭), સાહિત્ય અને પ્રગતિ (સંપા વિવે ૧૯૪૬), ધૃણીના પાન (વા ૧૯૫૧), જાહ્નવી (ન. ૧૯૫૩), પૂનમનાં પોયણા (ગોર્કીની વા. અનુ ૧૯૫૩), પલટાતો જમાનો (ન અનુ ૧૯૫૭),

**ભગતરામ ભાનુસુખરામ મહેતા**
ઈ સ. ૧૮૯૪-?

જ ' ૧૯-૭-૧૮૯૪. સુરત વડનગરાનાગર ગૃહસ્થ પ્રાથ માધ્ય રાજકોટ. ૧૯૧૨મા આલ્ફ્રેડ હા સ્કૂ રાજ થી મૅટ્રિક વડોદરા કૉ મા ઇન્ટર આર્ટ્સ સુધી અધ્ય . વડોદરારાજ્ય ભાષાતર ખાતામા ઘણા વર્ષ સેવા આપી પછી આતરસુબા મિશ્રશાળામા આચાર્ય પણ વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભાના અને ગુજ. સાહિત્ય પરિષદના કેટલોક સમય એક મત્રી ઉત્સાહી લેખક અવસાન ? રચના રણજિતસિંહ (૧૯૨૦), શ્રી હર્ષ (૧૯૨૧), સમુદ્રગુપ્ત (૧૯૨૧), તુકારામ (૧૯૨૨) પ્રાચીન હિંદમાની કેળવણી (અનુ ૧૯૨૩), શૂરવીર શિવાજી (૧૯૨૪), ભાલણકૃત નુવાખ્યાન અને નાકરકૃત મોરધ્વજાખ્યાન (પિતા સાથે સ પા ૧૯૨૮) Modern Guj Eng Dictionary (પિતા સાથે ૧૯૨૫), પ્રેમાનંદકૃત નુવાખ્યાન અને નાસિકેતાખ્યાન (સ પા ૧૯૨૫), અશોકના શિલાલેખો (૧૯૨૯), ઉપરાંત મરાઠી અને અંગ્રેજી ગ્રંથોના કેટલાક ભાષાતર વગેરે

**ભર્તૃયજ્ઞ** ઈ ૫મી સદી
આનદપુર વડનગરનો બ્રાહ્મણ રચના. ન લ્યાયન શ્રૌતસૂત્ર અને પારસ્કર ગૃહ્યસૂત્રના ભાષ્ય. (સ.)

**ભવાન (૧)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ પાટણ જૈ. શ્વે. શ્રાવક. રચના વકચૂલ રાસ (૧૫૭૦)-મધ્ય ગુજ. પદ્ય

**ભવાન (૨)** ઈ. ૧૮મી સદી આસપાસ વૈષ્ણવ રચના' રામકથા (૭૫૬). રામાયણનો ગરબો, રાવણ મંદોદરી સંવાદ (મુ )

**ભવાનીદાસ** ઈ ૧૮મી સદીની આસપાસ રચના ' નરકાસુરનું આખ્યાન (૪૨ કડવાંનુ)

**ભવાનીશંકર (૧)**
ઈ. ૧૮મી સદી આસપાસ
રચના : ખડ્ગવાહન આખ્યાન

**ભવાનીશંકર (૨)**
ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
રચના ' પદો, કનેસિંહ ગાયકવાડનો ગરબો (૧૭૬૭)

**ભવાનીશંકર (૩)**
ઈ. ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
વડોલ (તારંગાગઢ પાસે), ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ રચના . ભવાની કાવ્ય (૧૮૭૨ લિથો મુ )

**ભવાનીશંકર નરસિંહરામ ત્રિવેદી, કવિ** ઈ સ ૧૮૪૮-૧૯૨૧

જ. ૬-૯-૧૮૪૮. લીંમડી (સૌ ) શ્રીમાળી શ્રા કરસન દાસ મૂળજી લીંબડીમાં એડમિનિસ્ટ્રેટર હતા ત્યારે ૧૮૬૭-૭૧મા સપર્ક સંસારસુધારાની તરફ વલણ ૧૮૮૨માં 'ગુજરાત માસિક', ૧૮૮૩માં 'ત્રિમાસિક ટીકાકાર,' ૧૮૮૮મા 'કાઠિયાવાડી' સાપ્તાહિક અને ૧૯૦૦માં 'વિદ્યાવિનોદ' માસિક ચલાવેલાં. કાવ્ય નાટક નિબંધ કથા વગેરે પ્રકારો ખેડયા હતા મૃત્યુ. ૩-૫ ૧૯૨૧ રચના કૃષ્ણવિરહ (કરશનદાસ મૂળજીના મૃત્યુ પછીનુ પ્રશસ્તિકાવ્ય), વિધવાવિલાપ, કાવ્યરંગ, સ્ત્રીબોધ, ભવાની કાવ્યસુધા ભાગ ૧-૨, ગૌરીશંકર ઓઝાનું ચરિત્ર, અનંતજી અમરજીનુ ચરિત્ર, કમલાકુમારી (ન ), કુંવારી કન્યા (ન ), સોરઠી સોમનાથ (ન.), સુદામાચરિત્ર (ના ) વગેરે

**ભાઈઆનુત** ઈ ૧૭મી સદી
રચના ' ઉદ્યોગપર્વ

**ભાઈચંદ પૂનાદાસ શાહ**
ઈ સ ૧૮૭૯-?

જ. ૨૫ ૯-૧૮૭૯. સાદરા દસા દિસાવાળ વણિક પ્રાથ સાત સાદરામાં. અં એકત્રોરણ સાદરામા શિક્ષક, પછી ડભોડા શાળાના આચાર્ય. ભૂગોળ અને ઇતિહાસ વગેરેનાં સખ્યાબંધ પાઠ્યપુસ્તકો લખ્યાં. રચના : બાળગીત

સંગ્રહ ભાગ ૧ ૨ (૧૯૧૫, ૧૯૨૪), સંવાદ-સંગ્રહ ભાગ ૧ થી ૩ (૧૯૨૧, ૧૯૨૮), સંવાદમાળા મણકા ૧ ૨ (૧૯૨૨, ૧૯૨૮)

**ભાઈલાલ ડાહ્યાભાઈ પટેલ 'હર્ષદ પટેલ'** ઈ. સ. ૧૯૧૧

જ.: ૫-૫-૧૯૧૧. સિમલિયા (તા. ભરૂચ) વ. ભરૂચ. લેઉઆ પાટીદાર. પ્રાથ. માધ્ય. ભરૂચમાં. ૧૯૩૪માં મૅટ્રિક. એસ.ટી.સી, બાયોકેમિસ્ટ ૧૯૫૮માં. અનેક પ્રકારની નોકરી કરી. ઉપરાંત સહકારી પ્રવૃત્તિમાં સેવા. કેળવણીકાર. અધ્યક્ષ-ભરૂચ નગર પ્રા. શિ સમિતિ રચના છારાવાળી અને બીજી વાતો (૧૯૩૬), શુ શીખ્યા (બાળ વા. ૧૯૩૭), મહિલાશિષ્ટાચાર (૧૯૩૭), હિંદી રાષ્ટ્રીય મહાસભા (૧૯૩૮), કેમ અને શા માટે (શારીરિક સ્વચ્છતા (૧૯૩૮), સાચી વાતો (૧૯૩૯), ભારતકથાઓ (૧૯૪૨), આઝાદ હિંદીઓ (૧૯૪૬), આઝાદ વીર નેતાઓ (૧૯૪૬), આઝાદીની કૂચકથાઓ (૧૯૪૯), ભારત પર ચીની આક્રમણ (૧૯૬૨), આપણા રાષ્ટ્રપિતા (૧૯૬૬-૬૭) વગેરે ૨૮ પુસ્તિકાઓ

**ભાઈલાલ પ્રભાશંકર કોઠારી** ઈ સ ૧૯૦૫

જ ૧૫-૭-૧૯૦૫ ખરકાલ (તા સિનોર-વડોદરા) પ્રાથ ખરકાલમા, માધ્ય. વડોદરામા. ૧૯૨૩મા મૅટ્રિક. પછી એક વર્ષ કૉલેજનું કરી છોડી સરકારી નોકરી. ૧૯૩૩ થી ૧૯૩૬ કરી બી એ. થયા ૧૯૩૮મા સુરતથી એમ એ. ૧૯૩૮-૧૯૪૪ વડોદરા રાજ્યના ભાષાંતરખાતામા. ૧૯૪૪-૪૯ વડોદરા કૉમર્સ કૉ માં અ ગુજ.ના વ્યાખ્યાતા ૧૯૪૯-૧૯૫૮ વડો. યુનિ.મા ગુજ. વ્યાખ્યાતા. નિવૃત્તિ. ૧૯૫૮-૬૨ ડભોઈ કૉલેજના, ૧૯૬૨થી ધોળકા કૉલેજના આચાર્ય રચના: જીવન અને વિજ્ઞાન (રમણિક ત્રિવેદી સાથે ૧૯૪૨), વિવેચન-સચય (૧૯૫૯), ઉછીનો વર અને બીજાં નાટકો (ના ૧૯૬૧)

**ભાઈશંકર કુબેરજી શુક્લ** ઈ સ ૧૮૭૯-?

જ.: ૧૮-૧-૧૮૭૯. મોરબી ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ રેલવેમા નોકરી હતી. જૂની પદ્ધતિના સારા કવિ રચના. હૃદયરંગ-તરંગ ૧-૩ (૧૯૦૪-૧૦), રસમંજરી (૧૯૨૦), કાવ્યવિલાસ (૧૯૨૯-૩૦)

**ભાઈશંકર નાનાભાઈ ભટ્ટ-સૉલિસિટર** ઈ.સ ૧૮૪૫ ૧૯૨૦

જ.: ૧૩-૮-૧૮૪૫ ભુવાલડી (જિ. અમદા.) રાયકવાળ બ્રા. અમદા. માં વિદ્યાભ્યાસ. મુંબઈમાં એક પેઢીમાં નામા ક્લાર્ક પછી સુરત-જકમાં. મુંબઈ જઈ મેસર્સ ન્નફરસન અને પેન સૉલિસિટરની પેઢીમાં મેનેજિંગકારકુન. હાઈકોર્ટની પરીક્ષા પસાર કરી ૧૮૭૫ ૭૬મા સૉલિસિટર થયા. લોકમાન્ય ટીળકના કેસમા કોઈ બચાવપક્ષે તૈયાર નહોતા ત્યારે ભાઈશંકરે એ કેસ માથે લીધેલો. અમદા. રાયપુરમા 'નાનાભાઈ ગુજરાતી શાળા' અને 'અમદાવાદ સં. પાઠશાળા'ના મકાન એમનાં અર્પણ કરેલા છે. 'રેવાબાઈ ધર્મશાળા' વગેરે બીજા પણ ધર્માદા. એમની મદદથી સ્વ. મણિશંકર મહાનંદે મહાભારતનો ગુજ. અનુવાદ 'સ્વદેશ-વત્સલ' માસિકમા છપાવેલો, જે પુસ્તકાકારે પછી બે આવૃત્તિમાં છપાયો હતો. એમની કવિ અને સાહિત્યકાર તરીકેની સંસ્કૃત ધાટીની રચનાઓનો સંગ્રહગ્રંથ છપાયો છે, જેમાં 'કામનાથ અને રૂપસુંદરી (ના.), સંસાર-દુઃખદર્શક (ના.), રંભા રતિલાલ (ત્રોટક), વ્યવહાર-મયૂખ (અનુ ), શિવ લક્ષ્મી અને દીનચંદ શાહ (વાર્તા), મારા અનુભવની નોંધ' એ ગ્રંથો છપાયા છે મૃત્યુ: ૯-૩-૧૯૨૦

**ભાઉ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

સુરત. પિતાનું નામ સૂરજી. ઔદીચ્ય બ્રાહ્મણ ગોપીપુરામાં વાસ રચના. અશ્વમેધ-પર્વ (૧૬૨૩), ઉદ્યોગપર્વ (૧૬૨૦), દ્રોણપર્વ (મુ ), પાંડવવિષ્ટિ (સુ. ૧૬૨૦)—અર્વા ગુજ પદ્ય

**ભાઉભાઈ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

રચના. વજનાભનુ આખ્યાન

**ભાણ કવિ** ઈ ૧૮મી સદી

ગુજરાતનો ઔદીચ્ય બ્રાહ્મણ ખાચરોદ-ગ્વાલિયરમાં જઈ રહેલો રચના સંકટમોચન હિ., ૧૭૨૮)

**ભાણદાસ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

જાણવામાં આવેલો પ્રથમ ગરબી-ગરબાકાર કૃષ્ણપુરીનો શિષ્ય. રચના: અજગર-પ્રહ્લાદ સંવાદ, ગરબા (૭૨થી વધુ-'શ્રીજીવન'માં થોડા છપાયા છે.), નૃસિંહજીની ગરબી, પદ-સંગ્રહ, પ્રહ્લાદાખ્યાન (૧૭૧૦), બારમાસ, હનુમાનની ગરબી, હસ્તામલક (૧૫૨૧-મુ ) [એનો ગરબાસંગ્રહ સં. ૧૭૧૫માં (ઈ. સ ૧૬૫૯મા) એના ભાઈના હાથે નકલ થયેલો ગુ વિ સભા. અમદા ના હ લિ ગ્રંથ સંગ્રહમાં છે.]

**ભાણવિજય** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

ઔરંગાબાદ. જૈ શ્વે. સાધુ રચના: વિક્રમાદિત્ય પંચદંડ રાસ (૧૭૭૪) વગેરે અર્વા ગુ. પદ્ય

**ભાણસાહેબ** ઈ. સ. ૧૬૯૮-૧૭૫૫

ચંરોતર કનખીલોડ. લોહાણા. પિતાનું નામ કલ્યાણ જન્મ. સં. ૧૭૫૪ માઘ સુ. ૧૧ સોમ. કમીજગામમાં એમનું ગાદીસ્થાન. સંત. અવસાન: સં ૧૮૧૧ ચૈ. સુ ૩ મંગળવાર. રચના: અનેક હિંદી પદો

**ભાનુચંદ્ર મહોપાધ્યાય** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

તપગચ્છના વિજયદાનસૂરિના સકલચંદ્રના સૂરચંદ્રના શિષ્ય અમદાવાદમા ખાનુ ૭ના સંસ્કૃત રચના રત્નપાલકથાનક (સં; ૧૬૦૨ પૂર્વે), વિવેકવિલાસ-ટીકા (સં., ૧૬૧૫), કાદંબરી પૂર્વ ભાગ-ટીકા, સારસ્વત વ્યાકરણ વૃત્તિ, વસંતરાજ શકુન-ટીકા (શિરોહીમાં), સૂર્યસહસ્રનામ (અકબર બાદ માટે), કાવ્યપ્રકાશખંડન

**ભાનુનંદ પ્રાણજીવનદાસ રંજૂર**

ગઝલકાર. રચના ગઝલે રંજૂર (૮૦ ગઝલો ૧૯૧૮)

**ભાનુમંદિર-શિષ્ય** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

પુણ્યધરા જૈ. શ્વે. સાધુ રચના. દેવકુમાર-ચરિત્ર (૧૫૫૬)—મધ્ય ગુ જ. પદ્ય

**ભાનુવિજય** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે સાધુ રચના: પાર્શ્વનાથચરિત્રનો બાલાવબોધ (૧૭૪૮)—અર્વા. ગુજ ગદ્ય

**ભાનુશંકર નીલકંઠ આચાર્ય** ઈ.સ ૧૯૧૬

જ. ૧૪-૭-૧૯૧૬. હળવદ (સૌ ) ઔદીચ્ય સહસ્ર બ્રા. પ્રાથ. સુરત-હળવદ-ભાવનગરમા માધ્ય. ભાવનગરમાં. કૉલેજ ભાવનગરમાં, અને અમદાવાદની કૉલેજમાં બી એ. ૧૯૪૨મા એમ એ ૧૯૪૧માં એડવોકેટ. ૧૯૫૨માં પીએચ ડી ૧૯૪૦થી ૧૯૪૯ વકીલાત ભાવનગર પછી ભાવનગર-રાજકોટ-ધાગધ્રા-લખતર વગેરેમાં ન્યાયાધીશ-સિવિલજજ ૧૯૬૬ સુધી. રચના. સુકૃતપ્રકાશ (૧૯૪૧), લઘુજાતકમ્ (ગુ. ટીકા સાથે ૧૯૫૩), યોગદર્શનમ્ (ગુ. ટીકા સાથે ૧૯૫૮), સાંખ્યકારિકા (ગુ. ટીકા સાથે ૧૯૬૦), Re-counciliation of Contradictory Statements in the works of Practical and Applied Astrology (ફલાદેશ ૧૯૫૦)

**ભાનુશંકર બાબરશંકર વ્યાસ, 'બાદરાયણ'** ઈ. સ. ૧૯૦૫-૧૯૬૩

જ: ૨૨-૫-૧૯૦૫. આગોઈ (કચ્છ). વ. નડિયાદ—ઔદીચ્ય ટોળકિયા બ્રા. મા મોર-

બીમા, માધ્ય ની શરૂઆત મોરબીમાં–પછી રાજકોટથી મૅટ્રિક કૉલેજ એલ્ફિન્સ્ટન–મુંબઈ અને સ્વ ન ભો દિવેટિયા નીચે તાલીમ ૧૯-૨૭મા બી એ. ૧૯૩૦મા એમ એ મુંબઈની કબીબાઈ હા. સ્કૂ મા ઘણા વર્ષ શિક્ષક પછી સેંટ ઝેવિયર્સમા ગુજ ના અધ્યાપક ૧૯૪૧મા એલએલ બી અને વકીલાતનો આરંભ છેલ્લે મુંબઈ–આકાશવાણીના ગુજ વિભાગમાં ઉચ્ચ પ્રતિના ગુજરાતી કવિ અને વિવેચક અને વર્તમાનપત્રકાર અવસાન ૧૫-૧૧-૧૯૬૩ રચના કેડી (કા સ ૧૯૬૧)

**ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા**
ઈ સ ૧૮૬૭–૧૯૪૮

જ ૧-૬-૧૮૬૭ સુરત વડનગરા નાગર ગૃહસ્થ મૅટ્રિક ૧૮૯૧મા જામનગરથી શિક્ષકના ધંધામા ત્રણ જ માસમા રાજકોટની રાજકુમાર કૉલેજમા અને ત્યા ૧૯૦૪ સુધી અધ્યાપક ૧૯૦૬થી રાજકોટની આલ્ફ્રેડ હા સ્કૂ મા પછી છોટાઉદેપુર, બાદ રાજકોટ, ધ્રાંગધ્રામા અને ૧૯૧૪મા સુરત, પછી વડોદરા, ત્યાથી દેવગઢબારિયાની હા સ્કૂ મા આચાર્ય ૧૯૦૪-૫મા સરકારી નવી વાચનમાળાના વિજ્ઞાનના પાઠોના લેખક. ઘણા પુસ્તક લખ્યા પ્રેમાનંદના નામ ઉપર ચડાવી પાંડવાશ્વમેધ (તુલસીનો), વિરાટપર્વ, ભીષ્મપર્વ (વિષ્ણુદાસનુ) અને સભાપર્વ જૂના પ્રસિદ્ધ કરેલા, જે પ્રેમાનંદના સર્વથા નથી મૃત્યુ ૨૦-૧-૧૯૪૮ રચના પ્રેમાનંદની પ્રસાદી (પસંદગી સપા ૧૯૦૮), પાંડવાશ્વમેધ (સપા ૧૯૧૬), બભ્રુવાહન આખ્યાન (સપા ૧૯૧૭), પ્રેમાનંદ (ચ ૧૯૧૮), મીરાબાઈ (ચ. ૧૯૧૮), સુદામાચરિત્ર (સપા ૧૯૧૯), વિષ્ણુદાસ (ચ ૧૯૨૦), વિરાટપર્વ (સપા ૧૯૨૧), કવિ વિષ્ણુદાસના કાવ્યો (સપા ૧૯૨૧), મામેરુ (સપા ૧૯૨૨), ભીષ્મપર્વ (સપા ૧૯૨૨), ધ્રુવાખ્યાન (ભાલણનુ સપા ૧૯૨૪), રણયજ્ઞ (સપા ૧૯૨૫), સભાપર્વ (સપા ૧૯૨૫), મહીપતરામ (ચ ૧૯૩૦) વગેરે અને સખ્યાબંધ પાઠ્યપુસ્તકો

**ભાગવિ** ઈ ૯મી સદી

આનંદપુર–વડનગરનો બ્રાહ્મણ રચના કિરાતાર્જુનીય મહાકાવ્ય (સ)

**ભાલણ ત્રવાડી** ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ

પાટણ (ઉ ગુજ) ત્રિવેદી મોઢ બ્રાહ્મણ કડવાબદ્ધ પૌરાણિક આખ્યાનોનો પુરસ્કારક ઉત્તમકક્ષાનો પદ્યાનુવાદક પ્રૌઢાવસ્થામા રામનો ચુસ્ત ભક્ત બાણની 'કાદંબરી'ના જટિલ ગદ્યનો કડવાબદ્ધ આખ્યાનના રૂપમાં સક્ષિપ્તાનુવાદનો સફળ લેખક. શ્રી હર્ષના નૈષધીયચરિત અને ત્રિવિક્રમના 'નલચમ્પૂ'નો પોતાના 'નલાખ્યાન'મા સુભગ ઉપયોગ સાધ્યો છે. પોતાની ભાષાને 'ગુર્જર ભાખા'થી સબોધનારો એ નોંધે છે તે પ્રમાણે કુટુબીજનોના મનોરજન માટે આખ્યાનો રચતો રચના ભીલડીસવાદ, સપ્તશતી (પદ્યાનુવાદ), જાલધર આખ્યાન, નલાખ્યાન, દુર્વાસાઆખ્યાન મામકી આખ્યાન, રામવિવાહ, ધ્રુવાખ્યાન, મૃગી આખ્યાન (અમુ), કૃષ્ણવિષ્ટિ, કાદબરી (સક્ષિપ્તાનુવાદ), દશમસ્કંધ (સારાનુવાદ-કડવાબદ્ધ), રામબાલચરિત, અને કૃષ્ણને લગતાં ભાવગીતો–પદો ભાલણને નામે બીજુ 'નલાખ્યાન' ચડાવેલુ છે, પરતુ એનુ પુરવાર થઈ શકતુ નથી

**ભાવ** ઈ ૧૯મી સદીનો મધ્યભાગ

જૈ શ્વે. સાધુ. રચના. હરિશ્ચંદ્રરાસ, અબડરાસ–મધ્ય ગુજ પદ્ય

**ભાવચંદ્રસૂરિ** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

પૂર્ણિમાગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય રચના: શાતિનાથચરિત (સ, ગદ્ય, ૧૪૭૯)

**ભાવદેવસૂરિ** ઈ ૧૪મી સદીનો મધ્ય

ખડિલગચ્છના કાલિકાચાર્યની પરંપરામા જિનદેવસૂરિના શિષ્ય રચના પાર્શ્વનાથચરિત (સ, ૧૩૫૫), યતિદિનચર્યા (પ્રા), અલકારસાર (સ)

**ભાવપ્રભસૂરિ** ઈ ૧૮મી સદી મધ્ય

પૂર્ણિમા ગચ્છના વિદ્યાપ્રભની પરપરામા મહિમાપ્રભના શિષ્ય રચના ભક્તામર સમસ્યાપૂર્તિ (સ, ૧૭૨૮), નયોપદેશ લઘુવૃત્તિ (સ) વગેરે

**ભાવરત્ન (૧)** ઈ ૧૭મી સદીનો આરંભ

જૈ શ્વે સાધુ રચના. કનકશ્રેષ્ઠીનો રાસ (૧૬૦૩)-મધ્ય ગુજ. પદ્ય

**ભાવરત્ન (૨)** ભાવપ્રભસૂરિ
ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ

રૂપપુર, પાટણ જૈ શ્વે આચાર્ય રચના. હરિબલ માછીનો રાસ (૧૭૧૨), સુભદ્રા સતી રાસ (પાટણમા ૧૭૬૧), બુદ્ધિવિમલાસતી રાસ (પાટણમા ૧૭૪૨), અબડરાસ (૧૭૪૪)-અર્વા ગુજ પદ્ય સ ભાષાના પણ સારા ટીકાકાર

**ભાવવિજય (૧)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

તપાગચ્છના વિજયદાનસૂરિના વિમલહર્ષના મુનિ વિમલના શિષ્ય. રચના. ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ (સ, ૧૬૩૩), ષટ્ત્રિશજ્જલ્પ વિચાર (સ, ૧૬૨૩), ચપકમાલાકથા (સ, વિજાપુરમાં, ૧૬૫૨)

**ભાવવિજય (૨)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વે સાધુ. રચના ધ્યાનસ્વરૂપ ચોપઈ (૧૬૪૦), શ્રાવકવિધિરાસ ગુણરાજરાસ (૧૬૭૮) વગેરે મધ્ય ગુજ પદ્ય

**ભાવશેખર** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

નવાનગર. જૈ. શ્વે સાધુ રચના. રૂપસેન ઋષિરાસ (૧૬૨૭)-મધ્ય ગુજ પદ્ય

**ભા સર્વજ્ઞ** ઈ ૧૩મી સદી

પાશુપત સપ્રદાયના એક આચાર્ય રચના: ગણકારિકા (સ)

**ભાવસાગર-શિષ્ય**
ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ

પાટણ (ઉ ગુજ) જૈ શ્વે સાધુ રચના: નવતત્ત્વરાસ (૧૫૧૯), ઇચ્છા પરિણામ ચોપાઈ (૧૫૩૮) મધ્ય ગુજ પદ્ય

**ભાસ્કરરાય રમણિકરાય વોરા**
ઈ સ. ૧૯૦૭

જ ૧૨-૮-૧૯૦૭ ભાવનગર રચના: રાખના રમકડા (એકાંકી ૧૯૬૦) સ્પદન (કા. ૧૯૫૫), સભવામિ યુગે યુગે (ઑપેરા ૧૯૬૮)

**ભાસ્કરરાવ ગજાનન વિદ્વાંસ**
ઈ સ ૧૯૦૩

જ: ૧૨-૭-૧૯૦૩ વળા (વલભીપુર) વ ' આજર્લે (રત્નાગિરિ) ચિતપાવન બ્રા. પ્રાથ. માધ્ય ૩ સુધી વળા પછી ભાવનગર-દક્ષિણામૂર્તિ વિદ્યાભવનમા 'વિનીત' થઈ અમદા ની રાષ્ટ્રીય ગુજરાત વિદ્યાપીઠમા સ્નાતક. પછી નિવૃત્તિ થતા સુધી અમદા.ના ચિ ન. વિદ્યાવિહારમા ભૂગોળના શિક્ષક રચના. આપણા આર્થિક પ્રશ્નો (અ નો અનુ ૧૯૪૨), મજ્ઝિમ નિકાય (મરા નો અનુ), આર્થિક ભૂગોળ (અ નો અનુ ૧૯૩૫), હિંદી સસ્કૃતિ અને અહિંસા (મરા નો અનુ ૧૯૩૭), અગ્રેજરાજ્ય ભાગ ૧-૨ (હિ નો અનુ ૧૯૩૯), પાસિફિક (૧૯૬૨)

**ભીખાભાઈ પુરુષોત્તમ વ્યાસ**
ઈ સ ૧૮૯૯

ગોધરા ઔદીચ્ય ટોળકિયા બ્રા પ્રે રા ટ્રે. કૉ ના બીજા વર્ષની પરીક્ષા શિક્ષક ગોધરાથી 'પચમહાલ રેવાકાઠા વર્તમાન' સાપ્તાહિક ચલાવેલું ૧૯૨૦મા સરકારી નોકરીમાથી નિવૃત્તિબાદ જાહેર અને સાહિત્યિક-ધાર્મિક પ્રવૃત્તિ રચના' સીતા ભાગ ૧ ૨ (૧૯૨૫), ગુજનો વર (ના ૧૯૨૫), ભયકર ભુજગ (ન. ૧૯૨૫)

**ભીખાભાઈ શવજી જોશી**
રચના : વીજળી વિલાપ (પદ્યાત્મક. ૧૮૯૯-૧૯૦૦ કાસમની 'વીજળી' સ્ટીમર ડૂબી ગયેલી એની કહાણી)

**ભીમ (૧)**　　ઈ. સ. ૧૪૧૦માં હયાત
રચના . સદયવત્સ ચરિત (૧૪૧૦)-મધ્ય ગુજ.ની સમર્થ લૌકિક કથા

**ભીમ (૨)**　　ઈ. ૧૫મી સદીનો અંતભાગ
પ્રલ્હાદપાટણ-સિદ્ધપુર વૈષ્ણવ ભાલણનો શિષ્ય કહેવાયો, પણ સિદ્ધ નથી થતું. ગુરુ તરીકેના કોઈ 'પુરુષોત્તમ'ને અને 'નરસિંહરામ વ્યાસ' ને નમસ્કાર કરે છે. રચના : પ્રબોધપ્રકાશ (સં 'પ્રબોધ ચંદ્રોદય' નાટકનો ચોપાઈમા અનુ ૧૪૮૫ મુ ), હરિલીલા-ષોડશકલા (૧૪૯૧ મુ ) મધ્ય ગુજ. ભાષાની કૃતિઓ. એના કોઈ કોઈ પદ પણ મળે છે

**ભીમ (૩)**　　ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
શ્રી વલ્લભાચાર્યજીના પુત્ર ગો શ્રી વિઠ્ઠલનાથજી ગુસાઈજીનો શિષ્ય રચના : રસિકગીતા ('રસગીતા', 'ભીમગીતા' 'ઉદ્ધવગીતા' આ ચારે એક જ કૃતિ. મુ.), વિઠ્ઠલનાથજીનુ ધોળ

**ભીમ (૪)**　　ઈ ૧૭મી સદી
લિંબાનો પુત્ર રચના મસ્તકપૂજા

**ભીમ (૫)**　　ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
પાલનપુરનો વીસા શ્રીમાળી વણિક જૈન રચના : નલાખ્યાન (૧૬૭૧)

**ભીમજી હરજીવન પારેખ, 'સુશીલ'**
ઈ. સ ૧૮૮૮—?
જ : ૧૮-૧-૧૮૮૮ લીંબડી. દસા શ્રીમાળી જૈન વણિક અ. ૪ ધોરણનો અભ્યાસ. પછી કાશી યશોવિજયજી પાઠશાળામા સં પ્રા અભ્યાસ. 'કચ્છ કેસરી'સાપ્તાહિક, 'જૈનપતાકા' માસિક, 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક, 'જય સ્વદેશી' પાક્ષિક, 'યુગધર્મ' માસિક, 'આનંદ' માસિક અને 'ફૂલછાબ' સાપ્તાહિકમા કામ કરેલુ, સહાયક તંત્રી મુખ્ય વ્યવસાય પત્રકારત્વ અંગ્રેજી ભાષા ઉપર સારો કાબૂ રચના : મહાવીર જીવન વિસ્તાર, વિવેકવિલાસ, ઇસ્લામના ઓલિયા, નારચંદ્ર જૈનજ્યોતિષ, મેઘમાલા, કલ્પસૂત્ર (અનુ ), સ્વામી વિવેકાનંદ ભાગ-રજો, સમ્રાટ અકબર (અનુ ), ધર્મતત્ત્વ (અનુ ), જગત શેઠ વગેરે

**ભીમ ભાવસાર**
ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
વડોદરા જૈ. શ્વે શ્રાવક. રચના : શ્રેણિક રાસ (ખંડ૧, ૧૫૬૪; ખંડ ૨), ૧૫૭૫, ખંડ ૩, ૧૫૭૯), નાગલકુમાર નાગદત્તનો રાસ (૧૫૭૫)-મધ્ય. ગુજ. પદ્ય

**ભીમરાજ**　　ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
જૈ શ્વે શ્રાવક રચના શત્રુંજય ઉદ્ધાર રાસ (ઐતિ. ૧૭૬૦)-અર્વા ગુજ. પદ્ય

**ભીમરાવ ભોળાનાથ દિવેટિયા**
ઈ સ. ૧૮૫૧-૧૮૯૦
જ . ૨-૧૦-૧૮૫૧. અમદાવાદ, વડનગરા નાગર ગૃહસ્થ ૧૮૭૭માં મૅટ્રિક ૧૮૮૦માં ગાયકવાડી નોકરી. બચપણથી કવિતા કરવાનો શોખ સુધારક વિચારના. ૩૯ વર્ષની વયે દેહાત નરસિંહરાવ ભો. દિવેટિયાના નાના ભાઈ મૃત્યુ : ૧૩-૧-૧૮૯૦. રચના મેઘદૂત (અનુ ), હેવળદેવી (ના.), પૃથુરાજ રાસો (મહાકાવ્ય)

**ભીમ શ્રાવક**　　ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જૈ શ્વે, રચના અગડદત્તરાસ (૧૫૧૯) -મધ્ય. ગુજ પદ્ય

**ભુવનકીર્તિ (૧)**
ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
ખભાત જૈ. શ્વે સાધુ રચના : કલાવતીચરિત્ર (૧૫૨૬)-મધ્ય ગુજ પદ્ય

**ભુવનકીર્તિ (૨)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
લવેરા, જેસલમેર, ખભાત, ઉદયપુર. જૈ શ્વે. સાધુ રચના અઘટિત રાજર્ષિ ચોપાઈ (લવેરામા ૧૬૧૦), ભરતબાહુબલચરિત્ર (જેસલમેરમાં. ૧૬૧૪), જબુસ્વામી(૧૬૩૪), ગજસુકુમાલ ચોપાઈ (ખભાતમા. (૧૬૪૭), અજનાસુદરીરાસ (ઉદયપુરમાં (૧૬૫૦)-મધ્ય ગુજ પદ્ય

**ભુવનસુંદરસૂરિ**
ઈ ૧૪મી-૧૫મી સદીની સધિ
તપાગચ્છના દેવસુદરસૂરિના સોમસુદર સૂરિના શિષ્ય. રચના : પરબ્રહ્મોત્થાપન સ્થલ વાદગ્ર થ (સ ), લઘુમહાવિદ્યા-વિડબન (સ ), વ્યાખ્યાનદીપિકા (સ ) વગેરે

**ભૂદેવ શુકલ**　　ઈ ૧૬મી સદી
ગુજરાતનો બ્રાહ્મણ રચના ધર્મવિજય (સ , ના )

**ભૂધર (૧)**　　ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
ખભાત રચના હરિશ્ચંદ્રાખ્યાન (૧૬૧૯), નારદનુ ફૂલ-અર્વા ગુજ. પદ્ય

**ભૂધર (૨)**　　ઈ ૧૮મી સદીનો મધ્યભાગ
ગોડળ જૈ. લોકાગચ્છી. રચના ચિતચેતવણી ચોસઠી (૧૭૬૩) વગેરે અર્વા ગુજ

**ભૂપત વડોદરિયા**
રચના : જીવનનાં જળ (ન ૧૯૫૬), અધૂરાં તપ (ન ૧૯૫૭) બન્ધ ર્ણ ગ્ઝ (નિ ૧૯૫૮), નવા કલેવર (વા. ૧૯૫૮), અતરનાં રૂપ (ન. ૧૯૫૮), અમરદીપ (ન. ૧૯૫૯)

**ભૂપેન્દ્ર કાકોભાઈલાલ વકીલ**
ઈ. સ. ૧૯૨૩
જ. ૨૨-૮-૧૯૨૩. કોર (જિ. સુરત) જૈન સ્થાનકવાસી વણિક પ્રાથ. માધ્ય. કોર માં કરી ૧૯૪૨માં મૅટ્રિક સુરતથી ૧૯૪૮માં બી.એ., ૧૯૫૨મા એમ એ. મુબઈથી ૧૯૫૭ માં બી એડ. ૧૯૪૮થી ૧૯૪૯ સુરતના 'ગુજરાત' દૈનિકમાં સાહિત્યવિભાગે. ૧૯૫૦થી શિક્ષક અને પછી આચાર્ય સુધી (સાવકુ-અમરેલી-જિ સુરત). સામયિકોમાં કાવ્યો વગેરે-લેખો ઘણા. 'અભિલાષ' નામના વાર્ષિકનુ ૧૯૬૧થી સપાદન

**ભૂપેન્દ્ર મોહનલાલ પંડચા 'સ્નેહમિત્ર'**
ઈ. સ ૧૯૩૩
જ. ૧૩-૮-૧૯૩૩. જામનગર બ્રાહ્મણ. ૧૯૫૨મા એસ.એસ સી. રચના : એક આખ એ નજર (૧૯૬૫)

**ભૂષણ**　　ઈ ૧૮મી સદી
વેલાલ. રૈકવ બ્રા રચના . ભવિષ્ય વિશે ૫ અષ્ટકો (ભુજગીમા), અવલોક (પદ)

**ભોગીંદ્ર નાનાલાલ ભટ્ટ**
દલપતશૈલીના લગભગ છેલ્લા કવિ. રચના. પદ્યાત્મક દાહોદદર્શન (૧૯૩૫)

**ભોગીંદ્રરાવ રતનલાલ દિવેટિયા**
ઈ. સ. ૧૮૭૫-૧૯૧૭
જ. : ૩૧-૩-૧૮૭૫ અમદાવાદ વડનગરા નાગરગૃહસ્થ પ્રાથ રાધનપુરમાં, માધ્ય. અમદાવાદમા ૧૮૯૦થી કવિતાપ્રવૃત્તિ. ૧૮૯૨માં 'બ્રહ્મસમાજ'ના ઉદ્ભાવમા હેતુરૂપ ૧૮૯૫મા મૅટ્રિક, ૧૮૯૯માં બી એ માટે પ્રયત્ન, પણ તબિયતને કારણે મુબઈ છોડવું પડ્યુ. પછી કાલોલ વેલેરા રાજકોટ વગેરેમા રેવન્યુ અને કસ્ટમખાતામા ૧૯૦૫મા પત્નીનુ મૃત્યુ થી બી એ ૧૯૦૩થીઅમદાવાદમાં 'સુદરીસુબોધ' માસિકનુ પ્રકાશન ગુજ. સા. સભાના શરૂના ઉત્સાહી સભ્ય ૧૯૦૮-૧૧ મુબઈમાં ડૉ. ત્રિભુવનદાસ ગજ્જરના સેવા સદનમાં, ૧૯૧૧ થી પન્નાલાલ હા સ્કૂ માં શિક્ષક અને ઉપાચાર્ય અવસાન પર્યંત ઉચ્ચ કક્ષાના નવલકથાકાર મૃત્યુ : ૨૭-૧૧-૧૯૧૭. રચના : મૃદુલા (૧૯૦૭), ઉષાકાંત (૧૯૦૮), ચમેલી (અ પ્ર.૧૯૧૦), રાજમાર્ગનોમુસાફર(૧૯૧૦), સિતારાનોશોખ(૧૯૧૧), જીવનકલા(૧૯૧૨), નવરંગ બાળકો (૧૯૧૩), રસિકચંદ્ર ભાગ

૪ થો (૧૯૧૩), તરલા (૧૯૧૪), આસિસ્ટંટ કલેક્ટર (૧૯૧૪), મોહિની (૧૯૧૫), દિવાળી કે હોળી (૧૯૧૫), સ્નેહ કે મોહ (૧૯૧૬), લગ્ન-ધર્મ કે કરાર (૧૯૧૬), બાળકુમાર (૧૯૧૬), અજામિલ (૧૯૧૭), ડૉકેજિયન (૧૯૧૭), લલિતકુમાર (૧૯૧૭), જ્યોત્સ્ના (૧૯૧૭), સોલિસિટર (૧૯૧૭), ઉપરાંત બે જીવનચરિત્રો અને ઇંગ્લૅન્ડનો ઇતિહાસ, તથા સ્ત્રીઓ તથા સમાજસેવા (૧૯૧૧)

**ભોગીભાઈ હિંમતલાલ બારોટ**

ઈ સ ૧૯૧૯

જ ૭-૮-૧૧૧૯ ભરૂચ વ: આલીપુરા (તા ભરૂચ) બારોટ. પ્રાથ માધ્ય ભરૂચમા એસ એસ સી થઈ સુરતમા શિક્ષક વચ્ચે શહેર શિક્ષણ સમિતિના કેળવણી અધિકારી હાલ એક શાળાના આચાર્ય, રચના રક્ષક ને બીજા નાટક, શબરીને અન્ય નાટકો, ધન એ જ ધાન્ય (કિશાન કથા), બાબુ ગનુ (શહીદ કથા), માધાવાવ (લોકગીત), કુંતા ગાધારી (ધર્મકથા), પાકે ઘડે કાઠા ન ચડે (ચ )

**ભોગીલાલ કેશવલાલ પટવા**

ઈ સ ૧૮૮૯-૧૯૪૫

જ ૨૨-૩-૧૮૮૯ અમદાવાદ દસા શ્રીમાળી વૈ વણિક પ્રાથ સિસલપુરમાં માધ્ય અમદાવાદમા ૧૯૦૭મા બી એ ૧૯૦૯માં એસ ટી સી ડી મહાલક્ષ્મી ટ્રે કૉ મા શિક્ષક ગણિતના ગણ્ય કોટિના વિદ્વાન-જ્યોતિષ ગણિતના પણ સ્કાઉટિંગ અને વ્યાયામના પ્રચારક વર્ષો સુધી ગુજ વિદ્યાસભા (અમદા )ની કારોબારીના સભ્ય મૃત્યુ ૧૯-૯-૧૯૪૫ રચના નાના બાળકોની ગૃહ કેળવણી (૧૯૧૯), આકાશદર્શન (૧૯૩૨)

**ભોગીલાલ ચુનીલાલ ગાંધી 'ઉપવાસી'**

ઈ.સ ૧૯૧૧

જ ૨૯-૧-૧૯૧૧ મોડાસા વણિકવૈષ્ણવ ૧૯૩૦મા રાષ્ટ્રિય ગુજ. વિદ્યાપીઠના સ્નાતક ૧૯૩૫માં 'ગુજરાત પ્રગતિશીલ લેખક મંડળ'ની સ્થાપના કરી કૉંગ્રેસ-સમાજવાદ-સામ્યવાદના રાજકારણમા વર્ષો સુધી કાર્યકર ૧૯૫૬થી પક્ષીય રાજકારણથી નિવૃત્તથયા પછી સાહિત્યલેખન અને સાહિત્યપ્રકાશન પ્રવૃત્તિ 'આઝાદહિંદ' 'લોકયુદ્ધ' 'જનયુગ' અને સસ્કાર સામયિકોમા સચાલન; હાલ 'વિશ્વ માનવ' દ્વૈમાસિકના સપાદક છે કવિ બંગાળી ભાષાના સારા અનુવાદક રચના સાધના (કા સં ૧૯૪૩) પરાજિત પ્રેમ (ન ૧૯૪૫), પ્રણયસૃષ્ટિનાં પાત્રો (ન ૧૯૪૬), સોવિયેત રશિયા (૧૯૪૬), રશિયાની કાયાપલટ (૧૯૪૮), સામ્યવાદ (૧૯૪૫), મહા માનવ રોમા રોલા (૧૯૫૮), નેહરુ એક મૂલ્યાકન (૧૯૬૦), રાષ્ટ્રિય એકાત્મતા (૧૯૬૨), ભારત પર ચીન આક્રમણ (૧૯૬૨), રશિયા-ચીન સઘર્ષ (૧૯૬૩); અનુવાદો બગાળી ઉપરથી ૧૯૩૨ થી ૧૯૬૨ સુધીમા શરદબાબુકૃત-દેવદાસ, ગૃહદાહ, ચરિત્રહીન, દત્તા, બામણની દીકરી, ટાગોર કૃત નષ્ટ નીડ કાવ્યો અને નિબધ, નિરુપમા દેવીકૃત શ્યામલી, અગ્રેજી ઉપરથી ૧૯૩૯થી ૧૯૬૮ ના વર્ષોમા અન્ના કરિનિના (ટૉલ્સ્ટૉય), લીઝા (તુર્ગનેવ), ફાગુ સૌનુ (શોમ્યુસ્કીન), વિશ્વસાહિત્યની શ્રેષ્ઠ વાર્તાઓ, ઉદ્ધ્વસ્ત આકાશ (ડૉ ઝિવાગોનો સક્ષેપ), ભારત-ઇતિહાસ નોધ (કાર્લ માર્ક્સ), લોકશાહી-સમાજવાદ અને સ્વતત્રતા (રાજાજીના રૂપાતરો: અમ્મા (મૅક્સિમગૉર્કી), અનોખીપ્રીત (જર્મનવાર્તા), સપાદનો સકલન ગ્રથો ૧૯૪૦ થી ૧૯૬૩ સુધીમા સાહિત્ય અને પ્રગતિ ભાગ ૧-૨ (અન્ય વિદ્વાનો સાથે), સાહિત્ય અને સર્જન ('સ્વપ્નસ્થ' સાથે), રવીંદ્રદર્શન, ગુજરાતદર્શન, અદ્યતન રશિયન સાહિત્ય

**ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**

ઈ.સ ૧૯૧૫

જ ૫-૪-૧૯૧૫ સડેર વ પાટણ (ઉ ગુજ ) લેઉઆ પાટીદાર. બચપણથી મુનિશ્રી ચતુરવિજયજી અને એમના વિદ્વાન શિષ્ય પુણ્યવિજયજીની પાસે સ. પ્રા નો અભ્યાસ સાધ્યો તેરમા-ચૌદમા વર્ષથી લેખનપ્રવૃત્તિ, મૅટ્રિક સુધી પાટણમા અભ્યાસ ૧૯૩૫મા અમદાવાદના 'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં જોડાયા ૧૯૩૭મા મૅટ્રિક થયા અને ગુજ. કૉ માં ૧૯૪૧મા પ્રથમ વર્ગમા બી એ ૧૯૪૩મા ગુજ. વિદ્યા સભાના અનુસ્નાતક વર્ગમા એમ એ અને ત્યાં અધ્યાપનકાર્ય ૧૯૪૫મા પીએચ ડી થયા ૧૯૫૧મા વડોદરા યુનિ થતા ત્યા ગુજરાતી વિભાગના મુખ્ય અધ્યાપક થયા અને ૧૯૫૮થી 'પ્રાચ્યવિદ્યામંદિર'ના નિયામક પણ ઉચ્ચ પ્રતિના સશોધક ૧૯૫૨મા મુંબઈ યુનિ ના ઠા વસનજી માધવજી ભાષણો 'શબ્દ અને અર્થ' ઉપર આપ્યા ૧૯૫૮નો રણજિતરામ સુવર્ણચંદ્રક ગુજ સા સભાએ આપ્યો સંશોધનમૂલક ગ્રંથો : માધવકૃત રૂપસુંદરકથા (૧૯૪૩), સંઘવિજયકૃત સિંહાસનબત્રીશી (૧૯૩૪), વાઘેલા વશ, વીરસિંહનુ ઉષાહરણ, કર્પૂરમંજરી (૧૯૪૧), પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વૃત્તરચના (૧૯૪૧), ઇતિહાસની કેડી (લેખસ) વસ્તુપાલનુ વિદ્યામંડળ (૧૯૪૫,) વસુદેવહિંડી (અનુ ૧૯૪૬), સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યો (સપા ) વસ્તુપાલનુ વિદ્યામડળ અને બીજા લેખો (૧૯૪૮), જેઠી મલ્લ અને મલ્લપુરાણ (૧૯૪૮), પચતત્ર (અનુ. ૧૯૪૭), વર્ણક સમુચ્ચય (ભાગ ૧-૨)

**ભોગીલાલ ત્રીકમલાલ વકીલ**

ઈ સ ૧૮૫૩—?

જ. ૩૦-૧૨-૧૮૫૩ આસોદર (જિ. ખેડા) કાર્યક્ષેત્ર વડોદરા 'ધન્વન્તરિ' માસિક (૧૯૦૮ થી ૧૯૨૨)ના તત્રી રચના દેવી અદ્ભુત ચમત્કાર અને બાળાસ્તવન (૧૮૯૮), અનતજીવન શી રીતે પ્રાપ્ત કરવું (૧૯૧૪), હુ રોગી છુ કે નીરોગી (અનુ ૧૯૧૬), ચિકિત્સાસાગર (૧૯૨૫), આર્યરસાયણશાસ્ત્ર (૧૯૨૨)

**ભોગીલાલ હરિલાલ દવે 'પ્રકાશવર્ધન'**

ઈ સ ૧૯૩૩

જ ૪-૧૦-૧૯૩૩ અજાર (કચ્છ). શ્રીમાળી બ્રાહ્મણ અજાર હા સ્કૂ માંથી ૧૯૫૨માં મૅટ્રિક. પછી મુંબઈમા જુદાજુદા સામયિકોમાં સેવા આપી ૧૯૪૭થી અનેક સામયિકોમાં લેખો, બાળવાર્તાઓ, કાવ્યો, હાસ્ય, કોયડા, અને અનુવાદો પ્રસિદ્ધ કરાવ્યાં છે

**ભોજરાજજી 'ભોજલ'** ઈ ૧૯મી સદી

કચ્છ વાગડના ધમકડાના જાડેજા ઠાકોર. કચ્છના રા' દેશળજીના સમકાલીન રચના: કાચબા કાચબીનુ ભજન, રામસગાઈ, જમનો જોખો (ત્રણ ગેય કવિતા)

**ભોજો ભક્ત** ઈ સ ૧૭૮૫-૧૮૫૦

સાવલી (જિ વડોદરા), પછીથી વીરપુર (સૌ )માં વાસ લેઉઆ પાટીદાર પિતાનુ નામ કરસનદાસ અખાના પ્રકારનો કટાક્ષકવિ રચના ચાબખા અને પદસંગ્રહ (મુ), ચેલૈયાનુ આખ્યાન (મુ.), બ્રહ્મબોધ, મહિના (મુ ) ભક્તમાળ (મુ ) વગેરે

**ભોજો સુરતી** ઈ ૧૭મી સદીનો અંતભાગ

સુરત રચના: ચટહાસ આખ્યાન (મુ ) –અર્વા ગુજ પદ્ય

**ભોજસાગર** ઈ ૧૮મી સદીનો મધ્ય

તપાગચ્છના ભાવસાગરના વિનીતસાગરના શિષ્ય રચના દ્રવ્યાનુયોગતર્કણા-સ્વોપજ્ઞ ટીકા સાથે (સં , ૧૭૫૦ આસપાસ)

**ભોમાગમ હેમારામ**

પાટણ (ઉ ગુજ.), ભક્તપ્રકૃતિના ભજનકાર. રચના શ્રી બ્રહ્મભોમ (૧૯૨૨)

**ભોળાનાથ સારાભાઈ દિવેટિયા**
ઈ. ૧૮૨૨-૧૮૮૯

જ. ૨૩-૭-૧૮૨૨ વડોદરા. વ : અમદાવાદ વડનગરા નાગર ગૃહસ્થ.ફારસી અંગ્રેજી સંસ્કૃત ભાષાઓના સારા જ્ઞાતા અમદા.ની ડિસ્ટ્રિક્ટ કોર્ટમા ઉમેદવારીથી જીવનનો આરંભ મુન્સફની પરીક્ષા પસાર કરી મુન્સફ. આગળ વધી ફર્સ્ટક્લાસ સબ જજ થયા. મહારાષ્ટ્ર અને ગુજ માં ઘણે સ્થળે. શરૂમા ચુસ્ત સનાતની, પછીથી સ્વધર્મની સમન્વય ભાવનાવાળા સુધારક. અમદા મા 'ધર્મ સભા' ૧૮૪૦ થી ૧૮૪૫ સુધી ચલાવી ૧૮૭૧મા અમદા.મા 'ઈશ્વરપ્રાર્થનાસમાજ'ની સ્થાપના કરી ૧૮૭૪મા નિવૃત્ત 'સરદારનો' ઇલકાબ નવાયુગના નમૂનેદાર ભક્ત અને ચિંતક ભીમરાવ અને નરસિંહરાવ જેવા વિદ્વાન પુત્રોના પિતા ગુજ.મા દિંડી અને અભંગ પ્રકારની કવિતાના પુરસ્કારક સારા ભક્તકવિ મૃત્યુ ૧૧-૫-૧૮૮૬ રચના બોધસંગ્રહ, ઈશ્વરપ્રાર્થનામાળા (૧૮૭૫), કરારનુ શાસ્ત્ર, મિતાક્ષરા, ઋણદાન, દિંડી તથા અભંગમાળા (પદ્યાત્મક પ્રાર્થનાઓ)

**ભોળાશંકર પ્રેમજી વ્યાસ**
ઈ સ ૧૮૯૭-?

જ ૨૫-૨-૧૮૯૭ રીબ (તા ગોંડળ), વાલમ બ્રાહ્મણ ટ્રેન્ડ સીનિયર હન્ટર ટ્રે. કૉ રાજકોટથી ૧૯૧૯મા. અમદા. વનિતાવિશ્રામ હા સ્કૂ મા શિક્ષક હતા રચના શ્રી પ્રભુચરણે (૧૯૨૯), નવદીવડા (૧૯૩૨) દસેક વર્ષ ઉપર અવસાન

**મંગલધર્મ** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ

જૈન શ્વે સાધુ રચના. મંગલકલશ રાસ (૧૪૯૯)-મધ્ય ગુજ. પદ્ય

**મંગલ માણેક** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

ઉજ્જયિનીના. જૈ. શ્વે સાધુ રચના. વિક્રમરાજ અને ખાપર ચોરનો રાસ (૧૫૮૨), અંબડ કથાનક ચોપઈ (૧૫૮૨)-મધ્ય. ગુજ. પદ્ય

**મંગલસૂરિ** ઈ ૧૩મી સદી

વડગચ્છના રામચંદ્ર સૂરિના શિષ્ય રચના. મહાવીર જન્માભિષેક (ઉત્તર અપ)

**મંગલવિજયજી મુનિ**
ઈ સ ૧૮૭૭-૧૯૪૨

જ નવે ડિસે ૧૮૭૭ લીંચ વીસા શ્રીમાળી જૈન વણિક. નામ મનસુખલાલ ભગવાનદાસ મહેતા ૧૯૦૦મા મહુવામાં શ્રી વિજયધર્મસૂરિ પાસે દીક્ષા અને 'મંગલવિજય' નામ ૧૯૦૨માં કાશી યશોવિજયજી જૈન પાઠશાળા સ્થપાતા એમાં સ મા. નો અભ્યાસ કલકત્તાના વિદ્વાનોએ 'ન્યાયવિશારદ'ની પદવી આપી. તેળુગુ ભાષાના પણ જ્ઞાતા. રચના તત્ત્વાખ્યાનદ્રવ્યપ્રદીપ, સપ્તભંગીપ્રદીપ, સમ્યક્ત્વપ્રદીપ, ધર્મપ્રદીપ, અષ્ટપ્રકારી પૂજા, ઉપરાંત બે સંસ્કૃત ગ્રંથો

**મંગળજી હરજીવન ઓઝા** ઈ સ ૧૮૭૦-?

મહુવા શ્રીમાળી બ્રાહ્મણ મહુવા અને ગઢડામા પ્રાથ ૧૮૮૯મા રાજકોટ ટ્રે કૉ માં ૧૮૮૯મા સીનિયર થયા. ત્યા ૨૨ વર્ષ સુધી સ ગુજ. ગણિતના શિક્ષક પછી ફિમેઇલ ટ્રે કૉ. મા આચાર્ય ૧૯ વર્ષ માટે રાજકુમાર કૉલેજ રાજકોટમા શાસ્ત્રી જૂની પેઢીના સારા વિદ્વાન. રચના. સુદામાચરિત અને મામેરુ (સંપા ૧૯૦૨), નર્મદના કેટલાક લખાણો પર વિવેચન (૧૯૦૨), શ્રીભગવત્સ્મરણ (સં. અને ગુજ અનુ. ૧૯૧૦), ઈશ્વરસ્તુતિઓનો ગુજરાતી પદ્ય સંગ્રહ (૧૯૨૦), નીતિ પાઠમાળા (૧૯૨૭)

**મંગળદાસ ચતુર્ભુજજી કવિ**
ઈ સ. ૧૯૦૨

જ. સ ૧૯૫૮ મા સુ ૮. વિજાપુર (ઉ ગુજ) બ્રહ્મભટ્ટ રચના. છ-સાત ગ્રંથ છપાયા છે

**મચેરજી કાવસજી, 'મનસુખ'**

પારસી બોલીના કવિ દલપતશૈલીના પણ રચના ગજનામેહ (૧૯૫૯), દીલપઝીર દાસ્તાન વગેરે

**મંજુકેશાનંદ** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ

સ્વામિનારાયણ સાધુ રચના: પદસંગ્રહ (થોડા જ છપાયા છે; મોટો સંગ્રહ વડતાલમા અપ્રસિદ્ધ પડ્યો છે)

**મંજુલાલ જમનારામ દવે**
ઈ સ. ૧૮૭૧-૧૯૬૪

જ.: ૧૩-૯-૧૮૭૧ પેટલાદ વડનગરા નાગર બ્રાહ્મણ. પ્રાથ માધ્ય. પેટલાદમાં ૧૯૦૬ માં મૅટ્રિક વડોદરા કૉલેજમાથી ૧૯૧૧માં બી એ. ૧૯૧૫મા એમ એ. ૧૯૧૯માં પાટણ (ઉ ગુજ)ની ટ્રે કૉ. માં ગુજરાતીના અધ્યાપક ૧૯૨૬મા વિદેશનો પ્રવાસ અને પીએચ ડી. અને ડી લિટ્ થઈ આવ્યા મુંબઈમા વિલ્સન કૉ મા ફ્રેંચ ભાષાના અધ્યાપક થયા માસિકોમાં ઘણુ લખ્યુ છે મૃત્યુ: ૧-૧૨-૧૯૬૪ રચના. ઠાકોર (૧૯૧૫)

**મંજુલાલ રણછોડલાલ મજમૂદાર**
ઈ સ ૧૮૯૭

જ : ૧૯-૯-૧૮૯૭ પેટલાદ. વ.: મહુધા (જિ. ખેડા) વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ માધ્ય. વડોદરામાં ત્યાંથી ૧૯૧૩મા મૅટ્રિ., ૧૯૧૮મા બી એ, ૧૯૨૧માં એલ એલ બી અને વકીલાત. તરતમાં જ પ્રિન્સિપાલ ફીનાર્ટ્સ કૉલેજમાં જોડાયા. ૧૯૨૬માં મહાનિબંધ લખી એમ એ, ૧૯૩૭થી પીએચ. ડી થયા શરૂઆતથી જૂની ગુજરાતી ભાષાના સાહિત્યનુ ચિત્રકલાનુ અને ઇતિહાસ વિષયે કેટલુક સશોધન કર્યુ વડોદરા રાજ્યના ભાષાંતર ખાતામાં અધિકારી પછી વડોદરા કૉલેજમા ગુજ ના અધ્યાપક નિવૃત્તિ પર્યંત મહત્ત્વના સંપાદનો સુદામાચરિત્ર (આઠ કવિઓના સંપા. ૧૯૨૨), રણયજ્ઞ અને વજિયાકૃત રણજગ (સંપા. ૧૯૨૫), તિલોત્તમ (વાર્તા ૧૯૨૬), અભિમન્યુ આખ્યાન (તાપીદાસનુ સંપા ૧૯૨૬), લોકવાર્તાનુ સાહિત્ય (૧૯૨૭), કાવ્યનવનીત ને નળાખ્યાન (સંપા. (૧૯૨૯), રામાયણનુ રહસ્ય (૧૯૩૦), સાહિત્ય સ્વરૂપો (પદ્ય.), મીરાંબાઇ : એક મનન (૧૯૬૧), સદયવત્સકથા (ભીમની સંપા), માધવકામ કદલા (ગણપતિની સંપા) વગેરે

**મંડન મંત્રી** ઈ ૧૫મી સદીનો મધ્ય

શ્રીમાલ વંશના સોનગિરા કુળના, પરંપરાથી મંત્રીકુટુંબના માંડવગઢ (માળવા)ના મંત્રી બાઝણનાપુત્ર બાહડનો પુત્ર ખરતરગચ્છની ગાદીનો શિષ્ય. મંડને સ ૧૫૦૪ (સ ૧૪૪૮)મા પોતાના ગ્રંથોની તાડપત્ર ઉપર નકલ કરાવી હતી રચના સંસ્કૃતમા સારસ્વતમંડન 'સારસ્વત વ્યાકરણ'ની ટીકા), કાવ્ય મંડન (કૌરવ પાંડવ કાવ્ય), ચંપૂ મંડન (નેમિનાથ ચરિત્ર), કાદંબરીમંડન ('કાદંબરી'નો સાર), ચંદ્રવિજય (ચંદ્ર સૂર્ય યુદ્ધ), અલંકારમંડન, શૃંગારમંડન, સંગીતમંડન, ઉપસર્ગમંડન, વાસ્તુમંડન વગેરે

**મંજુલાલ સાકરલાલ દેસાઈ**

અમદા બ્રહ્મક્ષત્રિય સારા જ્યોતિષી સ્વર્ગસ્થ રચના. ભગવાન ચાણક્ય (ન ૧૯૪૯)

**મંડલિક (?)** ઈ ૧૪મી સદીનો પૂર્વાર્ધ

જૈ શ્વે. રચના. પેથડરાસ (ઐતિ રાસ સુ -અપૂર્ણ) ઉ અપભ્રંશની રચના આ રાસનો કર્તા 'મંડલિક' નથી લાગતો, એનો જૂનાગઢના 'રા' તરીકે માત્ર ઉલ્લેખ થયો છે, કર્તા અજ્ઞાત છે, રાસ ત્રુટક હોવાને કારણે

**મકરંદ વજેશંકર દવે** ઈ સ. ૧૯૨૨

જ : ૧૩-૧૧-૧૯૨૨ ગોંડળ રચના. તરણા (કા સં ૧૯૫૧), જયભેરી (કા સ ૧૯૫૨), ઝબૂક વીજળી ઝબૂક (બાળ કાવ્યો. ૧૯૫૫), ગોરજ (કા. સ. ૧૯૫૮), સૂરજમુખી (કા સં ૧૯૬૧), સંજ્ઞા (કા. સ ૧૯૬૪)

### મગનભાઈ ચતુરભાઈ પટેલ

ઈ. સ ૧૮૭૯–૧૯૩૦

નડિયાદ લેઉઆ પાટીદાર ૧૮૯૮મા વડોદરાથી બી એ. ૧૯૦૦મા એલ એલ બી ૧૯૦૧થી અમદાવાદમા વકીલાત સ્વદેશી હિલચાલમા ભાગ ૧૯૧૫મા હોમરૂલ લીગના અમદાવાદના મંત્રી ૧૯૨૯મા ખેડા જિલ્લા સત્યાગ્રહનો વિરોધ કરેલો, પણ ખેડૂતોના લાભમા ઘણા લેખ લખેલા, રાજકીય ક્ષેત્રે એ પછી નિવૃત્તિ અને લેખનવ્યવસાય કવિ ત ગીર ભાષા અને છદ ઉપર કાબૂ તત્ત્વજ્ઞાની રચના વૈદેહી વિજય (૧૮૯૯), કુસુમાંજલિ (કા સ ૧૯૦૯), ક્ષાત્રપાલ કાવ્ય (મહારાણા પ્રતાપ વિશે. ૧૯૦૯), કાવ્યાર્થપ્રદીપ (સુદર્શન'મા પ્રગટ ૧૯૧૦), અભિજ્ઞાનશાકુંતલ (અનુ ૧૯૧૫), ભગવદ્ગીતા જ્યોતિ (૧૯૨૭), ઉપનિષદ્ જ્યોતિ ભાગ ૧–૨ (૧૯૨૯), બ્રહ્મમીમાંસા જ્યોતિ

### મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

ઈ સ ૧૮૯૯–૧૯૬૯

જ. ૧૧–૧૦–૧૮૯૯. ધર્મજ, વ : નડિયાદ દેસાઈવગા લેઉઆ પાટીદાર પ્રાથ માધ્ય નડિયાદમા ૧૯૧૭મા ત્રીજા નબરે મૅટ્રિક, પછી મુબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ૧૯૧૯માં ઇન્ટરમીડિયેટ (પ્રથમ વર્ગ) પછી ગાધીજીની હાકલે કૉલેજ છોડી અને અમદાવાદની રાષ્ટ્રિય ગુજ. વિદ્યાપીઠમાથી ૧૯૨૧મા 'સ્નાતક' મહાનિબંધથી ત્યાના 'પારગત.' એક વર્ષ બોરસદની રાષ્ટ્રિય શાળા (કિંગ એડવર્ડ મેમોરિયલ હા સ્કૂ.)ના એક સંચાલક એક વર્ષ પછી અમદા રાષ્ટ્રિય ગુ વિદ્યાપીઠમાં ફેલો અને પછી ગણિતના અધ્યાપક ૧૯૨૮મા. ૧૯૩૦થી ત્યા મહામાત્ર ૧૯૩૫–૩૬ વર્ધા મહિલાશ્રમ ૧૯૪૦મા ફરી આવી મહામાત્ર ૧૯૪૨મા 'હિંદ છોડો'ની લડતમા જેલ ૧૯૪૬મા અમદા મ્યુનિ. સ્કૂ બોર્ડના પ્રમુખ ૧૯૫૩મા રાજીનામુ આપી છૂટા થયા. ૧૯૫૭માં ગુજરાત યુનિ ના ઉપકુલપતિ, અને ગુજરાતી માધ્યમનો બધી શાખાઓમા એમના દ્વારા પ્રવેશ માન્ય થયો ત્રણ વર્ષે મતભેદને લઈ રાજીનામુ આપ્યુ ૧૯૩૮થી 'શિક્ષણ અને સાહિત્ય' માસિકનુ સંપાદન 'હરિજન' પત્રોનું તત્રીપણ્ ૧૯૫૬માં ગુજરાતી સા. પરિષદ સમેલનના પત્રવિભાગના પ્રમુખ સઘની સરકારી ભાષા અગે તપાસ કરવા રાષ્ટ્રપતિએ નીમેલા કમિશનના એક સભ્ય 'સત્યાગ્રહ' સાપ્તાહિકનુ સંચાલન જોડણીની એકવાક્યતાના આગ્રહ આગ્રહી ગુજ. વિદ્યાપીઠના 'જોડણી કોશ'ની ૩–૬થી આવૃત્તિના સંપાદક નીડર વક્તા હતાં સિદ્ધાત યા સ્વમત માટે વધુ પડતા આગ્રહી, છતાં ખેલદિલ અવસાન: ૧૯૬૮ રચના ઘડા ચાળાં ત્રાજવા અને કંડિયામણનો ભેદ (નિ ૧૯૩૦), દારૂનિષેધ ને સ્વરાજ (નિ ૧૯૩૦), સત્યાગ્રહની મીમાસા (નિ ૧૯૩૪), સુખમની (અનુ ૧૯૩૬), અપગની પ્રતિભા (ચ અનુ ૧૯૩૬), જપજી (અનુ ૧૯૩૮), જેકિલ હાઈડ (અનુ ૧૯૩૮), હિન્દી ગુજરાતી કોશ (૧૯૩૯), જગતનો આવતી કાલનો સ્વરૂપ (વ્યાખ્યા અનુ ૧૯૩૯), કુંવરબાઈનુ મામેરુ (સપા ૧૯૪૦), સુદામાચરિત (સપા ૧૯૪૨), સુદામાના કેદારા (સપા ૧૯૪૨), કેળવણી એટલે શુ (નિ અનુ ૧૯૪૫), રાષ્ટ્રિય મહાસભા અને વિદ્યાર્થી–પ્રવૃત્તિ (ઇતિ. ૧૯૪૬), હિંદની અંગ્રેજ વેપારશાહી (ઇતિ ૧૯૪૬), વિદ્યાર્થી ગ્રીષ્મ પ્રવૃત્તિ (નિ ૧૯૪૬), મુંડકોપનિષદ અનુ, અને વિવે ૧૯૪૭), નળાખ્યાન (સપા. ૧૯૫૧), યોગ એટલે શુ (વિવે ૧૯૫૩), કેનોપનિષદ (અનુ અને વિવે ૧૯૫૬), સ્વરાજ એટલે શુ (નિ ૧૯૫૬), આપણા દેશમાં આપણુ રાજ્ય (નિ ૧૯૫૬), અંગ્રેજી અને સાસ્કૃતિક સ્વરાજ (નિ ૧૯૫૭), રાજા રામમોહનરાય અને ગાંધીજી (ઇતિ ૧૯૫૭), આપણું પરમ યત્ર (પ્રૌઢ શિક્ષણ ૧૯૫૭), હિંદી પ્રચાર અને બંધારણ (નિ. ૧૯૫૭), ઈસપ અને એની વાતો–ભાગ ૧–૮ (શિ ૧૯૫૭), જગલમા મગલ (વાર્તા, ૧૯૫૮) નિવાપાજલિ (ચ નોંધો ૧૯૫૮), માંડૂક્યોપનિષદ્ અનુ અને વિવે ૧૯૫૯), વિવેકાજલિ, નવી યુનિવર્સિટીઓ (નિ ૧૯૬૪) વગેરે

### મગનભાઈ ભૂધરભાઈ પટેલ

'પતીલ' ઈ ૧૯૦૬–?

અંકલેશ્વર લેઉઆ પાટીદાર પ્રાથ માધ્ય વતનમા જ. ૧૯૨૪મા મૅટ્રિક 'પતીલ' અને 'હકસેસરી' તખલ્લુસથી મસ્ત શૈલીનાં કાવ્ય આપનાર કવિ. સારા ગઝલકાર રચના પ્રભાત નર્મદા (કા સ. ૧૯૪૦)

### મગનભાઈ શંકરભાઈ પટેલ

ઈ. સ ૧૮૭૭–?

માગરોળ (સૌ) વ : પાટણ (ઉ. ગુ) કડવા પાટીદાર પ્રાથ માંગરોળમા, ત્યાથી રાજકોટની હંટર મેઇલ ટ્રે કૉ ના બે વર્ષ ૧૮૯૮માં માગરોળ તાબાના ઢૂથળ ગામમાં શિક્ષક. દસ વર્ષ પછી માગરોળ રાજ્યની હજૂર ઑફિસમાં, ત્યાથી વળા રાજ્યના કારભારી ત્યાંથી 'કટવા–હિતેચ્છુ' માસિક શરૂ કર્યું. રચના. કપોલવની (૧૮૯૩), સુખી શહેર (૧૮૯૫), એકાદશીનો મહિમા (૧૮૯૬), શિખામણની ધાત (૧૮૯૬), બોધવચન (૧૮૯૬), જ્ઞાનદીપક (૧૯૦૫), માનસિહ અભયસિહ (૧૯૦૬), સાની શિખામણ–ભાગ ૧–૮ (૧૯૨૭–૩૦)

### મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી

ઈ સ ૧૮૭૩–૧૯૩૫

૭–૧૨–૧૮૭૩ માતર વ ખેડા પછીથી ઉમરેઠ અને ભરૂચ પ્રાથ માધ્ય ભરૂચમા ૧૮૯૦મા વડોદરાથી મૅટ્રિક. ૧૮૯૭માં વડોદરા કૉલેજથી બી એ ૧૯૦૨મા કલકત્તાની સરકારી કૉલેજમાથી એમ એ. મુબઈના રેવન્યૂ ખાતામા અને પછી એલ્ફિન્સ્ટન હા સ્કૂ મા શિક્ષક ૧૯૧૫થી પૂના ડેક્કન કૉ માં સસ્કૃતના અધ્યાપક ૧૯૩૧મા નિવૃત્ત. શ્રી વલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાનના આરૂઢ વિદ્વાન અનેક સં. ગ્રથોના સંપાદક અંગ્રેજીમા પણ મહત્ત્વનુ તદ્વિષયક લેખન મૃત્યુ ૧૮–૭–૧૯૩૫. રચના શુદ્ધાદ્વૈતસિદ્ધાતપ્રદીપ (૧૯૦૩), હરિપ્રિયા (૧૯૧૭), ગોપિકાગીત સુબોધિની, (અનુ ૧૯૨૫), વેદ સ્તુતિ–સૂક્ષ્મ ટીકા (સપા. ૧૯૨૬), વેણુગીત સુબોધિની (અનુ ૧૯૨૭), યુગમગીત સુબોધિની (અનુ ૧૯૩૧), શ્રીમદ્ બ્રહ્મસૂત્રાણુભાષ્યસપ્રદીપ, ભાગ ૧–૩ (સંસ્કૃત સપા) વગેરે

### મગનલાલ દલપતરામ ખખ્ખર

ઈ. સ ૧૮૭૦–?

જ. ૧૧–૧૧–૧૮૭૦ રાજકોટ વ પૂના પાસે જુન્નર, ત્યાથી દમણ અને પછી મુંબઈ બ્રહ્મક્ષત્રિય ૧૮૮૮મા સૌ માથી પ્રથમ નંબરે મૅટ્રિક કૉલેજનો અને કાયદાનો અભ્યાસ. કેટલીયે કપનીઓના ડિરેક્ટર છેલ્લે જે. પી થયેલા રચના જગડુચરિત્ર (૧૮૯૬), સુદર સોદાગર (૧૮૦૮), તીર્થયાત્રાવર્ણન (૧૯૨૧), કોટડીનો ભાણ (૧૯૩૦)

### મગનલાલ નરોત્તમદાસ પટેલ

ઈ સ ૧૮૫૯–?

જ : માર્ચ ૧૮૫૯ આબલિયારા (મહીકાઠા) લેઉઆ પાટીદાર શરૂમા શિક્ષક પછી સરકારી અમલદાર માલપુરમા કોઠદાર પણ રચના : ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ (૧૮૮૯), સસાર ચિત્ર કાદબરી (૧૮૯૧) મુબઈ શહેરનુ વર્ણન (૧૮૯૧), ખેતીવાડીના મૂળતત્ત્વની પાઠમાળા–ભાગ ૧ (૧૮૯૨), મહાજન મડળ ચરિત્ર લેખો (૧૮૯૬)

### મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ, કવિ

રચના સોળ વર્ષની સતી અને નવ વર્ષનો પતિ (કા ૧૯૨૨), કળિયુગની સતી અને

લલિતાનુ જાહેરનામુ (કા. ૧૯૨૬), ગામડીનો ગજબ (કા. ૧૯૨૩), પતિનુ લોહી પીનાર પિશાચિની (કા. ૧૯૨૨), સસારના સપાટા (કા. ૧૯૨૩)

**મગનભાઈ લાલભાઈ દેસાઈ, 'કોલક'**
ઈ. સ. ૧૯૧૪

જ ૩૦-૫-૧૯૧૪. સોનવાડા (તા પારડી-સુરત) વ : ટુકવાડા (જિ. સુરત) અનાવળા બ્રાહ્મણ. ૧૯૩૩મા મુબઈથી મૅટ્રિક, કૉલેજનો એક વર્ષનો અભ્યાસ એક 'સ્ટુડિયો'મા નોકરી અને 'કવિતા' માસિકના તત્રી થયા હતા ગુજરાતી નવા કવિઓમા એક તેજસ્વી કવિ અને નવલકથાકાર રચના : પ્રિયા–આગમન (૧૯૩૭), સાંધ્યગીત (૧૯૩૮), સ્વાતિ (૧૯૪૦), પ્રેમધનુષ્ય (૧૯૪૨) ભાઈબીજ (ન. ૧૯૫૨), ગગામૈયા (ન ૧૯૫૭), સિન્દુર (ન ૧૯૫૭), ગૌરી (ન ૧૯૫૭), સમીસાજ (વા. ૧૯૫૮), ગૌરી–પૂર્વાર્ધ ઉત્તરાર્ધ (૧૯૫૯), પ્રેમ પ્રસગ ભાગ ૧–૨ (૧૯૫૯), વર્ષા નિશા કામિની (ન ૧૯૫૯), ભગ્ન હૃદય, છાઈ ઘટા ઘનઘોર (ન. ૧૯૬૦), પૂર્ણા (ન ૧૯૬૦), પરાઈ પ્રીત (ન ૧૯૬૦), પતિતપાવન (ન ૧૯૬૦), દીવાસ્વપ્ન (ન. ૧૯૬૦), સોના (ન ૧૯૬૧) અન્નપૂર્ણા (ન ૧૯૬૧), બીજ પર ત્રીજ (ન ૧૯૬૧), ફાગણ આયો (ન. ૧૯૬૨), નીલિમા ભાગ ૧-૨ (ન ૧૯૬૨), ચરણરજ (ન. ૧૯૬૨) વગેરે

**મગનલાલ વખતચદ શેઠ**
ઈ સ ૧૮૩૦–૧૮૯૮

અમદાવાદ વીસા શ્રીમાળી જૈન વણિક મૅટ્રિક થયેલા ગુજ વિદ્યાસભા (જૂની. ગુ વર્નાક્યુલરસોસાયટી)નાપહેલા સહાયક મત્રી અ મદા મ્યુનિ ના ચીફ ઑફિસર. વિરલ કોટિનુ લેખનકાર્ય રચના હોળી (નિ ૧૮૫૦), અમદાવાદનો ઇતિહાસ (૧૮૫૧), જૈનાચાર્ય શ્રીહીરવિજયજીનુ જીવનચરિત્ર

**મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા**
ઈ. સ. ૧૮૮૦–૧૯૩૩

જ ૧–૧૧–૧૮૮૦ વડોદરા–વીસા ખડાયતા વણિક હરગોવિદદાસ દ્વારકાદાસ કાટાવાળાના પુત્ર. ગુજરાતીનો વિષય મુબઈ યુનિ મા દાખલ થતા એ પહેલા એમ એ 'સાહિત્ય' માસિકના સચાલક હતા.' પ્રેમાનંદના નાટકો' વિશે નરસિહરાવ દિવેટિયાના 'નારિત પક્ષે' ચર્ચા 'વસત'મા ચાલેલી તેનો 'અસ્તિપક્ષે' એમણે જવાબ આપેલો મૃત્યુ : ૫-૧૧–૧૯૩૩ રચના. પ્રેમાનદના જ નાટકો, ઉપરાંત 'સાહિત્ય' માસિકમાં જૂના કવિઓ પ્રેમાનદ વગેરેને નામે ચડાવવાની અનેક કાવ્યો આખ્યાનો ટુકડે ટુકડે છપાવેલાં

**મણિભાઈ ખડુભાઈ દેસાઈ**

નરસિહરાવ દિવેટિયા સામે પ્રહાર કરનાર કવિ. રચના ' અનુક્રમણી રામાયણ (નીરસ પદ્ય ૧૯૧૫)

**મણિભાઈ મગનભાઈ પટેલ,**
**પરાજિત પટેલ** ઈ સ ૧૯૪૦

જ ૩૦–૯–૧૯૪૦. સોનાસણ (તા પ્રાતીજ) હિન્દી–'સેવક' (૧૯૬૪ ગુજ વિદ્યાપીઠના), હિંદી 'વીનીત' (૧૯૬૪), 'સસ્કૃત વિશારદ' (પુસ્ત ૧૯૬૫) શિક્ષક કવિ–ટૂકી વાર્તાના લેખક, નવલકથાલેખક પણ રચના ' જોબન ગગા (ન. ૧૯૬૫), ગુલાબ શૈયા (ન. ૧૯૬૫), સપ્તપદી (ન. ૧૯૬૭), પ્રલયઝઝા (ન. ૧૯૬૭), મહામાયા (ન. ૧૯૬૭), જિદગી (૧૯૬૭)

**મણિભાઈ હરિભાઈ દેસાઈ, 'યોગેન્દ્ર' 'મસ્તમણિ'**

ચીખલી અનાવળા બ્રાહ્મણ યોગવિદ્યાના અભ્યાસી અને સારા પત્રકાર–છદ અને ભાષા પર કાબુ રચના. પ્રભુ ભક્તિ (૧૯૧૭), હૃદય પુષ્પાજલિ (કા. સ. ૧૯૧૭), રાષ્ટ્રિયગીત (૧૯૧૮), સગીત ધ્વનિ–પ્રથમધ્વનિ (૧૯૧૯), કવિ ટાગોર (૧૯૧૯), ઊર્મિ (૧૯૨૫), પ્રણય બસી (૧૯૨૭)

**મણિલાલ ઇચ્છારામ દેસાઈ**
ઈ. સ ૧૮૮૦–૧૯૪૨

જ ૨૬–૬–૧૮૮૦ સુરત. પછી મુબઈમા પિતા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના 'ગુજરાતી પ્રેસ'ના સચાલનમા સાથ. ૧૮૯૮મા મુબઈમા મૅટ્રિક એલ્ફિન્સ્ટન કૉ માથી ૧૯૦૪ માં બી એ ૧૯૦૭થી 'ગુજરાતી' પત્રના કામમા જોડાઈ ગયા ૧૯૧૨માં પિતાનુ મૃત્યુ થતાં 'ગુજરાતી' સાપ્તાહિકના તત્રી થયા ૧૯૨૯ સુધી ૧૯૩૦માં 'વીસમી સદી' સાપ્તાહિક કાઢેલુ આરૂઢ પત્રકાર ટાઇપ ફાઉન્ડ્રીના પણ સસ્થાપક. સમર્થ કટાક્ષલેખક મૃત્યુ ' ૧૧–૬–૧૯૪૨ રચના કન્ફ્યુસ્યસની શિખામણ, ચુબનમીમાંસા વગેરે

**મણિલાલ, 'ચિંતામણિ'**

રચના : અમૃતચિતામણિ (ભાઈ અમથાલાલ 'અમૃત' સાથે (૧૯૨૯)

**મણિલાલ છબારામ ભટ્ટ**
ઈ સ ૧૮૬૪–૧૯૪૭

જ. ૨૮–૨–૧૮૬૪. કુબડથલ (જિ અમદાવાદ), રૈકવબ્રાહ્મણ ઉછેરઅનેપ્રવૃત્તિ અમદાવાદમા સસ્કૃતના સારા અભ્યાસી ઉપરાત મૅટ્રિક. હેડમાસ્તર મુબઈમાં સાહિત્ય ... 'ગુજરાતી પ્રેસ' ... કવિત્વશક્તિ ... 'ગુજરાતી'ના ... વિભાગમાં ... 'સુદર્શન'ના ... તત્રી. ૧૯૧૦મા ગુજ વર્નાક્યુલર સોસાયટી (વિદ્યાસભા)માં ... ૧૯૨૩માં નિવૃત્ત અનેકવિધ રચનાઓ મૃત્યુ ૧૮–૧૨–૧૯૪૭ રચના. કાવ્યો ... (૧૮૮૯), અનિલદૂત (... દૂતકાવ્ય ૧૮૮૯), કાવ્યપીયૂષ (૧૯૧૧), સીમન્તિની આખ્યાન (૧૮૯૦), ભાષાતર આત્મપુરાણ (૧૯૦૭), વિષ્ણુપુરાણ (૧૯૧૭), પ્રતિમા (નાભાસનુ ૧૯૧૬), અષ્ટાવક્રગીતા (૧૯૨૯), ઐતિ વાર્તાઓ ગુજરાતની જૂની વાર્તાઓ (૧૮૮૩–૮૪), પૃથુરાજ ચૌહાણ અને ચદ બરદાયી (૧૮૯૭), ઝાંસીની રાણી (અનુ ૧૮૯૮), સામાજિક નવલકથા ' રતિસુંદરી (૧૯૦૦), મુબઈની શેઠાણી, ગુર્જરી (૧૯૧૫) મડમ કે મધુરી (૧૯૨૦), ઉપરાંત અંગ્રેજી ગ્રથોના ભાષાંતરો, સ્ત્રીઓને લગતા ગ્રથો અને ઉપનિષદોના મરાઠીમાંથી અનુવાદ

**મણિલાલ છોટાલાલ પારેખ**
ઈ. સ ૧૮૮૫–૧૯૬૭

રાજકોટ વણિક. પ્રાથ માધ્ય રાજકોટમા જૂનાગઢ–બહાઉદ્દીન કૉલેજ અને પછી મુબઈ વિલ્સન કૉ. માંથી ૧૯૦૮મા બી. એ કેવળ લેખનકાર્યમાં પ્રવૃત્ત વચ્ચે ખ્રિસ્તી ધર્મ પણ સ્વીકારેલો ધર્મચિંતક. કેટલાક ગ્રથ અંગ્રેજીમા પણ લખ્યા છે મૃત્યુ ૧૯૬૭ રચના. હિંદુસ્તાનમાં ક્ષયરોગ (૧૯૨૪), ખ્રિસ્તી મડળનો ઇતિહાસ (૧૯૨૬), યોહાનની સુવાર્તાની ટીકા (૧૯૨૮), બ્રહ્મબોધ (૧૯૨૮) વગેરે અંગ્રેજી સમ્પ્રદાયો ગ્રંથોના અનુવાદ અંગ્રેજી મૌલિક ગ્રથો Brama Samaj, Shri Swaminarayan, Shri Vallabhacharya મહત્ત્વના ગ્રથ

**મણિલાલ જગજીવનભાઈ દ્વિવેદી**
ઈ સ ૧૮૮૭–

જ ૧૮–૩–૧૮૮૭, નાહેલ (ઉ ગુ). ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ. ગુજ. છ ધોરણના દેલમા અને અ પાચ પાટણમાં. રચના : પૂર્વ આફ્રિકાનો પ્રવાસ (૧૯૨૩), મારુ કાશ્મીર પ્રયાણ (૧૯૨૪), નેપાલ અને આસામ પ્રમાણ (૧૯૨૯), હિંદપર્યટન (૧૯૩૦)

**મણિલાલ જાદવરાય ત્રિવેદી**
ઈ. સ. ૧૮૬૩–?

કપડવંજ મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ સસ્કૃતના સારા જ્ઞાતા રચના ગાયત્રીભાષ્ય (અનુ.

૧૯૧૩), ગાયત્રી અર્થ પ્રકાશ (૧૯૧૪), સામવેદનુ પદ્ય તથા વિવરણ (૧૯૨૫), સૂર્યોપાસના (૧૯૨૬), ભક્તિસૂત્ર (અનુ. ૧૯૨૬), મૂર્તિપૂજા (૧૯૩૩), યજ્ઞોપવીતમીમાસા (૧૯૩૩) વગેરે

### મણિલાલ દલપતરામ પટેલ

ઈ. સ. ૧૮૬૨-?

જ ૧૧-૮-૧૮૬૨. અમદાવાદ. લેઉઆ પાટીદાર હા. સ્કૂ સુધીનુ શિક્ષણ, પછી ન્યાય ખાતામાં. છેવટે 'નાઝર.' અંગ્રેજી ગુજરાતીના સારા વક્તા મિત્રોમાં 'જૉન્સન' નામે જાહેર કારીગરોના પારિભાષિક શબ્દો સગ્રહી ગુજ વિદ્યાસભાના કોશમા આપેલા. રચના પ્રાસ્તાવિક બોધ (૧૮૯૨), છૂપી પોલીસ (૧૮૯૩), દુનિયાની બાલ્યાવસ્થા (૧૮૯૬), અંગ્રેજી લેટર રાઇટર (૧૮૯૮), એક ઘોડાની આત્મકથા (૧૯૩૧)

### મણિલાલ નથુભાઈ દોશી

ઈ સ ૧૮૮૨-?

જ.: ૨-૧૧-૧૮૮૨ વિજાપુર વ અમદાવાદ વીસા ઓસવાળ જૈન વણિક. પ્રાથ માધ્ય અમદાવાદમાં ત્યાથી જ ૧૯૦૨મા બી.એ. ૧૯૦૩થી શિક્ષક. નિવૃત્તિ લઈ સમાજસેવા અંગ્રેજીમાથી ઘણા ગ્રંથોના અનુવાદ

રચના ગુરુદર્શન (૧૯૦૮), સ્વરશાસ્ત્ર (૧૯૧૦), સુબોધચદ્ર (ન. ૧૯૧૧), લઘુલેખસગ્રહ (૧૯૧૧), બુદ્ધચરિત્ર (૧૯૧૧), યોગમાર્ગનો ભોમિયો (૧૯૧૨), થિયૉ-સૉફી લેખમાળા (૧૯૧૯), શ્રીસીમંધર સ્વામીને ખુલ્લો પત્ર (૧૯૨૦), દિવ્ય જીવન (૧૯૨૨), સખીનો પત્ર (૧૯૨૪), પવિત્રતાને પથે (૧૯૨૭), ચારિત્રમદિર (૧૯૨૮), પ્રેમ અને સેવા (૧૯૨૯), શ્રાવકધર્મ (૧૯૨૯), જ્ઞાનપ્રભાવ (૧૯૨૯) વગેરે

### મણિલાલ નભુભાઈ દ્વિવેદી

ઈ. સ. ૧૮૫૮-૧૮૯૮

જ. ૨૬-૯-૧૮૫૮. નડિયાદ સાઠોદર. નાગરબ્રાહ્મણ કૉલેજનો અભ્યાસ મુંબઈમા ૧૮૮૦માં ભાવનગર-શામળદાસ કૉલેજ સ્થપાતા સંસ્કૃતના અધ્યાપક. ૧૮૮૮મા તબિયતને કારણે નિવૃત્તિ અને નડિયાદ-વાસ ૧૮૯૩-૧૮૯૫નુ દોઢ વર્ષ વડોદરા રાજ્યના ભાષાતર ખાતાના અધિકારી અભેદ માર્ગના પ્રવાસી. લેખક, કવિ, વિવેચક ગઝલ પ્રકારના એક પુરસ્કારક 'કલાપી'ના એક મિત્ર સંસ્કૃતના પ્રથમ પક્તિના વિદ્વાન તરીકે વિદેશોમા પણ ખ્યાતિ ગુજરાતી મૌલિક, ભાષાંતરો, સંપાદનો, અંગ્રેજીમા મૌલિક અને અનુવાદ ગ્રથોનું સમર્થ પ્રદાન મૃત્યુ ૧-૧૦-૧૮૯૮. રચના મૌલિક શિક્ષાશતક (કા. ૧૮૭૬), પૂર્વદર્શન (ઇતિ ૧૮૮૨), કાતા (ના ૧૮૮૨), નારીપ્રતિષ્ઠા (નિ ૧૮૮૫), પ્રેમજીવન (કા. ૧૮૮૭), પ્રાણવિનિમય (નિ ૧૮૮૮), સિદ્ધાતસાર (નિ. ૧૮૮૯), ગુજરાતના બ્રાહ્મણો (નિ. ૧૮૯૩), બાળવિલાસ (નિ. સ , ૧૮૯૩), પરમાર્ગદર્શન (નિ ૧૮૯૩), આત્મનિમજ્જન (કા સ ૧૮૯૫), નૃસિહાવતાર (અમુ. ના , ૧૮૯૭), સુદર્શનગદ્યાવલી (નિ ૧૯૦૯), ભાષાતરો માલતીમાધવ (ના. ૧૮૮૦), ઉત્તરરામચરિત્ર (ના ૧૮૭૨), ભગવદ્ગીતા (૧૮૯૪), અને વેદાંતના ગ્રથો; વડોદરા રાજ્યના આશ્રયે ભાષાતરો અને સપાદનો ૧૮ જેટલાં, ગુલાબસિંહ (ન. ૧૮૯૭), (એમના હસ્તાક્ષરનુ સાહિત્ય કેટલુંક ગુજ વિદ્યાસભા-અમદાવાદ પાસે સચવાયુ છે. હજી કેટલુંક સાહિત્ય અપ્રસિદ્ધ છે)

### (ડૉ.) મણિલાલ મોહનલાલ ઝવેરી

ઈ સ ૧૮૬૩-૧૯૪૨

જ. ૨૮-૧-૧૮૬૩ ભરૂચ. દસા મોઢ વણિક. કૃષ્ણલાલ મો. ઝવેરીના મોટા ભાઈ. ગુજ ૭ ધોરણ પછી હા સ્કૂ નો ૪ વર્ષનો અભ્યાસ ૧૮૮૨માં મૅટ્રિકમાં નિષ્ફળતા મળતાં અમદા મેડિકલ સ્કૂલમા ૧૮૮૫મા સબ આસિ સર્જન ૧૯૧૫ સુધી ભાવનગર રાજ્યમા નોકરી મૃત્યુ ૨૦-૭-૧૯૪૨ રચના રોતરજ, ગુલીવરની મુસાફરી-ભાગ-૨ (અનુ ), આપણા દેશના રૂવા, અજમેધ ભીડભજન, શબ્દોના પ્રકાર ઓળખવા વિષે, સ્ફુટ કાવ્ય

### મણિલાલ મોહનલાલ પાદરાકર

ઈ સ ૧૮૮૭-?

જ . ૧-૪-૧૮૮૭ પાદરા વીસા શ્રીમાળી જૈનવણિક મૅટ્રિક સસ્કૃતના પણ જ્ઞાતા કવિ અને લેખક રચના નવજીવન (નિ સ. ૧૯૧૭), સાટી (ન ૧૯૧૯), પ્રણયમજરી (કા. ૧૯૨૦), લગ્નગીત (ગી સ ૧૯૨૩), લગ્નગીત મણિમાળા (૧૯૨૪), સૌભાગ્યસિંધુ અને સૂતિકાશિક્ષણ (૧૯૨૯), રાષ્ટ્રીય રાસકુજ (ગ. સ , ૧૯૩૦), રાષ્ટ્રીય રાસમદિર (૧૯૩૧), રાષ્ટ્રીય નવરાત્ર રાસ (૧૯૩૦), મગળસૂત્ર (૧૯૩૫)

### મણિલાલ હરગોવિંદ, 'પ્રેમવિલાસી'

પ્રાસાદિક કવિતાના અર્પક રચના. પ્રેમનાં ઝરણા (૧૯૧૫)

### મણિશંકર ગોવિંદજી વૈદ્યશાસ્ત્રી

ઈ. સ ૧૮૫૯-૧૯૩૭

જ. ૩૧-૭-૧૮૫૯. જામનગર. ગિરનારા બ્રાહ્મણ. વૈદ્યકનો અભ્યાસ. સં ના સારા વિદ્વાન જામનગરમા આતકનિગ્રહ ઓષધાલયના સંસ્થાપક રચના મુક્તા (ન ), રામ અને રાવણ, પાડવ અને કૌરવ, પાડવાશ્વમેધ, સક્ષિપ્ત કાદબરી, ચિકિત્સાબ્ધિ, આર્યાનાર્ય ઔષધ, મણિ-મનુસ્મૃતિ (ભાષાં ), ભગવદ્ગીતા (ભાષા), અલકાર ચદ્રિકા (સ ) વગેરે

### મણિશંકર જટાશંકર કિકાણી

ઈ સ ૧૮૨૨-૧૮૮૪

જ. ૨૨-૧૦-૧૮૨૨ જૂનાગઢ વડનગરા નાગરગૃહસ્થ. ૧૮૩૭મા કાઠિયાવાડ એજન્સીમાં મજમુદાર ૧૮ વર્ષની ઉમરે જૂનાગઢ-એજન્સીના ઝઘડામા લશ્કર સાથે ગયેલા અને કુનેહથી તકરારનુ સમાધાન કરાવ્યુ એજન્સીના કોશાધ્યક્ષ ૧૮૭૪મા નિવૃત્ત થયા સૌરાષ્ટ્રમાં પહેલા સુધારાવાદી ૧૮૬૪મા જૂનાગઢમાં 'જ્ઞાનગ્રાહક સભા'ની સ્થાપના કરી; 'સૌરાષ્ટ્ર દર્પણ' માસિક શરૂ કર્યું કવિ વિવેચક, ભાષા સંશોધક. મૃત્યુ: ૧૦-૧૧-૧૮૮૪. રચના સૂતકનિર્ણય (નિ ૧૮૭૦ લગભગ), ધર્મમાળા (ગદ્યાત્મક. ૧૭૭૧), ગાયનાવલી, છોડીબહેનની પાઠાવલી ભાગ ૧ ૨ વગેરે એમના મૃત્યુ પછી 'મણિશકરના લેખોનો સગ્રહ' પ્રસિદ્ધ થયો, હજી કેટલાક લેખો અપ્રસિદ્ધ

### મણિશંકર રત્નજી ભટ્ટ, 'કાંત'

ઈ. સ. ૧૮૬૭-૧૯૨૩

જ. ૧૯-૧૧-૧૮૬૭ ચાવડ (સૌ ) પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ પ્રાથ. માગરોળ-મોરબી રાજકોટમાં. માધ્ય ગોંડળ રાજકોટમા (સર પ્રભાશંકર પટ્ટણી ને શ્રી ગાંધીજી સહાધ્યાયી). મુંબઈની એલ્ફિન્સ્ટન કૉ માંથી ૧૮૮૮માં બી એ એ વખતે જ્ઞાતિમા પહેલા ગ્રેજ્યુએટ. ૧૮૮૦માં સુરતની સરકારી હા. સ્કૂ માં શિક્ષક ૧૮૯૦મા વડોદરા કલાભવનમા સાહિત્યશાસ્ત્રના અધ્યાપક અને ટ્રે કૉ.ના આચાર્ય. 'શિક્ષણનો ઇતિહાસ' અહીં લખેલો ૧૮૯૮ના ડિસે મા ભાવનગરના કેળવણીખાતામાં. ૧૯૦૦મા ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો અને નોકરી છોડી છ જ માસમા ફરી હિંદુ ધર્મ સ્વીકાર્યો અને નોકરી ચાલુ ('બ ક ઠાકોર' 'કલાપી' 'નાનાલાલ' 'અમૃતલાલ પઢિયાર' વગેરે મિત્રો) સંસ્કૃતની શુદ્ધ દીપ્તિ સાચવતા, સં. વૃત્તોના સુભગ પ્રયોગ કરનારા, નૂતનશૈલીનાં ખડકાવ્યોના અસામાન્ય કવિ, એવા જ રૂડા ઊર્મિકાવ્યોના જનક, પ્રણયકાવ્યના જનક. મૃત્યુ: ૧૬-૬-૧૯૨૩. રચના ગુલબાસનુ ફૂલ (૧૮૮૩), શિક્ષણનો ઇતિહાસ (૧૮૯૫), ઇજિપ્ત, પ્રેસિડન્ટ લિંકન (૧૮૯૭), એક દેવીનો આત્મ-

વૃત્તાંત (૧૮૯૭), લગ્નસ્નેહ (સ્વીડનબર્ગ ૧૮૯૯), સ્વર્ગ અને નરક (સ્વીડનબર્ગ. ૧૯૦૦), કલાપીનો કેકારવ (સંપા.), માલા અને મુદ્રિકા (૧૯૦૩), હમીરજી ગોહેલ (સં ૧૯૦૩), સ્વર્ગીય સિદ્ધાંત, ગીતાંજલિ (અનુ. ૧૯૧૯), સંવાદમાલા (૧૯૨૩), પૂર્વાલાપ (કા સં. ૧૯૨૩), પત્રધારા (૧૯૨૮), બે નાટકો (૧૯૨૪), સિદ્ધાંતસારનું અવલોકન (૧૯૨૦), એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર, દુ ખી સંસાર, પ્લૅટો-કૃત ફીડ્સ (૧૯૨૧)

**મતિકીર્તિ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ રાજનગર, આગરા. જૈ શ્વે. સાધુ રચના ધર્મબુદ્ધિ મંત્રીશ્વર ચોપાઈ (૧૬૪૧) અઘટકુમાર ચોપાઈ (આગરામાં ૧૬૧૮)–મધ્ય. ગુજ. પદ્ય

**મતિકુશલ** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ પચિયાળ. જૈ શ્વે સાધુ. રચના ચંદ્રલેખા ચોપાઈ (૧૬૭૧)–અર્વા. ગુજ. પદ્ય

**મતિવર્ધન** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ ખરતરગચ્છના જિનહર્ષસૂરિના સુમતિહસના શિષ્ય રચના: ગૌતમપૃચ્છા-સુગમ વૃત્તિ (સં, ૧૬૮૨)

**મતિશેખર** ૧૫મી સદીનો મધ્ય ઉત્તરભાગ જૈ. શ્વે. સાધુ. રચના. ધન્નારાસ (૧૪૫૮), નેમિનાથવસંતફૂલડા, કુરગડુ મહર્ષિરાસ ૧૪૮૧), મયણરેહા સતી રાસ (૧૪૮૧) વગેરે –મધ્ય. ગુજ. પદ્ય (મુ.)

**મતિસાગર (૧)** ૧૬મી સદીનો મધ્યભાગ પાટણ. જૈ. શ્વે. સાધુ. રચના લઘુક્ષેત્રસમાસ ચોપાઈ (૧૫૩૭), સંગ્રહણીરાસ (૧૫૪૯)—મધ્ય. ગુજ. પદ્ય

**મતિસાગર (૨)**
ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ જૈ. શ્વે. સાધુ. રચના ચંપકસેનરાસ (૧૫૪૮)—મધ્ય ગુજ. પદ્ય

**મતિસાગર (૩)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ જૈ. શ્વે. સાધુ રચના: સંગ્રહણી–ઢાલબંધ (૧૬૧૯)–મધ્ય ગુજ. પદ્ય

**મતિસાર (૧)** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ જૈ. શ્વે સાધુ. રચના: કર્પૂરમંજરી રાસ (૧૫૮૯)–મધ્ય. ગુજ. પદ્ય. (મુ)

**મતિસાર (૨)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ જૈ: શ્વે સાધુ રચના: શાલિભદ્ર ચતુષ્પદિકા રાસ (૧૬૨૧. મુ)-મધ્ય ગુજ પદ્ય

**મતિસાર (૩)** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ ખંભાત. જૈ. શ્વે સાધુ રચના: ધન્નાઋષિ ચઉપઈ (૧૬૫૪)–મધ્ય ગુજ. પદ્ય

**મતિસુંદર** ઈ. ૧૬મી સદીનો મધ્ય ભાગ ઈડર જૈ. શ્વે. સાધુ રચના: હંસાવલી-પૂર્વભવચરિત (૧૬૬૫. મુ)-મધ્ય. ગુજ. પદ્ય

**મથુરદાસ ત્રીકમજી**
રચના: મરુકુંજ (વિજ્ઞાન ૧૯૪૬), બાપુની પ્રસાદી (ચ. ૧૯૪૮), આત્મનિરીક્ષણ (આત્મચ. ૧૯૫૩)

**મધુકર રંગીલદાસ રાંદેરિયા**
ઈ. સ ૧૯૧૭
જ.: ૩-૪-૧૯૧૭. મુંબઈ સુરતીદસા પોરવાડવણિક. બધો અભ્યાસ મુંબઈમાં. ૧૯૩૩મા મૅટ્રિક ૧૯૩૯માં ઝેવિયર્સ કૉ.માથી બી.-એ ૧૯૪૧મા ગુજ વિદ્યાસભા-અમદાવાદથી મુ યુનિ ના એમ એ ૧૯૪૧થી શિક્ષક, પત્રકાર, રેડિયો અને રંગમંચના કલાકાર. ૧૯૪૮-થી જયહિંદ કૉલેજમાં ગુજ ના અધ્યાપક. ૧૯૬૧ સુધી ૧૯૬૧ ૬૪ભારતીય વિદ્યાભવનની કૉ.માં ૧૯૬૪ ૬૭ બૃહદ્ ભારતીય સમાજના રેસિડન્ટ ડિરેક્ટર. ૧૯૬૭થી દેનાબૅંકમા વિકાસ અધિકારી તથા જનસંપર્ક અધિકારી. પ્રવાસ: ૧૯૬૧મા આફ્રો-એશિયન રાઈટર્સ કૉન્ફ (કૈરો ઇજિપ્ત)મા. ૧૯૬૩મા કમ્પાલા (આફ્રિકા) કલા કેન્દ્રમા એકાંકી નાટ્યસ્પર્ધાના એક માત્ર નિર્ણાયક. રચના: પહેલું પારણું, મહાસભાના મહારથીઓ (ચ ૧૯૪૬), અને તો તમારી જ (ના.), ભક્તશિરોમણિ કવિ દયારામભાઈ (જી. ચ.), ક્રાંતિને માર્ગે (સુભાષબાબુ-જી. ચ). નાટક અનુવાદો: અમે પરણ્યાં, સર્જન-વિસર્જન, અમારું ગામ, પથ્થરનો દેવ, મૌલિક: તું અલ્યા કોણ? (ના.), મનોયાત્રા (નિ. સ.), ગુલઝારે શાયરી (ગઝલ સ), ઘરદીવડા (સાહિત્યકારોનાં જી ચ), પૃથિવીવલ્લભ (મુનશીની નવલકથાનું નાટ્યરૂપ) વ

**મધુરિકા મહેતા**
રચના: રાસરજની (સંકલન. ૧૯૩૩)

**મધુવચરામ બલવચરામ વોરા**
ઈ સ ૧૮૪૯–૧૯૨૪
જ.: ૨૮-૮-૧૮૪૮ સુરત- વડનગરા નાગર બ્રાહ્મણ. ૧૮૬૩મા મૅટ્રિક ૧૮૬૪માં ૧૯-વર્ષની વયે બિલિમોરાની અં શાળામાં આચાર્ય. ૧૮૭૩થી વકીલાત ૧૮૭૫માંથોળકામા સબજજ. બદલીઓ થતાં ૧૮૯૦ સુધીમા સુરતમા સબજજ. ૧૯૦૩માં નિવૃત્ત નર્મદાશંકરની અસર નીચે ૧૯મા વર્ષે કાવ્યરચના તરફ વલણ મૃત્યુ ૨૮-૧૨-૧૯૨૪ રચના. રત્નાવલિ (ના અનુ ૧૮૮૦), નૃસિંહ નાટક (૧૮૮૦), સુભાષિત (કા સં ૧૮૮૮), મધુબિંદુ તરંગિણી (કા. ૧૮૮૮), [illegible] (છપાયું ૧૯૧૫માં), શ્રી[illegible] (૧૯૧૩) રામાયણ રસબિંદુ (૧૯૧૩), મનુષ્યની[illegible] ક્રમવિકાસ (૧૯૧૫), હૃદય ચિંતન ભાગ ૧ ૨ ધર્મનીતિ બોધિની ભાગ ૧ ૨ વગેરે

**મધુસૂદન** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ કાનપુર. રચના: સુન્દકાંડ (૧૬૩૧-મુ)

**મધુસૂદન ચિમનલાલ મોદી**
ઈ સ ૧૯૦૪
જ ૨૦-૧૨-૧૯૦૪. ઠાસરા દસા નાગર વાણિયા પ્રાથ ઠાસરા મહેમદાવાદ, માધ્ય ઠાસરા પેટલાદ. મૅટ્રિક ૧૯૨૨ ડી વંડેક્ગ-પૂના. ૧૯૨૬ બી એ., ૧૯૨૯ એમ એ પ્રા; પૂનાથી, એલએલ બી. ૧૯૩૨મા. ખાનગી અધ્યાપન કાર્ય. અમદાવાદમા ૧૯૩૮મા ન્યૂ. એજ્યુ હાઈસ્કૂલમા સ્વ રતિલાલ મો. ત્રિવેદી સાથે. ૧૯૫૧માં નૂતન હાઈસ્કૂલ ૧૯૫૩મા વિદ્યાનગર હાઈસ્કૂલ. ત્રણે અમદાવાદમાં ૧૯૩૯થી યુનિ માન્ય અનુસ્નાતક અધ્યાપક. ગુજ. વિદ્યાસભાના અધ્યયન સંશોધન ભવનમા માનાર્હ. દરમ્યાન બિલિમોરા સ્ટ્રૉબોર્ડ કારખાનામાં ભાગીદાર અને અધ્યાપન સાથે સાથે હવે અધ્યાપનમાથી નિવૃત્ત સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશના ગણ્યકોટિના ગુજ વિદ્વાન. રચના. અપભ્રંશ પાઠાવલી, સંપાદનો: ભાવના સંધિ પ્રકરણ (અપભ્રંશ), પઉમસિરિચરિઉ (અપ. ડૉ. હ. ચુ ભાયાણી સાથે), હૈમસમીક્ષા (ગુજ) ગુર્જર રાસાવલિ (મધ્ય ગુજ., પ્રો બ ક. ઠા. અને મો દ. દેસાઈ સાથે), વસંતવિલાસ (મધ્ય. ગુજ., કાંગ સાથે અ. માં), નેમિનાથ ચરિત્ર (અપ, ડૉ હ ચુ ભાયાણી સાથે, ૧૯૭૦), છપ્પન્નુ વએસો (અપ ૧૯૭૨)

**મધુસૂદન જી. આચાર્ય**
રચના પ્રેમસગાઈ (૧૯૫૭)

**મધુસૂદન વ્યાસ**
ઈ ૧૬મી સદીનો મધ્યભાગ સારસા રચના હંસાવતીવિક્રમકુમાર ચરિત્ર (લૌકિક કથા ૧૫૬૯. મુ)-મધ્ય ગુજ. પદ્ય (મહંમદ બેગડાનો સમકાલીન)

**મધુસૂદન હીરાલાલ પારેખ, 'પ્રિયદર્શી'** ઈ. સ. ૧૯૨૩
જ.. ૧૪-૭-૧૯૨૩. વ હાંસોટ સુરત. દસાલાડ વાણિયા. અભ્યાસ અમદાવાદમાં. ૧૯૩૯મા મૅટ્રિક ૧૯૪૫મા બી.એ ૧૯૪૫થી ભારતી વિદ્યાલય ગોલવાડમાં શિક્ષક. ૧૯૫૨-માં એમ એ (ગુજ.). ૧૯૫૫માં 'દિવ્યાનંદ

મહાવિદ્યાલ' (પછીથી હ કા કૉ )માં અધ્યાપક ૧૯૫૮મા પીએચ ડી હીરાલલ ત્રિ પારેખના પુત્ર 'બુદ્ધિપ્રકાશ'ના સહતંત્રી રચના ગુજરાત સા સભા કાર્યવાહીમા સમીક્ષા (૧૯૬૧, ૧૯૬૨–બે ગ્રંથ), નાટ્યકુસુમો (ના ૧૯૬૧), શેક્સપિયર નાટ્યત્વાઓ (કથાસાર ૧૯૬૫), હુ ગાણીને શકગ માઈ(હળવા લેખો ૧૯૬૫), અમેરિકન સમાજ (અનુ ૧૯૬૬), સૂડીસોપારી (હા લે ૧૯૬૭), હિંદુસ્થાન મધ્યેનુ એક રૂપકુ (પહેલીન નુ સપા ૧૯૬૭)

**મનજી ઋષિ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ ખુહાનપુર. જૈ રચના વિનયદેવસૂરિરાસ (ઐતિ ૧૯૫૮ મુ )-મધ્ય ગુજ પદ્ય

**મનમોહનદાસ રણછોડદાસ ઝવેરી**

ભરૂચ દસામોઢ વણિક કૃષ્ણલાલ મો ઝવેરીના કાકા દલપતશૈલીના વડાયેલા કવિ. નર્મદાશંકરે પત્રવ્યવહારથી આમની પાસે પિંગળ શીખવાનો પ્રયત્ન કરેલો 'બુદ્ધિપ્રકાશ' (૧૮૫૦)ના ૩જા અંકમાં 'ઝવેરીના કુંડળિયા' મળે છે રચના : નીતિબોધ ભાગ ૧ ૨ (૧૮૫૪); હિંદુસ્તાનની નિર્ધનતાના મૂળ (૧૮૬૦), સ્ત્રીઓના ધર્મ વિશે સુબોધ (૧૮૬૨), ઈશ્વરપ્રાર્થના ગરબીમા (૧૮૭૨), મનોપદેશ કીર્તન (૧૮૭૬), નીતિભૂષણ (૧૯૦૨)

**મનમોહનભાઈ પુરુષોત્તમભાઈ ગાંધી**
ઈ ૧૯૦૧

જ ૫-૧૧-૧૯૦૧ જૂનાગઢ વ : લીંબડી વીસા શ્રીમાળી જૈનવણિક માધ્ય જૂનાગઢ-લીંબડી મુબઈમા ૧૯૧૯મા મૅટ્રિક જૂનાગઢની-પછી અમદા ગુજ કૉ માથી ૧૯૨૩માં બી એ ૧૯૨૫માં બનારસ હિ યુનિમાથી એમ એ પછીથી કલકત્તા ઇન્ડિયન ચેમ્બર ઑફ કૉમર્સના મત્રી રચના હિંદના કરનુ આધુનિક અર્થશાસ્ત્ર (૧૯૨૫), મહત્ત્વના અગ્રેજી વાણિજ્ય વિષયક ગ્રંથો પણ લખ્યા છે

**મનસુખરામ કાશીરામ પડ્યા**

છંદ અને ભાષામા 'કલાપી' અને 'કાંત'નુ અનુસરણ રચના. કાવ્યદેવી અને તેનો પ્રિયતમ (૧૯૧૫)

**મન(.)સુખરામ સૂર્યરામ ત્રિપાઠી**
ઈ સ. ૧૮૪૦–૧૯૦૭

જ : ૨૩-૫-૧૮૪૦ નડિયાદ વડનગરા નાગર બ્રાહ્મણ કૉલેજનું શિક્ષણ અધૂરુ મૂકી મુબઈમા શેરસટ્ટાનો ધંધો પછી અમદાવાદનિવાસ પાછા મુબઈ ગયા અને 'ફાર્બસ ગુજરાતી સભા'ની સ્થાપના કરી. ૧૮૬૯થી જૂનાગઢ રાજ્યના મુબઈના પ્રતિનિધિ, બીજા દેશી રાજ્યોના પણ સસ્કૃતમય કૃત્રિમ શૈલીના આગ્રહી લેખક. મૃત્યુ ૩૦-૫-૧૯૦૭ રચના: અસ્તોદય અને નળદમયતી, દેશીરાજ્ય અને મનુસ્મૃતિમાનો રાજ્યનીતિસાર, જોબસ જીવનચરિત્ર, સુજ્ઞ ગોકળજી ઝાલા અને વેદાંત, કરસનદાસ અને તત્સબંધના વિચાર, વિચરસાગર, વેદાતવિચાર, ઉત્તર જયકુમારી, મણિરત્નમાળા, વિપત્તિ (નિ), અદ્વૈતાનુભૂતિ (અનુ ) વગેરે

**મનસુખરામ મગનલાલ ઝવેરી**

દલપતરીતિના પદ્યલેખક રચના. વિવિવોપદેશ (રણછોડભાઈ ઉ દવે સાથે પદ્યાત્મક ૧૮૫૯)

**મનસુખલાલ મગનલાલ ઝવેરી**
ઈ સ ૧૯૦૭

જ : ૩-૧૦-૧૯૦૭ જામનગર. નાગોરીવણિક પ્રાથ માધ્ય જામનગરમા કરી ૧૯૩૧મા મૅટ્રિક ૧૯૩૫મા ભાવનગર-શામળદાસ કૉ થી બી એ ૧૯૩૭મા એમ એ થોડા વર્ષ મુબઈ રૂઇયા કૉ મા ગુજ ના અધ્યાપક પછી રાજકોટની ધર્મેન્દ્રસિહજી કૉ મા ૧૯૫૮માં પોરબંદર નવયુગ કૉ મા આચાર્ય ત્યાથી ૧૯૬૩માં છૂટા થઈ મુબઈમા અધ્યાપક. ગુજરાતના ગણ્યકોટિના કવિ અને વિવેચક રચના: રામસહિતા (અનુ ૧૯૨૬–૨૯), શાપિત શકુંતલા (ના ૧૯૨૭), ચંદ્રદૂત (કા ૧૯૨૯), અભિમન્યુ (કા ૧૯૨૯), ફૂલદોલ (કા સ ૧૯૩૩), આરાધના (કા સં ૧૯૩૯), પ્રેમાનંદનો દશમસ્કધ-અધ્યાય ૧ થી ૨૫ (સપા. ૧૯૪૨), થોડા વિવેચનલેખો ૧૯૪૪), અભિસાર (કા. સં ૧૯૪૭) વગેરે

**મનસુખલાલ મોહનલાલ ઝવેરી**
ઈ સ. ૧૯૩૦

જ ૬-૧૧-૧૯૩૦ વઢિયા (સૌ ) વ. બાબરા વણિક ટૂંકી વાર્તા અને નવલકથાઓના લેખક દેના બૅન્કમા કેશિયર. રચના: કાળુભારને કાઠે (ન ૧૯૬૨), ત્રિવેણીસગમ (વા સં ૧૯૬૨), પરલોસા (ન ૧૯૬૩), જળ અને જ્વાળા (ન. ૧૯૬૪), ધરતીની ધરી (વા સ ૧૯૬૩), અકિંચન (વા સં ૧૯૬૪), રૂપ (વા સં ૧૯૬૫), કોયલનો રંગ (એકાકીઓ ૧૯૬૫), જીવતરના મૂલ (ન ૧૯૬૫), સુવર્ણમેત્ર (ન ૧૯૬૬), મહાપ્રયાણ (ન ૧૯૬૬), બારમાસીના ફૂલ (વા સ ૧૯૬૬), અમને વ્હાલે પાયા વિષ (ન ૧૯૬૭)

**મનહરરામ હરિહરરામ મહેતા**
ઈ. સ ૧૮૭૭–૧૯૫૦

જ : ૧૯-૯-૧૮૭૭ સુરત વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ ભાગપ્રામાં; માધ્ય. રાજકોટમા. ૧૮૯૩મા ત્યાથી મૅટ્રિક. ૧૮૯૯મા જયપુરની મહારાજ કૉ.માથી બી.એ એ ગુજ સા. પરિષદના ઘણાં વર્ષો સુધી એક મંત્રી હતા, 'ગુજરાત' માસિકના તંત્રી પણ મૃત્યુ ૧૮-૩-૧૯૫૦. રચના શિવાજીને અફઝલખાનનુ દ્વંદ્વયુદ્ધ પવાડો (કા ૧૯૧૧), વાલ્મીકિ રામાયણ બાલકાંડ (અપદ્યાગદ્યાનુવાદ. ૧૯૧૫), પરશુરામવિજય (ના ૧૯૨૩)

**મનહરલાલ નગીનદાસ ચોકસી**
ઈ સ ૧૯૨૯

જ ૨૯-૯-૧૯૨૯ સુરત. ૧૯૪૭મા મૅટ્રિક. ૧૯૫૩મા હિન્દી વિનીત અને કોવિદ. ગઝલરચનાઓ તરફ સારો ઝોક, ટૂંકી વાર્તાના લેખન તરફ પણ રચના પ્રીતના પારેવડા (ના ૧૯૬૩), ગુજરાતી ગઝલ (૧૯૬૪), ગગાસ્નાન (વા સ ૧૯૬૪)

**મનુબહેન જયસુખલાલ ગાંધી**

રચના બાપુ મારી મા (૧૯૪૯), બા બાપુની શીળી છાયામા (૧૯૫૨), ગાધીજીનુ ગૃહમાધુર્ય (૧૯૫૬), બાપુના સભારણા (૧૯૫૬), બાપુના જીવનપ્રસગો (૧૯૫૮), બાપુના જીવનમાથી ભાગ ૨ (૧૯૬૦), બા-બાપુની અતિમ ઝાખી (૧૯૬૧), સિંધુમા બિંદુ (જી કા ૧૯૬૪)

**મનુભાઈ ત્રિભુવનદાસ ઝવેરી, 'સરોદ'**
ઈ સ ૧૯૧૪

જ. ૨૯-૭-૧૯૧૪. રાજકોટ રચના : રામરસ (કા. સ ૧૯૫૬)

**મનુભાઈ નદશંકર મહેતા**
ઈ સ ૧૮૬૮–૧૯૪૬

જ.: ૨૨-૭-૧૮૬૮ સુરત વડનગરા નાગરગૃહસ્થ 'કરણઘેલા'ના કર્તા નદશંકરના પુત્ર અને ડૉ હસાબહેન જીવરાજ મહેતાના પિતા. પ્રાથ લુણાવાડામા, માધ્ય ભાવનગર-મુબઈમા એલ્ફિન્સ્ટન કૉ માથી એમ. એ, પછી એલએલ બી વડોદરા કૉલેજમા અધ્યાપકથી આરભ પછી વડોદરા રાજ્યના નાયબ દીવાન અને દીવાન બિકાનેરના દીવાન અને પછી ગ્વાલિયર રાજ્યના ગૃહમત્રી અને રાજ્યકારણ મત્રી. ૧૯૩૧–૩૪ની ગોળમેજી પરિષદના અને ૧૯૩૩–૩૫ની લડનની પાર્લામેન્ટરી કમિટીના પણ સભ્ય મૃત્યુ : ૧૪-૧૦-૧૯૪૬ રચના: હિંદરાજસ્થાન (૧૮૯૫), પ્રમાણશાસ્ત્ર

**મનુભાઈ રાજારામ પંચોળી, 'દર્શક'**
જ. ૧૯૧૪

જ.. ૧૫-૧૦-૧૯૧૪ પચાશિય (તા વાંકાનેર) ઔદીચ્ય સહસ્રબ્રાહ્મણ અંગ્રેજી પાંચ

(આજનાં નવ) ધોરણ સુધીનો માત્ર અભ્યાસ. સૌરાષ્ટ્રના આંબલા ગામમાં 'દક્ષિણામૂર્તિ શાળા'મા શિક્ષક. ગણ્યકોટિના ગુજ. નવલકથાકાર. ૧૯૬૫નો ગુજ. સા. સભાનો 'રણજિતરામ સુવર્ણચંદ્રક' મળ્યો. રચના. જલિયાંવાલા (ના. ૧૯૩૫), ૧૮૫૭ (ના. ૧૯૩૫) બદીવર (ન ૧૯૩૬), બંધન અને મુક્તિ (ન. ૧૯૩૯), કલ્યાણયાત્રા (ન ૧૯૩૯), પ્રેમ અને પૂજા (ન. ૧૯૮૪), દીપનિર્વાણ (ન. ૧૯૪૪), બે વિચારધારા (નિ ૧૯૪૫), ઇતિહાસકથાઓ —રોમ (૧૯૪૬,—ગ્રીસ (૧૯૪૭) વગેરે

**મનુભાઈ લલ્લુભાઈ જોધાણી**
ઈ સ ૧૯૦૨

જ: ૨૮-૧૦-૧૯૦૨ બરવાળા (ધોલેરાના. સૌ.). જૈન ભાવસાર વણિક. પ્રાથ બરવાળામાં, માધ્ય. લીંબડીમાં ૧૯૨૦માં બરવાળામાં શાળામા શિક્ષક ૧૯૩૦માં સત્યાગ્રહની લડતમા રાજીનામુ આપી છૂટા પછી અમદાવાદમા 'જીવણલાલ અમરશી પુસ્તકવિક્રેતા'ની પેઢીમા, 'સ્ત્રીબોધ' માસિકના સહાયક તંત્રી. છેલ્લાં ૨૭ વર્ષથી 'સ્ત્રીજીવન' માસિકના તંત્રી લોકસાહિત્યના અનુભવી 'ભાવસાર અભ્યુદય'ના પૂરા તંત્રી હતા. રચના: સુંદરીઓનો શણગાર-ભાગ ૧-૨ (૧૯૨૮-૨૯), સોરઠી જવાહીર (૧૯૩૦), ખાટીમીઠી બ ળવાતો (૧૯૩૨), સોરઠી વિભૂતિઓ (૧૯૩૨), સોરઠી શૂરવીરો (૧૯૩૨), આકાશી ચાંચિયો (૧૯૩૨), કાળિયર અને બીજી પ્રાણીકથાઓ, આંગણાનાં પંખીઓ, શૌર્યનાં તેજ (ન. ૧૯૪૫), સતી રૂપા મા, પ્રજ્ઞાચક્ષુ (ન ૧૯૪૬) વગેરે

**મનુ હરગોવિંદદાસ દવે** ઈ સ. ૧૯૧૪

જ.: ૧૮-૯-૧૯૧૪ સિદ્ધપુર. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ ૧૯૩૧માં સિદ્ધપુરથી મૅટ્રિક ૧૯૩૨માં બંગાળ સ. એસોશિયેસનના 'કાવ્યતીર્થ'. સારા કવિ અને નાટ્યલેખક. રચના: ગ્રામજીવન (૧૯૩૨) વગેરે

**મનોજકુમાર કનૈયાલાલ શાહ**
ઈ સ ૧૯૩૦

જ ૧૮-૧૦-૧૯૩૦. નડિયાદ. દસા શ્રીમાળી વણિક. અભ્યાસ વિજ્ઞાનનુ ૧ વર્ષ છીકણીના વેપારી. રચના: દિલના દીપક (ન. ૧૯૬૭)

**મનોહરદાસ (૧)** ઈ ૧૭મી સદીનો, આરંભ
રચના: આદિપર્વ (૧૬૦૪)-અર્વા ગુજ. પદ્ય

**મનોહરદાસ (૨)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
દશપુર (મંદસોર). જૈ. શ્વે. રચના યશોધરચરિત્ર (૧૬૧૯)-મધ્ય ગુજ. પદ્ય

**મનોહરદાસ નાનકડા**
રચના. મનહર પદ (૧૮૬૦)

**મનોહર સ્વામી** ઈ સ ૧૭૮૮-૧૮૪૫
જૂનાગઢ. વડનગરા નાગર ગૃહસ્થ. સન્યસ્ત દશામાં 'સચ્ચિદાનંદ.' પાછળથી ઘોઘા અને પછી ગગા ઓઝા સાથે ભાવનગર આવી વસેલા. સન્યાસ લીધા પછી ગગા ઓઝાને શિષ્ય કર્યા. એ વસાવડના કાલિદાસ (કવિ)ના ભાણેજ હતા. રચના: મનહરકાવ્ય (મુ)

**મન્ય** ઈ ૧૯મી સદીનો અંતભાગ
નર્મદા કિનારો પિતાનું નામ રામદાસ રચના. અંબરીષાખ્યાન (૧૫૯૩)-મધ્ય. ગુજ.નુ પદ્ય

**મયણ** ઈ ૧૬મી સદી
રચના મયણછંદ (છપ્પા)

**મયાચંદ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
પોરબંદર-નવાનગર જૈ. લોકાગચ્છી યતિ રચના જ્ઞાનક્રિયાવાદ (સ, પોરબંદરમા ૧૭૪૮), ગજસિંહજીનો રાસ (૧૭૫૯ અર્વા. ગુ પદ્ય નવાનગરમા)

**મયારામ પ્રાણજીવન જોશી**
ઈ. સ ૧૮૮૯-૧૯૬૪

જ. ૧૯૪૫ કા. સુ ૧૪ (૧૮૮૯). કેરાળા (તા. બગસરા) બાજ ખેડાવાલ બ્રાહ્મણ. પ્રાથ. કેરાળામા. માધ્ય નો આરંભ માઢવડામા પછી અમરેલી અને ધારી તાલુકાઓના ગામડામા શિક્ષક ૧૯૧૦માં 'ઉદ્ગાર' માસિક શરૂ કર્યું. ૧૯૧૧મા 'હિંદવિજય'-વડોદરામાં સહતંત્રી. પછીથી 'બાલશિક્ષણ' માસિક, 'કાઠિયાવાડ-સમાચાર' 'પોલિટિકલ ભોમિયો' વગેરેના તંત્રીવિભાગમાં કેટલાક રાષ્ટ્રિય ગીતોના લેખક ગણ્ય કોટિના વર્તમાનપત્રકાર મૃત્યુ ૧૯-૯-૧૯૬૪

**મયારામ ભોજક**
ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

વડનગર જૈ. શ્વે ધર્મી ભોજક (ત્રાગાળા) બ્રાહ્મણ રચના પ્રદ્યુમ્નકુમાર રાસ (૧૭૬૨) -અર્વા ગુજ. પદ્ય

**મયારામ મેવાડી** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ
દયારામનો સમકાલીન રચના: પદસંગ્રહ, શિવવિવાહ, સંકષ્ટ ચતુર્થી-મહિમા વગેરે-અર્વા. ગુજ. પદ્ય

**મયારામ રઘુરામ યાજ્ઞિક**
પદ્યકાર રચના: પરસ્ત્રીદુ ખદર્શક (પદ્યગદ્ય ૧૮૭૭)

**મયારામ શંભુનાથ ભટ્ટ** ઈ સ ૧૮૩૦-
મોતા (જિ. સુરત) મોતાળા બ્રાહ્મણ. બ્રિ. સરકારની સરકારી નોકરીમાંથી આગળ વધી કેળવણી નિરીક્ષક થયા કેટલાક ગ્રંથો લખ્યા છે.

**મલયગિરિ** ઈ ૧૨મી સદી
સમર્થ જૈનાચાર્ય ૧૨ સૈકામાં સંસ્કૃત રચના: આવશ્યક બૃહદ્વૃત્તિ, ઓઘ નિર્યુક્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ ટીકા, જીવાભિગમવૃત્તિ, જ્યોતિષ્કરંડકટીકા, નન્દી ટીકા, પિંડનિર્યુક્તિ, પ્રજ્ઞાપનાવૃત્તિ, બૃહત્કલ્પપીઠિકા, ભગવતી દ્વિતીયશતકની વૃત્તિ, રાજ્યપ્રશ્નીય વૃત્તિ, વિશેષાવશ્યક વૃત્તિ, વ્યવહાર સૂત્ર વૃત્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ વૃત્તિ વગેરે ટીકા ગ્રંથો અને મુષ્ટિવ્યાકરણ

**મલયચંદ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ
ગ્વાલિયર જૈ. શ્વે રચના: સિંહાસન બત્રીસી ચઉપઈ (૧૪૬૩), ધનદત્ત ધનદેવ ચરિત્ર (ગોપમટલીમાં. ૧૪૯૩), દેવરાજ વત્સરાજ પ્રબંધ (ત્યા જ. ૧૪૯૩)

**મલયપ્રભ** ઈ ૧૩મી સદી
વડગચ્છના સર્વદેવસૂરિની પરંપરામા માનતુંગસૂરિના શિષ્ય. રચના: જયંતીપ્રશ્નોત્તર સંગ્રહ-સિદ્ધજયતી ઉપર ટીકા (સ, ૧૨૦૪)

**મલયેન્દુસૂરિ** ઇ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
મદનસૂરિના મહેન્દ્રપ્રભસૂરિના શિષ્ય રચના. ગુરુના 'યંત્રરાજ'ની સંક્ષિપ્ત ટીકા

**મલ્લવાદી** ઈ. ૪થી સદી નજીક
વલભીપુર જૈનાચાર્ય રચના 'સંમતિ પ્રકરણવૃત્તિ (સ), દ્વાદશારનયચક્ર (સં)

**મલ્લિદાસ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. શ્રાવક. રચના: જંબુસ્વામી રાસ (૧૫૬૨)-મધ્ય ગુજ. પદ્ય

**મલ્લિદેવ** ઈ ૧૬મી સદીનો અંતભાગ
જૈ. શ્વે રચના કર્મવિપાકરાસ (૧૫૯૪) —મધ્ય ગુજ પદ્ય

**મલ્લિષેણસૂરિ** ઈ. ૧૩મી સદી
નગેન્દ્રગચ્છના વિજયસેનસૂરિના શિષ્ય રચના: સ્યાદ્વાદમંજરી (હેમચંદ્રાચાર્યની દ્વાત્રિંશિકાની સ. ટીકા, ૧૨૯૩)

**મલ્હાર ભિકાજી બેલસરે**
ઈ સ ૧૮૫૩-૧૯૦૬

જ. ૨૨-૫-૧૮૫૩. બેલસર (જિ. પૂના. મુંબઈમાં વિશેષ અભ્યાસ ૧૮૭૩માં બી. એ. ૧૮૭૫થી રાજકોટ-જૂનાગઢમાં શિક્ષક, ૧૮૮૩મા વિરમગામમા અ શાળાના આચાર્ય. વિરમગામની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના આગેવાન મ્યુનિના પ્રમુખ. ૧૮૮૭માં અમદાવાદ,

પ્રથમ હા સ્કૂ મા પછી મેઈલ ટ્રે કો માં ઉપાચાર્ય ૧૮૮૭મા ગુજ અગ્રેજી કોશનો આરંભ મૃત્યુ ૪-૯-૧૯૦૬ રચના ગુજ અગ્રેજી કેશ (૧૮૯૫), હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ, સ્વાતંત્ર્ય, (ડૉ રા ગો ભાંડારકરની) સ માર્ગોપદેશિકા (ગુજ અનુ), ઉપરાત આર એસ તરખડના મરાઠી ગ્રંથમાળાના ત્રણ ગ્રંથોનો ગુજ અનુ, અને અગ્રેજીમા System of Govt of India

**મહમદઅલી હામજી ભોજાણી, 'આજિઝ'** ઈ સ ૧૯૦૨-૧૯૩૮

તળાજા (સૌ) શિયા ઈસ્નાઅશરી ખોજા અ છ ધોરણનો અભ્યાસ શિક્ષક અને પત્રકાર 'ચૌદમી સદી' માસિકના તત્રી પણ હતા ૧૯૩૨મા મુસ્લિમ ગુજરાતી સાહિત્યમડળના કવિસમેલનના રાદેરમા પ્રમુખ અવસાન ૧૯-૧૦-૧૯૩૮. રચના · રજવાડાના રગ, માતૃભૂમિ, પચ્ચીસી, નૂરે સુખન (ઉર્દૂ શાયરોની કવિતાનો સગ્રહ, ગુજ અનુ સાથે)

**મહમદ અહમદ સાદીક** ઈ સ ૧૯૦૧-?

કરબલા (અરબસ્તાન) વ એ જ. અરબ ૧૯૧૦મા ઈરાક અને ઈરાન થઈ જમીનમાર્ગે મુસાફર તરીકે માતાપિતા સાથે આવ્યા પહેલા વિશ્વયુદ્ધને કારણે સ્વદેશમા પાછા જઈ ન શક્યા માતૃભાષા ફારસી મુબઈમા ઉર્દૂ શીખ્યા વાચનશોખથી ગુજરાતી ભાષા શીખ્યા. ૧૯૨૪મા 'શયદા' સાથે મળી 'બે ઘડી મોજ' સાપ્તાહિક શરૂ કર્યું વર્તમાનપત્રકાર રચના બગાળી ભૂત (અનુ ૧૯૨૨), મહાત્મા શેખ સા'દી (૧૯૨૮), દિલ્હીના મોગલ સમ્રાટ બહાદુરશાહ ઝફર (૧૯૨૫), રસઝરણા (૧૯૨૫), મહાકવિ ગાલિબ (૧૯૨૬), સુલ્તાના રઝિયા (૧૯૨૮), દરબારે અકબરી (૧૯૩૦)

**મહમ્મદ હાશમ, 'ચમન'** ઈ ૨૦ સદીનો પૂર્વાર્ધ

કચ્છના કેરાકોટના મુસ્લિમ અભ્યાસ ગુજ બે ધોરણ, પરંતુ સ્વશક્તિથી ઉર્દૂના સારા શાયર વવે વેપારી સોમાલીલૅન્ડ, (પૂર્વ આફ્રિકા)મા પ્રવૃત્તિ પાછળથી ભારત આવી રાષ્ટ્રિય ચળવળમા રચના નીવાને ચમન, બહારે ચમન

**મહાદેવ (૧)** ઈ ૧૪મી સદી

ગુજરાતના ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ રચના કાત્યાયન-શ્રૌતસૂત્ર-ભાષ્ય (સ)

**મહાદેવ (૨)** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

કચ્છભુજ રચના ગીતગોવિંદ (અનુ ૧૫૭૨), રસમજરી (અનુ)-અને ગદ્યાનુવાદો અર્વા ગુજ મા

**મહાદેવ હરિભાઈ દેસાઈ** ઈ સ ૧૮૯૨-૧૯૪૨

જ : ૧-૧-૧૮૯૨ સરસ (તા ઓલપાડ સુરત) વ · દિહણ અનાવળા બ્રાહ્મણ માધ્ય જુદા જુદા ગામોમા માધ્યમિક સુરતમા. કૉલેજ એલ્ફિન્સ્ટન મુબઈ બી એ. અને એલ-એલ બી અમદાવાદમા વકીલાત ન ફાવી તેથી સરકારી ખાતામાં જોડાયા એ પછી ગાધીજીના અનન્ય શિષ્ય અને સાથીદાર ઉત્તમ કોટિના અનુવાદક ગાધીજીની આત્મકથાનો એમણે અનુવાદ અગ્રેજીમા કર્યો. સ્વતત્ર અગ્રેજી બે ગ્રંથ લખ્યા મૃત્યુ ૧૫-૮-૧૯૪૨ રચના: ગોખલેના વ્યાખ્યાનો (૧૯૧૬), એક ધર્મયુદ્ધ (૧૯૧૭), ચિત્રાગદા (ન દ્વા પરીખ સાથે, ૧૯૧૮), વિદાય અભિશાપ (ન દ્વા પરીખ સાથે, ૧૯૧૪), પ્રાચીન સાહિત્ય (ન દ્વા પરીખ સાથે ૧૯૨૦), અન્ત્યજનવાણી (સપા. ૧૯૨૩), વિરાજ વહુ (૧૯૨૩), ત્રણ વાર્તાઓ (૧૯૨૩), સત્યાગ્રહની મર્યાદા (૧૯૨૪), બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ (૧૯૨૯), વીર વલ્લભભાઈ (૧૯૨૯) એમણે લખેલી 'ડાયરી' સત્યાગ્રહના ઇતિહાસ વગેરે પર સમર્થ પ્રકાશ પાડે છે 'મહાદેવભાઈની ડાયરી'

**મહાદેવપ્રસાદ ભોગીલાલ કથારિયા** ઈ. સ. ૧૮૮૬-

જ.: ૨૭-૯-૧૮૮૬ નડિયાદ સાઠોદરા નાગર ગૃહસ્થ પ્રાથ નડિયાદમા, માધ્ય મુબઈમા પછી વિક્ટોરિયા જ્યુબિલી ઇન્સ્ટિ મા મિકેનિકલ અને ઇલેક્ટ્રિક એન્જિનો અભ્યાસ હોમિયોપથીના ડૉક્ટર થયા, પદવીઓ મેળવીને ૧૯૦૮થી 'ધન્વન્તરિ' માસિકના સહતત્રી, ૧૯૨૩-૩૭ તત્રી રચના: તમાકુનુ દુર્વ્યસન (૧૯૦૯), ક્ષયરોગ (૧૯૧૧), આરોગ્ય સાચવવાના ઉપાયો (૧૯૧૪), મનુષ્યનો કુદરતી ખોરાક (૧૯૧૬), નૈસર્ગિક જીવન (અનુ ૧૯૧૭), ક્રોમોપથી એટલે વર્ણોપચારવિદ્યા (૧૯૧૯), બાળકનુ સંરક્ષણ સવર્ધન અને શિક્ષણ (૧૯૨૩), વિટામિન્સ અથવા આહાર મારફત આરોગ્યપ્રાપ્તિ (૧૯૨૩), આરોગ્યપ્રશ્નોત્તરમાળા (૧૯૨૩), મારો અમેરિકાનો પ્રવાસ (૧૯૨૩) વગેરે

**મહાનંદ** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

પાલણપુર સુરત વગેરે જે લોકાગચ્છી રચના · ઉપસેન રાસ (૧૭૫૩), દશાર્ણભદ્ર સજ્ઝાય (સુરતમા ૧૭૭૩), સનત્કુમારનોરાસ (દીવમાં ૧૭૮૩), નેમરાજુલ બારમાસ (૧૮૯ મુ), કલ્પસૂત્રનો ટબો (ગદ્ય વડોદરામાં. ૧૮૭૮) વગેરે-અર્વા ગુજ.

**મહારાણીશંકર અંબાશંકર શર્મા**

આર્યસમાજી વિચારના કવિ સુધારક. રચના સતી સગીતાવલિ (૧૯૧૨), શકર સગીતાવલિ (૧૯૧૩), સધ્યાસ્તવનાજલિ (૧૯૨૦)

**મહાવદાસ (૧)** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

ગુજરાત પરતુ ગોકુલમાં જઈ રહેલા વલ્લભી વૈષ્ણવ રચના ગોકુલનાથજીનો વિવાહખેલ (ઐતિ), રસસિંધુ (ગદ્ય પદ્ય), રસાલય, વલ્લભચરિત્ર, ગ્રંથરસ, રસમેરુ, રસાનદ, નામરસ (અર્વા ગુજ. ઐતિ રચનાઓ), સ. રચના: વલ્લભગીત, રસાર્ણવ, તાત્પર્યબોધ, સજ્જનમડન

**મહાવદાસ (૨)** ઈ ૧૮મી સદીનો પૂર્વાર્ધ

રચના · ઓખાહરણ, બાલચરિત્ર; તીર્થાવલિ (૧૭૮૦-?) કોઈ મહાવદાસના બહુચરાજી અને સલખનપુરીના ગરબા પણ મળે છે. આ જુદા પણ લેખક હોય.

**મહાવીરપ્રસાદ શિવપ્રસાદ દાધીચ**

વતન· મારવાડ છદ અને ભાષામાં મનોહર સૌષ્ઠવ. રચના · કોકિલ નિકુજે (કા સં. ૧૯૨૭), કુસુમકળીઓ

**મહાશંકર ઇંદ્રજી દવે** ઈ સ ૧૮૯૫

જ.. ૫-૪-૧૮૯૫ રાજકોટ શ્રીમાળી બ્રાહ્મણ રાજકોટની મેઈલ ટ્રે કૉ મા અભ્યાસ. અમદાવાદમાં ક્ષેત્રસેવા પાઠ્યપુસ્તકો તેમજ નવલકથાઓનુ ખેડાણ રચના: સિરાજુદીલા (ન ૧૯૨૪), વજીરનંદિની ગુલબેગમ (ન. ૧૯૨૩), મીરકાસિમ (ન. ૧૯૨૩), અઢારસો સત્તાવનના બળવાનો ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૨૩-૨૪), યજ્ઞરહસ્ય (૧૯૨૩), રમાસુદરી (ન ૧૯૨૪), નારાયણી (ન ૧૯૨૪), સૌંદર્યતત્ત્વ (૧૯૨૬), બગાળી સાહિત્યનો ઇતિહાસ (૧૯૨૮), ગૃહલક્ષ્મી (ન. ૧૯૨૯), રાજમાર્ગ (૧૯૨૯), આત્માના આસુ (૧૯૩૦), ઉપરાંત પાઠ્યપુસ્તકો અને કેટલીક બાલોપયોગી વાર્તાઓ પણ

**મહાશંકર પીતાંબર જોશી**

રચના · દુનિયાના મોટા શોધ (પદ્યાત્મક. ૧૮૭૨)

**મહાશ્વેતા મહેંદ્ર પંડ્યા** ઈ સ ૧૯૨૩

જ · ૩-૧૧-૧૯૨૩ પેટલાદ. વ . મુંબઈ. વડનગરા નાગરબ્રાહ્મણ શ્રી પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિકનાં પુત્રી. માધ્ય ગોધરા-નડિયાદ કરી મૅટ્રિક ૧૯૪૪ વિલ્સન કૉ. મુબઈથી બી-

એ. સામયિકોમાં વાર્તાઓ અને રેડિયોનાટિકાઓ. રચના : દર્પણ (વા. સ. ૧૯૫૯)

**મનસુખભાઈ ચુનીલાલ શેઠ** ઈ. સ ૧૮૭૭-?
જ. . ૧૯-૬-૧૮૭૭. વિસનગર. વ.: પાટણ (ઉ. ગુ ). વીસા પોરવાડ જૈન વણિક ૧૮૯૮-માં મૅટ્રિક. કવિ અને નવલકથાકાર. રચના : કાવ્યસરિતા (કા. સ. ૧૮૯૮), અનવરકાવ્ય (સપા. ૧૮૯૮), કમનસીબ કુમારિકા (૧૯૨૪), વિસનગર અને વડોદરા રાજ્યની ટૂંકી હકીકત (૧૯૨૫), અમૃતસરિતા-ભાગ ૧-૨ (ન. ૧૯૩૧) વગેરે

**મહાસુખભાઈ નરભેરામ કવિ** ઈ. સ. ૧૮૭૭-?
જ : ૧૯-૬-૧૮૭૭ રચના . દીપોત્સવીનો હર્ષ યા દિવાલી (પદ્યાત્મક. ૧૮૯૫), પક્ષીસમાજ (પદ્યાત્મક કટાક્ષકાવ્ય ૧૯૦૭)

**મહિચંદ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
જવણાપુર. જૈ. શ્વે. ગૃહસ્થ રચના : ઉત્તમચરિ ચોપાઈ (૧૫૩૫)–મધ્ય ગુજ. પદ્ય

**મહિમસુંદર** ઈ ૧૭મી સદીનો આરભ
જૈ. શ્વે. સાધુ. રચના : નેમિવિવાહલો (૧૬૦૯), શત્રુંજયતીર્થોદ્ધાર (૧૬૧૩)-મધ્ય. ગુજ. પદ્ય.

**મહિમસિંહગણિ** ઈ. ૧૭મી સદીનો મધ્ય
ખરતરગચ્છના શિવનિધાનના શિષ્ય રચના : મેઘદૂતકાવ્ય ટીકા (સં , ૧૬૩૭)

**મહિમાઉદય** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
જહાનાબાદ. જૈ. શ્વે સાધુ રચના : શ્રીપાલરાસ (૧૬૬૫)–અર્વા. ગુજ. પદ્ય

**મહિમામેરુ** ઈ. ૧૭મી સદીનો આરભ
નાગોર. જૈ. શ્વે સાધુ. રચના : નેમિરાજુલ ફાગ (૧૬૧૭ નજીક)–મધ્ય. ગુજ. કાવ્ય

**મહિમાવર્ધન** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે સાધુ. રચના ' ધનદત્તરાસ (૧૭૪૦)–અર્વા. ગુજ. પદ્ય

**મહિમોદય** ઈ. ૧૭મી સદીનો મધ્ય
ખરતરગચ્છના જિનમાણિક્યસૂરિની શાખાના વિનયસમુદ્ર-રત્નવિશાલ-બ્ધિવિજયના શિષ્ય. રચના ' જ્યોતિષરત્નાકર (સ., ૧૬૬૬)

**મહીદાસ** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ
રચના : કર્મગીતા–અર્વા. ગુજ. પદ્ય

**મહીપતરામ રૂપરામ નીલકંઠ** ઈ. સ. ૧૮૨૯–૧૮૯૧
જ. . ૩-૧૨-૧૮૨૯. સુરત વડનગરા નાગરગૃહસ્થ. મુંબઈમાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં ત્રણ વર્ષનો અભ્યાસ ૧૮૫૦માં સુરતમા 'પરહેજગાર' પત્રનુ સપાદન મુબઈ ગયા બાદ 'બુદ્ધિવર્ધક સભા' વગેરેમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો. ૧૮૫૭માં અમદાવાદ હા. સ્કૂ ના આચાર્ય અને પછી એજ્યુ ઇન્સ્પેક્ટર. ૧૮૫૯માં હોપ વાચનમાળામાં કામ ૧૮૬૦-માં ઇંગ્લૅન્ડનો પ્રવાસ. ૧૮૬૧માં અમદાવાદ ટ્રે. કૉ ના આચાર્ય, 'ગુજરાત શાળાપત્ર' માસિકના તંત્રી. ગુજ. વિદ્યાસભા (વર્નાક્યુલર સોસાયટી)ના કેટલાક સમય માટે મંત્રી. પ્રાર્થના સમાજની સ્થાપનાના પોષક અવસાન : ૩૦-૫-૧૮૯૧. રચના ' ઈંગ્લૅંડની મુસાફરીનુ વર્ણન (૧૮૬૪), સાસુવહુની લડાઈ (૧૮૬૬), વનરાજનો ચાવડો (ન. ૧૮૮૧), સધરાજેસગ (ન ૧૮૯૦), ઉત્તમ કપોલ કરસનદાસ મૂળજી (ચ. ૧૮૭૮), દુર્ગારામચરિત્ર (૧૮૯૩), પાર્વતીકુંવરઆખ્યાન (૧૮૮૧–બી આ.), ભવાઈસંગ્રહ, ગુજરાતી ભાષાનુ વ્યાકરણ, ભૂતળવિદ્યા, ભૂગોળવિદ્યા, આરોગ્યવિદ્યા, કેળવણી પ્રકાશ, શિક્ષણપદ્ધતિ, જગતનો પ્રવાસ, ઇગ્લૅન્ડનો ઇતિહાસ, ગ્રીસદેશનો ઇતિહાસ, ભરતખડનો ઇતિહાસ, યુરોપનો ઇતિહાસ, અકબર, વ્યુત્પત્તિપ્રકાશ, પદાર્થવિજ્ઞાન, રાજનીતિ વગેરે પાઠ્યપુસ્તકો ઉપરાંત દલપતરામ કવીશ્વરે સપાદિત કરેલા 'કાવ્યદોહન'ના ૨ ભાગનુ પુનઃસપાદન

**મહેંદ્ર ઝવેરચંદ મેઘાણી**
રચના ' જય ઇન્ડોનેશિયા (ઇતિ. ૧૯૪૬), આપણો સાગર સૈનિક (ઇતિ. ૧૯૪૯), નવાં માનવી (વા. ૧૯૫૧), કૉનટિકી (અનુ. વા. ૧૯૫૨)

**મહેંદ્ર પીતાંબરદાસ ઠક્કર, 'છોટમ'** ઈ સ ૧૯૩૨
જ. ' ૧૦-૬-૧૯૩૨. પોરબદર. વ. : વરવાળા (તા દ્વારકા). હાલાઈ લોહાણા. માધ્ય. મુંબઈ મૅટ્રિક. વેપારી નોકરી. હાસ્ય કૃતિઓના લેખક, ઘણાં 'સામયિકોમાં. હસાહસ' માસિકના સંપાદક. રચના : કટાક્ષિકા (૧૯૬૩)

**મહેંદ્રપ્રભસૂરિ** ઈ. ૧૪મી સદી મધ્ય ભાગ
મદનસૂરિના શિષ્ય રચના ' યંત્રરાજ (સં., (૧૩૭૧)

**મહેંદ્રસૂરિ (૧)** ઈ ૧૨મી સદી
જૈનાચાર્ય રચના ' નર્મદાસુંદરીકથા (પ્રા , ૧૧૩૧)

**મહેંદ્રસૂરિ (૨)** ઈ. ૧૨મી સદી
અણહિલ્લપુર પાટણ. આ. હેમચંદ્રના એક શિષ્ય. રચના અભિધાનચિંતામણિ અને નિઘંટુશેષ (આ. હેમચંદ્રના બેઉ ગ્રંથ)ની સ. ટીકાઓ (૧૧૭૪ પછી)

**મહેશ દીંગલાલ ચોકસી** ઈ. સ ૧૯૩૧
જ. ' ૩-૧૨-૧૯૩૧. અમદાવાદ વ. : વડોદરા. ૧૯૫૨માં બી એ. ૧૯૫૫માં એમ એ , ૧૯૬૨મા પીએચ ડી સામયિકોમાં લખે છે. રચના ' ગુજરાતી નાટ્યસાહિત્યનો ઉદ્ભવ (૧૯૬૬)

**મહેશ્વર** ઈ. ૧૬મી સદીનો આરભ
જૈન સાધુ. રચના : વિચારરસાયનપ્રકરણ (સં , ૧૫૧૭)

**મહેશ્વરસૂરિ (૧)** ઈ ૧૦મી સદી
જૈનાચાર્ય સજ્જન ઉપાધ્યાયના શિષ્ય. રચના ' જ્ઞાનપચમીકથા (પ્રા.)

**મહેશ્વરસૂરિ (૨)** ઈ. ૧૧મી સદી
જૈનાચાર્ય. રચના ' સંયમમંજરી (અપ )

**મહેશ્વરસૂરિ (૩)** ઈ. ૧૨મી સદી
જૈનાચાર્ય. રચના . પાક્ષિકસપ્તતિ ઉપર સુખપ્રબોધિની ટીકા (સ )

**મહેશ્વરસૂરિ (૪)** ઈ. ૧૩મી સદી
પલ્લીવાલગચ્છના જૈનાચાર્ય રચના કાલકાચાર્યકથા (પ્રા )

**મહેશ્વરસૂરિ-શિષ્ય** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ રચના . ચંપકસેનરાસ (૧૫૭૩)–મધ્ય. ગુજ. પદ્ય

**માંગુ 'વિષ્ણુદાસ'** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ
રચના . અશ્વમેધ, મધ્ય ગુજ. પદ્ય

**માંડણ** ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. શ્રાવક. રચના : સિદ્ધચક્ર–શ્રીપાલ રાસ (૧૪૪૧)–મધ્ય. ગુજ. પદ્ય

**માંડણ બંધારો** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
શિરોહી (રાજસ્થાન). બંધારો. રચના : પ્રબોધબત્રીશી (સુ ), રામાયણ, રુક્માંગદકથા, હનુમતાખ્યાન–મધ્ય ગુજ. પદ્ય

**માઘ** ઈ. ૭મી સદી ઉત્તરાર્ધ
ભિન્નમાળ–શ્રીમાળનો બ્રાહ્મણ. ચાપકુલના વર્મલાત રાજા (સ. ૬૨૬)ના મહામાત્ય સુપ્રભદેવનો પૌત્ર. રચના : શિશુપાલવધ મહાકાવ્ય (સં.)

**માણિક્યચંદ્ર (૧)** ઈ. ૧૩મી સદી
અણહિલ્લપુર પાટણ રાજગચ્છના નેમિચંદ્રસૂરિના શિષ્ય, સાગરચંદ્રસૂરિના શિષ્ય.

પ્રથમ હા ૨૬.માં પછી મેટ્રિક ટ્રે. કો માં ક્યા- ચાયે ૧૮૮૭મા ગુજ અંગ્રેજ કોશનો આ-જ. મૃત્યુ ૪-૮-૧૯૦૯ રચના ગુજ અંગ્રેજ કોશ (૧૮૯૫), હિન્દુસ્તાનની રાજ્યપદ્ધતિ, સ્વાતંત્ર્ય, (ડૉ ર ગો ભાંડારકરની) સ માર્ગોપદેશિકા (ગુજ અનુ ), ઉપરાંત આર એસ તરખડના મરાઠી ગ્રંથમાળાના ગ્રંથો અંથાનો ગુજ અનુ, અને અંગ્રેજમા System of Govt of India

**મહમદઅલી હામજી ભોજાણી,**
'આજિજ' ઈ સ. ૧૯૦૨-૧૯૩૮

તળાજા (સૌ ). શિયા ઈસ્નાઅશરી ખોજા અ છ ધોરણનો અભ્યાસ શિક્ષક અને પત્રકાર. 'ચૌદમી સદી' માસિકના તંત્રી પણ હતા ૧૯૩૨મા મુસ્લિમ ગુજરાતી સાહિત્યમંડળના કવિસંમેલનના રાદેરમા પ્રમુખ . અવસાન ૧૪-૧૦-૧૯૩૮ રચના . રજવાડાના રંગ, માતૃભૂમિ, પચ્ચાસી, નૂરે સુખન (ઉર્દૂ નાથ ની કવિતાનો સંગ્રહ, ગુજ અનુ. સાથે)

**મહમદ અહમદ સાદીક ઈ.સ ૧૯૦૧-?**

કરબલા (અરબસ્તાન) વ એ જ. અરબ ૧૯૧૦મા ઈરાક અને ઈરાન થઈ જમીનમાર્ગે મુસાફર તરીકે માતાપિતા સાથે આવ્યા. પહેલા વિશ્વયુદ્ધને કારણે સ્વદેશમા પાછા જઈ ન શક્યા માતૃભાષા ફારસી મુંબઈમા ઉર્દૂ શીખ્યા વાચનશોખથી ગુજરાતી ભાષા શીખ્યા. ૧૯૨૪મા 'શયદા' સાથે મળી 'બે ઘડી મોજ' સાપ્તાહિક શરૂ કર્યું વર્તમાનપત્રકાર રચના' બનાળી ભૂત (અનુ ૧૯૨૨), મહાત્મા શેખ સાદી (૧૯૨૪), દિલ્હીના મોગલ સમ્રાટ બહાદુરશાહ ઝફર (૧૯૨૫), રસઝરણાં (૧૯૨૫), મહાકવિ ગાલિબ (૧૯૨૬), સુલ્તાના રઝિયા (૧૯૨૮), દરબારે અકબરી (૧૯૩૦)

**મહમ્મદ હાશમ, 'ચમન'**
ઈ ૨૦ સદીનો પૂર્વાર્ધ

કચ્છના કેરાકોટના મુસ્લિમ અભ્યાસ ગુજ બે ધોરણ, પરંતુ સ્વશક્તિથી ઉર્દૂના સારા શાયર બન્યા વેપારી સોમાલીલૅન્ડ, (પૂર્વ આફ્રિકા)મા પ્રવૃત્તિ પાછળથી ભારત આવી રાષ્ટ્રીય ચળવળમા રચના' દીવાને ચમન, બહારે ચમન

**મહાદેવ (૧)**　　ઈ ૧૪મી સદી

ગુજરાતના ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ રચના' કાત્યાયન-શ્રૌતસૂત્ર-ભાષ્ય (ગ )

**મહાદેવ (૨)**　ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

કચ્છભુજ રચના ગીતગોવિંદ (અનુ ૧૫૭૨), રસમંજરી (અનુ )-બંને ગદ્યાનુવાદો અર્વા. ગુજ.મા

**મહાદેવ હરિભાઈ દેસાઈ**
ઈ. સ ૧૮૯૨-૧૯૪૨

જ ૧-૧-૧૮૯૨. સરસ (તા. ઓલપાડ સુરત) વ ' દિહણ અનાવળા સાહાક માધ્ જુદાં જુદાં ગામોમા માધ્યમિક સુરતમાં કૉલેજ એલ્ફિન્સ્ટન મુંબઈ બી એ. અને એલ એલ.બી અમદાવાદમાં વકીલાત ન કરી તેથી સરકારી ખાતામા જોડાયા. એ પછી ગાંધીજીના અનન્ય શિષ્ય અને સાથીદાર ઉત્તમ સાહિત્યના અનુવાદક ગાંધીજીની આત્મકથાનો એમણે અનુવાદ અંગ્રેજમા કર્યો. સ્વતંત્ર અંગ્રેજ બે ગ્રંથ લખ્યા મૃત્યુ' ૧૫-૮-૧૯૪૨ રચના: ગોખલેનાં વ્યાખ્યાનો (૧૯૧૬), એક ધર્મયુદ્ધ (૧૯૧૭), ચિત્રાંગદા (ન હા પરીખ સાથે, ૧૯૧૮), વિદાય અભિશાપ (ન હા પરીખ સાથે, ૧૯૧૮), પ્રાચીન સાહિત્ય (ન હા પરીખ સાથે ૧૯૨૦), અંતર્નવાણી (સંપા. ૧૯૨૩), વિરાજ વહુ (૧૯૨૩), ત્રણ વાર્તાઓ (૧૯૨૩), સત્યાગ્રહની મર્યાદા (૧૯૨૪), બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ (૧૯૨૯), વીર વલ્લભભાઈ (૧૯૨૯) એમણે લખેલી 'ડાયરી' સત્યાગ્રહના ઇતિહાસ વગેરે પર સમર્થ પ્રકાશ પાડે છે: 'મહાદેવભાઈની ડાયરી'

**મહાદેવપ્રસાદ ભોગીલાલ કથાગ્નિયા**
ઈ સ. ૧૮૮૬-

જ.: ૨૭-૯-૧૮૮૬ નડિયાદ સાઠોદરા નાગર ગૃહસ્થ માધ્ નડિયાદમાં, માધ્ય મુંબઈમાં પછી વિક્ટોરિયા જ્યુબિલી ઇન્સ્ટિ મા મિકેનિકલ અને ઇલેક્ટ્રિક એન્જિનો અભ્યાસ હોમિયોપથીના ડૉક્ટર થયા, પદવીઓ મેળવીને ૧૯૦૮થી 'ધન્વન્તરિ' માસિકના સહતંત્રી, ૧૯૨૩-૩૭ તંત્રી. રચના: તમાકુનું દુર્વ્યસન (૧૯૦૯), ક્ષયરોગ (૧૯૧૧), આરોગ્ય સાચવવાના ઉપાયો (૧૯૧૪), મનુષ્યનો કુદરતી ખોરાક (૧૯૧૬), નૈસર્ગિક જીવન (અનુ ૧૯૧૭), ક્રોમોપથી એટલે વર્ણોપચારવિદ્યા (૧૯૧૯), બાળકનું સંરક્ષણ સંવર્ધન અને શિક્ષણ (૧૯૨૩), વિટામિન્સ અથવા આહાર મારફત આરોગ્યપ્રાપ્તિ (૧૯૨૩), આરોગ્યપ્રશ્નોત્તરમાળા (૧૯૨૩), મારો અમેરિકાનો પ્રવાસ (૧૯૨૩) વગેરે

**મહાનંદ**　　ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

પાલણપુર સુરત વગેરે. જૈ. લોંકાગચ્છી રચના' રૂપસેન રાસ (૧૭૫૩), દશાર્ણભદ્ર સજ્ઝાય (સુરતમા ૧૭૭૩), સનત્કુમારનોરાસ (રાંદેરમા. ૧૭૮૩), નેમરાજુલ બારમાસ (૧૮૯ મુ.), કલ્પસૂત્રનો ટબો (સ્વ. વડોદરામાં. ૧૮૭૮) વગેરે-અર્વા. ગુજ.

**મહાગાણીશંકર અંબાશંકર શર્મા**

આર્યસમાજ વિચારના કવિ સુધારક, રચના' સતી ગુણીતાવલિ (૧૯૧૨), નારદ સંગીતાવલિ (૧૯૧૩), સંધ્યાગનવનાંજલિ (૧૯૨૦)

**મહાવદાસ (૧)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

ગુજરાત પરંતુ ગોકુલમાં જઈ રહેલા વલ્લભી વૈષ્ણવ રચના' ગોકુલનાથજીનો વિવાહખેલ (અતિ.), રસસિંધુ (ગદ્ય પદ્ય), રસાલય, વલ્લભચરિત્ર, નવરસ, શૃંગાર, આનંદ, નામરસ (અર્વા ગુજ. કૃતિ રચનાઓ), સ રચના. વલ્લભગીત, રસાનંદ, તાત્પર્યબોધ, સજ્જનમંડન

**મહાવદાસ (૨)** ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ

રચના. ઓખાહરણ, બાલચરિત્ર; તીર્થાવલિ (૧૭૮૦-૧). કોઈ મહાવદાસના બહુચરાજી અને સપ્તપુરીના ગરબા પણ મળે છે. આ બંને એક જ લેખક હોય

**મહાવીરપ્રસાદ શિવપ્રસાદ દાધીચ**

વતન મારવાડ. જ અને આપ.માં મનો હર ગોંડલ રચના: કોકિલ નિકુંજ (કા સં. ૧૯૨૭), કુસુમકળીઓ

**મહાશંકર ઇંદ્રજી દવે**　ઈ. સ. ૧૮૯૫

જ.: ૫-૪-૧૮૯૫. રાજકોટ. શ્રીમાળી બ્રાહ્મણ. રાજકોટની મેટ્રિક ટ્રે. કૉ મા અભ્યાસ. અમદાવાદમા શિક્ષક પાઠ્યપુસ્તકો તેમજ નવલકથાઓનું લેખન રચના: સિરાજુદ્દૌલા (ન ૧૯૨૪), વજ્રનંદિની ગુલબેગમ (ન ૧૯૨૩), મીરકાસિમ (ન. ૧૯૨૩), અઢારસો સત્તાવનના બળવાનો ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૨૩-૨૪), પત્રરહસ્ય (૧૯૨૩), રમાસુંદરી (ન. ૧૯૨૪), નારાયણી (ન. ૧૯૨૮), સૌંદર્યતત્ત્વ (૧૯૨૬), બંગાળી સાહિત્યનો ઇતિહાસ (૧૯૨૮), ગૃહલક્ષ્મી (ન. ૧૯૨૯), રાજમાર્ગ (૧૯૨૯), આત્માના આંસુ (૧૯૩૦), ઉપરાંત પાઠ્યપુસ્તકો અને કેટલીક બાલોપયોગી વાર્તાઓ પણ

**મહાશંકર પીતાંબર જોશી**

રચના. દુનિયાના મોટા શોધ (પદ્યાત્મક. ૧૮૭૨)

**મહાશ્વેતા મહેંદ્ર પંડ્યા ઈ. સ. ૧૯૨૩**

જ . ૩-૧૧-૧૯૨૩. પેટલાદ વ. . મુંબઈ વડનગરા નાગરબ્રાહ્મણ. શ્રી પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિકનાં પુત્રી. માધ્ય ગોધરા-નડિયાદ કરી મૅટ્રિક. ૧૯૪૪ વિલ્સન કૉ. મુંબઈથી બી -

**મેરુલાભ—મહાવજી**
ઈ. ૧૭મીનો મધ્ય ભાગ
જૈ. શ્વે. સાધુ. રચના : ચંદ્રલેખાસતી રાસ (૧૬૪૮)-અર્વા. ગુજ. આરંભની રચના

**મેઘવિજય (૧)** ઈ ૧૭મી સદીનો આરંભ
તપાગચ્છના આનંદવિમલસૂરિના વિજયવિમલગણિના આનંદવિજયના શિષ્ય રચના : વીરજિનસ્તુતિ-સ્વોપજ્ઞ અવચૂરિ સાથે (સ, ૧૬૦૬)

**મેઘવિજય (૨)** ઈ. ૧૭મીનો મધ્યભાગ
કાનડી બિજાપુર. જૈ. શ્વે. સાધુ રચના : વસ્તુપાલ તેજપાલ રાસ (૧૬૬૫ મુ ), નવખંડ (શ્રીપાલ) રાસ (ખલિયડમાં. ૧૬૬૫), નર્મદાસુંદરી રાસ (મુ )-અર્વા. ગુજ. પદ્ય

**મેરુસુંદર ઉપાધ્યાય** ઈ. ૧૫મી સદી
માંડવગઢ. ખરતરગચ્છના જિનભદ્રસૂરિ-રત્નસૂરિના શિષ્ય રચના શીલોપદેશમાલા, કલ્પ પ્રકરણ, પુષ્પમાલા પ્રકરણ, કર્પૂરપ્રકર, શતક અને યોગશાસ્ત્ર–આ ગ્રંથોના ગુજ. બાલાવબોધ – ગદ્ય, ષડાવશ્યક – બાલાવબોધ (૧૫૬૯)

**મેહબૂબમિયાં ઇમામબક્ષ કાદરી**
ઈ. સ. ૧૮૭૩—?
જ : ૪–૧૧–૧૯૭૩. અમદાવાદ. સુન્નીમુસલમાન. પ્રાથ. માધ્ય. અમદાવાદમા જ. ૧૮૮૮માં મૅટ્રિક. શરૂમા ગુજ. કૉ , પછી મુંબઈ સૅંટ ઝેવિયર્સ કૉ., જ્યાં ૧૮૯૨મા બી - એ. ૧૯૦૧મા એલએલ.બી. ૧૮૯૩ ૯૬ વચ્ચે સરકારી કેળવણીખાતામાં. ૧૮૯૭મા જૂનાગઢમા મદ્રેસાના આચાર્ય ૧૯૦૧માં શાહજાદાના શિક્ષક ૧૯૦૩થી ન્યાયખાતામા નિવૃત્તિ પર્યંત રચના ' મુસલમાનની ચડતી-પડતીનો ઇતિહાસ (૧૯-૦૬), લવાદમાર્ગદર્શક (૧૯૧૧), સર સૈયદ એહમદનુ જીવનચરિત્ર (૧૯૧૩)

**મેહરજીભાઈ માણેકજી રતૂરા**
ઈ સ ૧૮૭૯–?
જ ' ૪–૪–૧૮૭૯. અમદાવાદ. વ : સુરત અભ્યાસ બી એ સુધી. આર્યધર્મશાસ્ત્રના પણ જ્ઞાતા. રચના . ભગવદ્ ભાવના (૧૯૦૮), વાનપ્રસ્થ (૧૯૧૧), ગૃહસ્થ (૧૯૧૭), દીવોદાસનુ દેવાલય (૧૯૧૭), મહાત્મા-મહિમા (૧૯૨૫)

**મેહો** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે શ્રાવક રચના ' તીર્થમાલાસ્તવન અને રાણકપુરસ્તવન (૧૪૪૩)-મધ્ય ગુજ પદ્ય

**મોટામિયાં, મૌલાના પીરસૈયદ**
ઈ. સ. ૧૮૮૨–?
કડી. સુન્ની સૈયદ ચિશ્તી. પિતાનું નામ સૈયદ કાયમુદ્દીનમિયા. પિરાણાઓના ધર્મસ્થાન 'માંગરોળ' (મધ્ય ગુજરાત)માં વસવાટ. બી.એ.સુધીનો અભ્યાસ. ઉર્દૂ-અરબી ફારસીના સારા વિદ્વાન.
રચના : રસૂલે અરબી (પેગંબર સા નું જીવનચરિત્ર. ૧૯૧૦), ઇસ્લામી નીતિશાસ્ત્ર (૧૯-૧૨), જાગો ને જુઓ (૧૯૧૭), શુ ઇસ્લામ રાક્ષસી ધર્મ છે (૧૯૨૫), રમજાન શરીફનુ ઉમદા ધોરણ (૧૯૨૬), ગરીબો અને માલદારોને સુલેહનો પયગામ (૧૯૨૬), ખ્વાજા ગરીબનવાઝ (૧૯૨૭)

**મોતીચંદ ગિરધરલાલ કાપડિયા**
જૈન વિદ્વાન રચના યુરોપના સસ્મરણો (૧૯૨૭), નવયુગનો જૈન (૧૯૩૫), સાધ્યને માર્ગે (૧૯૪૦)

**મોતીરામ (૧)** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
શિવપુર શહેરા. ચિત્રોડા નાગર બ્રાહ્મણ. પિતાનુ નામ કહુજી રચના : ચાતુરીભાવ લીલા, દ્વાદશમહિના (મુ ), પ્રેમરસ-દાણલીલા (મુ ), પદસગ્રહ (મુ ),–અર્વા ગુજ પદ્ય

**મોતીરામ (૨)** ૧૯મી સદીનો પૂર્વાર્ધ
શ્રીમાળી વણિક ૧૮૩૪માં હયાત. રચના . પદસગ્રહ, નરસિંહના પુત્રનો વિવાહ, મામેરુ, શ્રાદ્ધ (મુ ), સુદામાચરિત્ર (મુ )-અર્વા ગુજ. પદ્ય

**મોતીલાલ ગાંગજી અજારિયા**
રચના પ્લેગને મારતો બે મોતીનો હાર (૧૮૯૮), પત્રપ્રવેશ (૧૯૦૩)

**મોતીલાલ છોટાલાલ વ્યાસ**
નર્મદ બાલાશંકર અને ભીમરાવની શૈલીના કવિ. રચના : પ્રેમસતસઈ (૧૮૯૯), કુસુમગુચ્છ (કા સં ૧૯૦૧)

**મોતીલાલ ત્રિભોવનદાસ સટ્ટાવાળા**
રચના. રસિક ઝવેરો (કા ૧૯૧૮)

**મોતીલાલ રવિશંકર ઘોડા**
ઈ.સ ૧૮૭૫– ?
જ. : ૨૫-૧૦–૧૮૭૫ જૂનાગઢ વડનગરા નાગરગૃહસ્થ. પ્રાથ માધ્ય જૂનાગઢમાં મુંબઈ-વિલ્સન કૉ.માથી ૧૮૯૬માં બી એ ૧૮-૯૮મા એલએલ બી. જૂનાગઢમાં ન્યાયખાતામાં નોકરી–પછી અમદાવાદમાં વકીલાત ખેડા-જિલ્લો જુદો પડતાં નડિયાદમા વકીલાત વેદોના અચ્છા અભ્યાસી. રચના : શંકરાનંદી ભગવદ્ગીતા ભાગ ૧-૨ (અનુ ૧૯૨૯), શ્રી ભક્તિરસાયન (અનુ. ૧૯૨૯), ઋગ્વેદ (અનુ ૧૯૩૧થી), ઉપદેશ સાહસ્રી (અનુ. ૧૯૨૩), શાંખાયન ગૃહ્યસૂત્ર (અનુ.) વગે૦

**મોરારજી મથુરાદાસ કાપડિયા**
ઈ સ. ૧૮૭૫–૧૯૩૮
જ . ૧૦–૧૮૭૫ દલપતરીતિ અને નર્મદ વગેરે કવિઓની પણ રચના ઊર્મિઓના પણ ઉદ્દેક. અવસાન ૧૯૧૩. રચના તબરના તાર (ચાળીસેક વર્ષની કૃતિઓનો સગ્રહ (૧૯૩૦)

**મોરારસાહેબ** ઈ. સ ૧૭૫૮—?
થરાદ પ્રદેશમા વાઘેલા રાણાના રાજ. નામ ' માનસિંહજી. રવિસાહેબના શિષ્ય (૧૭૭૯મા ૨૧મે વર્ષે). રચના : પદો (ગુજ )

**મોહનદાસ કરમચંદ ગાંધી**
'મહાત્માજી' ઈ. સ ૧૮૬૯-૧૯૪૮
જ. : ૨–૧૦–૧૮૬૯ પોરબંદર મોઢવણિક. ૧૮૮૭મા રાજકોટથી મૅટ્રિક ૧૮૮૮મા બૅરિસ્ટર થવા ઇંગ્લૅન્ડ ગયા દેશમાં પાછા ફરી વકીલાત એમા નાસીપાસી આફ્રિકા ગયા. ત્યા દક્ષિણઆફ્રિકાના હિંદીઓનો લોકમત કેળવવા 'ઇંડિયન ઓપિનિયન' સાપ્તાહિકનુ સપાદન સરલ ગુજ. ભાષાનો એમાં પુરસ્કાર 'હિંદ સ્વરાજ' 'જેલના અનુભવો' 'નીતિધર્મ' 'સર્વોદય' આ વગેરે ગ્રંથો એમાં ટુકડે ટુકડે છપાયેલા જીવન ઉપર ટૉલ્સ્ટૉય રસ્કિન અને રાજચંદ્રજીની ઘેરી અસર એકાગ્ર અને સક્ષિપ્ત શૈલીના પુરસ્કારક હિંદુસ્તાનમાં આવ્યા પછી પહેલા વિશ્વયુદ્ધ વખતે બ્રિટિશ સરકારને નૈતિક સહાયની વ્યાપક ઝુંબેશ હિંદુસ્તાનના અહાનિકર ઉત્થાન તરફ ધ્યેય ૧૯૧૬મા સરોજિની નાયડુ પાસે અમદાવાદમા હિંદીમા ભાષણ કરાવ્યુ લોકોનો અંગ્રેજીનો મોહ તોડવાનો આરભ ૧૯૧૭માં ભરૂચની બીજી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી ગુજરાતી ભાષામા ભાષણ અને ત્યારથી પરિષદોની ગુજરાતમા તો ગુજરાતી ભાષામાં કારવાઈ શરૂ કરાવી એ રીતે મહાસભા(કૉંગ્રેસ)માં પણ કારવાઈ હિંદીમાં શરૂ કરાવી 'નવજીવન' અને 'હરિજનસેવક' સાપ્તાહિકો દ્વારા સર્વભોગ્ય સરળ ગુજરાતી ભાષાનો વ્યાપક પ્રચાર રાષ્ટ્રીય ભાવના વ્યાપક કરવા 'ગુજરાત વિદ્યાપીઠ' અમદાવાદમાં ૧૯૨૪માં સ્થાપી ગુજરાતી લેખનમાંની જોડણીની અરાજકતા દૂર કરવા ગુજ વિદ્યાપીઠ તરફથી ૧૯૩૦મા જોડણીકોશ પ્રસિદ્ધ કરાવ્યો. અમદાવાદમાં થયેલા ગુજ સ. પરિ (૧૯૩૬)ના ૧૨મા અધિવેશનના પ્રમુખ (પછી હિંદી સાહિત્ય સમેલનની એક બેઠકના

પ્રમુખ સરળ હિન્દીના પ્રબળ હિમાયતી વાણી મન અને કર્મમા એકરૂપ મહાત્મા ધર્મચિંતન-ના આગ્રહી આસ્તિક સાચા વૈષ્ણવ ગીતાના મર્મગ્રાહી વિદ્વાન મહાન તત્ત્વચિંતક-મહાન રાષ્ટ્રપુરુષ હિંદુસ્તાનના ઉચ્ચતમ કોટિના નેતા અને સમુદ્ધારક સત્ય અહિંસા અને ઉદારતાના પ્રતી- અહિંસક અસહકારના અને સત્યાગ્રહના પવિત્ર તપ દ્વારા હિંદુસ્તાનને ખિલાફતિયાળ જ્ઞાતિની કેળવણી આપી સ્વ-રાજ્ય લાવી આપ્યુ અજાતશત્રુતાનો આદર્શ. અવસાન ૩૦-૧-૧૯૪૮ ખૂનીની ગોળીથી. રચના આરોગ્ય વિષે સારુ જ્ઞાન (૧૯૧૬), મારો જેલનો અનુભવ (૧૯૨૧), હિંદસ્વરાજ (૧૯૨૨), સર્વોદય (૧૯૨૨), નવજીવન (પુસ્તકરૂપે ૧૯૨૩-૧૧ ભાગમા), દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભાગ ૧-૨ (૧૯૨૮-૨૯), હિંદુસ્તાનમાના જેલના અનુભવો-યરવડાના (૧૯૨૫), આત્મકથા ભાગ ૧-૨ (૧૯૨૭), નીતિનાશને માર્ગ (૧૯૨૭), અનાસક્તિયોગ (૧૯૩૦), ગીતાબોધ (૧૯૩૦), મગલપ્રભાત (૧૯૩૦), ગામડાની વહારે (૧૯-૩૧), આરોગ્યની ચાવી (૧૯૩૨), વર્ણવ્યવસ્થા (૧૯૩૮), ધર્મમથન (૧૯૩૫), વ્યાપક ધર્મભાવના (૧૯૩૧), ત્યાગમૂર્તિ (૧૯૩૮ થી આ), ખરી કેળવણી (૧૯૩૮), કેળવણીનો કોયડો (૧૯૩૮), એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ (૧૯૪૧), દેશી રાજ્યોનો પ્રશ્ન (૧૯૪૧), પ્રેમપંથ ભાગ ૧ થી ૧૦ (૧૯-૪૮-૬૦), બાપુના પત્રો ભાગ ૧ થી ૭ (૧૯-૪૯-૫૨), પાયાની કેળવણી (૧૯૫૦), ધર્માત્મા ગોખલે (૧૯૫૦), શિક્ષણનુ માધ્યમ (૧૯૫૮), પાચમા પુત્રને બાપુના આશીર્વાદ (૧૯૫૭), પચાયત રાજ (૧૯૬૦), સતતિનિયમન (૧૯-૫૯), મારો સમાજવાદ (૧૯૬૦), સ્ત્રી-મારી નજરે (૧૯૬૦), અસ્પૃશ્યતા (૧૯૬૧), હરિજન સેવકો માટે (૧૯૬૧), ગામડાની પુનર્રચના (૧૯૬૧), કોંગ્રેસનુ ભાવિ (૧૯૬૧), દારૂબધી (૧૯૬૧), હિંદી વિદ્યાર્થીઓ (૧૯-૬૨), ગ્રામસ્વરાજ (૧૯૬૩), મારા સ્વપ્નનુ ભારત (૧૯૬૩), મારો ઈશ્વર (૧૯૬૪), સર્વોદયદર્શન (૧૯૬૪), ભૂદાનરાજ (૧૯૬૮) વગેરે અનેક

## મોહનભાઈ શંકરભાઈ પટેલ

ઈ. સ. ૧૯૨૦

જ. ૮-૬-૧૯૨૦ વડદલા (જિ. ખેડા) લેઉઆ પાટીદાર પ્રાથ વડદલામાં, માધ્ય. ધર્મજમા. ૧૯૪૧મા મૅટ્રિક કૉલેજ વડોદરા-મા ૧૯૪૫મા બી એ ૧૯૪૮માં એમ એ. ૧૯૪૬-૪૭ વડો કૉ.માં ફેલો. ૧૯૪૭-૫૨ વલ્લભવિદ્યાનગરમા અધ્યાપક. ૧૯૫૨-૫૩નુ વર્ષ ગુજ. વિદ્યાપીઠમા સેવા આપી. ૧૯૫૩-૬૨ આલિયાબાડામા અધ્યાપક અને ૧૯૬૦ ઉપાચાર્ય, ૧૯૬૦ ૬૨ આચાર્ય. ૧૯૬૨થી ગુજ. વિદ્યાપીઠમાં ગુજ વિભાગના અધ્યક્ષ 'વિદ્યાપીઠ' દ્વૈમાસિકના તંત્રી રચના • માણસાઈના દીવાનુ અવલોકન (૧૯૫૦), ચાર ફાગુ (પ્રા કનુ જાની સાથે. ૧૯૬૨), આલ્બર્ટ સ્વાઈત્ઝર (ચ અભ્યાસ ૧૯૬૪), ગાંધીજીની જીવનદૃષ્ટિ (શ્રી. મોરારજીભાઈના પ્રવચનો. સપા. ૧૯૬૮), ઉપનયન (સશોધન લેખો. (૧૯૬૬), કવિજીવન (સપા. ૧૯૬૬) વગેરે

## મોહનલાલ અમરશી

રચના સમાધિસમતા—અનુભવ શતકો (ગુજ ભાવાર્થ. ૧૯૦૭)

## મોહનલાલ ઈશ્વર ભટ્ટ

રચના • સુભાષિત સહસ્ત્રી (પદ્યાત્મક. ૧૯-૦૩)

## મોહનલાલ ચુનીલાલ ધામી

રચના રાસકટોરી

## મોહનલાલ તુલસીદાસ મહેતા

'સોપાન' જ. ૧૯૧૧

જ.: ૧૪-૧-૧૯૧૧ ચમકપુર (તા. મોરબી) વ મોરબી દસા શ્રીમાળી જૈન વણિક અં બે ચોરણનો જ અભ્યાસ પરંતુ જાતે જ અનો સબળ અભ્યાસ સાધી લઈ પ્રથમ કોટિના વર્તમાનપત્રકાર શરૂમા વેપારી પેઢીઓમાં ૧૯૩૦-૩૪મા સત્યાગ્રહની લડતના એક સૈનિક. જેલનિવાસ દરમ્યાન લેખનારભ 'સારતી સાહિત્યસગની સ્થાપના કરી 'ઊર્મિ અને નવરચના' માસિક ચલાવ્યુ મુંબઈમા 'જીવન સાહિત્યમદિર'ની સ્થાપના. 'પ્રવાસી' સાપ્તાહિકના તત્રી-પછી 'જન્મભૂમિ'ના તત્રી. એમાથી નિવૃત્તિબાદ લેખનપ્રવૃત્તિ માત્ર પ્રતિભાશાળી 'નવલકથા'-લેખક. રચના • અતરની વાતો (ન ૧૯૩૫), સજીવની (૧૯૩૬), પ્રાયશ્ચિત્ત ભાગ ૧ ૨ (ન ૧૯૩૬ ૩૭), અંતરની વ્યથા (ન ૧૯૩૭), ઝાઝવાનાં જળ (ન ૧૯-૩૭), લગ્ન એક સમસ્યા (ચિ ૧૯૩૮), અખંડ જ્યોત (ન ૧૯૩૮), મગલમૂર્તિ (ન ૧૯૩૮), જાગતા રહેજો ભાગ ૧-૨ (ન ૧૯૩૯-૪૦), ત્રણ પગમાં (ન ૧૯૪૧), જાતીય રોગો (૧૯-૪૧), ફૂટેલા સુવર્ણપાત્રો (ન ૧૯૪૨), વિદાય (ન. ૧૯૪૪), લગ્નસાધના (ચિ. ૧૯૪૩), જીવન પરિવર્તન (ન ૧૯૪૫), વનવાસ (ન ૧૯૪૧), ચલો દિલ્હી (ચ. ૧૯૪૬), પરમ-પૂજ્ય બાપુ (છ રામચદ્રનસાથે ૧૯૪૮) વગેરે

## મોહનલાલ દલપતરામ કવિ

વઢવાણ શ્રીમાળી બ્રાહ્મણ. કવીશ્વર દલપતરામના એક પુત્ર. રચના મોહનવાણી (પદ્ય-સંગ્રહ-૧૮૮૯), લક્ષ્મીમહિમા (૧૮૮૨), વિદ્યામહિમા (૧૮૭૪) બને સૌષ્ઠવવાળી કૃતિ

## મોહનલાલ દલસુખરામ ભટ્ટ, 'મોહિનીચંદ્ર'

ઈ. સ. ૧૯૦૧-૧૯૬૨

જ . ૨૬-૬-૧૯૦૧. વડાલી. વ . કપડવજ. ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ. પ્રાથ કપડવજ. અં. બીજીથી મૅટ્રિક સુધી અમદા પ્રૅપ્રાયટરી હા સ્કૂ મુખ્ય વ્યવસાય પત્રકારત્વ અને પ્રૂફરીડિંગ 'પ્રજાબધુ' 'ગુજરાત સમાચાર' 'જ્યોતિર્ધર' અને પછી 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય'મા સેવા. વાર્તાલેખક અને કવિ. અવસાન. ૬-૮-૧૯૬૨ રચના • દિગત (વા. સં ૧૯૩૮), મજૂષા (કા સં ૧૯૪૨), સૂરજ બોલાવે (બાળગીતો ૧૯૫૪), પારસનાં ફૂલ (ગદ્યાત્મક ભાવનાઓ ૧૯૫૮), અચ્યુતપુરનો પથ (કા ૧૯૫૬), મોતીનો દાણો (બાળગીતો, ૧૯૬૧)

## મોહનલાલ ભાઈદાસ પટેલ

ઈ. સ. ૧૯૨૭

જ : ૩૦-૪-૧૯૨૭ પાટણ પાટીદાર ૧૯૪૩માં મૅટ્રિક ૧૯૪૭માં બી એ , ૧૯૬૧માં એમ એ. ૧૯૫૫મા બી એડ આચાર્ય સર્વ-વિદ્યાલય કડી. હેતુલક્ષી અને મર્માળી વાર્તાઓના લેખક રચના : વિધિના વર્તુળ (વા સ ૧૯૫૬), હવા તુમ ધીરે બહો (વા સ ૧૯-૫૮), ટૂકા રસ્તા (વા સ ૧૯૫૮), ખાલીખેપ (ન. ૧૯૫૫), હેતના પારખાં (ન ૧૧૫૭), અતિમદીપ (એ. ન ૧૯૬૦), મોટીવહુ (વા સ. ૧૯૬૫), ટૂંકા રસ્તા (વા સ ૧૯૫૮) વગેરે

## મોહનલાલ પાર્વતીશંકર દવે

ઈ. સ ૧૮૮૩—?

જ • ૧૦-૪-૧૮૮૩. સુરત. વડનગરા નાગર બ્રાહ્મણ મુબઈમા ૧૯૦૫માં એમ એ ૧૯૦૭મા એલએલ બી. સુરતની સાર્વજનિક કૉ.માં શરૂઆતથી સં ના અધ્યાપક. રચના : લૅન્ડોરના કાલ્પનિક સવાદો ભાગ ૧-૨ (૧૯-૧૧-૧૨), સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (મૅકડોનલનો અનુવાદ ૧૯૨૮), મહાભારતની સમાલોચના (૧૯૧૩), કાવ્યકળા (વિવે ), વિવેચન (૧૯૪૧), વીરપૂજા (ચ. ૧૯૪૧), સંસ્કાર (ચિ ૧૯૪૪)

## મોહનલાલ પ્રસાદરાય મહેતા

ઈ. સ ૨૦મીનો પૂર્વાર્ધ

રચના . પ્રિયદર્શિકા (સ. ના.નો અનુ )

**મોહનલાલ રણછોડલાલ ઝવેરી**
ઈ. સ ૧૮૨૮-૧૮૯૬
જ.: ૩૦-૩-૧૮૨૮. ભરૂચ. દસામોઢ-વણિક. કૃષ્ણલાલ મો. ઝવેરીના પિતા. અંગ્રેજીનો અભ્યાસ સુરતમાં અને પછી મુંબઈ-એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિ.માં. બુદ્ધિવર્ધક કન્યાશાળામા શિક્ષક. પછીથી દક્ષિણ ગુજરાતના ભિન્ન ભિન્ન ગામોમાં વિઝિટર, પછી ઇન્સ્પેક્ટર. હોપ વાચનમાળાની તૈયારીમા એક સહાયક. રચના: દેશાટણ, રસાયણશાસ્ત્ર, સ્ત્રી-કેળવણી, ઇલેક્ટ્રિક ટેલિગ્રાફ, ડકપુર મહાત્મ, અષ્ટાંગીતા (સંપા.), વલ્લભકુળના ગરબા (સંપા ), ચોરાશી વૈષ્ણવની વાર્તા (અનુ.), નીતિબોધકથા, મરેઠા બખર (બે ભાગ), એશિયાખંડની ભૂગોળની સમજૂતી, ઈંગ્લેન્ડનો સંક્ષિપ્ત ઇતિહાસ, ગુજ. અ. કોશ (કરસનદાસ મૂળજીના ગ્રંથની શોધિત આવૃત્તિ)

**મોહનવિજય** ઈ ૧૪-૧૮મીની સંધિ
સમીનગર. જૈ. શ્વે. સાધુ. રચના નર્મદાસુંદરીનો રાસ (૧૭૦૮. મુ ) હરિવાહન રાજાનો રાસ (મહેસાણામાં ૧૬૯૮), રત્નપાલનો રાસ (પાટણમાં. ૧૭૦૩ મુ ), માનતુંગ માનવતીનો રાસ (પાટણમાં. ૧૭૦૩. મુ.), પુન્યપાલગુણ સુંદરીરાસ (ગુરુપત્તનમાં. ૧૭૦૭), ચંદરાજાનો રાસ (રાજનગરમાં. ૧૭૨૭. મુ ) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**મોહમ્મદ અમીન**
ઈ. ૧૭મી સદીનો અંતભાગ
ગુજરાતના એક હિંદી મસનવીકાર. રચના. મસનવી (૧૬૯૭)

**યજ્ઞેશ્વર** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
પુષ્ટિ. વૈ ડાકોર. રચના: ભોડાણા આખ્યાન (૧૬૬૯)-અર્વા. ગુજ. પદ્ય

**યદુરામ** ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
અમદાવાદ. રચના: અંબાજીનો પરચો (૧૮૪૩ મુ )

**યશ કીર્તિ** ઈ સ. ૧૫મીનો અંતભાગ
જૈન. રચના: ચંદપ્પહચરિય (૧૪૬૫ લગભગ)—અપભ્રંશ પદ્ય

**યશ પાલ** ઈ. ૧૨મી સદી
થરાદ. જૈન શ્રાવક. રચના: મોહરાજપરાજય (સં.ના, ૧૧૬૦ પછી-'કુમારપાલ'ને લગતું રૂપક)

**યશવંત પ્રાણશંકર શુકલ** ઈ. ૧૯૧૫
જ.: ૮-૪-૧૯૧૫. ઉમરેઠ. ખેડાવાળ બ્રાહ્મણ. હ કા. કૉલેજના આચાર્ય. ૧૯૩૮થી વર્તમાનપત્રકાર તરીકે 'પ્રજાબંધુ' વગેરેમાં. મુખ્યત્વે અમદાવાદનાં દૈનિકો 'જનસત્તા', 'સંદેશ' વગેરેમા સાહિત્ય રાજકારણ સમાજ વગેરે વિષયોમાં વ્યવસ્થિત લેખન ઊંડી સૂઝ અને દૃષ્ટિથી વિવેચનક્ષેત્રે સમર્થ પ્રદાન ગુજ. સા પરિષદ અમદા.મા આવ્યા ત્યારથી એક મંત્રી ગુજ યુનિ ના વિનયન વિભાગના ડીન હતા. રશિયા અને અમેરિકાનો શૈક્ષણિક પ્રવાસ કર્યો છે. રચના: સાગરઘેલી (અ નો અનુ. ૧૯૬૪)

**યશવંતભાઈ ડી. ભટ્ટ** ઈ સ ૧૯૧૪
જ.: ૨-૮-૧૯૧૪. ભાવનગર પ. ઓંકારનાથના સંગીતક્ષેત્રે. સંગીતના માસિકોમા અનેક લેખો લખ્યા છે.

**યશવંત ગુલાબરાય નાયક**
ઈ. સ. ૧૯૦૯
જ.: ૬-૭-૧૯૦૯. વેગામ (જિ. સુરત). પ્રાથ વેગામ-દાંડી નાગધરામાં, માધ્ય વેગામ અને નવસારીમાં. ૧૯૨૮માં વડોદરાથી બી.-એસસી. ૧૯૩૨મા એમ.એસસી. અને મુંબઈ રૉયલ ઇન્સ્ટિટ્યૂટમાં નોકરી કરતાં કરતા ૧૯૩૭માં પીએચ ડી. પછી અમદા.ની ગુજ. કૉ માં અધ્યાપક અને છેલ્લે આચાર્ય ૧૯૬૭-માં નિવૃત્ત થઈ 'સી યુ શાહ (માનવમંદિર) વિજ્ઞાન મહાવિદ્યાલય'ના આચાર્ય હતા. વિજ્ઞાનને લગતા ઉચ્ચ પ્રકારનાં પાઠ્યપુસ્તકો લખ્યાંછે. રચના પૃથ્વીનો ઇતિહાસ (૧૯૨૯), પદાર્થવિજ્ઞાન અને રસાયણ (૧૯૩૭), સૃષ્ટિવિજ્ઞાન ભાગ ૧ થી ૩ (૧૯૩૮), સરળ આરોગ્યવિજ્ઞાન (૧૯૩૮), બાળકોનુ વિજ્ઞાન-ભાગ ૧ થી ૭ (૧૯૪૫), પદાર્થવિજ્ઞાન અને રસાયણની પરિભાષા (૧૯૪૩) વગેરે

**યશવંતરાય ફૂલચંદભાઈ દોશી**
ઈ. સ. ૧૯૨૦
જ.: ૧૬-૩-૧૯૨૦ અમદાવાદ. વ. ભાવનગર પ્રાથ માધ્ય અમદાવાદ. ૧૯૩૭માં મૅટ્રિક. ત્રણ વર્ષ કૉ નાં અમદા.માં કરી ૧૯૬૨મા ભાવનગર શામળદાસ કૉલેજમાથી બી એ. ૧૯૪૧-૪૪ સ્ટેશરી અને ચાનો વેપાર. ૧૯૪૪-૫૧ શિક્ષક. ૧૯૫૪-૬૩ અમેરિકી માહિતી કચેરીમાં પત્રકાર. ૧૯૬૩થી પરિચય ટ્રસ્ટના મૅનેજિંગ સંપાદક અને તંત્રી રચના: સૌનો લાડકવાયો (શ્રી વાડીલાલ ડગલી સાથે ૧૯૪૭), ડૉ. કોટનીસ (અનુ, વાડીલાલ ડગલી સાથે. ૧૯૪૯), સૂનાં સુકાન (શ્રી વાડીલાલ ડગલી સાથે ન. ૧૯૫૫), પરિણીત પ્રેમ (અનુ. વિજ્ઞાન ૧૯૫૫), ચિરંજીવ (અનુ., વિજ્ઞાન ૧૯૫૬), અદ્યતન સંતતિનિયમન (અનુ વિજ્ઞાન ૧૯૫૭) સાગી નેહરુજી વ્યક્તિ નથી (૧૯૫૮), રવીન્દ્રનાથ (ચ. ૧૯૬૧) વગેરે

**યશવંત સવાઈલાલ પંડ્યા**
ઈ. સ. ૧૯૦૬-૧૯૫૫
પચ્છેગામ વ. ભાવનગર પ્રશ્નો. નાગર બ્રાહ્મણ એમ એ સુધીનો ભાવનગરમાં અભ્યાસ. ૧૯૨૨થી લેખનક્ષેત્રે ઉનરોતર પ્રગતિ 'વીણા' અને 'શરદ'ના વાર્ષિક અંકો કાઢેલા વ્યવસાયે જૉન્સન લાઇફ એશ્યોરન્સ કંપનીના દિલ્હીખાતેના સંચાલક હતા. ઉચ્ચ પતિની નાટ્યકૃતિઓના લેખક અવસાન ૧૮-૧૧-૧૯૫૫ રચના: પડદા પાછળ (ના. (૧૯૨૭), ત્રિવેણી (ના ૧૯૨૯), મદનમંદિર ના. ૧૯૩૦), બાળનાટકો (૧૯૬૯) વગેરે

**યશસ્વત્સાગર-જસવંતસાગર**
ઈ. ૧૭-૧૮મી સદીની સંધિ
તપગચ્છના ચારિત્રસાગર-કલ્યાણસાગર-યશ સાગરના શિષ્ય સંસ્કૃત રચના: વિચારષટ્ ત્રિંશિકા અવચૂરિ (૧૬૬૫), ભાવસપ્તતિકા (૧૬૮૪), જૈન સપ્તપદાર્થી (૧૭૦૧), પ્રમાણ વાદાર્થ (૧૭૦૩) ગણેશકૃત ગ્રહલાઘવ જ્યોતિષ વાર્તિકા (૧૭૦૪), યશોરાજી રાજ્ય કૃતિ (જ્યોતિષ. ૧૭૦૬) વગેરે

**યશોદેવ** ઈ. ૧૩મી સદી
જૈન સાધુ. રચના: ધર્મોપદેશ પ્રકરણ (સં., ૧૨૪૯)

**યશોદેવસૂરિ (૧)** ઈ. ૧૨મી સદી
પાટણ. જૈનાચાર્ય ઉપકેશગચ્છના દેવગુપ્ત-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિના શિષ્ય. રચના: નવપદપ્રકરણવૃત્તિ (સ, પાટણમા ૧૧૧૮), ચંદ્રપ્રભચરિત્ર (સં., આશાપલ્લીમાં શરૂ કરી પાટણમાં પૂર્ણ, ૧૧૨૨)

**યશોદેવસૂરિ (૨)** ઈ ૧૨મી સદી પૂર્વાર્ધ
ચંદ્રકુલના વીરગણિના શિષ્ય શ્રીચંદ્રસૂરિના શિષ્ય સંસ્કૃત રચના: હરિભદ્રીય પ્રથમ પંચાશકની ચૂર્ણિ (૧૧૧૫), ઈર્યાપથિકી ચૈત્યવંદન-વંદનક ઉપર ચૂર્ણિઓ (૧૧૧૮), જિનવલ્લભસૂરિની પિંડવિશુદ્ધિ પર લઘુવૃત્તિ (૧૧૨૦) વગેરે

**યશોધર નર્મદાશંકર મહેતા**
ઈ સ ૧૯૦૯
જ.: ૧૪-૮-૧૯૦૯. અમદાવાદ. સાઠોદરા નાગરગૃહસ્થ સમર્થ તત્ત્વજ્ઞાની નર્મદાશંકર મહેતાના પુત્ર. બી એ. અને ઇંગ્લૅન્ડ જઈ બૅરિસ્ટર થઈ આવેલા વ્યવસાય શરૂમાં વકીલાતનો, કુટુંબની વેપારી પેઢીની દેખરેખ, અને પછી કેન્દ્રસરકારના 'ઑફિશિયલ લેંગ્વેજ

લેજિસ્લેટીવ કમિશન'ના સભ્ય અને 'મિનિમમ વેઈજ એડવાઈઝરી બોર્ડ' (ગુજ. રાજ્ય)ના અધ્યક્ષ શ્રીમન્નૃસિંહાચાર્યજીના 'શ્રેય સાધક અધિકારીવર્ગ'ની અસર નીચેના આધ્યાત્મિક સિદ્ધાંત તરફના અનુરાગી તત્ત્વચિંતક, ૧૯૩૩ થી ૧૯૪૦મા ઇંગ્લેંડવાસ કરેલો ૧૯૪૯થી લેખનપ્રવૃત્તિ. સારા નવલકથાકાર. અગમનિગમ મંડળ'ના ઉદ્ભાવક સંચાલક રચના. રણછોડલાલ અને બીજા નાટકો (૧૯૪૭), સુરીજતી રેતી ભાગ ૧ ૨ (ન ૧૯૪૯–૧૯૬૩), નદીઓ અને નગરો, મળાજળો (પ્રહ. ૧૯૫૧), મહારાત્રિ (ન ૧૯૫૪), સરીજતી કલમ (૧૯૫૫), વહીજતી જેલમ (ઐ ન ૧૯૫૫), યશોધરા, ત્રુગનાથ (ઐ ન ૧૯૫૭), શિવસદનનું સ્નેહકારણ, સમર્પણ (ના ૧૯૫૮), શ્રીનંદા (પ્રવા. ૧૯૫૮), ૮૮ રાત્રિઓ (પ્રવા. ૧૯૬૦), અગમનિગમ (તત્ત્વ ૧૯૬૦), કિમિયાગર (ચ ૧૯૫૪), પ્રેમગંગા (વા સ. ૧૯૫૪), ભાવિનાં રહસ્યો (જ્યો. ૧૯૫૯), સંધ્યા રાગ (ન ૧૯૬૩), મહમદ ગઝની (ઐ ન. ૧૯૬૩), કુમાહિમવતી (વા ૧૯૫૫), નવસતો (ચ ), વેલોબળલ (ના.), શૂન્યતા અને શાંતિ (નિ.) વગેરે

**યશોધીર**　ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે રચના. પચાખ્યાન બાલાવબોધ મધ્ય ગુજ પદ્ય (મુ )

**યશોનંદ**　ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. રચના રાજસિંહ કુમારરાસ (૧૬૬૯)-અર્વા. ગુજ. પદ્ય

**યશોભદ્રસૂરિ**　ઈ ૧૨મી સદી
રાજગચ્છના શીલભદ્રસૂરિના ધર્મઘોષસૂરિના શિષ્ય રચના ગદ્યગોદાવરી (સ )

**યશોવર્ધન**　ઈ ૧૭મી સદીનો અંતભાગ
જૈ. શ્વે રચના. ચંદનમલયાગિરિરાસ (૧૬૯૧)-અર્વા ગુજ. પદ્ય

**યશોવિજયજી ઉપાધ્યાય**
ઈ ૧૭મી સદીનો મધ્યભાગ
ગુજરાતનું કનોડગામ વણિક. ૧૬૩૨મા પાટણ જઈ નયવિજયજી પાસે દીક્ષા. મોટીદીક્ષા તપગચ્છના વિજયદેવસૂરિ પાસેથી. કાશી જઈ શાસ્ત્રાભ્યાસ. 'ન્યાયવિશારદ'ની પદવી મળી આ હેમચંદ્ર અને આ હરિભદ્રસૂરિ પછી થયેલા સમર્થ નૈયાયિક અનેક સ ગ્રંથોના કર્તા રચના સમુદ્રવહાણસંવાદ (૧૬૬૮ મુ ), દ્રવ્યગુણપર્યાયનોરાસ (૧૬૫૫ મુ ), સાધુ વંદણા (ખંભાતમા ૧૬૬૬), પ્રતિક્રમણ હેતુગર્ભિત સ્વાધ્યાય (૧૬૬૬ સુરતમા), જંબૂરાસ (ખંભાતમા. ૧૬૮૩ મુ ) વગેરે સખ્યા બધ ગુજ. રચનાઓ સસ્કૃતમા અનેક સમર્થ ગ્રંથો

**યશોવિજયજી મુનિ**　ઈ સ ૧૯૧૫
જ.: ૧૯૭૨ના પો સુ ૨ ડભોઈ. વીસા શ્રીમાળી જૈન વણિક સંસારીનામ જીવણલાલ નાથાલાલ શાહ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્ય. સ ગુજ ભાષાના જ્ઞાતા ગ્રંથકાર રચના નવાણુ યાત્રાવિધિ, સુયશસ્તવનાવલિ, મંડલકર્ણિકા, બૃહત્સંગ્રહણી સૂત્ર (ગુજ. અનુ સાથે સચિત્ર), સંપાદિત ગ્રંથો. કલ્પસૂત્ર-સુબોધિનીટીકા, યશોદોહન, ઐન્દ્રસ્તુતિ ચતુર્વિંશતિકા (ત્રણે સ ગ્રંથો)

**યાજ્ઞવલ્ક્ય**　ઈ પૂ ૫મી સદી
સ્કંદપુરાણ પ્રમાણે આનંદપુર-વડનગરના બ્રાહ્મણ તત્ત્વચિંતક ઋષિ અને સ્મૃતિકાર રચના યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ (સ )

**યુસુફ અબ્દુલગની માંડવિયા**
ઈ. સ ૧૯૨૦
ટકારા મેમણ મદ્રેસાએ-ઈસ્લામિયા જેતપુરમાં અભ્યાસ. ૧૯૩૦મા રાણપુરથી 'મુસ્લિમ' સાપ્તાહિકના તંત્રી ૧૯૩૩મા 'મેમણ' સાપ્તાહિક અને 'યાદ' માસિક કાઢ્યા એ બંધ થતા ૧૯૩૫મા રાજકોટમાં 'મેમણ બુલેટીન'ના સહતંત્રી ૧૯૩૭મા રાજકોટથી 'ઇન્કિલાબ' સાપ્તાહિક શરૂ કરેલું રાષ્ટ્રભાવનાથી રંગાયેલા વર્તમાનપત્રકાર રચના નયનના નીર (વા. સ ૧૯૩૩), અશ્રુત્વાઓ અનુ ૧૯૩૩), જ્વાળાઓ (વા સ ૧૯૩૭), હિંદનુ મુસ્લિમ રાજકારણ (અનુ ૧૯૪૦), મુસ્લિમ લીગનો ઇતિહાસ (સંપા ૧૯૪૧), પાકિસ્તાન (અનુ ૧૯૪૦), ઇસ્લામ અને તલવાર, કાઇદે આઝમ મુહમ્મદઅલી જિન્નાહ, તન્દુરસ્તીનુ શર્મનામું

**યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી**
જ. સરખેજ (અમદાવાદ) વ. સરખેજ. ચાતુર્વેદી મેઢ બ્રાહ્મણ તત્ત્વજ્ઞાની કવિ 'સાગર'નાપુત્ર એમ એ અનેપીએચ ડી નિવૃત્તિ પહેલા થોડા વર્ષોથી મ સ યુનિવર્સિટી વડોદરામા ગુજ ના અધ્યાપક. ગયે વર્ષે દેહાંત
રચના. સાગર જીવન ને કવન (ચ. ૧૯૪૬) વગેરે

**રંગ અવધૂત**
વિરક્તથી મહારાષ્ટ્રિયસંત નારેશ્વર (નર્મદા)-મા આશ્રમ સ્થાપેલો. થોડા વર્ષો ઉપર જ દેહાંત
રચના · ગુરુલીલામૃત (૧૯૩૪), પત્રગીતા (૧૯૩૩)

**રંગકુશલ**　ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
૧૭મીનો આરંભ
સંગામ જૈ. શ્વે સાધુ રચના. અમરસેન વયરસેન પ્રબંધ (૧૫૮૭), મહાવીર સત્તાવીસ ભવ (૧૬૧૬)-મધ્ય ગુજ પદ્ય

**રંગનાથ વલ્લભ શેઠ**
ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
નાગનેસ. જૈ શ્વે. શ્રાવક. રચના. સૂરજમલ પારાધીનો રાસ (૧૮૯૦-મુ.)

**રંગનાથ શંભુનાથ ઘારેખાન**
ઈ. સ. ૧૮૬૫—?
પાટણ વડનગરા નાગરગૃહસ્થ પ્રાથ. લાઠી (સૌ ) અને પાટણ; માધ્ય અમદા માં 'બાળજ્ઞાન વર્ધકસભા'ની સ્થાપના કરી પછી ૧૮૮૯-૯૧મા 'બાળવર્ધકજ્ઞાન' માસિક શરૂ કર્યું. ૧૮૮૨માં મૅટ્રિક ૧૮૮૭મા બી એ વડોદરારાજ્ય ના હજૂર-આસિસ્ટન્ટ છેવટે પેન્સને પહોંચતા નાયબસૂબા. રચના. મારા ધર્મવિચાર (૧૯૨૩), શ્રીરંગમાળા તથા કૃષ્ણકીર્તનાંજલિ (સંપા ૧૯૨૩), શ્રીકૃષ્ણલીલામૃત-બિંદુમાળા (૧૯૨૬), શ્રીકૃષ્ણદર્શન (૧૯૨૭), હાટકેશ્વર મહાદેવના વરઘોડાનાં ગીત (૧૯૨૯), દુનિયા ના ધર્મો (૧૯૩૧)

**રંગવિજય (૧)** ઈ ૧૮મી સદીનો આરંભ
જૈ સ ્વ રચના· ગુર્જરદેશભૂપાવલી (સ , ૧૭૦૯)

**રંગવિજય (૨)** ઈ ૧૮મી સદીનો આરંભ
જ શ્વે સાધુ રચના: સખેશ્વર પાર્શ્વનાથ પંચકલ્યાણક ગર્ભિતપ્રતિષ્ઠા કલ્પસ્તવન (૧૭૧૩)-અર્વા ગુજ. પદ્ય

**રંગવિજય (૩)**
ઈ ૧૮-૧૯મી સદીનો સંધિકાળ
ભરૂચ જૈ. શ્વે સાધુ રચના· પાર્શ્વનાથ-વિવાહલો (૧૮૦૩), સદયવચ્છ સાવલિગાનો રાસ વગેરે-અર્વા ગુજ પદ્ય

**રંગવિજય (૪)** ઈ ૧૯મી સદીનો મધ્યભાગ
અમદાવાદ જૈ શ્વે. સાધુ રચના· વીરજયનિર્વાણરાસ (ઐ. ૧૮૫૫ મુ ), અર્વા ગુજ.

**રંગવિમલ**　ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
પાટણ જૈ શ્વે સાધુ રચના દ્રુપદી ચઉપઈ (૧૫૬૪)-મધ્ય ગુજ. પદ્ય

**રંગવિલાસગણિ**
ઈ. ૧૮મી સદીનો આરંભ
જૈ. શ્વે સાધુ રચના આધ્યાત્મ કલ્પદ્રુમ ચોપઈ (૧૭૨૧ મુ )-અર્વા ગુજ. પદ્ય

**રંગસાર** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

જોધપુર. જૈ. શ્વે સાધુ રચના: ઋષિદત્તા સતી ચોપઈ (૧૫૬૯)-મધ્ય ગુજ. પદ્ય

**રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિયા**

ઈ. સ ૧૮૮૧-?

જ.. ૨૦-૨-૧૮૮૧. નવસારી. વીસા લાડ-વણિક. ૧૯૦૦માં ત્યાંથી મૅટ્રિક. મુંબઈ એલ્ફિન્સ્ટન કૉ માંથી ૧૯૦૪મા બી એ કપાસિયામાંથી તેલનો ઉદ્યોગ શરૂ કર્યો ૧૯૨૧માં સુતરિયા કં. બંધ પડી. ૧૯૩૧માં નિવૃત્તિ લીધી રચના· ઇંદિરા અને બીજી વાર્તાઓ (બ નો અનુ. ૧૯૩૦), શ્રી (બ નો અનુ. ૧૯૩૨), અંગ્રેજી: Astrology of the Race Course (મૌલિક ૧૯૨૫)

**રંજિતલાલ હરિલાલ પંડ્યા, 'કાશ્મલન'** ઈ. ૧૮૯૬-?

જ. ૪-૧૧-૧૮૯૬. નડિયાદ. વડનગરા નાગરબ્રાહ્મણ એલએલ બી, બૅરિસ્ટર. મુંબઈમાં વકીલાત. પ્રૌઢ અર્વાચીન બળકટ શૈલીના લેખક. રચના: રામની કથા (૧૧ સર્ગોમાં (૧૯૩૧), કાશ્મલનનાં કાવ્યો (કા. સ. ૧૯૩૪)

**રંભાબહેન મનમોહન ગાંધી**

ઈ સ. ૧૯૧૧

જ.: ૨૭-૪-૧૯૧૧ સરવાળ (સૌ.) વ: વઢવાણ. દસાશ્રીમાળી જૈ વણિક પિતાનુ નામ સુખલાલ છગનલાલ શાહ. ૧૯૨૯મા શ્રી. મનમોહન ગાંધી સાથે લગ્ન. ૧૯૩૭મા કર્વે યુનિનાં બી.એ. અંગ્રેજી બંગાળી-મરાઠી-હિંદીના જ્ઞાતા નાટ્યલેખિકા. રચના. કોઈને કહેશો નહિ (એકા. સં ૧૯૫૧), પ્રણયના રંગ (ના. ૧૯૫૨), રોજની રામાયણ (એકા. સ ૧૯૫૩), ચકમક (એકાં. સ ૧૯૫૪), પરણું તો એને જ (એકા. સ ૧૯૫૭), તીર અને તુક્કા (કટા લે. ૧૯૫૯), જીવન ઝંઝાવત (ના ૧૯૬૦), પ્રેક્ષક માફ કરે (એકાં. સ. ૧૯૬૧), લગ્નગીતો તથા લોકગીતોની ગૂંથણી (સંપા ૧૯૫૧), દેવ તેવી પૂજા (એકાં સં. ૧૯૫૮), સ્વપ્ન કે સત્ય (એકા. સ. ૧૯૬૨), સંસારસાગરને તીરેથી (પત્રો (૧૯૬૩), પ્રીત ન કરિયો કોઈ (ના. ૧૯૬૩)

**રઈધુ—સિંહસેન**

ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ

જૈન દિગંબર સાધુ અપભ્રંશભાષાનો સાહિત્યકાર. રચના: મહેસરચરિય, દહલક્ખણજયમાલ, શ્રીપાલચરિય, સમત ગુણનિહાણ, આદિપુરાણ વગેરે—અપ. પદ્ય

**રઘુનાથ**

ઈ. ૧૮મી સદીની ત્રણ પચીશી અને ૧૯મીનો નો આરંભ

ગોમતીપુર-અમદાવાદ લેઉઆ પાટીદાર પુષ્ટિ. વૈ રચના: રઘુનાથકાવ્ય (કા સ, મુ.), ધ્રુવાખ્યાન (મુ), પ્રહલાદાખ્યાન (૧૮૦૨. મુ), ભાગવત દશમસ્કંધ, સારકોશભાગવત, સારકોશ છપ્પાવલી અને લીલાસાગર

**રઘુપતિ** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

સોઝી વગેરે. જૈ. શ્વે. રચના. સુભદ્રા ચોપઈ (૧૭૯૯), નદિષેણ ચોપઈ (કેસરદેસરમાં. ૧૭૪૭), શ્રીપાલ ચોપઈ (ધડસીસરમાં. ૧૭૫૦), રત્નપાલ ચોપઈ (કાલુમાં. ૧૭૬૩)-અર્વા. ગુજ. પદ્ય

**રઘુરામ** ઈ. ૧૮મીનો આરંભ

ઓલપાડ. સહદેવ દીક્ષિતનો પુત્ર રચના. નરસિંહમહેતાની હૂંડી (મુ), પાંડવાશ્વમેધ (૧૭૧૬), લવકુશાખ્યાન (૧૭૧૬. મુ)

**રજનીકાંત મોદી**

રચના: અર્ઘ્ય (કા. સ. ૧૯૪૬)

**રણછોડ** ઈ. ૧૮મી સદી

રચના: રાવણ મંદોદરી સંવાદ (મુ), શિવવિવાહ-અર્વા. ગુજ. પદ્ય

**રણછોડ ગજીરામ**

કવિ દલપતરામના શિષ્ય સારા કવિ. રચના. સુબોધમાળા (૧૮૬૧), રણછોડ કૃત કાવ્ય સુધા (૧૮૮૬), ચોવીસના ચોમાસાની લડાઈ (૧૮૬૮), રેલનો ભયંકર ખેલ (૧૮૭૫), પ્રાકૃત એકાદશી માહાત્મ્ય (૧૮૬૭), સુધન્વા આખ્યાન (સંપા. ૧૮૮૬)

**રણછોડજી અમરજી નાણાવટી**

ઈ સ ૧૭૬૮-૧૮૪૧

જ. :૨૧-૧૦-૧૭૬૮. જૂનાગઢ. વડનગરા નાગરગૃહસ્થ પિતા સુપ્રસિદ્ધ સૌરાષ્ટ્રિય મુસદ્દી જૂનાગઢના દીવાન, જે માગરોળથી જૂનાગઢ આવી વસેલા પિતાના દેહાત પછી રણછોડજી દીવાન સમર્થ ઇતિહાસકાર ફારસીના પણ ગણ્યકોટિના વિદ્વાન અને ગ્રંથકાર, વ્રજભાષાના જ્ઞાતા. 'તારીખે સોરઠ' (અને 'હાલાર'-ફારસી ઇતિહાસ) એમની જાણીતી કૃતિ રચના: રુકાતે ગૂનાગૂન (ફા. પત્રો), કરણપરબ (ફા), જંગનામ એ હોલી (ફા.), તસ્નીફાતે રણછોડજી (ફા), શિવરહસ્યનું ટિપ્પણ (ફા), ચંડીપાઠના ગરબા (૧૮૭૦), સૂતકનિર્ણય (ગદ્ય), ઈશ્વરવિવાહ, શિવગીતા (ફારસી ટિપ્પણ સાથે), દ્રવ્યશુદ્ધિ, શ્રાદ્ધનિર્ણય, ઉત્સવમાલિકા, નાગરવિવાહ, ગિરનારગઝલ, રામાયણના રામાવળા, કાવ્યસંગ્રહ—અર્વા. ગુજ. કવિતા

**રણછોડદાસ ગિરધરભાઈ ઝવેરી**

ઈ સ. ૧૮૦૩-૧૮૭૩

જ. ૧૬-૧૦-૧૮૦૩ ભરૂચ. દશામોઢ વણિક. કૃષ્ણલાલ મો. ઝવેરીના દાદા. ગામઠી શાળામાં અભ્યાસ. વિમલાનંદસ્વામી પાસે ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ એક સાહેબ પાસે અંગ્રેજીનો અભ્યાસ ૧૮૨૫માં 'બૉમ્બે નેટીવ એજ્યુકેશન ઍન્ડ સ્કૂલબુક સોસાયટી'ની મુંબઈમા નોકરી ગુજરાતીમા પાઠ્યપુસ્તકો લખવા લાગ્યા. ૧૮૩૭મા ફરી ભરૂચમાં. સરકારી કેળવણીખાતામાં સહાયક અને ગુજરાતના ભિન્નભિન્ન ગામોમાં શાળા નિરીક્ષક. ૧૮૪૫ ૪૮મા ફરી મુંબઈમાં, પછી સુરતમાં. ૧૮૫૨થી નિવૃત્ત થયા પછી લોકસેવા. અવસાન· ૨૩-૮-૧૮૭૩ રચના: ઈસપનીતિની વાતો, હિંદુસ્તાનનો ઇતિહાસ, બીજગણિત, વાચનપાઠમાળા, ગ્રિરિશકંઠિયા, મિસરદેશનો ઇતિહાસ (મરા.થી અનુ), પ્રાચીન ગ્રીસદેશનો ઇતિહાસ (મરા થી અનુ), બાબિલોન તથા આસુરીદેશનો ઇતિહાસ (મરા.થી અનુ), રોમનરાજ્યનો ઇતિહાસ (મરા.થી અનુ)

**રણછોડ ભક્ત** ઈ. ૧૮મી સદી

ખડાલ (જિ. ખેડા), દસા ખડાયતા વણિક. વૈષ્ણવ. પાછળથી નજીકના તોરણા ગામે જઈ રહેલો. ડાકોરજીનો પરમભક્ત. ૧૦૫ વર્ષ જીવ્યો હતો. રચના: રણછોડ ભક્તની વાણી (મુ મોટા સંગ્રહ છે), ગોવર્ધન ઉત્સવ (૧૭૮૩ મુ)—હજી ઘણું અપ્રસિદ્ધ પડ્યું છે.

**રણછોડ પૂર્ણાનંદ** ઈ. ૧૮મી સદી

નડિયાદનો મેવાડાબ્રાહ્મણ રચના: શ્રાદ્ધ-અર્વા ગુજ. પદ્ય

**રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી**

ઈ ૧૮૬૪—?

જ.. ૧૦-૯-૧૮૬૪. ધંધુકા. વીસા મોઢવણિક વૈષ્ણવ પ્રાથ ધંધુકામાં, માધ્ય ભાવનગરમાં, કૉલેજનુ મુંબઈમાં. ૧૮૮૯-૯૦માં બી એ., અને એલએલ બી. ૧૯૦૧ સુધી વકીલાત ૧૯૦૧ થી ૧૯૨૬ સુધીમાં પાલણપુર ગોંડલ-મોરબીમા ક્રમે દીવાન. ૧૯૨૭ થી ૧૯૩૮ સુધી દેશી રજવાડાંના ગિરાસ-કેસ ચલાવ્યા. ૧૯૩૯થી નિવૃત્તિ અને રાજકોટ-નિવાસ ૧૯૦૪ થી ૧૯૨૧ સુધી વૈષ્ણવ પરિષદના પ્રમુખ હતા. ગો. શ્રી દામોદરલાલજીના દેહાંત પછી નાથદ્વારના બાલ ગોસ્વામીના વાલી હતા. શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગ

વૈષ્ણવ સંપ્રદાયના ગણ્યકોટિના વિદ્વાન અને ચરિત્રકાર ગાંધીજીથી ઉંમરે મોટા-અને સાથે ભણતા એટલે ગાંધીજી એમને 'મોટા ભાઈ' ગણતા અવસાન રચના· પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત ભાગ ૧ થી ૮ (૧૯૧૦-૨૮), સ્પર્શાસ્પર્શ વિવેક (૧૯૩૪), પુષ્ટિમાર્ગના લેખો, પુરાણપીયૂષ વગેરે

### રણછોડભાઈ ઉદયરામ દવે

ઈ. સ ૧૮૩૭-૧૯૨૩

જ. ૧૦-૮-૧૮૩૭ મહુધા (જિ ખેડા) બાજ ખેડાવાળ બ્રાહ્મણ નડિયાદમાં અભ્યાસ, પછી ખેડા અને અમદાવાદ, કાયદાનો અભ્યાસ પૂરો કર્યા બાદ 'બુદ્ધિપ્રકાશ' માસિકના તંત્રી પછી સરકારી રેવન્યૂખાતામા ગુજરાતમા પ્રવાસ પછી મુંબઈની લૉરેન્સ કં૦ મા નોકરી પછી ગોંડળ પાલણપુર ઈડર રાજ્યના મુંબઈખાતે પ્રતિનિધિ ૧૮૮૮માં કચ્છના રાવના હજૂરમંત્રી, પછી ત્યા જ દીવાન ૧૯૦૮-માં નિવૃત્ત. ૧૯૧૨મા ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ઉચ્ચ કક્ષાના નાટ્યલેખક અવસાન: રચના· જયકુમારીવિજય (ના ), લલિતાદુઃખદર્શક (ના. ૧૮૬૬), બર્થોલ્ડ, હરિશ્ચંદ્રતારામતી (ના ), વિક્રમોર્વશીય (ના. અનુ.), આરોગ્યતાસૂચક (નિ.), પ્રાસ્તાવિક કથાસંગ્રહ, માલવિકાગ્નિમિત્ર (ના અનુ ), પ્રેમરાય ચારુમતી (ના ), લઘુસિદ્ધાંતકૌમુદી (અનુ), હિતોપદેશ (અનુ ), બાણાસુરમદમર્દન (ના ), મદાલસા અને ઋતુધ્વજ (ના), રાસમાળા ભાગ ૧-૨ (અં નો અનુ ), રત્નાવલી (ના અનુ ), નાટ્યપ્રકાશ, રણપિંગળ ભાગ ૧ થી ૩, ડિંગળ, વૈદિક છંદરચના, ફારસી છંદરચના, રસપ્રકાશ, અલંકારપ્રકાશ વગેરે

### રણછોડલાલ સાંકળચંદ મહેતા

ઈ સ. ૧૮૮૦-૧૯૫૭

અમદાવાદ દસાનાગરવણિક મૅટ્રિક સુધીનો અભ્યાસ. રચના· શ્રીકૃષ્ણસ્તુતિ અથવા સાકાર કીર્તનભક્તિ, રોમિયો જુલિયટ (સંક્ષિપ્ત ગુજ. આવૃત્તિ), (૧૯૧૮-૧૫)

### રણજિત મોહનલાલ પટેલ, 'અનામી'

ઈ સ ૧૯૧૭

જ ૨૬-૬-૧૯૧૭ ડભોડા (જિ ગાંધીનગર). પ્રાથ ડભોડામા, માધ્ય, કડીમા ૧૯૩૫માં ત્યાથી મૅટ્રિક ૧ વર્ષ કલકત્તામા ઝવેરીને ત્યા નોકરી. ૧૯૩૭માં અમદાવાદ 'ગુજરાત સમાચાર'માં ૧૯૩૮-૪૨મા ગુજ કૉ મા ભણી બી એ , એમ એ , ૧૯૪૬માં બી ટી , ૧૯૫૯માં પીએચ ડી -નડિયાદ કૉલેજમા મુખ્ય અધ્યાપક (ગુ ના) ત્યાથી હવે મ સ યુનિ વડોદરામા વાચક. સારા કવિ અને વિવેચક. રચના સહશિક્ષણ (ચિ ૧૯૪૧), ગુજરાતણોની શરીરસંપત્તિ (૧૯૪૪), અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનો વિકાસ (શ્રી રામચંદ્ર પંડ્યા સાથે), ભણેલાભીખ અને બીજી વાતો (૧૯૫૫), ત્રિવેણી (વા ૧૯૫૭), ચક્રવાક (કા. સ ૧૯૪૭), સ્નેહશતક (કા. ૧૯૫૭), કાવ્યસંહિતા (કા. ૧૯૫૭), કાવ્યસંહિતા (કા સ. ૧૯૩૮), મણિલાલ શતાબ્દી ગ્રંથ (સંપા ૧૯૫૮, શ્રી. રામચંદ્ર પંડ્યા સાથે), સારસ (રેડિયોગીત સં ૧૯૫૭), શામળ (સંપા ૧૯૬૧), પરિમલ (કા સ. ૧૯૬૫), દાતની સંભાળ, મણિલાલ શતાબ્દી ગ્રંથ (ડૉ રા. ના. પંડ્યા સાથે), આપણું રાષ્ટ્રીયગીત, ટાગોરનુ જીવન કવન (૧૯૫૫) વગેરે

### રણજિતરામ વાવાભાઈ મહેતા

ઈ. ૧૮૮૧-૧૯૧૭

જ ૨૫-૧૦-૧૮૮૧. સુરત વ ભરૂચ કાયસ્થ બાલ્યાવસ્થા અમદાવાદમાં ગ્રૅજ્યુએટ ૧૯૦૩મા એક સભા અમદાવાદમા મિત્રોના સહકારથી સ્થાપી પાછળથી એ જ સભા **ગુજરાતી સાહિત્યસભા** ૧૯૦૫માં આઠેક માસ માટે ઉમરેઠની સ્કૂલના આચાર્ય ૧૯૦૫માં ત્રિભુવનદાસ ગજ્જરના સચિવ જૂનમાં પહેલી ગુજરાતી સાહિત્યપરિષદ 'ગુજ સાહિત્યસભા'ના ઉપક્રમે મેળવી. ૧૯૦૭માં બીજી સાહિત્યપરિષદ મુંબઈમાં ભરી બંને પરિષદોના એ પ્રાણરૂપ ૧૯૦૮મા મુંબઈ છોડી ભાવનગરમા પ્રભાશંકર પટ્ટણી પાસે રહ્યા. ૧૯૧૦મા દક્ષિણામૂર્તિ વિદ્યાભવનમા ઇતિહાસ શીખવવાની જવાબદારી ૧૮૯૮થી 'જ્ઞાનસુધા' વાચી સાહિત્યપ્રતિ અભિરુચિ થયેલી તે અનેક વિદ્વાન મિત્રોના સંપર્ક ફૂલી ૧૯૦૯મા ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ રાજકોટમાં મળી તેમા ભાગ લીધો ૧૯૧૨મા ભાવનગર છોડ્યુ ને પટ્ટણી સાથે મુંબઈ જઈ રહ્યા, ૧૯૧૩ થી ૧૯૧૬ ૧૯૦૨માં 'વસંતોત્સવ' ઉપર વિવરણ લખેલુ ૧૯૦૫મા ઉમરેઠમા લોકગીતો એકઠાં કરેલા ૧૯૦૮ના પ્રસિદ્ધ થયેલા પુસ્તકોની સમીક્ષા લખી ૧૯૧૨માં ચોથી સાહિત્યપરિષદ વડોદરામા મળી તેમાં પણ અગ્રભાગ લીધો ૧૯૧૫માં સુરતની પરિષદમાં પણ. ઇતિહાસના ગણ્યકોટીના વિદ્વાન અવસાન: ૫-૬-૧૯૧૭. રચના. રણજિતરામના નિબંધો, લોકગીત (૧૯૨૨)

### રણમલ્લ ગઢવી

ઈ ૧૯મી સદી

કચ્છ-માંડવી તાલુકાનુ સરલી ગામ. અવસાન. ૧૮૬૪ રચના પ્રકીર્ણ કૃતિઓ (ગુજ )

### રતનજી

ઈ ૧૭મીનો મધ્યભાગ

નાસિક જિલ્લાના બાગલાણનો વતની પિતાનુ નામ હરિદાસ રચના દ્રૌપદી હરણ, વિભ્રશી રાજાનુ આખ્યાન (૧૬૫૯ મુ ), સગાળશા આખ્યાન (મુ ) અર્વા. ગુજ. પદ્ય 'રતનજી'-'રતનદાસ' એક લાગે છે.

### રતનજી રામકૃષ્ણ ગસ્તે

ઈ. સ. ૧૮૮૯—?

કચ્છ ભૂજપુર કાઠી. રચના· કચ્છી પ્રકીર્ણ રચનાઓ

### રતનબાઈ

ઈ. ?-૧૯૨૦

કચ્છ અબડાસાનુ ભટલીગામ ખોજાબાઈ. જ્ઞાની કવયિત્રી. અવસાન· ૧૯૨૦. રચના ભજનો (કચ્છીમા)

### રતનશા ફરામજી અચારિયા

પારસી નવલકથાકાર રચના અદેખાઈનો અધાપો (૧૯૩૪), કિસ્મતના કૌટક (૧૯૩૮), ખાવિંદ કેખન્તનો (૧૯૩૮), કન્યાકસોટી (૧૯૩૫), કુદરતની કરામત (૧૯૩૫), અજબખૂન (૧૯૩૬), અનાથ યુવતી (૧૯૩૬), ફૂળવતી કળી (૧૯૩૬), આવ બલા પકડ ગલા (૧૯૩૭), અણમોલ ઓરત (૧૯૪૧), કંતોટાનો કહેર (૧૯૪૧), એનો ખરો ખાવિંદ (૧૯૮૭), વગેરે સંખ્યાબંધ

### રતનશી પુરુષોત્તમ અનડા

ઈ સ ૧૮૧-૧૯૬૫

ખત્રૂરી પિપરિયા (સૌ ) લોહાણા પ્રાથમિક શિક્ષક ત્રીજા વર્ષના તાલીમી. બે વર્ષ રાજકોટમા અને ૧ વર્ષ અમદાવાદ પ્રે રા કૉલેજમા તાલીમ આરૂઢ શિક્ષક. અવસાન ૩૩-૧૦-૧૯૬૫ રચના સરળ બાળપોથી (૧૯૨૦), કુમાર અને કન્યા ગણિતો (૧૯૨૬-૨૭), ઉપરાત ગણિતશાસ્ત્રને લગતા 'નવયુગગણિત'ના પાઠ્યપુસ્તકો-ટ્રેઇનિંગ કૉલેજ માટે પણ ગણિત-ભૂમિતિનાં પાઠ્યપુસ્તકો (૧૯૬૭)

### રતનશી ગામજી

રચના - સટ્ટાપરિણામદર્શક (પદ્ય ૧૮૬૬)

### રતનસિંહ રામદાસ પાંડે

ઈ ૧૯મી-૨૦મી સદી

સ ૧૮૯૭માં અમદાવાદ-ટ્રેઇનિંગ કૉલેજમાં ભણી પાછા કર્યા માંડવી-અંજાર-ભૂજમાં શિક્ષક ૭૫થી વધુ આયુષ ભોગવ્યુ રચના· અધ્યાત્મ કીર્તનમાળા (ગુજ )

### રતનિયો

ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

રચના - હૂંડી (મુ )

**રતનો** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
ખેડા. ભાવસાર. રચના: દાનલીલા, મહિના (૧૭૪૯; મુ.)

**રતનો ભગત** ઈ. સ. ૧૮૭૯–?
કચ્છ-મમુઆરા. આહીર મ્યાજરનો પુત્ર. રચના: પદો-ભજનો (કચ્છીમાં)

**રતિપતિરામ ઉદ્યમરામ પંડયા** ઈ. સ. ૧૮૯૩–૧૯૨૭
જ.: ૧૨-૧૦-૧૮૯૩. નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. પ્રાથ. માધ્ય. નડિયાદમાં. કૉલેજ અમદાવાદમાં. બી. એ. થઈ સરકારી શાળામાં અને ત્યાંથી મુંબઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં શિક્ષક સારા અનુવાદક. અવસાન: ૩૦-૧૧-૧૯૨૭. રચના: રત્નાવલી (ના. સં નો અનુ. ૧૯૨૧), વિજયધ્વજ (અ. નો અનુવાદ. ૧૯૨૧), સંક્ષિપ્ત મહાભારત (૧૯૨૫), શાળોપયોગી લઘુ મહાભારત (૧૯-૨૬), નાણું (૧૯૨૬), શાળોપયોગી લઘુ રામાયણ (૧૯૨૮)

**રતિલાલ, 'અનિલ'**
કટાક્ષકાવ્યો-લેખો-નવી કહેવતો આદિનો શોખ. રચના: ટમરો અને તુલસી (કા. ૧૯-૫૫), મસ્તીની પળોમાં (કા. ૧૯૫૬), આવા હતા બાપુ—ભાગ ૧ થી ૩ (૧૯૫૮)

**રતિલાલ કરુણાશંકર ઓઝા**
રચના: પ્રણવનાદ (૧૯૨૦), કમાણીની કળા (૧૯૪૪), કચ્છના સંત અમજી બાપા (૧૯૪૫), સ્વામી ભાસ્કરાનંદજી અને વિજયકૃષ્ણ ગોસ્વામી, જીવનગીતા (૧૯૪૯)

**રતિલાલ કાશીલાલ છાયા** ઈ સ. ૧૯૦૮
ભડ (તા. પોરબંદર). વ પોરબંદર-વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ. માધ્ય-પોરબંદરમાં. મૅટ્રિક (૧૯૨૯) ત્યારથી ત્યાંની ભાવસિંહજી હા. સ્કૂ.માં શિક્ષક. એક વખતે ત્યાંના 'હનુમાન જર્નલ'ના સંપાદક હતા. ઉચ્ચ કક્ષાના ગુજ કવિ રચના. ઝાકળના મોતી (કા. સં ૧૯૫૧), હિંડોલ (કા. સં. ૧૯૬૨)

**રતિલાલ કેશવભાઈ સોલંકી, 'શાંતમ'** ઈ. સ ૧૯૨૭
જ. ૨૧-૬-૧૯૨૭ કડોદ (તા બારડોલી). વ: પિસાદ (તા. તલસાણા-સુરત). રોહિત જ્ઞાતિ. પ્રાથ. પિસાદમા, માધ્ય મહુવા (સુરત) અને વ્યારા. ૧૯૫૨માં વડોદરાથી બી એડ. સેન્ટ્રલ એક્સાઇઝમા એક વર્ષ જામનગરમાં પછી માધ્યમિક શાળામાં આચાર્ય શિક્ષક, સુધરાઈની શાળાઓના નિરીક્ષક સરકારી માધ્ય શાળામાં આચાર્ય અને અત્યારે ભરૂચ જિલ્લાના નાયબ શિક્ષણાધિકારી. રચના: આયખાનાં ઓઢણું (બા. સં. ૧૯૬૧), ઝરણું ઝરણાનાં નીર (બા સ. ૧૯૬૧), રાસમાધુરી (પસંદગી. કા. સં.), મુકુલ (કા. સ ૧૯૬૫)

**રતિલાલ ગિરધરલાલ શાહ**
રચના: મેઘનાદ-ભાગ ૧-૨ (ન. ૧૯૫૫), બિમલમૂર્તિ (ન. ૧૯૫૭), હું અને દિવ્યબાળા (ન. ૧૯૫૭), સ્વતંત્રતાનો શહીદ (ન. ૧૯૫૯), આશા ને રેણુકા (ન. ૧૯૬૦)

**રતિલાલ છોટાલાલ પાઠક, 'સ્વામી સ્વયંજ્યોતિ,' 'સ્નેહજ્યોતિ'**
૧૯૦૪થી લેખનપ્રવૃત્તિ. રચના: કિરણુકલાપ (કા. ૧૯૩૩), ભર્ગદર્શન (કા. ૧૯૩૩)

**રતિલાલ નાનાભાઈ તન્ના, 'શારદાપ્રસાદ વર્મા'** ઈ. સ. ૧૯૦૧
જ: ૧૮-૯-૧૯૦૧, સુરત. લુહાણા. પ્રાથ. માધ્ય. સુરતમાં. ત્યા કૉ નું એક વર્ષ. નાની વયથી લેખન-વ્યવસાય. ઉદ્દેશલક્ષી લેખક. રચના: ગીતાની વ્યાખ્યા (નિ. ૧૯૨૪), બે નાટક (૧૯૩૦), ફેરમ-લહરી ભાગ ૧ થી ૧૨ (૧૯૩૫), નવા યુગની સ્ત્રી (ના. ૧૯૩૬), વનવનની વેલ (વા ને ૧ના. ૧૯૩૯), મુસોલિની (૧૯૩૯), કમાલ આતા તુર્ક (૧૯૩૯), વર્તમાન યુગના વિધાયકો (૧૯૩૯), દુર્ગારામ મહેતાજી અને બીજાં નાટકો (૧૯૪૦), મંદિરને પગથિયે (૧૯૪૩), આશા એક શબ્દ (ન. ૧૯૪૪), પુરાણનાં પાત્રો (૧૯૪૪), ઉપનિષદની વાતો (૧૯-૪૪), કથાનકો (સંપા. અનુ. ૧૯૪૮)

**રતિલાલ મોહનલાલ ત્રિવેદી** ઈ સ. ૧૮૯૪–૧૯૫૬
જ: ૨૪-૩-૧૮૯૪. રાણપુર (સૌ.) શ્રીમાળી બ્રાહ્મણ પ્રાથ માધ્ય ધ્રાંગધ્રામાં. ૧૯૧૭માં ગુજ કૉ. અમદાવાદથી બી એ; સ્વ ડૉ. આનંદશંકર ધ્રુવના શિષ્ય. અમદાવાદમાં અંબાલાલ સારાભાઈને ત્યા વર્ષો સુધી ગૃહશિક્ષક. પછી ૧૯૩૯માં ન્યૂ એજ્યુકેશન હા. સ્કૂ નુ સચાલન. સ સાહિત્યના સારા વિદ્વાન અવસાન: ૨૪-૪-૧૯૫૬ રચના. હિંદનાં વિદ્યાપીઠો (૧૯૩૨), વાલ્મીકિનું આર્ષ દર્શન, આચાર્ય આનંદશંકરભાઈ (૧૯૪૮), થોડાક અર્થદર્શનો (૧૯૪૯)

**રતિલાલ રામશંકર અધ્વર્યુ**
સ્યુનિ અમદા ના પ્રાથમિક શિક્ષક હતા, આચાર્ય પણ રચના દર્પણ (૧૯૪૮), સંસ્કારગીતો (૧૯૫૭), અસ્પૃશ્યતા ક્યારે નાબૂદ થાય (૧૯૩૪), માનવતાનાં મોતી (૧૯૩૪), બુનિયાદી તાલીમનું હાર્દ (૧૯૩૪), ઉપરાંત શાળોપયોગી પાઠ્યપુસ્તકો

**રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ** ઈ. સ. ૧૯૦૮
જ.: ૨૯-૯-૧૯૦૮. ગંદેર. વ.: ગાહેરે-શ્વર. દશા મોઢ વણિક. પ્રાથ. માધ્ય. અંકલેશ્વરમાં. કૉ. સુરતમાં, પછી મુંબઈ-શિડનહામ. ઇન્ટરમાં અસહકારની લડતમાં ઝંપલાવ્યું છોડયો ને વેપારમાં. રચના: બાળકોની રમતો (૧૯૩૪), કજકથા-ભાગ ૧ થી ૩ (૧૯૩૫-૩૬)

**રતિલાલ સાંકળચંદ નાયક** ઈ. સ ૧૯૨૨
જ.: ૧-૮-૧૯૨. કડી. સાબરકાંઠા. પ્રાથ માધ્ય. કડી મૅટ્રિક પછી શ્રી. ચીન. વિદ્યાલય-અમદાવાદમાં શિક્ષક. સાથે સાથે બી. એ. અને એમ. એ. કર્યું અને બા દા મહિલા કૉલેજમા વ્યાખ્યાતા. એ પછી ભવન્સ-કૉલેજમા ગુજ.ના અધ્યાપક. રચના: અલકમલકની વાતો (૧૯૫૧), દીપાનાં દાન (૧૯૫૩), નાનો કોશ-ભાગ ૧-૨ (ડૉ. ઉપેન્દ્ર ભટ્ટ સાથે. ૧૯૫૪), શકુંતલા (૧૯૫૭), કાદમ્બરી (૧૯૫૭), લઘુનિબંધ (૧૯૫૭), જોડણી પ્રવેશ (૧૯૫૮), વિજ્ઞાનકથા (૧૯૬૦), પરીકથા (૧૯૬૨), નન્હાકોશ-ભાગ ૧-૨ (શ્રી. અણાલાલ પટેલ સાથે, ૧૯૬૨), રમ્યભૂમિ ગુજરાત (૧૯૬૩), સંસ્કૃત સાહિત્યની કથાઓ (૧૯૬૪), મુક્તાચન (૧૯૬૬), જનરલ એજ્યુકેશન (ફાધર ડીસોઝા સાથે. ૧૯૬૪), આનંદકથા. પુ. ૧ થી ૧૦ (૧૯૬૫), સુનમ્રી-અભ્યાસ (શ્રી. સોમાભાઈ પટેલ સાથે. ૧૯૬૭), સુદામાચરિત (શ્રી. જયંત કોઠારી સાથે. ૧૯૬૭), અભિમન્યુ આખ્યાન (અન્યો સાથે ૧૯૬૭)

**રત્નચંદ સ્વામી-મુનિ** ઈ. સ. ૧૮૮૧–
ભોરાર (કચ્છ). છ ધોરણ ભોરારમાં. સ્થાનકવાસી જૈનદીક્ષાવાળા સાધુ. સ પ્રા.નુ સુબળ જ્ઞાન. શતાવધાની હતા. જૈન તત્ત્વજ્ઞાનના વિદ્વાન અને કોશકાર. રચના કર્તવ્યકૌમુદી ભાગ ૧-૨ (૧૯૧૩-૧૯૨૫), અર્ધમાગધીકોશ -ભાગ ૧ થી ૩ (૧૯૨૩-૩૦), જૈનાગમશબ્દસંગ્રહ ભાગ ૧-૨ (૧૯૨૭) વગેરે

**રત્નચંદ્ર (૧)** ઈ. ૧૬મી સદીનો અંતભાગ ભાગ
જૈ. શ્વેતાંબર યતિ. રચના: પચાખ્યાન ચોપઈ (૧૫૯૧)-મધ્ય. ગુજ. પદ્ય

**રત્નચદ્ર (૨)** ઈ ૧૮મી સદીનો મધ્ય
જૈનસાધુ રચના: નવતત્ત્વ પ્રકરણ-ટિપ્પન (સં, ૧૭૮૧)

**રત્નચંદ્રગણિ** ઈ ૧૭મી સદીનો આરંભ
શાંતિચંદ્ર ('કૃપારસકોશ'ના કર્તા)ના શિષ્ય. રચના: સમ્યક્ત્વસપ્તતિ—બાલાવબોધ (૧૬-૨૦)-મધ્ય. ગુજ. ગદ્ય. ઉપરાંત સં. રચના: પ્રદ્યુમ્નચરિત મહાકાવ્ય (૧૬૧૫), અનેક

નાનાં નાનાં સ્તોત્રોની વૃત્તિ (૧૬૨૦ પહેલાં); કૃપારસ કોશ-ટીકા, અધ્યાત્મક કલ્પદ્રુમ-કલ્પલતાની ટીકા, નૈષધીય ચરિત મહાકાવ્ય-ટીકા, રઘુવંશ મહાકાવ્ય-ટીકા, કુમતાહિ વિષજાંગુલિ (૧૬૨૩)

**રત્નદેવગણિ** . ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. સાધુ. રચના : પ્રાકૃત 'વજ્જાલગ્ગ'ની ટીકા (સ., ૧૩૪૭)

**રત્નપ્રભ** ઈ. ૧૨મી સદી
જૈ. શ્વે. સાધુ. રચના . અંતરંગસંધિ—અપભ્રંશ પદ્ય

**રત્નપ્રભશિષ્ય** ઈ. ૧૬મીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના : ગજ સુકુમાર ચોપઈ (૧૫૬૮). મધ્ય. ગુજ. પદ્ય

**રત્નપ્રભસૂરિ (૧)** ઈ. ૧૨મી સદી
ભરૂચ વગેરે. વાદિદેવસૂરિના શિષ્ય. રચના : નેમિનાથચરિય (પ્રા., ૧૧૭૭), ઉપદેશમાલા-વૃત્તિ (સં., ભરૂચમા ૧૧૮૨), સ્યાદ્વાદરત્નાકર-ટીકા (સ.)

**રત્નપ્રભસૂરિ (૨)** ઈ. ૧૩મી સદી
પરમાનંદસૂરિના શિષ્ય. રચના કુવલયમાલાકથાનો સ. અનુવાદ (મૂળ ઉદ્દ્યોતનસૂરિની પ્રાકૃત રચના)

**રત્નમંડનગણિ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે સાધુ રચના નારીનિરાસ ફાગ; મુ ), નેમિનાથ નવરસ ફાગ (રંગસાગર ફાગ (મુ )—બન્ને મધ્ય. ગુજ. ફાગુ કાવ્યો

**રત્નમંડનગણિ** ઈ. ૧૫મી સદીનો મધ્ય
તપાગચ્છના રત્નશેખરસૂરિના નંદિરત્નના શિષ્ય. રચના : ભોજપ્રબંધ-પ્રબંધરાજ (સ., ૧૪૬૧), ઉપદેશતરંગિણી (સં )

**રત્નમણિરાવ ભીમરાવ જોટ**
ઈ સ. ૧૮૯૫-૧૯૫૫
૧૯-૧૦-૧૮૯૫. ભૂજ (કચ્છ) વ : અમદાવાદ. સાઠોદરા નાગર ગૃહસ્થ. પ્રાથ. માધ્ય કૉલેજ અમદાવાદમાં બી એ ઇતિહાસના ઉચ્ચ કક્ષાના વિદ્વાન અવસાન . ૨૪-૯-૧૯૫૫ રચના . ગુજરાતનુ વહાણવટુ (૧૯૨૭), ગુજરાતનુ પાટનગર અમદાવાદ (૧૯૨૯), ખભાતનો ઇતિહાસ (૧૯૩૫), ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ-ભાગ ૧ થી ૪ (૧૯૪૫-૧૯૫૯), સોમનાથ (૧૯૪૯)

**રત્નલાભ** ઈ. ૧૭મી સદીનો આરભ
જયતારણ જૈ શ્વે. સાધુ. રચના : ઢંઢણકુમાર ચોપઈ (૧૫૯૯), શ્રીપાલ પ્રબધ ચોપઈ (૧૬૦૫)-મધ્ય ગુજ. પદ્ય

**રત્નવલ્લભ** ઈ. ૧૪મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે સાધુ. રચના સ્થૂલભદ્ર ફાગ (મુ.). ઉત્તર અપ. ની ફાગુ કૃતિ

**રત્નવિજય** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
નૈગડ. જૈ. શ્વે સાધુ. રચના . શુકરાજ ચોપઈ (૧૭૫૧) વગેરે અર્વા. ગુજ. પદ્ય

**રત્નવિમલ (૧)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ખભાત. જૈ શ્વે. સાધુ. રચના : દામનક રાસ (૧૫૭૭ પહેલાં)-મધ્ય. ગુજ પદ્ય

**રત્નવિમલ (૨)** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
બેનાતટ (જન્મ) જૈ. શ્વે. સાધુ. રચના : મગલકલશ ચોપઈ (૧૭૭૩), ઇલાપુત્રરાસ (રાજનગરમાં ૧૭૮૨), તેજસાર ચોપઈ (વાવડીમાં ૧૭૮૫)—અર્વા ગુજ. પદ્ય

**રત્નશેખર** ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે સાધુ રચના : રત્નચૂડ રાસ—મધ્ય. ગુજ. પદ્ય

**રત્નશેખરસૂરિ (૧)**
ઈ. ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
બૃહદ્ગચ્છના—નાગોરી તપગચ્છના વજ્રસેનસૂરિના હેમતિલકસૂરિના શિષ્ય. રચના : સિરિવાલકહા (પ્રા , ૧૩૭૨), છંદ કોશ (પ્રા.) વગેરે

**રત્નશેખરસૂરિ (૨)**
ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ
તપગચ્છના દેવસુંદરસૂરિના સોમસુંદરસૂરિના શિષ્ય. સસ્કૃત રચના . ષડાવશ્યકવૃત્તિ, શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ-અર્થદીપિકા (૧૪૪૦), શ્રાદ્ધવિધિ-વૃત્તિ (૧૪૫૦), આચારપ્રદીપ (૧૪૬૦), હૈમવ્યાકરણ-અવચૂરિ, પ્રબોધચંદ્રોદય-નાટક-વૃત્તિ

**રત્નસાર** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ રચના : સાગરશ્રેષ્ઠીની કથા (૧૫૮૯)-મધ્ય ગુજ. પદ્ય

**રત્નસિંહ-શિષ્ય**
ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે સાધુ. રચના જંબૂસ્વામિરાસ (૧૪૬૦)-મધ્ય. ગુજ. પદ્ય

**રત્નસિંહસૂરિ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે આચાર્ય. રચના : રત્નચૂડમણિચૂડ (૧૪૫૩)-મધ્ય ગુજ. પદ્ય

**રત્નસુંદર** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
સાણદ, ખંભાત જૈ. શ્વે સાધુ. રચના : પંચોપાખ્યાન-ચતુષ્પદી (૧૫૬૬), સપ્તવ્યસન પર ચોપઈ (ખંભાતમા, ૧૫૭૫), શુકબહોતરી (ખંભાતમાં. ૧૫૮૧)-મધ્ય. ગુજ. પદ્ય

**રત્નાકર પાઠક** ઈ. ૧૬મી સદીનો મધ્ય ભાગ
ખરતરગચ્છના જિનભદ્રસૂરિના ભાનુપ્રભના મતિસેનના મેઘનંદનના શિષ્ય. રચના : જીવ-વિચાર વૃત્તિ (સ., ૧૫૫૪)

**રત્નાકરસૂરિ (?)** ઈ. ૧૫મી સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે આચાર્ય. રચના . 'વસતવિલાસ' (મુ ). કોઈ અજ્ઞાત કવિની સુપ્રસિદ્ધ રચના 'રત્નાકરસૂરિ'ની હોવાની સભાવના ),-આદિનાથજન્માભિષેક (મુ.)-મધ્ય ગુજ. પદ્ય

**રત્નેશ્વર** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
ડભોઈ. શ્રીમાળી બ્રાહ્મણ રચના . ભાગવત સ્કંધ ૧-૨-૩, ૧૦-૧૧-૧૨; (૧૯૮૨ થી ૧૬૯૩, આમાંથી સ્કંધ ૧-૨, ૧૦ મુદ્રિત.), અશ્વમેધ (૧૬૮૭, મુ ), આત્મવિચાર ચંદ્રોદય (વૈરાગ્યબોધકાવ્ય-સર્ગ ૧ થી ૩. મુ ), બારમાસ (મુ.)—અર્વા. ગુજ. આ કવિને નામે 'મૂર્ખાવલી' અને 'સુજ્ઞાવલી' બનાવટી રચના ચડેલી છે.

**રમણલાલ છોટાલાલ કોઠારી**
ઈ. સ. ૧૯૨૫
જ.: ૧૨-૧૨-૧૯૨૫. પાલનપુર. જૈન વણિક. પ્રાથ. માધ્ય. પાલનપુરમાં. ૧૯૨૪માં મૅટ્રિક. વિલ્સન કૉલેજ અને ઝેવિયર્સ કૉલેજ-મુબઈમાં ભણી ૧૯૪૬માં બી. એ. ૧૯૪૮માં એમ એ ૧૯૪૬ થી ૧૯૪૮ ઝેવિયર્સ કો.-મુબઈમા ફેલો અને ૧૯૪૮-૫૫ વિલ્સન કૉ માં ગુજ અધ્યા ૧૯૫૫-૫૯મા ભૂજ લાલન કૉ મા. ૧૯૫૯ થી ફરી વિલ્સન કૉ.માં. રચના : વૃંદાવન (કા સં ૧૯૫૩), વલ્લરી (કા. સં ૧૯૫૮), અવલોકન (વિ સં. ૧૯૬૧)

**રમણભાઈ મહીપતરામ નીલકંઠ, 'મકરંદ'** ઈ. સ. ૧૮૬૮-૧૯૨૮
જ. : ૧૩-૩-૧૮૬૮.અમદાવાદ.વ :સુરત. વડનગરા નાગર ગૃહસ્થ મહીપતરામ રૂપરામ નીલકંઠના ત્રીજા નાના પુત્ર. પ્રાથ. માધ્ય. અમદાવાદમા. ૧૮૮૩માં પંદરમે વર્ષે મૅટ્રિક ૧૮૮૪માં ૧ વર્ષ ગુજ. કૉ અમદાવાદમાં, પછી મુબઈ એલ્ફિન્સ્ટન કૉ મા. વચ્ચે માંદગીને લઈ થોડો સમય ગુજ. કૉ.માં ૧૮૮૭માં મુબઈથી બી એ. 'ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા'માં 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વિશે વ્યાખ્યાન. ૧૮૮૯માં એલએલ બી. વચ્ચે અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટના હેડક્લાર્ક. ૧ માસ સબજજ. ૧૮૯૭માં નોકરી છોડી વકીલાત. ૧૮૮૭ થી 'જ્ઞાનસુધા'ના તંત્રી, ૧૯૧૮માં બંધ થયું ત્યાં સુધી. 'વસંત'ના ૧૨ વર્ષ તંત્રી. ૧૯-

૦૪માં 'ગુજરાત સાહિત્ય સભા' સ્થપાતાં પહેલા પ્રમુખ. સંસારસુધારાના હિમાયતી. 'પ્રાર્થના સમાજ'ના અગ્રણી કાર્યકર. ૧૯૫૫થી 'ગુજરાત વિદ્યાસભા' (ગુજ. વર્નાક્યુલર સોસાયટી)ના સભ્ય અને ૧૯૧૨થી મંત્રી. બીજી અનેક કેળવણીની, સામાજિક વગેરે સંસ્થાઓના અગ્રગણ્ય હોદ્દેદાર. ૧૯૨૬માં મુંબઈમાં મળેલી ૭ મી ગુજ. સા. પરિષદના પ્રમુખ. નાટ્યલેખક, માર્મિક વિવેચક, અને કવિ. હાસ્યલેખક. અવસાન : ૬-૩-૧૯૨૮. રચના : રાઈનો પર્વત (ના. ૧૯૧૩), ભદ્રંભદ્ર (હા. ન. ૧૯૦૦), હાસ્યમંદિર (વિદ્યાબહેન સાથે; ૧૯૧૫), કવિતા અને સાહિત્ય—ભાગ ૧ થી ૪ (૧૯૨૬-૧૯૨૯), વાક્યપૃથક્કૃતિ ને નિબંધરચના, ધર્મ અને સમાજ—ભાગ ૧-૨ (નિ. સં., ૧૯૩૨—૩૫), વિવાહવિધિ, ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ (પા. પુ.)

### રમણલાલ એંજિનિયર

નિસર્ગોપચારના હિમાયતી. રચના : અપચાના સહેલા ઉપાયો (૧૯૩૮), આદર્શ ખોરાક કોને કહેવો (૧૯૩૮), આંખોનું આરોગ્ય (૧૯૩૮), કબજિયાત—એનાં કારણો અને નિવારણ (૧૯૩૮), શરદી અને શળેખમ (૧૯૩૮), દર્દો દવાઓ અને દાક્તરો (૧૯૩૯), કલેજાના રોગો (૧૯૩૯), કસરત રમત અને મહેનત (૧૯૩૯), ખોરાકની પસંદગી (૧૯૩૯), લાંબું ચાલો અને લાંબું જીવો (૧૯૩૯), નિસર્ગોપચાર સર્વસંગ્રહ (૧૯૪૦), ઉગ્રરોગોમાં નિસર્ગોપચાર (૧૯૪૫) વગેરે

### રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

ઈ. સ. ૧૮૯૫–૧૯૬૦

જ. : ૨૧-૯-૧૮૯૫. નડિયાદ. વડનગરા નાગર બ્રાહ્મણ. શ્રી. ઇંદુલાલ યાજ્ઞિકના નાના ભાઇ. પ્રાથ. માધ્ય નડિયાદમાં. ૧૯૧૭માં મુંબઈ. વિલ્સન કૉલેજમાંથી બી. એ ૧૯૨૦-માં એમ. એ અને ભાવનગર શામળદાસ કૉલેજમાં અધ્યાપક. ૧૯૨૯-૩૧માં લંડન જઈ 'ભારતીય રંગભૂમિ' ઉપર મહાનિબંધ લખી પીએચ. ડી. સૌરાષ્ટ્ર રાજ્ય સ્થપાતાં શિક્ષણતંત્રના નિયામક. પછી નિવૃત્તિ. અવસાન : તા. ૧૧-૧૨-૧૯૬૦. રચના : ગજેંદ્ર મૌક્તિકો (સંપા. ૧૯૨૮); Indian Theatre (અ. ૧૯૩૩)

### રમણલાલ જેઠાલાલ જોશી

ઈ. સ. ૧૯૨૬

જ. : ૨૨-૫-૧૯૨૬. જન્મસ્થાન : હીરપુરા, તા. વિજાપુર, વતન : વડનગર (ઉ. ગુ.), ભટ્ટ મેવાડા બ્રાહ્મણ. પ્રાથ. શિક્ષણ પિતાશ્રીની ગામઠી રજિસ્ટર્ડ શાળા, વડનગરમાં. માધ્ય. શેઠ છ. સી. હાઈસ્કૂલ, પિલવાઈ (ઉ. ગુ.)માં. કૉલેજ શિક્ષણ : વડોદરા કૉલેજ (મુંબઈ યુનિ.)-માંથી ૧૯૫૦માં બી. એ., એમ. એ. ૧૯૫૪માં વલ્લભવિદ્યાનગર. પીએચ. ડી. ૧૯૬૨માં ગુજરાત યુનિવર્સિટીમાં. ૧૯૫૪–૧૯૫૯ ભાષા-સાહિત્ય ભવન, ગુ. યુનિ.માં રિસર્ચ ફેલો ૧૯૫૯-૧૯૬૨ ગુજરાતીના અધ્યાપક સર એલ. એ. આર્ટ્સ કૉલેજમાં. ૧૯૬૨-'૬૯ લેક્ચરર ભાષા-સાહિત્યભવન, ગુ. યુનિ.માં. '૬૯માં ભાષા-સાહિત્યભવન, ગુ. યુ.માં રીડર. હાલ ચાલુ. રચના : ગોવર્ધનરામ—એક અધ્યયન (૧૯૬૩), સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાંત (૧૯૬૬), અખેગીતા—સંપાદન (શ્રી ઉમાશંકર જોશી સાથે ૧૯૬૭), અભીપ્સા (વિ. સં. ૧૯૬૮), પરિમાણ (વિ., ૧૯૬૯), શબ્દસેતુ (વિ. ૧૯૭૦); પ્રત્યય (વિ., ૧૯૭૦), ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યસિદ્ધિ (સંપાદન : શ્રી રામપ્રસાદ બક્ષી સાથે ૧૯૭૧)

### રમણલાલ નરહરિલાલ વકીલ

જ. : ૧૧-૧૨-૧૯૦૮, ભરૂચ, દસા મોઢ વણિક. પ્રાથ. ગોધરામાં, નડિયાદ-નાશિક-ભરૂચમાં. ૧૯૩૧માં મુંબઈ-વિલ્સન કૉલેજમાથી બી. એ. ૧૯૩૩માં એમ. એ. ૧૯૩૪માં 'મુકુર' માસિક કાઢેલું. થોડો સમય 'કૌમુદી'ના સહતંત્રી. પોતાની માધ્યમિકશાળાના આચાર્ય. રચના : ઉરતંત્ર અને નાટ્યકલા (૧૯૩૨), પ્રણયકાવ્યો (૧૯૩૨), સુનંદા (ન. ૧૯૪૪)

### રમણલાલ નાનાલાલ શાહ

ઈ. સ. ૧૮૯૮

વડોદરા, વીસા લાડવાણિયા. ૧૯૧૭માં વડોદરામાં મૅટ્રિક. શિક્ષક વગેરે થયા બાદ વડોદરાના 'સયાજી વિજય'ના તંત્રીખાતામાં. દરમ્યાન 'બાલજીવન' માસિક' કાઢ્યું, જે ચાલુ છે. રચના ગુલરૂ જરીના (ન ૧૯૧૭), અરુણા-વારાંગના કે વીરાંગના (ન. ૧૯૧૮), પ્રેમની ખુમારી—ભાગ ૧-૨ (ન ૧૯૨૦–૨૨), સફેદ ઠગ (ન (૧૯૨૫), આનંદધારા—ભાગ ૧ થી ૪, બાળકોની રંગભૂમિ વગેરે, ઉપરાત બાલોપયોગી પુસ્તિકાઓ

### રમણલાલ પીતાંબરદાસ સોની

ઈ. સ. ૧૯૦૭

જ. : ૨૩-૧૨-૧૯૧૭. વણિયાદ કોકાપુર (ઈડર) વ. : મોડાસા. શ્રીમાળી સોની વણિક. અં. ૭ (આજનાં ૧૦) ધોરણ સુધી મોડાસામાં. ૧૯૨૪માં લુણાવાડામાંથી મૅટ્રિક મોડાસા મ્યુનિ.માં ૩ વર્ષ નોકરી કર્યા પછી ૧૯૨૮માં અમદા. ગુજ. વિદ્યાપીઠમાં અભ્યાસ પછી મોડાસા હાઈસ્કૂલમાં શિક્ષક. ઉક્ત કેટલાંક વર્ષોથી સમાજસેવા. ૧૯૪૨ની લડતમાં બે વાર જેલ નિવાસ. બંગાળી ભાષાના સારા જાણકાર અને અનુવાદક. રચના : રાષ્ટ્રગીતો ભાગ ૧ (૧૯૩૦), બાળકોનાં ગીતો (૧૯૩૦), રણનાદ (યુદ્ધગીતો-૧૯૩૧), ચબૂતરો (૧૯૩૩), રામાયણ કથા મંગળ (ન. ૧૯૪૬).—મૌલિક તેમજ અનુવાદો બંગાળી—અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી—ખાસ કરીને રવીન્દ્રનાથ ટાગોર, નરેશચંદ્ર સેનગુપ્તા, દિનેશ દાસ, ચારુચંદ્ર બંદ્યોપાધ્યાય, તારાશંકર બંદ્યોપાધ્યાય, પ્રભાતકુમાર મુખોપાધ્યાય, અવનીન્દ્રનાથ ટાગોર, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના ગ્રંથો, અનેક નાની નાની ગ્રંથમાળાઓ – વગેરે વિપુલ સાહિત્ય

### રમણલાલ રણછોડલાલ ગોળવાળા

રચના : રમણકાવ્ય (૧૯૨૦)

### રમણલાલ વસંતલાલ દેસાઈ

ઈ. સ. ૧૮૯૨–૧૯૫૪

જ. : ૧૨-૫-૧૮૯૨. સિનોર. વ. : કાલોલ. વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ. સિનોરમાં. માધ્ય. અને આગળ વડોદરામાં. ૧૯૦૮માં મૅટ્રિક. ૧૯૧૪માં બી. એ. ૧૯૧૬માં એમ. એ. વડોદરા રાજ્યની નોકરી. છેક નાયબસૂબાપદ સુધી પહોંચેલા. પ્રથમ કક્ષાના નવલકથાકાર. ટૂંકી વાર્તા, નાટકો, અને વિવેચન પણ લખેલાં. અવસાન : ૨૦-૯-૧૯૫૪. રચના : મહારાણા પ્રતાપ (ચ. ૧૯૧૯), સંયુક્તા (ના. ૧૯૨૦), પાવાગઢ (૧૯૨૦), નાના ફડનવીસ (ચ. ૧૯૨૨), શંકિત હૃદય (ના. ૧૯૨૫), જયંત (ન. ૧૯૨૫), શિરીષ (ન ૧૯૨૭), સંસ્કૃતિની ઉત્પત્તિ (અં. નો અનુ. ૧૯૨૮), દિવ્યચક્ષુ (ન. ૧૯૩૨), ઝાકળ (નવલિકા-સંગ્રહ. ૧૯૩૨), પંકજ (નવલિકાસંગ્રહ. ૧૯૩૫), ગ્રામલક્ષ્મી—ભાગ ૧ થી ૪ (૧૯૩૬–૩૭), જીવન અને સાહિત્ય (વિવે ૧૯૩૬), નિહારિકા (કા. સ. ૧૯૩૫), ઠગ (ન. ૧૯૩૮), ક્ષિતિજ (ન. ૧૯૩૮), શોભના (ન. (૧૯૪૧), તેજચિત્રો (૧૯૪૨), અપ્સરા (ન. ૧૯૪૩), ઊર્મિ અને વિરાટ (૧૯૪૬), ગઈ કાલ (આ ચ. ૧૯૫૦), કાલભોજ (ન. ૧૯૫૦), બાલાજોગણ (ન. ૧૯૫૨), સતી અને સ્વર્ગ (નવલિકાસંગ્રહ, ૧૯૫૩), રશિયા અને માનવશાંતિ (પ્ર. ૧૯૫૩), ભારતીય સંસ્કૃતિ (ચિં ૧૯૫૪), મધ્યાહ્નનાં મૃગજળ (૧૯૫૬), હીરાની ચમક (નવલિકાસંગ્રહ. ૧૯૫૭), આંખ અને અંજન (ન. ૧૯૬૦), માનવસૌરભ (૧૯૬૦), ભારેલો અગ્નિ (ન.) વગેરે

**રમણલાલ હિંમતલાલ પાઠક**
ઈ. સ. ૧૯૨૨

જ.: ૩૦-૭-૧૯૨૨. રાજગઢ (જિ. પંચમહાલ). શ્રીગૌડ બ્રાહ્મણ પ્રાથ રાજગઢમાં. માધ્ય. ગોધરા-પાદરા-ડભોઈ-સાવલી-કાલોલ ૧૯૪૦માં મેટ્રિક સુરત કૉલેજથી ૧૯૪૫માં બી. એ., ૧૯૬૨માં એમ. એ. જુદી જુદી માધ્ય. શાળાઓમાં શિક્ષક ૧૯૪૮-૬૦ પત્રકાર ક્ષેત્રે મુંબઈ-દિલ્હી વગેરેમાં ૧૯૬૨-૬૩ રાજપીપળા કૉલેજમાં ગુજ.ના અધ્યા; ૧૯૬૩થી બારડોલી કૉલેજમાં. રચના. ટૉકિયોથી ઇમ્ફાલ (અ.નાં અનુ. 'સુભાષચંદ્ર બોઝ'નું જીવન. ૧૯૪૭), સબસે ઊંચી પ્રેમસગાઈ (બા સં ૧૯૫૬), ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ (ડૉ. જયંતપાઠકસાથે. અનુ. ૧૯૫૭), પ્રીતબંધાણી (શ્રી. સરોજ પાઠક સાથે, બા સં. ૧૯૬૧), ધીરે વહે છે દોન (ડૉ જયંતપાઠક અને સુરેશ જોશી સાથે અનુ. શોલોખોફનો. ૧૯૬૩), ભાષાસિદ્ધાંતસાર (૧૯૬૫), (ઉપરાંત વર્તમાનપત્રોનુ કટાર લેખન અનેક વિષયે 'વાચસ્પતિ' તખલ્લુસથી પણ)

**રમણિક કિશનલાલ મહેતા**

વણિક નાનાલાલની ઘેરી છાયા વાળા કવિ જુવાન વયે અવસાન રચના મધુબંસી (ચાલીસેક મધુરગીતો ૧૯૩૨), ઉપરાંત 'કલાપીનો કેકારવ'-પુરવણી (સંપા. ૧૯૨૩)

**રમણિક બળદેવદાસ અરાલવાળા**
ઈ. સ ૧૯૧૫

જ. ૧૦-૯-૧૯૧૫. અરાલ (ખેડા). ખડાયતા વાણિયા પ્રાથ. છીપડી (ખેડા). ૧૭ વર્ષે સુધી પિતાના ધંધા વગેરેમાં. ૧૯૩૦-૩૧માં અમદાવાદમાં આવી જુદી જુદી મિલોમાં 'કૅન્સીનેખર' 'કુમાર'ની કવિસભાના સતત સંપર્ક કવિતાલેખનનો આરંભ. કવિ તરીકેની ખ્યાતિ પ્રસર્યા પછી અંગ્રેજીનું અધ્યયન ૧૯૪૧થી ૧૯૪૮માં અમદા. ન્યૂએન્યુ. હા. સ્કૂ માંથી મૅટ્રિક. આ પહેલાં ૧૯૩૭ના મું યુનિ. ના ગુજ ગદ્યપદ્યસંગ્રહમાં એમનું 'તલસાટ' કાવ્ય છપાઈ ચૂકેલુ ૧૯૪૮માં ગુજ. કૉ.માંથી બી એ ત્યારથી 'ગુજરાતસમાચાર. પ્રજાબંધુ'માં અને ૧૯૫૧માં એમ એ ૧૯૫૨થી શિક્ષકજીવન ૧૯૫૪માં બી એડ્. થયા. ૧૯૬૦ થી મોડાસા કપડવંજ—અમદાવાદમાં કોલેજમાં શિક્ષક. રચના. નગીનાવાડી (બાલકાવ્યો. ૧૯૪૧), પ્રતીમા (કા. સ ૧૯૪૧), સાંદીપનિનાં રેખાચિત્રો (પ્રસંગચિત્રો. (૧૯૪૫), રઅપોળી (બાલકાવ્યો. ૧૯૪૫), સાહસકથાઓ એ નો અનુ ૧૯૪૬), સાચી જાત્રા (અં.નો ટૉલ્સ્ટૉયની બા. અનુ ૧૯૫૦)

**રમણિક મેઘાણી**

રચના: આરોગ્ય નિકેતન (અનુ ૧૯૫૦), જોડા સકોર ધારે (સંસ્મરણો. અનુ. ૧૯૬૩)

**રમણિકરાય અમૃતરાય મહેતા**

જ.: ૫ ૬-૧૮૮૧, અમદાવાદ. વડનગરા નાગરગૃહસ્થ. પ્રાથ. માધ્ય. અમદાવાદમાં મુંબઈની ન્યૂ હાઈસ્કૂલમાંથી મૅટ્રિક પાછળથી ફ્રેંચ ભાષાનું જ્ઞાન. ૧૯૧૪-૧૯માં 'હિંદુસ્તાન' દૈનિકમુંબઈમાં તંત્રી;પાછળથી મુંબઈના 'ગુજરાતી' સાપ્તાહિકના તંત્રીખાતામાં. વર્તમાનપત્રકાર. નવલકથાકાર. સદ્ગત: રચના. નવો જમાનો અમૃત કે જહર (અનુ, ન ૧૯૦૭), સમ્રાટ જ્યૉર્જ (ચ. ૧૯૧૨), દિનાબંધુ (અનુ, ન. ૧૯૧૩), ધર્માચાર્યનો વિખવાદ (૧૯૧૪), ભુજબળથી ભાગ્યપરીક્ષા (ન. ૧૯૧૫), ભદ્રપુરની ભદ્રશ્યામા (અનુ., ન. ૧૯૧૬), રોનક મહેલની રાજખટપટ (ન ૧૯૧૯), ભાગીરથીની મૂલ્ય (અનુ., ન. ૧૯૨૫), દરાલાખનો દલ્લો (અનુ, ન ૧૯૨૫), આજકાલનાં નાટકો (૧૯૩૦)

**રમણિકલાલ જયચંદભાઈ દલાલ**
ઈ સ ૧૯૦૧

જ. ૧૪-૧૦-૧૯૦૧ ફાકખડ (કપડવંજ). વ: ખડાલ. દસા ખડાયતા વાણિયા. પ્રાથ માધ્ય નડિયાદમાં ૧૯૨૩માં ગુજ. કૉ અમદા.માથી બી. એ પછી એલએલ બી. અમદાવાદમાં વકીલાત સંસ્કૃત સાહિત્યના સારા જ્ઞાતા. રચના. નાગાનંદ (સ. ના. નો અનુ. ૧૯૨૭), ગુલછડી (૧૯૨૮), પુષ્પાંજલિ (૧૯૨૯), જ્યોતિરક્ષા (ન. ૧૯૪૪), સ્વપ્નસુંદરી (૧૯૬૨), ઉપરાંત સંખ્યાબંધ નાટકો-નવલકથાઓ-નવલિકાઓના અનુવાદ. અત્યારે શ્રીમદ્ભાગવતનો અં. અનુવાદ કરે છે

**રમેશચંદ્ર જગજીવનદાસ મહેતા**
ઈ સ ૧૯૩૭

જ: ૨૮-૪-૧૯૩૭ કઠલાલ. ઔદીચ્યસહસ્ર બ્રા વ્યવસાયે તબીબ. હજારેક કાવ્યકૃતિઓ અનેક સામયિકોમાં છપાઈ છે.

**રમેશ જાની**

રચના: વનફૂલ (અનુ ૧૯૬૪), ઝખના (કા. સ)

**રમેશ રંગનાથ ઘારેખાન, 'ગૌતમ'**
ઈ. સ ૧૮૯૮

જ. જાન્યુ ૧૮૯૮ દ્વારકા: વ. પાટણ (ઉ. ગુજ.) વડનગરા નાગર ગૃહસ્થ. વડોદરામાંથી ૧૯૧૫માં મૅટ્રિક, ૧૯૧૯માં બી. એ. પ્રથમથી પત્રકારત્વમા 'રમાપતિ' 'મનોરમ' વગેરે તખલ્લુસોથી. મુંબઈમાં 'હિંદુસ્તાન' દૈનિકના ઉપતંત્રી હતા. રંગૂનમાં વસી 'બ્રહ્મદેશ' સાપ્તાહિક ચલાવેલું. 'બર્મા વર્તમાન' અને 'રંગૂનમેલ'ના પણ તંત્રી. ઘણા લેખો લખ્યા છે પાછળથી વડોદરા રાજ્યના ભાષાંતર ખાતામાં. કેટલાંક વર્ષોથી સંન્યસ્ત. નામ 'સ્વામી પ્રણવતીર્થ' આબુમાં નિવાસ રચના: વૃત્તવિવેચન (વર્તમાનકારત્વ ૧૯૪૬) મહિમ્ન સ્તોત્ર (ગુ વિસ્તૃત અનુ૦) ને બીજા તત્ત્વજ્ઞાનના ગ્રંથ વગેરે

**રવજી** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

રચના: ઉદ્યોગપર્વ (૧૬૩૩)-અર્વા. ગુજ. પદ્ય

**રવાજી મૂળજી અચાચી** ઈ સ. ૧૯૦૩—

કચ્છ અંજારનું મોડવદર. બારોટ. જન્મ. સં. ૧૯૫૯ના જે. વ. ૧૪. રચના: પ્રતાપપચ્ચીસી, માંડવડો, નો'તા મારવા (૧૯૪૮), અંજારની હોનારત વગેરે

**રવિપ્રભ** ઈ. ૧૨મી સદી

જૈન સાધુ. રચના. શીલભાવનાવૃત્તિ (સં., ૧૧૭૩)

**રવિશંકર ગણેશજી અંજારિયા**
ઈ. સ. ૧૮૬૩-૧૯૪૩

જ.: ૨-૫-૧૮૬૩. રાજકોટ. વડનગરા નાગર ગૃહસ્થ. ૧૮૮૧માં મૅટ્રિક કાઠિ. હા. સ્કૂ.માં ૨ વર્ષ શિક્ષક, પછી ભૂજ. હા. સ્કૂ માં. ૧૮૮૩માં મુંબઈ ગ્રાન્ડ મેડિ કૉ.મા અભ્યાસ. ૧૮૮૮મા એલ એમ., એન્ડ એસ.માં ૧ વિષય પૂરતા નાપાસ. નાનાં કાઠિ. રજવાડામાં ડૉક્ટર. ૧૮૯૮માં 'લક્ષ્મણ કેમિકલ લેબો.'ના આસિ ડિરેક્ટર. આયુર્વેદના પણ જ્ઞાતા. ૧૯૦૩થી માંગરોળ-સોરઠમાં સરકારી મેડિકલ ઑફિસર. ૧૯૧૭ થી નિવૃત્ત ૧૯૨૧થી રાષ્ટ્રસેવામાં. અવસાન: માર્ચ, ૧૯૪૩. રચના: વહુને શિખામણ (૧૮૯૧), મરકીની ટૂંકી હકીકત (૧૯૦૬), દીર્ઘાયુ શી રીતે થવાય (૧૯૧૪), નાગરના રિવાજો તથા તેમાં થવા જોઈતા ફેરફાર (૧૯૦૦), સુખમય જિંદગી (૧૯૧૮), વગર દોકડાનો વૈદ્ય (૧૯૨૮), વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી (૧૯૩૦), હઠયોગ વગેરે

**રવિશંકર નરોત્તમદાસ પાઠક**
ઈ. સ. ૧૯૧૫

જ.: ૩૧-૩-૧૯૧૫. સારસા વ.: વડોદરા. નાંદોરાબ્રાહ્મણ પ્રાથ વડોદરામાં. માધ્ય ભાદરવામાં અને વડોદરામાં, ૧૯૩૪માં મૅટ્રિક. ૧૯૫૨માં 'રાષ્ટ્રભાષારત્ન'. વડોદરારાજ્યનાં રેવન્યૂ—હિસાબી ખાતાંઓમાં ૧૯૫૦ સુધી સેવા. પછી 'શારદા' માસિકના સંચાલનમાં.

દોશી સાથે), આ બધી યોજનાઓ શા માટે, હવે સેનુ દેશ માટે વગેરે

**વાડીલાલ મોતીલાલ શાહ**
ઈ. સ. ૧૮૭૮–૧૯૩૧
જ.: ૧૧–૭–૧૮૭૮ વિરમગામ. વ. ત્રિસલપુર (જિ. અમદા.). જૈન સ્થાનકવણિક. પ્રાથ. વિરમગામમાં, માધ્ય અમદાવાદમા. પિતા સાથે 'જૈન હિતેચ્છુ'ના સંપાદક. ૧૯૧૧માં રતલામમાં જૈન ટ્રે. કૉલેજ સ્થાપી. ૧૯૧૪થી સમાજના કુરિવાજો સામે લેખન. ૧૯૧૭મા અમદાવાદમા જૈન કૉન્ફરન્સ મેળવી. સમર્થ કોટિના ચિંતક, તત્ત્વજ્ઞાની, સાહિત્યકાર અને પ્રથમ કક્ષાના સમાજસેવક. વિદેશ પણ જઈ આવેલા અવસાન ૨૧–૧૧–૧૯૩૧ .રચના: સતી દમયતી (૧૯૦૨), સમ્યક્ત્વ (૧૯૦૩), હિતશિક્ષા (૧૯૦૪), મધુમક્ષિકા ઋષિદત્તા આધ્યાત્મિકા (૧૯૦૪), બાર વ્રત (૧૯૦૫), ધર્મતત્ત્વસંગ્રહ (૧૯૦૬), નમીરાજ (૧૯૦૬), સદ્‌ગુણ પ્રાપ્તિનો ઉપાય (૧૯૦૮), સંસારમા સુખ ક્યા છે (૧૯૦૯), ભક્તામર સ્તોત્ર (અનુ ૧૯૧૦), કબીરનાં આધ્યાત્મિક પદો (સંપા. વિ., ૧૯૧૧), ધર્મસિંહબાવની (૧૯૧૧), દશવૈકાલિક સૂત્ર (અનુ ૧૯૧૨), સુદર્શન (૧૯૧૨), બ્રહ્મદત્ત ચક્રવર્તી (૧૯૧૨), પર્યુષણપર્વ (૧૯૧૬), મહાવીર કહેતા હવા (૧૯૧૪), મૃચ્છુના રહોમા, મસ્ત વિલાસ (૧૯૨૫), જૈન દીક્ષા (૧૯૨૯) વગેરે

**વાદિચંદ્ર** ઈ ૧૬મી સદીનો અંતભાગ
જૈ શ્વે સાધુ રચના શ્રીપાલ આખ્યાન કથા (૧૫૯૫)–મધ્ય. ગુજ પદ્ય

**વાન** ઈ ૧૮મી સદીનો મધ્યભાગ
બુહ્રાનપુર જૈ શ્વે રચના: વિબુધ વિમલસૂરિ રાસ (ઐતિ. ૧૭૯૩ સુ)–અર્વા ગુ પદ્ય

**વાના શ્રાવક** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
બારેજા. જૈ. શ્વે રચના: જયાનંદ રાસ (સુ ૧૬૩૦)–મધ્ય. ગુજ. પદ્ય

**વાલજી ગોવિંદજી દેસાઈ**
ઈ સ ૧૮૯૨
જ ૪–૧૨–૧૮૯૨. જેતપુર (સૌ). દસા શ્રીમાળી વણિક. અભ્યાસ જેતપુર–રાજકોટ વાંકાનેર કરી, ગુજ કૉલેજ અમદાવાદમાં થોડું ફરી એલ્ફિન્સ્ટન કૉ મુંબઈથી બી એ ૧૯૧૩ માં રાષ્ટ્રભાવનાવાળા ઉચ્ચ કક્ષાના લેખક. મ ગાંધીજીના એક વખતના સાથીદાર રચના ગોરક્ષાકલ્પતરુ કથા કુસુમાંજલિ (ધર્મ), દ્રૌપદીના ચીર, ખાટી, રાજકથા, ઈશુચરિત, શ્રી રામકથા ભારતી (કથા) તત્ત્વકથા. વિશ્વ સંહિતા (ધર્મ), બુદ્ધચરિતામૃત, નિવેદન (Tributeનું ગુજ.) આરોગ્યમંજરી, પ્રેમપથ (સંયોજન) વગેરે

**વાલજી લક્ષ્મીરાવ દવે**
રચના. કાવ્યરત્ન (૧૮૭૭)

**વાસણ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે શ્રાવક. રચના: આનંદવિમલસૂરિ રાસ (સુ. ૧૫૪૦)–મધ્ય. ગુજ. પદ્ય

**વાસણદાસ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
વૈષ્ણવ રચના: રાધારાસ (શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં, અમુ) સુભટાની કંકોતરી (અમુ)–મધ્ય. ગુજ. પદ્ય

**વાસુ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
વૈષ્ણવ. રચના: સગાળશા આખ્યાન (સુ., લોકકથા)–મધ્ય. ગુજ. પદ્ય

**વાસુદેવ રામચંદ્ર શેલત** ઈ સ ૧૯૦૨
જ.: ૨૩–૯–૧૯૦૨ ઉમરેઠ ખેડાવાળ બ્રાહ્મણ પ્રાથ માધ્ય વડોદરામાં ૧૯૧૯મા મૅટ્રિક. વડોદરા પૂના ફરી ૧૯૨૩માં ગુજ. કૉ. અમ. થી બી એ. ૧૯૩૨મા બાર કાઉન્સિલની ઍડવોકેટની પરીક્ષા. બોરસદમા વકીલ ત. રાસકવિ. રચના: ફૂલવાડી (કા સ, ૧૯૩૧)

**વાહાલજી બેચર**
રચના: ડેવિડના ગીતો-Psalmનો અનુ પદ્યાત્મક (૧૮૭૬)

**વિજયકુશલ-શિષ્ય**
ઈ ૧૭મી સદીનો આરંભ
સામેર અને મગશી જૈ શ્વે સાધુ રચના: શીલરત્નરાસ (૧૬૦૫)–મધ્ય ગુજ. પદ્ય

**વિજયકેસરસૂરિ**
ઈ સ ૧૮૭૭–૧૯૩૦
પાળિયાદ (તા ધંધુકા) વીસા શ્રીમાળી જૈન વણિક. નામ: કેશવજી માધવજી ૧૭ વર્ષની વયે વડોદરામાં આચાર્ય વિજયકમલસૂરિ પાસે શ્વે જૈ. મૂ. પૂ દીક્ષા ૧૯૨૭મા આચાર્ય પદવી મૂળમા છ ચોરણનો જ અભ્યાસ, પછી સ. પ્રા. ભાષાઓનો સબળ અભ્યાસ સાધેલો. રચના: દશવૈકાલિક સૂત્ર (અનુ. ૧૯૦૪), પ્રબોધચિંતામણિ (૧૯૦૬), મલયસુંદરી ચરિત (૧૯૦૮), યોગશાસ્ત્ર (૧૯૦૮), સુદર્શનાચરિત્ર (૧૯૧૩), ગૃહસ્થધર્મ (૧૯૧૪), નીતિમય જીવન (૧૯૧૪), ધ્યાનદીપિકા (૧૯૨૦), આત્મજ્ઞાન પ્રવેશિકા (૧૯૨૧), આત્મવિશુદ્ધિ (૧૯૨૫), મહાવીર તત્ત્વ પ્રકાશ (૧૯૨૬), આનંદ અને પ્રભુ મહાવીર (૧૯૨૭), આત્માનો વિકાસ અને મહામોહ પરાજય (૧૯૨૯)

**વિજયગણિ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે. સાધુ. રચના: આરાધના રાસ (૧૫૩૬)–મધ્ય. ગુજ. પદ્ય

**વિજયગુપ્ત મૌર્ય** ઈ. સ ૧૯૦૯
જ ૨૬–૩–૧૯૦૯. પોરબંદર અત્યારે પ્રવૃત્તિ મુંબઈમાં. પ્રાણીવિજ્ઞાનના રાગ પરિચાયક રચના: પ્રિન્સ બિસ્માર્ક, જંગલની કેડી (વા. ૧૯૫૩), મોતનો સામનો, શિકાર અને શિકારી (૧૯૫૮), ધ્રુવની સફરે (૧૯૫૫), પ્રકૃતિનાં લાડકવાયાં (મહા ગુજ.નાં પક્ષીઓ. ૧૯૫૭), શિકારીની તરાપ (૧૯૫૮), ધરતી જિવાત (૧૯૫૯), કિમિયાગર કબીર (બા ક. ૧૯૫૯), અવકાશની યાત્રા (૧૯૬૧), અંધારીના દીપડો અને બીજી વાતો (પ્રા. ક. ૧૯૬૧) કવિનાં પરાક્રમ (૧૯૬૨), દરિયાની દોલત (૧૯૬૨), બ્રહ્માંડ અને આઇન્સ્ટાઇન (૧૯૬૨), હાથીના ટોળામાં (૧૯૬૩), હવા (૧૯૬૩), વીજળીનો જાદુગર (૧૯૬૩), દક્ષિણ ધ્રુવનો સંશોધક (૧૯૬૩), કંપગ્રહો શા માટે (૧૯૬૪), કાશ્મીરનુ અગ્નિસ્નાન, શેરખાન (૧૯૬૬)

**વિજયતિલક** ઈ. ૧૬મી સદી
જૈ. શ્વે સાધુ રચના વિચારસ્તવ બાલાવબોધ–મધ્ય ગુજ. ગદ્ય

**વિજયદેવસૂરિ**
ઈ ૧૬મી સદીનો પૂર્વાર્ધ
જન્મ. જોધપુર પાસે ઉણનગર જ. શ્વે. આચાર્ય રચના: શીલરાસ ('નેમિનાથ રાસ' 'શીલરક્ષા રાસ' એવા શીર્ષક પણ, જાલોરમાં) –મધ્ય ગુજ પદ્ય

**વિજયપાલ** ઈ ૧૩મી સદી
અણહિલ્લપુર પાટણ જૈન મહાકવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલનો પુત્ર રચના: દ્રૌપદીસ્વયંવર (સં, ના)

**વિજયભદ્રસૂરિ**
ઈ. ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. આચાર્ય રચના કમલાવતી રાસ, કલાવતીનો રાસ, હંસરાજ વચ્છરાજ ચઉપઈ (૧૩૫૫)–મધ્ય ગુજ. પદ્ય

**વિજયરાય કનૈયાલાલ વૈદ્ય**
ઈ. સ. ૧૮૯૭
જ.: ૭–૪–૧૮૯૭ ભાવનગર વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ ભાવનગરમાં, માધ્ય મુંબઈમાં ૧૯૧૪મા મૅટ્રિક મુંબઈ ભાવનગર કૉલેજનો અભ્યાસ. ૧૯૨૦માં મુંબઈથી બી. એ. ૧૯૨૦માં સુરતના 'ચેતન' માસિકના તંત્રી. દરમ્યાન 'હિંદુસ્થાન' સાપ્તાહિકના પણ તંત્રી,

૧૯૨૧-૨૩) ૧૯૨૩-૨૪માં 'ગુજરાત' માસિકના ઉપતંત્રી. ૧૯૨૫માં 'યુગધર્મ'ના ઉપતંત્રી. ૧૯૨૪માં 'કૌમુદી' ત્રૈમાસિક. ૧૯૩૦માં એને માસિક કર્યું. આગળ જતાં સુરત કૉલેજમાં અધ્યાપક નિવૃત્ત થયા પછી ભાવનગરથી 'માનસી' ત્રૈમાસિક કાઢેલું ગુજરાતી સાહિત્યના ઉચ્ચ કોટિના વિવેચક. રચના. પ્રભાતના રંગ (૧૯૨૭), જૂઈ અને કેતકી (વા ), ઋગ્વેદકાલીન જીવન અને સંસ્કૃતિ (૧૯૪૧), ગુજરાતી સાહિત્યની રૂપરેખા (૧૯૪૩), શુક્રતારક (ચ. ૧૯૪૫), ખેડતાં પાન (૧૯૪૫) વગેરે

**વિજયલક્ષ્મીસૂરિ**
ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ
તપગચ્છના આચાર્ય રચના ઉપદેશ પ્રાસાદ (સ ૩૬૦ વ્યાખ્યાનો)

**વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ**
ઈ. સ ૧૮૮૪
જ. ૧૮-૭-૧૮૮૮ અમદાવાદ વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ માધ્ય ભાવનગરમાં. ૧૯૦૦માં મૅટ્રિક અમદાવાદ-મુંબઈ-પૂના કરી બી એસ સી ; ૧૯૦૭માં એલ સી ઈ (એન્જિ). વડોદરા રાજ્યના જાહેર બાંધકામ ખાતામાં, પછી નવસારી પ્રાંતમાં એન્જિ વિજ્ઞાન વિષય ઉપર ભિન્ન ભિન્ન સ્થળે મહત્ત્વના ભાષણ ગુજ વિદ્યાસભામાં 'ખગોળ' ઉપર ૩ વ્યાખ્યાન મહત્ત્વના.

**વિજયવિમલ—વાનર ઋષિ**
ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
તપગચ્છના આનંદવિમલસૂરિના શિષ્ય. રચના ગચ્છાચાર-પયન્ના-ટીકા (સ , ૧૫૬૬ પૂર્વે), ભાવપ્રકરણ સ્વોપજ્ઞ વૃત્તિ સાથે (સ , ૧૫૬૭), ગચ્છાચાર-મોટી ટીકા (સ , ૧૫૭૮), તંદુલવેયાલિય અવચૂરિ (સ ) વગેરે

**વિજયશીલ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ખલાવલી જૈ. શ્વે સાધુ રચના ઉત્તમચરિત-ઋષિરાજચરિત (૧૫૮૮)-મધ્ય ગુજ. પદ્ય

**વિજયશેખર (૧)**
ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
બંભણવાડા, આગ્રા વગેરે જૈ શ્વે સાધુ રચના રત્નકુમાર રાસ, યશોભદ્ર ચોપઈ (બંભણવાડામાં, ૧૫૮૭), શાંતિમૃગ સુંદરી ચોપઈ (૧૫૮૭)

**વિજયશેખર (૨)**
ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ
વેરાઉપુર, બિકાનેર, રાજનગર, ભીનમાળ વગેરે જૈ શ્વે સાધુ સુદર્શનરાસ (૧૬૨૮), ક્યવન્નારાસ (૧૬૨૫), ચંદ્રલેખા ચોપઈ (બિકાનેરમાં, ૧૬૩૬), ત્રણ મિત્રકથા ચોપઈ (રાજનગરમાં, ૧૬૩૬), ચંદરાજા ચોપઈ (૧૬૩૭), ઋષિદત્તાનો રાસ (ભીનમાળમાં, ૧૬૫૧) -મધ્ય ગુજ. પદ્ય

**વિજયસાગર**
ઈ. ૧૭મી સદીનો આરંભ
જૈ. શ્વે સાધુ. રચના સંમેતશિખર તીર્થમાળા સ્તવન (૧૬૦૮ નજીક)-મધ્ય ગુજ. પદ્ય

**વિજયસૂરિ** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે આચાર્ય. રચના. રોહિણીચોઢાળિયુ (૧૬૭૧)-અર્વા ગુજ. પદ્ય

**વિજયસેનસૂરિ**
ઈ. ૧૩મી સદીનો પૂર્વાર્ધ
પાટણ જૈ શ્વે આચાર્ય રચના. રેવતગિરિ રાસુ (ઐતિ ૧૨૩૨ નજીકની રચના સુ )

**વિજયસિંહસૂરિ (૧)**
ઈ ૧૦મી સદીનો પૂર્વાર્ધ
સમુદ્રસૂરિના શિષ્ય રચના: ભુવનસુંદરી કથા (પ્રા , ૯૧૯)

**વિજયસિંહસૂરિ (૨)**
ઈ ૧૧મી સદીનો ઉત્તરાર્ધ
ચંદ્રગચ્છના સર્વદેવના પટ્ટધર શાંતિસૂરિના શિષ્ય રચના શ્રાવકપ્રતિક્રમણસૂત્ર-ચૂર્ણિ (સ , ૧૧૨૭)

**વિજયસિંહસૂરિ (૩)**
ઈ ૧૧મી સદીનો ઉત્તરાર્ધ
મલધારી હેમચંદ્રસૂરિના શિષ્ય રચના ધર્મોપદેશમાલા-વિવરણ (સ , ૧૧૩૫)

**વિજયસિંહસૂરિ (૪)**
ઈ ૧૨મી સદીનો ઉત્તરાર્ધ
પલી. ચંદ્ર(રાજ)ગચ્છીય અભયદેવસૂરિની પરંપરામાં જિનચંદ્રસૂરિના શિષ્ય રચના જબૂદ્વીપસમાસની વિનયજનહિતા ટીકા (સ , ૧૧૫૯), જિનભદ્રગણિના ક્ષેત્રસમાસની ટીકા (સ , ૧૧૫૯)

**વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી**
ઈ. સ ૧૮૮૯-૧૯૧૩
જ : ૩-૫-૧૮૮૯ વડોદરા 'સુંદરીસુબોધ' વગેરે માસિકોમાં કવિતા ભજનો અને લેખો. અવસાન ૯-૯-૧૯૧૩.

**વિજયાશંકર કેશવરામ ત્રિવેદી**
ઈ સ ૧૮૫૦-૧૯૦૦
નર્મદનો અનુયાયી, એનાથી પણ ચઢિયાતો કવિ રચના. વિજયવાણી (૧૮૭૭)

**વિજલો ભગત** ઈ. ૧૯મી સદીનો અંત
કચ્છ-ભૂજ રાજપૂત. રચના: ભજનો-પદો (ગુજ , કચ્છી)

**વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી**
સિત્તેરની વયે અવસાન ૧૯૭૨
ગુજરાત વિદ્યાપીઠ-અમદાવાદના અધ્યાપક. જ્ઞાતિએ વણિક રચના : ગામગોષ્ઠિ (૧૯૪૧), હિંદનુ મધ્યવર્તીય અર્થશાસ્ત્ર (૧૯૪૫), અર્થશાસ્ત્રની પરિભાષા (૧૯૪૭), કેળવણી વડે ક્રાંતિ (૧૯૫૦), અંબર ચરખો (૧૯૫૭), મઝધાર (સ. નો અનુ.)

**વિઠ્ઠલરાય કૃપારાય પંડ્યા** ઈ.સ. ૧૯૨૩
જ. ૨૧-૨-૧૯૨૩. કાબોદરા (જિ. સાબરકાંઠા). પ્રવૃત્તિ મુંબાઈમાં. નવલકથાકાર રચના. મીઠા જળના મીન (૧૯૫૮), મન મોતી ને કાચ (૧૯૫૯), નજરબંધી (૧૯૬૦), રસિકપ્રિયા (નવલિકા ૧૯૬૧), કાચનવર્ણી ભાગ ૧-૨ (૧૯૬૧), ચિર પરિચિત (૧૯૬૨), હાર જીત (૧૯૬૨), લાછનભાગ ૧-૨ (૧૯૬૩), ફાલ્ગુની (નવલિકા ૧૯૬૩), દરદ ન જાને કોય ભાગ ૧ ૨ (૧૯૬૪), ડંખ (૧૯૬૮), રોહિણી (૧૯૬૮)

**વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ**
ઈ. સ. ૧૮૬૨-?
જ. ૨૫-૧૦-૧૮૬૨. ગોધરા. વ. મહેમદાવાદ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ અ ૩ ધોરણ કરી પછી ૧૮૮૩માં. અમદા થી મૅટ્રિક. મિલસ્ટોર્સનો સ્વતંત્ર ધંધો. પછી ધોળાસરના કારભારી અને માણસાના ન્યાયાધીશ અવસાન રચના : મુલતવી રાખવાના માઠા ફળ (૧૮૮૫, માબાપ તેવા છોકરા (૧૮૮૭), સ્ટાન્ડર્ડ ઇંગ્લિશ ગુજરાતી ડિક્શનેરી (૧૮૯૪), સ્ટુડન્ટ્સ સ્ટા. ઇ ગુ ડિક્શનરી (૧૮૯૬), લગડો જરવાસ, યુવાનોને બોધવચન (૧૮૯૭), કન્ડેન્સ્ડ ઇ ગુ ડિક્શનેરી (૧૮૯૭), પોકેટ ઇ ગુ. ડિક્શનેરી (૧૯૧૧)

**વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસથ્યા**
ઘડાયેલી પ્રૌઢ શિષ્ટભાષા, છંદસૌષ્ઠવ, સારા કવિ રચના : રણચંડી (ન ૧૯૩૧), રસિકનાં કાવ્યો (૮૦ વર્ષના પથરાટનો કા. સ , ૧૯૩૮), બાલકાવ્યમાળા (એમાં કેટલીક અ. અનુ ૧૯૨૫)

**વિદ્ધણુ** ઈ. ૧૪મી સદીનો મધ્ય ભાગ
જૈ. શ્વે. સાધુ રચના : જ્ઞાનપંચમી ચોપઈ (૧૩૬૯)-મધ્ય. ગુજ. પદ્ય

**વિદ્યાકર ગણિ** ઈ ૧૪મી સદીનો આરંભ
વાદિદેવસૂરિની પરંપરામાં વિજયચંદ્રસૂરિના પટ્ટધર માનભદ્રસૂરિના શિષ્ય રચના. હૈમવ્યાકરણ-બૃહદ્ વૃત્તિ-ઉદ્ધાર (સ , ૧૩૧૨)

**વિદ્યાકીર્તિ** ઈ. ૧૭મી સદીનો આરંભ
જ. શ્વે. સાધુ રચના નરવર્મચરિત્ર (૧૬૧૬), ધર્મબુદ્ધિ મંત્રી ચોપાઈ (૧૬૧૫), સુભદ્રા સતી ચોપાઈ (૧૬૧૯)–મધ્ય. ગુ પદ્ય

**વિદ્યાચંદ્ર** ઈ ૧૭ની સદીનો પૂર્વાર્ધ
જૈ. શ્વે. સાધુ. રચના. વિજયસેનસૂરિ-નિર્વાણ રાસ (ઐતિ. ૧૬૧૫ પછી), રાવણને મંદોદરીનો ઉપદેશ–મધ્ય. ગુજ. પદ્ય

**વિદ્યાધર** ઈ. ૧૩મી સદી
અણહિલ્લપુર પાટણ. વાઘેલા વીસલદેવ-(૧૨૩૮-૬૧)નો સમકાલીન. પ્રવૃત્તિ ધોળકામાં. રચના. નૈષધીય ચરિત મહાકાવ્યની 'સાહિત્ય વિદ્યાધરી ટીકા (સ.)

**વિદ્યાનંદસૂરિ** ઈ ૧૩મી સદી
ઉજ્જ. ગિની. તપગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય રચના. વિદ્યાનંદ વ્યાકરણ (સ, ૧૨૪૬ પછી)

**વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ**
ઈ. સ. ૧૮૭૬-૧૯૫૮
જ.. ૧–૬-૧૮૭૬. અમદાવાદ. વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિ સરદાર ભોળાનાથ સારાભાઈ દિવેટિયાના દોહિત્રી પ્રાથ માધ્ય અમદાવાદમા. ૧૮૮૯મા જ શ્રી રમણભાઈ મ. નીલકંઠ સાથે લગ્ન ૧૮૯૧મા મૅટ્રિક. ૧૯૦૧મા ગુજ. કૉ. માથી બી એ અને એમના નાના બહેન સૌ. શારદા સુ. મહેતા પહેલા ગુજ. સ્ત્રી બી એ અમદાવાદની અનેક જાહેર સસ્થાઓના એક સક્રિય કાર્યકર. પતિના અવસાન બાદ ૧૯૨૮થી ગુજ વિદ્યાસભાના પોતાના અવસાન સુધી મંત્રી વડોદરામા મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનના પ્રમુખ મૃત્યુપર્યંત ગુજ. સા. સભાના ૧૯૪૭થી પ્રમુખ. અનાથાશ્રમના પણ એક અગ્રણી કાર્યકર. સામાજિક સુધારામા સક્રિય ભાગ પ્રાર્થના સમાજના પણ એક કાર્યકર અવસાન. ૭-૧૨-૧૯૫૮ રચના સુધાહાસિની (અ નં અનુ ૧૯૧૪), હાસ્યમંદિર (૧૯૧૫), હિંદુસ્તાનમા સ્ત્રીઓનુ સામાજિક સ્થાન (અ. નો અનુ ૧૯૧૫), ગૃહદીપિકા (૧૯૩૧), ફોરમ (લે સ. ૧૯૫૫), નારીકુંજ (લે. સ ૧૯૫૬), જ્ઞાનસુધા (લે સ ૧૯૫૭), અગ્રેજીમાં પણ કેટલાક લેખ લખ્યા છે

**વિદ્યારત્ન** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
પૌર્ણિમાગચ્છના ચદ્રપ્રભસૂરિની પરપરામા મુનિચંદ્રના શિષ્ય રચના. મૃગાપુત્રરાસ (૧૫૫૦ પહેલા) કૂર્માપુત્ર ચરિત્ર (સ, ૧૫૨૧)-મધ્ય. ગુજ પદ્ય,

**વિદ્યારુચિ** ઈ. ૧૭મી સદીનો મધ્ય ભાગ
શિરોહી. જૈ શ્વે સાધુ રચના. ચદ્રગન્ત રાસ (૧૬૫૯ થી ૧૬૬૦) અર્વા. ગુજ. પદ્ય

**વિદ્યાવિજયજી મુનિ**
ઈ. સ. ૧૮૯૧-૧૯૫૮
જ.: ૨૦ ૧૧,૧૮૯૧. સાણંદ. દસા શ્રીમાળી વણિક. નામ બેચરદાસ અમથાલલ શાહ પ્રાથ. મહેગામમા ૧૯૦૬મા કાશી. યશોવિજયજી જૈન પાઠશાળામા અભ્યાસ. ૧૯૦૭મા પગપાળા શ્રી વિજયધર્મસૂરિજી સાથે કલકત્તા ગયા અને ત્યા દીક્ષા લીધી. પછી ૧૯૧૮મા શિવપુરી–ગ્વાલિયરમાં ગુરુની યાદમા વિદ્યાલય અને ગુરુકુલ સ્થાપ્યા. વક્તા અને સમર્થ લેખક હતા. અવસાન. ૨૧-૧૨-૧૯૫૪ રચના. વિજયધર્મસૂરિ ચરિત્ર (૧૯૧૧), રાણી સુશીલા (૧૯૧૨), પ્રાચીન શ્વેતાબર-અર્વાચીન દિગબર (૧૯૧૪), અહિંસા (૧૯૧૮-૧૯) ઐતિહાસિક સજ્ઝાયમાલા (૧૯૧૮), સૂરીશ્વર અને સમ્રાટ (૧૯૨૦–૨૩), ઐતિહાસિક રાસસંગ્રહ-૪ (૧૯૨૧), શાહ કે બાદશાહ (નાટિકા ૧૯૨૫), બાલ નાટકો (૧૯૨૬), સમયને ઓળખો-૧ (૧૯૨૮), નવો પ્રકાશ (૧૯૨૯), પ્રાચીન લેખસંગ્રહ (૧૯૩૦), ધર્મ પ્રવચન (૧૯૩૦), ઉપરાત હિંદીમા પણ લખ્યા છે.

**વિદ્યાશંકર કરુણાશંકર આચાર્ય**
ઈ સ ૧૮૫૮–?
જ. ૨૮–૯–૧૮૫૮. શખારી (તા પાટણ) ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ ૭ ગુજ અભ્યાસ થોડુ અંગ્રેજી. વડોદરા રાજ્યની વકીલાતની પરીક્ષા રચના પરગજુ પારસીઓ (૧૮૯૮), નેકલેસની નવલકથા (૧૮૯૯)

**વિદ્યાસાગર** ઈ ૧૭મી સદીનો આરંભ
નાગોર. જૈ. શ્વે સાધુ રચના કલાવતી ચોપઈ (૧૬૧૬)–મધ્ય ગુજ. પદ્ય

**વિનયકુશલ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
તપગચ્છના વિજયસેનસૂરિના શિષ્ય રચના જીવદયા રાસ (૧૫૮૨)–મધ્ય ગુજ પદ્ય, મંડલ પ્રકરણ–સ્વોપજ્ઞ વૃત્તિ સાથે (સ, ૧૫૯૬), વિચારસપ્તતિકા-વૃત્તિ (સ, ૧૬૧૯)

**વિનયચંદ્ર (૧)** ઈ ૧૨મી સદી
અણહિલ્લપુર પાટણ જૈન સાધુ રચના કથાનક કોશ (સં, ૧૧૧૦)

**વિનયચંદ્ર (૨)** ઈ ૧૩મી સદી
જૈન સાધુ રચના પાર્શ્વનાથ ચરિત વગેરે ૨૦ પ્રબંધો (સ, ૧૨૨૯ નજીક), કવિશિક્ષા (સં)

**વિનયચંદ્ર(૩)** ઈ ૧૭મી સદીનો અંતભાગ
પાટણ, અમદાવાદ જૈ. શ્વે સાધુ રચના ઉત્તમકુમારચરિત્રરાસ (૧૬૯૬), વ્યાનાશ્રુત રાસ, મયણરેહા રાસ, ૧૧ અંગની સજ્ઝાય (૧૬૯૮) વગેરે-અર્વા ગુજ. પદ્ય

**વિનયચંદ્રસૂરિ (૧)** ઈ. ૧૩મી સદી
સૈદ્ધાંતિક મુનિચંદ્રસૂરિના શિષ્ય (પુનમ પગચ્છ) રત્નસિંહસૂરિના શિષ્ય રચના કલ્પ નિર્યુક્તિદીપાલિકાકલ્પ (સં., ૧૨૬૯)

**વિનયચંદ્રસૂરિ (૨)**
ઈ. ૧૩મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે આચાર્ય. રચના નેમિનાથ ચતુષ્પદિકા (મુ), બાર વ્રત રાસ, આનંદ પ્રથમોપાસક સંધિ–ત્રણે ઉત્તર અપભ્રંશની કૃતિ

**વિનયદેવસૂરિ-બ્રહ્મમુનિ**
ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
પાર્શ્વચંદ્ર ગચ્છના આચાર્ય રચના. દશાશ્રુતસ્કંધ જિનહિતા ટીકા (સં), જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિવૃત્તિ (સ, અણહિલવાડમા)

**વિનયપ્રભ** ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે સાધુ રચના ગૌતમ રાસ (૧૩૫૬ મુ)–મધ્ય ગુજ પદ્ય

**વિનયભૂષણ** ઈ ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈન સાધુ. રચના: સ્યાદિશબ્દસમુચ્ચય-ટીકા (સ, ૧૪૮૦ પહેલા)

**વિનયમેરુ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
લાહોર-બુરહાનપુર જૈ શ્વે સાધુ. રચના હંસરાજ વચ્છરાજ પ્રબંધ (૧૬૧૩), કઅવન્ના ચોપાઈ (બુરહાનપુરમા ૧૬૩૩) મધ્ય ગુજ. પદ્ય

**વિનયલાભ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
મુલતાન જૈ. શ્વે સાધુ રચના વચ્છરાજ દેવરાજ ચો.પઈ (૧૬૭૪)–અર્વા ગુજ. પદ્ય

**વિનયવિજય (૧)**
ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ
સુરત વગેરે. જૈ શ્વે સાધુ રચના સૂર્યપુર ચૈત્યપરિપાટી (૧૬૩૩ મુ.), નેમિનાથ ભ્રમરગીતા સ્તવન (૧૬૫૦), ષટ્ દ્રવ્ય સજ્ઝાય (૧૬૧૪ પછી), નેમિનાથ બાર માસ (ગંદેરમા ૧૬૭૨) વગેરે–અર્વા. ગુજ. પદ્ય

**વિનયવિજય (૨)**
ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
તપગચ્છના હીરવિજયસૂરિના કીર્તિવિજયના શિષ્ય રચના: શ્રીપાલ રાસ (૧૬૮૨). આ અપૂર્ણ રાસ સુપ્રસિદ્ધ જૈનાચાર્ય યશોવિજયજીએ પૂર્ણ કર્યો છે (મુ)–અર્વા. ગુજ પદ્ય સસ્કૃત રચના: કલ્પસૂત્ર કલ્પસુબોધિકા ટીકા (૧૬૪૦) નયકર્ણિકા (૧૬૪૨). લોક પ્ર-

પ્રશ (જૂનાગઢમાં ૧૬૫૨), ઉંમલશુપ્રક્રિયા સ્વોપજ્ઞ ટીકા સાથે (રાધનપુરમા, ૧૬૫૪), ઇન્દુદૂત (નગરવર્ણનો), શાંતિસુધારસ (૧૬-૦૭) વગેરે

**વિનયસમુદ્ર** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

તિમરી, બિકાનેર, જોધપુર વગેરે. જૈ. શ્વે. સાધુ રચના ચંદનબાલા રાસ, અંબડ ચ ઉપઈ (૧૫૪૩), પદ્મચરિત્ર (૧૫૪૮), આરામ શોભા ચોપઈ (બિકા૦ ૧૫૨૭), મૃગાવતી ચોપઈ (જોધ૦ ૧૫૪૭), રોહિણેયરાસ (૧૫૮૯)

સુખ તે મૂગી નાર (૧૯૬૨), રંગવિનોદ (હા. ૧૯૬૪), વ્યંગવિનોદ (હા. ૧૯૬૬), અશ્લીલ-અશ્લીલ (વા. સ)

**વિનોદ બાપાલાલ અસ્વર્યુ ઈ સ ૧૯૨૬**

જ. ૨૪-૧-૧૯૨૬ ડાકોર, પ્રાથ માધ્ય ડાકોરમા પછી એમ. એ થયા બાદ અમદાવાદ બા. દા. મહિલા કોલેજમા ગુજ ના અધ્યાપક. વાડાસિનોરમાં કોલેજ થતાં ત્યા આચાર્ય વિવેચક અને કવિ રચના નંદિતા (મા. સ ૧૯૬૧)

વર્ણુ સ્વાધ્યાય (અંતિ, ગુજ. પદ્ય

**વિમલસૂરિ** ઈ. ૧૮

તપગચ્છના વિમલ ઉપદેશ શતક (સં., ૧

**વિમળાગૌરી**

જ. ૨૧-૯ ત્રિય. પ્રાથ મા

**વિશ્વનાથ (૨)**

ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

વડનગરો નાગર બ્રાહ્મણ. રચના: રસિકરાજ–રાધાકૃષ્ણવિનોદ (૮ સર્ગનું ગેય કાવ્ય. ૧૬૭૬ મુ ), ઉમિયાનો ગરબો (અમુ.), રંગીલા કનુડાનો ગરબો. (અમુ )

**વિશ્વનાથ જાની**

ઈ. ૧૭મી સદીનો મધ્ય ભાગ

પાટણ. ઔદીચ્ય બ્રાહ્મણ. વૈષ્ણવ. રચના. પ્રેમપચીશી (મુ ), મોસાળું (૧૬૫૨ મુ ), સગાળશાનુ આખ્યાન (૧૬૫૨ મુ ), શ્રીનાથજીનું ધોળ, ચાતુરી ચાલીસી વગેરે. એની 'ગનીમની લડાઇ' (અમુ ) ગણાય છે, પણ શકય નથી.

**વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય**

ઈ. સ. ૧૮૬૩–૧૯૪૦

જ.: ૨૯–૨–૧૮૬૩. પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. પ્રવૃત્તિ મુબઈમાં. ૧૮૮૩માં મુબઇથી મૅટ્રિક. પછી બી. એ. ૧૯૦૨માં ઇગ્લૅન્ડમાં બૅરિસ્ટર થવા ગયા,–ઑરિયેન્ટલ કૉંગ્રેસમાં હાજરી આપેલી ૧૯૦૪માં બૅરિસ્ટર થઈ હાઇકોર્ટમાં કારકિર્દી પુરાતત્ત્વ વિદ્યાના ઉપાસક. ૧૭મી ઇન્ટરનેશનલ ઓરિ. કૉ મા ભાગ–મહાભારતની અધિકૃત વાચના માટે એમાં ઠરાવ કરાવ્યો. પૂના ભાંડારકર રિ ઇન્સ્ટિ. તરફથી પ્રકાશિત થયેલી મહાભારત–વાચનાના એક સંપાદક. અવસાન: ૧૯૪૦ રચના: સરસ્વતીચંદ્રનુ અવલોકન (૧૮૯૦), લૉર્ડ લૉરેન્સનુ જીવનચરિત્ર (૧૮૯૫), વેદાંતદર્શન (૧૯૦૦), અદ્વૈતામૃત (૧૯૦૪), ન્યાયસાર (૧૯૦૬), ઉપરાત સંખ્યાબંધ લેખો અને વ્યાખ્યાનો

**વિષ્ણુ (૧)** ઈ ૧૧મી સદી

આનદપુર વડનગરનો બ્રાહ્મણ. રચના. શાંખાયન પદ્ધતિ (સં.)

**વિષ્ણુ (૨)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

રચના: અશ્વમેધ (અમુ )

**વિષ્ણુ (૩)** ઈ. ૧૮મી સદી

વડોદરામાં કબીરવાસમા રહેતો રચના: મામેરું (અમુ.); એનો કર્તૃત્વ 'રામકથાનો કક્કો' પણ હોય.

**વિષ્ણુદાસ (૧)**

ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ

પાટણ. પાટણના બ્રાહ્મણ કવિનો નાનો પુત્ર. રચના. રામાયણ ('ઉત્તરકાંડ'ના છેલ્લાં બે કડવાં માત્ર છપાયાં છે )

**વિષ્ણુદાસ (૨)** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ

ખભાત. વડનગરો નાગર બ્રાહ્મણ. અવટંક 'મકર'. રચના: અનુશાલ્વનુ આખ્યાન, અંબરીષ આખ્યાન, અશ્વમેધપર્વ, આદિપર્વ, આરણ્યકપર્વ, ઓખાહરણ, ચંદ્રહાસાખ્યાન, દ્રોણપર્વ, નાસિકેતાખ્યાન, નીલધ્વજનું આખ્યાન, કર્ણપર્વ (મુ ), ગદાપર્વ, ચંડહાસ આખ્યાન (મુ ), જાલધર આખ્યાન (મુ ), પ્રસ્થાનપર્વ (મુ.), બભ્રુવાહન આખ્યાન, ભીમહાસ્યની કથા, ભીષ્મપર્વ (મુ.), મુસલપર્વ (મુ ), મોરધ્વજ આખ્યાન (મુ ), યૌવનાશ્વનું આખ્યાન, રામાયણ, રુક્માગદપુરી (મુ ), રુક્મિણીહરણ, લક્ષ્મણાહરણ, લવકુશાખ્યાન (મુ ), લૂણનાથાખ્યાન (?), શલ્યપર્વ (મુ.), શુકદેવાખ્યાન, સભાપર્વ (મુ ), સૌપ્તિક પર્વ, સ્ત્રીપર્વ, સ્વર્ગારોહણી (મુ), હરિશ્ચંદ્રપુરી (મુ ), હંસકેતુ આખ્યાન, હુડી (૧ મુ.)–મહાભારતનાં ૧૫ પર્વ અને રામાયણ સપૂર્ણ રચ્યા છે.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

ઈ. સ ૧૮૯૮–૧૯૬૯

જ. : ૨૦–૩–૧૮૯૮. ઉમરાળા. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ. પ્ર.શ. ઉમરાળામા, માધ્ય. અમદાવાદ–જૂનાગઢ–અમરેલીમાં. ૧૯૧૬મા મૅટ્રિક. ૧૯૨૦માં ભાવનગરથી બી એ. ૧૯૨૪મા ભરૂચ કેળવણી મડળમા આજીવન સભ્ય. પાછળથી નિવૃત્તિ બાદ થોડો સમય અમદાવાદની લા. દ વિનયન કૉલેજમા ગુજરાતીના અધ્યાપક થોડો સમય મુંબઈના ભારતી વિદ્યાભવનમાં. પછી નિવૃત્ત ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિવેચક. અવસાન. ૧૯૬૯. રચના ગદ્યનવનીત (સપા. ૧૯૨૬), આનુ કેમ સમજું (૧૯૨૮), પારિભાષિક શબ્દકોશ (૧૯૩૦), પૂજન અને પરીક્ષા (વિ ), સાહિત્યનો સ્વાધ્યાય (વિ.), વિવેચન મુકુટ (વિ ) નિબંધમાળા (સપા.), નર્મદનુ પદ્યમંદિર (સંપા ), નર્મદનુ ગદ્યમંદિર (સપા.) વગેરે

**વિશ્વનાથ સદારામ પાઠક**

ઈ. સ ૧૮૬૫–૧૯૨૩

ભોળાદ (તા ધોળકા). પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ સ્વ પ્રો રામનારાયણ પાઠકના પિતા. પ્રાથ. ભાવનગરમા રાજકોટ ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસ પૂરો કરી સીવા (સૌ.)મા મહેતાજી. અમદાવાદમાં સીનિયર થઈ રાજકોટ તાલુકા શાળાના શિક્ષક અને પછી ટ્રેનિંગ કૉલેજમા. પછી ખંભાળિયા ગોંડળ અને જેતપુરમા રાજાની નોકરી ૧૯૦૬માં ભાવનગર ૧૯૦૭માં દક્ષિણામૂર્તિ ભવનની ભાવનગરમાં સ્થાપના ૧૯૦૮માં પોરબંદર રાજ્યના ડે એજ્યુ. ઇન્સ્પેક્ટર. ૧૯૧૩માં નિવૃત્ત અવસાન: ૧૯૨૩. રચના: પંચદશી (અનુ ૧૮૯૫), નચિકેતા કુસુમગુચ્છ (૧૯૦૪), મહિમ્ન સ્તોત્ર (સમ અનુ ૧૯૦૮), ભગવદ્ગીતા (શાંકરભાષ્યાનુસાર અનુ. ૧૯૦૯)

**વિષ્ણુકુમાર કુબેરલાલ પંડ્યા**

ઈ. સ. ૧૯૨૧

જ. : ૧૯ ૧૦ ૧૯૨૧. વડનગર. મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ. પ્રાથ માધ્ય સિદ્ધપુર વડનગર પાટણ ૧૯૪૨–૪૬માં વડોદરા એલેમ્બિક કેમિકલ કારખાનામાં પ્રકાશન સહાયક, ૧૯૪૮–૪૯ 'સત્ય જ વિજય'ના સહાયક તંત્રી, ૧૯૪૯–૫૬ બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ નવી દિલ્હીમાં અને પછી એ જ કામે મુબઈમાં ચાલુ. ૧૯૬૩માં પત્રકારો સાથે ઇગ્લૅન્ડનો પ્રવાસ રચના. દિલની સગાઈ (વા. સ. ૧૯૫૯), અંક-૫ (વા. સ. ૧૯૬૪), આપણી આસપાસ (ચ. ચિ. ૧૯૬૬), બ્રિટિશ પત્રકારત્વ (૧૯૬૬)

**વિષ્ણુપ્રસાદ અમૃતલાલ ભટ્ટ, 'બિંદુ'**

ઈ. સ. ૧૯૧૬

જ. : ૧૩–૨–૧૯૧૬. બાલાસિનોર (જિ. ખેડા) મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ. પ્રાથ. માંડવી (સંખેડા), માધ્ય વડોદરા–સિદ્ધપુર. છેક ૧૯૪૯માં એસ. એસ. સી. પરીક્ષા ઉત્તીર્ણ. ૧૯૩૬થી રાષ્ટ્રભાષા પ્રચારમાં લાગી રહેલા. ૧૯૪૧મા વર્ધાની 'કોવિદ' અને ૧૯૫૧માં પ્રયાગના 'સાહિત્યરત્ન' ૧૯૬૦માં ગુજ. વિદ્યાપીઠ (અમદા.)ના 'સેવક'. ૧૯૬૫મા પારડીના સ. વિશારદ'. ગુજરાતમા અનેક સ્થળે શિક્ષક. અત્યારે ભરૂચના ઇંદ્રજિત વિદ્યાલયમા શિક્ષક. રચના : કૈસે લિખેં ભાગ ૧-૨ (૧૯૪૮), કૈસે સીખેં ભાગ ૧-૨ (૧૯૫૨), ગલતિયા, (૧૯૫૨), સરલ હિન્દી ભાષાવિહાર (૧૯૫૩) ચારે શ્રી. રમેશચંદ્ર આચાર્ય સાથે. ઉપરાંત હિંદી ગુજ. માં અનેક કાવ્યો અને લેખો અનેક સામયિકોમાં

**વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી**

જ ૧૮૯૯

જ. ૪–૭–૧૮૯૯. ઉમરેઠ. ખેડાવાળ બ્રાહ્મણ. પ્રાથ ઠાસરામા, માધ્ય ઠાસરા–કપડવંજ–નડિયાદમા ૧૯૧૬મા મૅટ્રિક ૧૯૨૦માં ગુજ. કૉલેજ (અમદા )થી બી. એ. સ્વ. આનંદશંકર ધ્રુવના એક શિષ્ય. ૧૯૨૩માં એમ. એ સાર્વજનિક કૉલેજના સ્વયંસેવક અધ્યાપક. સમર્થ વિવેચક કલકત્તામાં ભરાયેલ ગુજ સા પરિષદના પ્રમુખ રચના'. ભાવનાસૃષ્ટિ (૧૯૨૮), વિવેચના (૧૯૩૯), અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય (૧૯૪૬), પરિશીલન (૧૯૪૯), ઉપાયન (૧૯૬૧), ગોવર્ધનરામ ચિંતક ને સર્જક (૧૯૬૨)

કાશ (જૂનાગઢમાં ૧૬૫૨), હૈમલઘુપ્રક્રિયા સ્વોપજ્ઞ ટીકા સાથે (રાધનપુરમા, ૧૬૫૮), ઇન્દુદૂત (નગરવર્ણનો), શાતિસુધારસ (૧૬-૧૭) વગેરે

**વિનયસમુદ્ર** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
તિમરા, બિકાનેર, જોધપુર વગેરે જૈ શ્વે. સાધુ રચના અદ્દનબાલા રાસ, અબડ ચ ફુપઈ (૧૫૪૩), પદ્મચરિત્ર (૧૫૪૮), આરામ શોભા ચોપઈ (બિકા૦ ૧૫૨૭), મૃગાવતી ચોપઈ (જોધ૦ ૧૫૮૭), રોહિણેયરાસ (૧૫૪૯)

**વિનયસાગર (૧)**
ઈ ૧૬મી સદીનો મધ્ય ભાગ
જૈનપુર. જૈ. શ્વે. સાધુ રચના સોમચદ રાજાની ચોપઈ (૧૫૬૦), ચિત્રસેન પદ્માવતી રાસ-મધ્ય. ગુજ. પદ્ય

**વિનયસાગર (૨)**
ઈ. ૧૭મી સદીનો મધ્ય ભાગ
આંચલિક કલ્યાણસાગરસૂરિના શિષ્ય રચના. ભોજ વ્યાકરણ (સ, કચ્છના રા' ભારમલના પુત્ર ભોજરાજનુ નામ આપી ૧૭૦૭ની પ્રત), વૃદ્ધિચિંતામણિ (સ, સારસ્વત વ્યાકરણનાં સૂત્રોનુ પદ્ય)

**વિનયસુંદર** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે સાધુ રચના. સુરસુદરી ચોપઈ (૧૫૮૪)-મધ્ય. ગુજ. પદ્ય

**વિનયહસ** ઈ ૧૬મી સદીનો આરભ
આચલિક ગચ્છના મહિમરત્ન વાચકના શિષ્ય રચના દશવૈકાલિક સૂત્રવૃત્તિ (સ., ૧૫૧૬), ઉત્તરાધ્યયન સૂત્રવૃત્તિ (સ )

**વિનાયક નદશંકર મહેતા**
ઈ ૧૮૮૩-૧૯૪૦
જ.. ૩-૬-૧૮૮૩ માડવી (કચ્છ) વ. સુરત વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ મધ્ય વડોદરા, સુરત. ઉચ્ચ શિક્ષણ મુબઈ, કૅમ્બ્રિજ, લડન બી એ મુબઈમા ૧૯૦૬થી ઇગ્લૅન્ડથી આવ્યા ને સરકારી નોકરીમાં અલ્લાહાબાદ-લખનૌ કાશી વગેરેમા ૧૯૩૨-૩૫મા કશ્મીરના મહેસૂલી પ્રધાન 'કરણઘેલો'ના કર્તા નદશંકર મહેતાના પુત્ર અવસાન ૨૮-૧-૧૯૪૦ રચના' નદશકરનુ જીવનચરિત્ર (૧૯૨૨), કાંજાગરી (ના ), આમોદ્ધાર

**વિનોદચદ્ર જશવતલાલ ભટ્ટ**
ઈ સ ૧૯૩૮
૧૪-૧-૧૯૩૮. અમદાવાદ અભ્યાસમાં બી કૉમ, એલએલ બી અમદાવાદમા ઇન્કમ ટૅક્સ-સેઇલટૅક્સની પ્રવૃત્તિ રચના પહેલુ સુખ તે મૂગી નાર (૧૯૬૨), રગવિનોદ (હા ૧૯૬૪), વ્યગવિનોદ (હા. ૧૯૬૬), શ્લીલ-અશ્લીલ (વા. સ )

**વિનોદ બાપાલાલ અધ્વર્યુ** ઈ સ ૧૯૨૬
જ ૨૪-૧-૧૯૨૬ ડાકોર. પ્રાથ માધ્ય ડાકોરમા. પછી એમ એ થયા બાદ અમદાવાદ બા દા મહિલા કૉલેજમા ગુજ ના અધ્યાપક. વાડાસિનોરમા કૉલેજ થતાં ત્યા આચાર્ય. વિવેચક અને કવિ રચના. નદિતા (મા. સ ૧૯૬૧)

**વિનોદિની રમણભાઈ નીલકંઠ**
ઈ સ ૧૯૦૭
જ ૯-૨-૧૯૦૭. અમદાવાદ વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિ સ્વ રમણભાઈ નીલકઠ અને સ્વ વિદ્યાબહેન નીલકઠના પુત્રી ૧૯૨૮-મા ગુજ કૉ માથી બી એ, મિશિગન યુનિ (અમેરિકા)ના એમ એ શરૂમા લા કૂ મહિલા વિદ્યાલયમા અધ્યાપિકા પછી નિવૃત્તિ વર્તમાનપત્રોમા સામાજિક કટાર લેખક અને અનેક સામાજિક સસ્થાઓમા કાર્યકર રચના. રસદ્વાર (નિ. ૧૯૨૮), આરસીની ભીતરમા (નિ. ૧૯૪૨), દ્દલીવન (ન ૧૯૪૬)

**વિબુધવિજય** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ રચના. મગલકલશ રસ (૧૬૭૯)-અર્વા ગુજ. પદ્ય

**વિમલ** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
જૈ શ્વે સાધુ રચના: મિત્રચાડ રાસ (૧૫-૫૩)-મધ્ય ગુજ પદ્ય

**વિમલકીર્તિ** ઈ ૧૭મી સદીનો આરભ
અમરસર. જૈ શ્વે સાધુ રચના. યશોધર ચરિત્ર ચોપઈ (૧૬૦૮)-મધ્ય ગુજ. પદ્ય

**વિમલચરિત્ર (૧)**
ઈ ૧૬મી સદીનો મધ્યભાગ
નડિયાદ જૈ. શ્વે સાધુ રચના રાજસિંહ રાસ-નવકાર ચઉપઈ (૧૫૪૮)-મધ્ય. ગુજ પદ્ય

**વિમલચરિત્ર (૨)**
ઈ ૧૭મી સદીનો આરભ
નાગોર જૈ શ્વે સાધુ રચના અજનાસુદરી રાસ (૧૬૦૬ મુ )-અર્વા ગુજ. પદ્ય

**વિમલવિજય (૧)**
ઈ ૧૬મી સદીનો અતભાગ
કસુરપુર જૈ. શ્વે સાધુ રચના અનાથી સાધુ સધિ (૧૫૯૧), અરહન્નક રાસ-મધ્ય. ગુજ પદ્ય

**વિમલવિજય (૨)**
ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્વ
જૈ શ્વે સાધુ. રચના વિજયપ્રભસૂરિ નિર્વાણ સ્વાધ્યાય (ઐતિ, ૧૬૯૩ મુ.)-અર્વા ગુજ પદ્ય

**વિમલસૂરિ** ઈ. ૧૮મી સદીનો મધ્ય ભાગ
તપગચ્છના વિમલકીર્તિના શિષ્ય રચના' ઉપદેશ શતક (સં., ૧૭૩૭)

**વિમળાગૌરી મોતીલાલ સેતલવાડ**
ઈ. સ ૧૮૯૩
જ.' ૨૧-૯-૧૮૯૩. અમદાવાદ બ્રહ્મક્ષત્રિય પ્રાથ માધ્ય અમદાવાદ. જાતમહેનતથી અંગ્રેજી. શ્રી મોતીલાલ ચિમનલાલ સેતલવાડના પત્ની. રચના ગુલામગીરીનો ગજબ (અનુ. ૧૯૧૮), આઇવેન્હો ભાગ ૧-૨ (૧૯૨૬ ૨૭), બાળવિજ્ઞાન-૧ (૧૯૩૦)

**વિવેકચંદ્ર** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
રાધનપુર જૈ. શ્વે. સાધુ રચના: દેવચદ્ર રાસ (ઐતિ., ૧૬૪૦ પછી), સુરપાલનો રાસ (૧૬૪૧)-મધ્ય ગુજ. પદ્ય

**વિવેકવિજય (૧)**
ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
વડાવલી જૈ. શ્વે સાધુ. રચના રિપુમર્દન રાસ (૧૬૧૯?)-અર્વા. ગુજ. પદ્ય

**વિવેકવિજય (૨)**
ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
શાહપુર (માળવા) જૈ શ્વે સાધુ. રચના મૃગાકલેખા રાસ (૧૬૭૩)-અર્વા. ગુજ. પદ્ય

**વિવેકસાગર** ઈ ૧૩મી સદી
જેસલમેર ખરતરગચ્છના જિનેશ્વરસૂરિના શિષ્ય રચના પુણ્યસાગરકથાનક (સ, ૧૨-૭૮), સમ્યક્ત્વાલકાર (સં )

**વિવેકહર્ષ** ઈ ૧૬મી સદીનો અતભાગ
બિજાપુર જૈ શ્વે સાધુ રચના હીરવિજયસૂરિનો રાસ (૧૫૯૬ મુ ), હીરવિજયસૂરિ નિર્વાણ સ્વાધ્યાય-મધ્ય. ગુજ. પદ્ય

**વિશાલરાજ**
ઈ ૧૫મી સદીનો મધ્યભાગ
તપગચ્છના મુનિસુદરસૂરિના શિષ્ય રચના ગૌતમપૃચ્છા-બાલાવબોધ-મધ્ય ગુજ પદ્ય

**વિશાલરાજસૂરિ**
ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે આચાર્ય રચના. તપ સધિ-અપભ્રંશ પદ્ય

**વિશ્વનાથ (૧)** ઈ ૧૬મી સદી
ગુજરાતનો બ્રાહ્મણ બીજુ નામ 'રામકૃષ્ણદેવ. રચના: ગોપાલકેલિચદ્રિકા (સ કાવ્ય)

**વિશ્વનાથ (૨)**

ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

વડનગરો નાગર બ્રાહ્મણ. રચના: રસિકરાજ–રાધાકૃષ્ણવિનોદ (૮ સર્ગનું ગેય કાવ્ય. ૧૬૭૯ મુ), ઉમિયાનો ગરબો (અમુ.), રંગીલા કાનુડાનો ગરબો. (અમુ)

**વિશ્વનાથ જાની**

ઈ. ૧૭મી સદીનો મધ્ય ભાગ

પાટણ. ઔદીચ્ય બ્રાહ્મણ વૈષ્ણવ. રચના. પ્રેમપચીશી (મુ), મોસાળું (૧૬૫૨ મુ), સગાળશાનું આખ્યાન (૧૬૫૨ મુ), શ્રીનાથજીનું ધોળ, ચાતુરી ચાલીસી વગેરે. એની 'ગનીમની લડાઈ' (અમુ.) ગણાય છે, પણ શક્ય નથી.

**વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય**

ઈ. સ. ૧૮૬૩–૧૯૪૦

જ.: ૨૯–૨–૧૮૬૩. પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. પ્રવૃત્તિ મુંબઈમાં. ૧૮૮૩માં મુંબઈથી મૅટ્રિક. પછી બી. એ. ૧૯૦૨માં ઇંગ્લૅન્ડમા બૅરિસ્ટર થવા ગયા,–ઑરિયેન્ટલ કૉંગ્રેસમા હાજરી આપેલી ૧૯૦૪માં બૅરિસ્ટર થઈ હાઇકોર્ટમાં કારકિર્દી. પુરાતત્ત્વ વિદ્યાના ઉપાસક. ૧૭મી ઇન્ટરનૅશનલ ઑરિ. કૉ.માં ભાગ–મહાભારતની અધિકૃત વાચના માટે એમાં ઠરાવ કરાવ્યો. પૂના ભાંડારકર રિ. ઇન્સ્ટિ. તરફથી પ્રકાશિત થયેલી મહાભારત–વાચનાના એક સંપાદક. અવસાન. ૧૯૪૦. રચના: સરસ્વતીચંદ્રનું અવલોકન (૧૮૯૦), લૉર્ડ લૉરેન્સનું જીવનચરિત્ર (૧૮૯૫), વેદાંતદર્શન (૧૯૦૦), અદ્વૈતામૃત (૧૯૦૪), ન્યાયસાર (૧૯૦૯), ઉપરાંત સંખ્યાબંધ લેખો અને વ્યાખ્યાનો.

**વિષ્ણુ (૧)** ઈ. ૧૧મી સદી

આનંદપુર વડનગરનો બ્રાહ્મણ. રચના શાંખાયન પદ્ધતિ (સં.)

**વિષ્ણુ (૨)** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

રચના: અશ્વમેધ (અમુ)

**વિષ્ણુ (૩)** ઈ. ૧૮મી સદી

વડોદરામા ફકીરવાસમા રહેતો. રચના મામેરુ (અમુ.); એનો કદાચ 'રામકથાનો કક્કો' પણ હોય.

**વિષ્ણુદાસ (૧)**

ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

પાટણ. પાટણના ભાલણ કવિનો નાનો પુત્ર. રચના. રામાયણ ('ઉત્તરકાંડ'ના છેલ્લાં બે કડવાં માત્ર છપાયાં છે.)

**વિષ્ણુદાસ (૨)** ઈ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ

ખભાત. વડનગરો નાગર બ્રાહ્મણ. અવટંક 'મકર'. રચના: અનુશાલ્વનુ આખ્યાન, અંબરીષ આખ્યાન, અશ્વપ્રયાણ, આદિપર્વ, આરણ્યકપર્વ, ઓખાહરણ, ચંડીઆખ્યાન, દ્રોણપર્વ, નાસિકેતાખ્યાન, નીલધ્વજનુ આખ્યાન, કર્ણપર્વ (મુ), ગદાપર્વ, ચંદ્રહાસ આખ્યાન (મુ), જાલંધર આખ્યાન (મુ), પ્રસ્થાનપર્વ (મુ.), બભ્રુવાહન આખ્યાન, ભીમહાસ્યની કથા, ભીષ્મપર્વ (મુ.), મુસલપર્વ (મુ), મોરધ્વજ આખ્યાન (મુ), યૌવનાશ્વનુ આખ્યાન, રામાયણ, રુક્માંગદપુરી (મુ), રુક્મિણીહરણ, લક્ષ્મણાહરણ, લવકુશાખ્યાન (મુ), લૂણનાથાખ્યાન (?), શલ્યપર્વ (મુ), શુકદેવાખ્યાન, સભાપર્વ (મુ), સૌપ્તિક પર્વ, સ્ત્રીપર્વ, સ્વર્ગારોહણી (મુ), હરિશ્ચંદ્રપુરી (મુ), હંસકેતુ આખ્યાન, હૂંડી (? મુ)–મહાભારતનાં ૧૫ પર્વ અને રામાયણ સંપૂર્ણ રચ્યા છે.

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

ઈ. સ ૧૮૯૮–૧૯૬૯

જ.. ૨૦–૩–૧૮૯૮. ઉમરાળા. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ. પ્રાથ. ઉમરાળામા, માધ્ય. અમદાવાદ-જૂનાગઢ-અમરેલીમાં ૧૯૧૬મા મૅટ્રિક. ૧૯૨૦મા ભાવનગરથી બી. એ. ૧૯૨૪મા ભરૂચ કેળવણી મડળમા આજીવન સભ્ય પાછળથી નિવૃત્તિ બાદ થોડો સમય અમદા ની લા દ વિનયન કૉલેજમા ગુજ ના અધ્યાપક થોડો સમય મુંબઈના ભારતી વિદ્યાભવનમાં. પછી નિવૃત્ત ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિવેચક અવસાન. ૧૯૬૯ રચના ગદ્યનવનીત (સંપા. ૧૯૨૬), આનુ કેમ સઝ્યુ (૧૯૨૮), પારિભાષિક શબ્દકોશ (૧૯૩૦), પૂજા અને પરીક્ષા (વિ), સાહિત્યનો સ્વાધ્યાય (વિ.), વિવેચન મુકુટ (વિ.). નિબંધમાળા (સંપ.), નર્મદનુ પદ્યમંદિર (સંપા.), નર્મદનુ ગદ્યમંદિર (સંપા.) વગેરે

**વિશ્વનાથ સદારામ પાઠક**

ઈ. સ. ૧૮૬૫–૧૯૨૩

ભોળાદ (તા ધોળકા) પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ સ્વ. પ્રો. રામનારાયણ પાઠકના પિતા. પ્રાથ ભાવનગરમા રાજકોટ ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસ પૂરો કરી સીધા (સૌ)મા મહેતાજી અમદાવાદમાં સીનિયર થઈ રાજકોટ તાલુકા શાળાના શિક્ષક અને પછી ટ્રેનિંગ કૉલેજમાં. પછી ખંભાળિયા ગોંડળ અને જેતપુરમા શાળાની નોકરી ૧૯૦૬માં ભાવનગર ૧૯૦૭માં દક્ષિણામૂર્તિભવનની ભાવનગરમા સ્થાપના. ૧૯૦૮મા પોરબંદર રાજ્યના ડે એજ્યુ. ઇન્સ્પેક્ટર. ૧૯૧૩મા નિવૃત્ત અવસાન: ૧૯૨૩ રચના. પંચદશી (અનુ ૧૮૯૫), નચિકેતા કુસુમગુચ્છ (૧૯૦૮), મહિમ્ન-સ્તોત્ર (સમ. અનુ. ૧૯૦૮), ભગવદ્ ગીતા (શાંકરભાષ્યાનુસાર અનુ. ૧૯૦૯)

**વિષ્ણુકુમાર કૃષ્ણલાલ પંડ્યા**

ઈ સ. ૧૯૨૧

જ.: ૧૯ ૧૦ ૧૯૨૧. વડનગર. મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ. પ્રાથ માધ્ય સિદ્ધપુર વડનગર-પાટણ ૧૯૪૨ ૪૯માં વડોદરા એલેમ્બિક કેમિકલ કારખાનામા પ્રકાશન સહાયક, ૧૯૪૬–૪૮ 'સત્ય છે વિજય'ના સહાયક તંત્રી, ૧૯૪૮-૫૯ બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ નવી દિલ્હીમાં અને પછી એ જ કામે મુંબઈમાં ચાલુ. ૧૯૬૩ મા પત્રકારો સાથે ઇંગ્લૅન્ડનો પ્રવાસ રચના. દિલ્હીની સગાઈ (વા. સ. ૧૯૫૯), સકંપ (વા. સ ૧૯૬૪), આપણી આસપાસ (ચિં. ચિ. ૧૯૬૬), બ્રિટિશ પત્રકારત્વ (૧૯૬૬)

**વિષ્ણુપ્રસાદ અમૃતલાલ ભટ્ટ, 'બિંદુ'**

ઈ. સ. ૧૯૧૬

જ.: ૧૩–૨–૧૯૧૬ વાડાસિનોર (જિ ખેડા) મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ. પ્રાથ. માંકણી (સખેડા), માધ્ય વડોદરા–સિદ્ધપુર. છેક ૧૯૪૯મા એસ. એસ. સી. પરીક્ષા ઉત્તીર્ણ. ૧૯૩૯થી રાષ્ટ્રભાષા પ્રચારમાં લાગી રહેલા. ૧૯૪૧મા વર્ધાની 'કોવિદ' અને ૧૯૫૧માં પ્રયાગના 'સાહિત્યરત્ન'. ૧૯૬૦મા ગુજ. વિદ્યાપીઠ (અમદા.)ના 'સેવક'. ૧૯૬૫મા પારડીના સ વિશારદ'. ગુજરાતમા અનેક સ્થળે શિક્ષક. અત્યારે ભરૂચના ઇંદ્રજિત વિદ્યાલયમા શિક્ષક. રચના: કૈસે લિખેં ભાગ ૧-૨ (૧૯૪૮), કૈસે સીખે ભાગ ૧-૨ (૧૯૫૨), ગલતિયાં, (૧૯૫૨), સરલ હિન્દી ભાષાવિહાર (૧૯૫૩) ચારે શ્રી. રમેશચંદ્ર આચાર્ય સાથે ઉપરાંત હિંદી ગુજ. માં અનેક કાવ્યો અને લેખો અનેક સામયિકોમાં

**વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી**

જ. ૧૮૯૯

જ ૪–૭–૧૮૯૯. ઉમરેઠ. ખેડાવાળ બ્રાહ્મણ. પ્રાથ ઠાસરામા, માધ્ય. ઠાસરા-કપડવંજ–નડિયાદમા ૧૯૧૬માં મૅટ્રિક ૧૯૨૦માં ગુજ. કૉલેજ (અમદા)થી બી એ. સ્વ આનંદશંકર ધ્રુવના એક શિષ્ય ૧૯૨૩માં એમ. એ ૧૯૨૩થી સુરતની કૉલેજના સ્વયંસેવક અધ્યાપક સમર્થ વિવેચક કલકત્તામા ભરાયેલ ગુજ સા. પરિષદના પ્રમુખ રચના. ભાવનાસૃષ્ટિ (૧૯૨૪), વિવેચન (૧૯૩૯), અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય (૧૯૪૬), પરિશીલન (૧૯૪૯), ઉપાયન (૧૯૬૧), ગોવર્ધનરામ ચિંતક ને સર્જક (૧૯૬૨)

**વિસનજી ચતુર્ભુજ ઠક્કર** ઈ ૧૯મી સદી

લુહાણા, જાણીતા નવલકથાકાર નારાયણ ઠક્કરના પિતા મતૃત્તિ સિંધમા રચના શ્રી અમરલાલ ચરિત્ર (૧૮૭૭)

**વીર** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વે સાધુ રચના રજિમતી નેમનાથ બારમાસ (૧૭૫૬) અર્વા ગુજ. પદ્ય

**વીરગણિ સમુદ્રઘોષસૂરિ** ઈ ૧૨મીનો આરંભ

દાહોદ. પૂર્વાવસ્થામા સિદ્ધવાલ અને ધવટ વંશના વર્ધમાન શેઠના પુત્ર 'વસંત'. ચઠ-ગચ્છ-સરવાલ ગચ્છના ઈશ્વરગણિના શિષ્ય. રચના પિંડનિર્યુક્તિ સ (૧૧૧૩).

**વીરચંદ રાઘવજી ગાંધી** ઈ સ ૧૮૬૪-૧૯૦૧

જ.: ૨૫-૮-૧૮૬૪ મહુવા (સૌ) જૈન વણિક ભાવનગરમાં મૅટ્રિક મુંબઈ એલ્ફિન્સ્ટન કૉ.થી બી એ ૧૮૯૫માં જૈન એસો ઑફ ઇન્ડિયાના મંત્રી ૧૮૯૦માં શિકાગોની સર્વધર્મ પરિષદમાં. અવસાન. ૭-૮-૧૯૦૧ રચના Jain Philosophy Yoga Philosply, Karma Philosophy

**વીરજી (૧)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

સુરત-બુરાનપુર ચાતુર્વેદી મોઢ આ કવિ પ્રેમાનંદનો શિષ્ય હોવાની અસિદ્ધ માન્યતા રચના સુરેખાહરણ (૧૬૬૮ મુ), કામાવતીની વાર્તા (૧૬૬૯ મુ) એને નામે 'દશાવતાર' અને 'બલિરાજાનુ આખ્યાન' ૧૯મી સદીની રચનાઓ ચડાવવામા આવી છે 'કાકુરાજકથા' અને 'બ્યાપ્રકથા' નામ માત્રે જાણીતી, પણ અપ્રમાણિત.

**વીરજી (૨)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

જૈ. શ્વે રચના. કર્મવિપાક અથવા જયપૃચ્છારાસ (૧૬૭૨)-અર્વા ગુજ પદ્ય

**વીરનંદન** ઈ ૧૪મી સદીનો પૂર્વાર્ધ

જૈ શ્વે સાધુ રચના પુરુષોત્તમ પચપાંડવ રાસ (ઉત્તર અપભ્રંશની કૃતિ)

**વીરભદ્ર** ઈ ૧૬મી સદીનો આરંભ

બ્રાહ્મણ રચના કંદર્પચૂડામણિ (સ, ૧૫૭૭)

**વીરવિજય** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ

જન્મસ્થાન અમદાવાદ અમદાવાદના જ બ્રાહ્મણપુત્ર હઠીસિંગના દહેરાંની પ્રતિષ્ઠા એમને હાથે થયેલી. ખ્યાતનામ જૈનાચાર્ય. ઉપાસરાજમાં એમનો ઉપાશ્રય જાણીતો છે રચના સુરસુંદરી રાસ (૧૮૦૦ મુ), નેમિનાથ વિવાહલો (૧૮૦૪ મુ), ધમ્મિલ કુમાર રાસ (૧૮૩૯ મુ) ચંદ્રશેખર રાસ (૧૮૪૩. મુ) વગેરે નાની મોટી અનેક કૃતિઓ

**વીરવિમલ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

બુરાનપુર. જૈ શ્વે સાધુ રચના ભાવિની કર્મરેખા રાસ (૧૬૬૫), જંબૂસ્વામી રાસ -અને અર્વા. ગુજ. પદ્ય

**વીરસિંહ** ઈ ૧૫મી સદીનો મધ્યભાગ

રચના: ઉષાહરણ (૧૪૬૪ લગભગ. મુ) -મધ્ય. ગુજ. પદ્ય

**વીરેંદ્ર અઢિયા**

રચના એસ એસ સી પછી શું કરશો (૧૯૫૩), મારી નૂતન ભારતની યાત્રા (૧૯૫૫). કુમાર સાહિત્યના લેખક

**વીરો** ઈ. ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

ભક્તકવિ ધીરાનો સાથી હતો રચના: બભ્રુવાહનનુ આખ્યાન (૧૭૭૬)-અ ગુ પદ્ય

**વીસાજી જાડેજા** ઈ ૧૮મી સદી

કચ્છના રાવ ગોડજીના પુત્ર રાયમલજીના પુત્ર ગરાસ કચ્છ-મોટી ખાખરમાં વ્રજ અને કચ્છીના કવિ. રચના: સામુદ્રિક શાસ્ત્ર (અનુ. વ્રજ)

**વૃદ્ધિવિજય (૧)** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

જૈ. શ્વે સાધુ રચના ઉપદેશમાળા બાલાવબોધ (૧૬૫૪)-મધ્ય ગુજ ગદ્ય

**વૃદ્ધિવિજય (૨)** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

સાઈપુર. જૈ. શ્વે સાધુ રચના જ્ઞાનગીતા (૧૬૫૦. મુ)-અર્વા ગુજ. પદ્ય

**વૃદ્ધિવિજય (૩)** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

તપગચ્છના ધીરવિજયના લાભ વિજયના શિષ્ય. રચના શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન (સ ૧૬૭૮)

**વૃદ્ધિવિજય (૪)** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

મહુવા જૈ શ્વે. સાધુ રચના ચિત્રસેન પદ્માવતી રાસ (૧૭૧૩)-અર્વા ગુજ પદ્ય

**વેણીદાસ** ઈ ૧૮મી સદીનો આરંભ

પિહીજ (તા પેટલાદ) લેઉઆ પાટીદાર. રચના દિલ્હી સામ્રાજ્ય વર્ણન (હિંદી ૧૭૦૫ લગભગ)

**વેણીદાસ નાગર** ઈ ૧૭મી સદી

વડોદરાના નાગર શ્રીવલ્લભાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલનાથજીના શિષ્ય રચના: શ્રીગોકુલ-ગોવર્ધન-ગમનાગમન (ગુ. પદ્ય)

**વેણીભાઈ જમનાદાસ પુરોહિત** ઈ સં ૧૯૧૮

જ.: ૩૧-૧-૧૯૧૮ જામ-ખંભાળિયા ન ગળી બ્રાહ્મણ પ્રાથ માધ્ય મુબઇમા વિશ્વયુદ્ધ શરૂ થતાં અમદાવાદમા 'પ્રભાત' ભારતી સાહિત્ય સંઘ' અને 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'મા પ્રૂફવાચન વિદ્વાનો અને કવિસભા દ્વારા કવિતાલેખનને વેગ ૧૯૪૩મા ૧૦ માસ જેલનિવાસ પછી મનાબધુ ગુજરાત સમાચારમા પત્રકારત્વે પ્રવેશ. ૧૯૪૯થી મુબઈના 'જન્મભૂમિ'મા. ચોટદાર કવિતાલેખક રચના: સિંજારવ (કા સ ૧૯૫૫), દીપ્તિ (કા સં. ૧૯૫૬), અત્તરના દીવા (વા સં ૧૯૫૭), સેતુ (વા સ), વાસનુ વન (વા. સ)

**વેણીરામ મૂળજીભાઈ આચાર્ય** ઈ સ ૧૮૬૦-૧૯૩૮

હળવદ ઔદીચ્ય સહસ્ર ભક્તકવિ શ્રા રચના શ્રી અંબિકા ચરિત્ર કાવ્ય (ભક્તિકાવ્યોનો સંગ્રહ ૧૯૦૩)

**વેણીલાલ છગનલાલ બૂચ** ઈ સ. ૧૮૯૯ ૧૯૪૪

જામનગર વડનગરા નાગર ગૃહસ્થ વિલ્સન કૉ (મુબઈ)થી ૧૯૨૦મા બી એ. (રસાયણ શાસ્ત્ર). અસહકારની લડતના લડવૈયા અપરિગ્રહી ૧૯૨૦-૨૧માં 'નવજીવન'ના મુદ્રક પ્રકાશક-સચાલક એક વર્ષ પછી ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યા ભવનમા શિક્ષક. ૧૯૩૦થી વિરમગામમા જાહેર સેવક. અવસાન: ૨૩-૧૨-૧૯૪૪. રચના: તવારીખની તેજછાયા ભાગ ૩ થી ૬ (૫ જવાહરલાલના ગ્રંથનો અનુ ૧૯૩૫-૩૭), આપવીતી (ધર્માનંદ કૌસંબીની મરાઠી આત્મકથાઓનો અનુ ૧૯૪૦)

**વૈકુંઠ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

કુતિયાણા (સૌ.) સારસ્વત બ્રાહ્મણ પિતાનું નામ તુલસી એનું 'ધ્રુવાખ્યાન' પ્રથમ 'તુલસી'ને નામે છપાયેલુ રચના ઉદ્યોગપર્વ (૧૬૬૦. મુ), કર્ણપર્વ (૧૬૬૦), ધ્રુવાખ્યાન (૧૬૩૮ મુ), નાસિકેતનુ આખ્યાન (૧૬૬૮), મદાલસાખ્યાન, નલકથા, ભીષ્મપર્વ (મુ), શલ્યપર્વ -બધાં અર્વા ગુજ. પદ્ય

**વૈકુંઠદાસ** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

પુષ્ટિ વૈષ્ણવ. રચના: રાસલીલા-અર્વા. ગુજ. પદ્ય

**વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર**
ઈ સ. ૧૮૮૫-૧૯૪૭
જ.. ૨૦-૯-૧૮૮૫. ભરૂચ. બ્રહ્મક્ષત્રિય પ્રાથ. માધ્ય સુરત. ૧૯૦૦માં મૅટ્રિક. ૧૯૦૪ માં. ગુજ. કૉ (અમદા.)થી બી. એ ત્યારથી નડિયાદની શૅારૅક મિલ્સમાં. ૧૯૧૧-૧૯૨૧ મુંબઈની મોરારજી મિલ્સમાં. અવસાન: ૫-૨-૧૯૪૭ રચના: અંબાલાલ સાકરલાલનાં ભાષણો અને લેખો (સપા. ૧૯૧૫), તત્ત્વચિંતન (અનુ ૧૯૧૫), દુનિયાની દુગ્ધાથી દૂર (અનુ. ૧૯૩૪-૩૫), ચંદ્રભાઈના પત્રો (૧૯૪૨મુ ),જ્ઞાનયોગી ચંદુભાઈ(૧૯૪૪-૪૬)

**વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી**
ઈ. સ ૧૮૯૫-૧૯૩૫
જ.: ૧૫-૩-૧૮૯૫ સુરત વડનગરા નાગર બ્રાહ્મણ અવસાન. ૨૩-૩-૧૯૩૫ રચના: ગૅામર્ટના જીવનસૂત્ર (અનુ ૧૯૨૨), દલાલકૃત બુદ્ધિસ્ટ ઇન્ડિયા (અનુ ૧૯૨૧), ગુજરાત મિત્ર હીરક મહોત્સવ અંક (સપા ૧૯૨૪), કાવ્યસાહિત્યમીમાંસા (અ. ક. ત્રિવેદી સાથે. ૧૯૨૯), ગદ્ય કુસુમ (મો. પા. દવે સાથે. ૧૯૩૧), જીવતી જુલિયટ

**વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રી**
ઈ. સ. ૧૮૨૫-૧૮૯૨
જ.. ૨૬-૧૧-૧૮૨૫ મલાતજ (જિ ખેડા). સાઠોદરા નાગર બ્રાહ્મણ-ત્રિવેદી. કવિ છોટમના નાનાભાઈ. સારસાના કુબેર ભક્તના ધર્મોપદેશક પછી અમદાવાદના જૈન મંદિરના શિક્ષાગુરુ. અમદાવાદની ધર્મસભાના મંત્રી. 'ધર્મ પ્રકાશ' માસિકના તંત્રી. ૧૮૬૫માં ગુજરાત વિદ્યા સભાના સહાયક મંત્રી અને 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી એ સમયના આગેવાન પુરાવિદો અને વિદ્વાનોમાં માનપાત્ર. કવિ દલપતરામના ગાઢ મિત્ર. વ્યાકરણકાર ટેલરના મિત્ર અને સહકાર્યકર. અવસાન: ૧૪ ૧૧-૧૮૯૨. રચના: ચંદ્રહાસ આખ્યાન (૧૮૫૮), મુક્તમાળા, ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઉત્સર્ગમાળા (વ્યુત્પત્તિ), ભક્તિભાસ્કર, રસગંગા (છેક ૧૯૩૪ મા છપાઈ), વૈશેષિક તર્કસાર, નાગર પુરાવૃત્ત (અમુ ) ધાતુસંગ્રહ (ટેલર સાથે), પ્રાકૃત ઉક્તિસંગ્રહ (અમુ )

**વ્રજલાલ મેઘાણી**
રચના: આળાં હૈયાં (વા. સ. ૧૯૪૬)

**વ્રજલાલ મોહનલાલ ઓઝા**
જ: ૨૩-૯-૧૯૦૯ ખેરાળુ (જિ. મહેસાણા) શ્રીમાળી બ્રાહ્મણ. પ્રાથ. માધ્ય પૂનામાં. રાષ્ટ્રભાષા કોવિદ (વર્ધા.), રાષ્ટ્રભાષા પ્રવીણ' (મહારાષ્ટ્ર). ૧૯૪૦માં કાંદીવલી પી. ટી. સી. પૂનામાં વિવિધ શિક્ષણ સંસ્થાઓમાં શિક્ષક. 'કુસુમ' માસિકના સંપા. (૧૩૩૯-૪૧) રચના: રાસકલિકા (કા સ ૧૯૪૧), ખટદર્શન (કિશોર કાવ્યો ૧૯૬૧), નાટક બેસી ગયુ (ના ૧૯૬૧), બાલ કુસુમોદ્યાન (બા. કા. ૧૯૬૫)

**શંકર** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ
રચના: જમગીતા (૧૫૫૩)

**શંકર સેવક** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
પુષ્ટિ વૈષ્ણવ. રચના: કલિપ્રબોધ, સારસિદ્ધાંત, સ્નેહમંજરી, રસાનંદ-અર્વા ગુ પદ્ય

**શંકરપ્રસાદ છગનલાલ રાવળ**
ઈ. સ. ૧૮૮૭-૧૯૫૭
જ: ૨૬-૧-૧૮૮૭. વડોદરા (જિ. અમ ) વ.: ડભોડા (જિ. અમદા ). ઔદીચ્ય સહસ્ર બ્રા. પ્રાથ માધ્ય. ભરૂચ; ૧૯૦૬માં શાળાંત અને મૅટ્રિક ૧૯૦૯માં. ભરૂચમા જ શિક્ષક. પછીથી મુંબઈ કબીબાઈ હા. સ્કૂ. માં. નિવૃત્ત થઈ ફાર્બસ ગુજ. સભામાં સહમંત્રી. સંશોધક અને વિવેચક. અવસાન ૨૪-૪-૧૯૫૭. રચના: ભાંગેલુ ગામડુ (૧૯૧૫), દયારામનું જીવનચરિત્ર (૧૯૧૯), પ્રબોધબત્રીસી (સપા ૧૯૩૦), નરપતિકૃત પંચદંડ (સપા ), હંસાવતી વિક્રમ ચરિત્ર (સપા ), દયારામ કાવ્યસુધા, ફા ગુ. સભાના હ. પુ. ની નામાવલી (૨ જી વર્ધિત આવૃત્તિ)

**શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી**
ઈ સ ૧૯૦૨-૧૯૪૬
જ.. ૨-૫-૧૯૦૨ ચુણેલ (તા નડિયાદ) વ.: મલાતજ. સાઠોદરા નાગર બ્રાહ્મણ સ્વ. વ્રજલાલ કા શાસ્ત્રી(ત્રિવેદી)ના દત્તક પુત્ર ગંગાશંકર શાસ્ત્રીના મોટા પુત્ર અને જાણીતા પુરાતત્ત્વવિદ ડૉ હરિપ્રસાદ શાસ્ત્રીના મોટા ભાઈ. પ્રાથ. મલાતજમાં, માધ્ય. સોજિત્રા (જિ. ખેડા)માં. ૧૯૧૯માં મૅટ્રિક ૧૯૨૩માં ગુજ કૉ (અમદા.)થી બી એ ૧૯૨૫માં એમ એ ૧૯૨૯માં એલએલ બી ચારેક વર્ષ પ્રોપ્રા. હા સ્કૂ. માં શિક્ષક ૧૯૩૯થી મૃત્યુ પર્યંત જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં ગુજ અને સં ના અધ્યાપક. અવસાન: ૧-૬-૧૯૪૬ રચના: રસગંગા (વ્ર. કા. શાસ્ત્રીના ગ્રંથનુ સંપા ૧૯૩૪), સાહિત્યને ઓવારેથી (નિ ૧૯૩૮), સાહિત્યદર્શને (નિ. ૧૯૪૧), પાનદાની (વા. સં ૧૯૪૧)

**શંકરલાલ દાદાભાઈ કાપડિયા**
રચના: લલ્લુભાઈ રાયચંદનું જીવનવૃત્તાંત (૧૯૧૫), સામયિક સ્વરૂપ (૧૯૩૭), સ્યાદ્વાદમતસમીક્ષા (૧૯૫૧), તત્ત્વાર્થ પ્રશ્નોત્તરદીપિકા (૧૯૫૨)

**શંકરલાલ પ્રભાશંકર ભટ્ટ**
રચના: દેવીસ્તુતિ (પદ્યાત્મક અનુ. ૧૯૨૦)

**શંકરલાલ મગનલાલ કવિ**
જ.: ૧૪-૨-૧૮૯૯. આજોલ. વ.: દહેગામ (જિ. અમદા.). ઔદીચ્ય સહસ્ર બ્રા. સીનિયર ટ્રે. શિક્ષક હોમિયોપથીના એમ ડી. બી. પાછળથી યુગાન્ડા (આફ્રિકા)મા શિક્ષક. રચના: ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો (૧૯૧૧), કાવ્યચંદ્રોદય (૧૯૧૩), દિવ્ય કિશોરી (૧૯૧૪), સદ્ગુણમાળા (૧૯૧૪), ગુરુકીર્તન (૧૯૧૭), ગુજરાતી હિંદી રીડર (૧૯૨૨)

**શંકરલાલ મગનલાલ પંડ્યા**
**'મણિકાંત'** ઈ. ૧૮૮૪-૧૯૨૭
હળધરવાસ (જિ. ખેડા). ઔદીચ્ય ટોળકિયા. ગુજ.નો માત્ર અભ્યાસ શરૂમાં ગામડામાં શિક્ષક. મુંબઈમા એક પેઢીમાં મૃત્યુ પર્યંત નોકરી સરળ અને લોકપ્રિય બજારુ ગઝલોના લેખક. સારા કટાક્ષકાર. પોતાની પુસ્તકલેખનની કમાણી હળધરવાસમા સાર્વજનિકકામોમા ખર્ચી નાખી અવસાન ૧૯૨૭. રચના: મણિકાંત કાવ્યમાળા (૧૯૩૫ સુધીમાં ૧૩ આવૃત્તિ, કા સ ), પાપી પિતા, ગઝલમાં ગીતા, સગીત સુબોધબિંદુ, સગીત મંગલમય (૧૯૧૩), નિર્ભાગી નિર્મળા, ગુજરાત સ્તોત્ર, બ્રહ્મહત્યા, જ્ઞાનપ્રવાહ

**શંકરલાલ માહેશ્વર શાસ્ત્રી**
ઈ. ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
વતન મોરબી. શ્રીમાળીબ્રાહ્મણ. પોતાના સમયમાં સૌરાષ્ટ્રના ઉચ્ચ કોટિના સભાપાત્ર પંડિત 'લઘુ સિદ્ધાંતકૌમુદી' (વ્યાક.)ની સંટીકા એમની જાણીતી છે. ઉપરાંત સં નાટકો પણ રચ્યાં છપાયાં છે.

**શંભુપ્રસાદ છેલશંકર જોશીપુરા**
**'કુસુમાકર'** ઈ. સ ૧૮૯૨-૧૯૬૨
જ. ૮-૧ ૧૮૯૨ જામનગર. વ.ગોંડળ. વડનગરા નાગર ગૃહસ્થ. ગોંડળમા જ 'લલિત'ના સંપર્કે કવિતાલેખનની અભિરુચિ. ૧૯૧૪માં પૂના-ફર્ગ્યુસન કૉલેજમાથી બી એ. ૧૯૨૦માં એસ ટી. સી. પછી સુરતની મિડલ સ્કૂલમા શિક્ષક. નિવૃત્તિ બાદ અમદાવાદમાં. મુખ્યત્વે 'વસંત' વગેરે માસિકોમાં 'કુસુમાકર' તખલ્લુસથી ગંભીર કાવ્યો છપાયાં. રચના: જીવનનાં જાદુ (વા સં ૧૯૫૮), સ્વપ્નવસંત (કા. સં ૧૯૬૩), વિશ્વાંજલિ (કા. અનુ ૧૯૬૪)

**શંભુરામ** ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ

વડોદરા. નાગરબ્રાહ્મણ. રચના: લવકુશ આખ્યાન (૧૭૩૯)

**શશિકલાકાર**

ઈ. ૧૯મી સદીનો મધ્ય ભાગ

રચના: શશિકલા-મધ્ય. ગુજ. કાવ્ય (મુ.)

**શશિન્, નટવરલાલ ઓઝા** ઈ. સ. ૧૯૨૮

જ. ૨-૩-૧૯૨૮. ભાવનગર. શ્રીમાળી બ્રાહ્મણ. પ્રાથ. ભાવનગરમાં, માધ્ય. શિહોરમાં. ૧૯૪૦મા મૅટ્રિક. સામળદાસ કૉ. (ભાવનગર)માંથી બી. એ., ૧૯૪૯માં એમ. એ. ૧૯૬૭માં પીએચ. ડી. ૧૯૪૮માં બૃહન્મહારાષ્ટ્ર કૉમર્સ અને ફર્ગ્યુસન કૉલેજમાં ગુજ. અધ્યાપક, ૧૯૬૦થી પાછલી કૉલેજમા રચના: માનવતાનાં લિલામ (અં.નો અનુ. ન ૧૯૫૩), સુખીજીવનની પગદંડી (મરા નો અનુ ૧૯૫૫), સદાચારને પગલે (મરા નો અનુ ૧૯૫૭), અભ્યર્થના (કા. સં. ૧૯૫૯), ૮૦ દિવસમા દુનિયાની પ્રદક્ષિણા (અ નો અનુ. ૧૯૬૧)

**શાંતસૌભાગ્ય**

ઈ. ૧૮મી સદીનો પૂર્વાર્ધ

પાટણ જૈ. શ્વે સાધુ રચના. અગડદત્ત ઋષિની ચોપાઈ (૧૭૩૧)-અર્વા ગુજ. પદ્ય

**શાંતિ આંકડિયાકર**

રચના આધુનિક શિક્ષણપદ્ધતિ. પરીક્ષા, સ્મિતા

**શાંતિકુમાર જયશંકર ભટ્ટ**
**'આત્માનંદ'** ઈ સ. ૧૯૨૧

જ. ૧૯-૩-૧૯૨૧ અમદાવાદ પ્રાથ. માધ્ય અમદાવાદમાં ૧૯૩૯માં મૅટ્રિક ગુજ. કૉ થી ૧૯૪૩માં બી એ., ૧૯૪૯મા બે જે. વિદ્યાભવન ગુજ. વિદ્યાસભાથી એમ એ, ૧૯૫૬મા એલએલ. બી 'કોવિદ'. ૧૯૪૬-૪૮ મુંબઈ સરકારના પ્રાદેશિક ભાષા સહાયક ૧૯૪૮થી 'મુંબઈ સમાચાર સાપ્તાહિક'ના તંત્રી. રચના. ગરીબીનું ગૌરવ (વા સ. ૧૯૫૨), પ્રાચીન શાસ્ત્રોની શોધમા (વા. ૧૯૬૮), સ્વાતંત્ર્યનો સેતુ (ન નો અનુ ૧૯૫૮), હું નીરોગી છું (અં નો અનુ ૧૯૫૯), Guide to Meditation (૧૯૬૬), સૌંદર્ય લહરી (સમ. અનુ), શ્રીમદ્વલ્લભાચાર્ય-દાર્શનિક આચારની પરંપરા (હિ નો અનુ ૧૯૭૫)

**શાંતિકુમાર પંડ્યા**

સારી શક્તિવાળા કવિ. કલ્પના અને ભાવ રચના: રાસરમણ (કા. સં.)

**શાંતિકુશલ** ઈ. ૧૭મી સદીનો આરંભ

નસૈર-જમોસા જૈ શ્વે સાધુ રચના. અંજના સતી રાસ (૧૬૧૧)-મધ્ય ગુજ. પદ્ય

**શાંતિચંદ્ર ઉપાધ્યાય**

ઈ. ૧૬મી સદીનો અંત

તપગચ્છના સકલચંદ્રના શિષ્ય રચના: કૃપારસકોશકાવ્ય (સં.), જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની પ્રમેયરત્નમંજૂષાવૃત્તિ (સં, ૧૫૯૪), અજિત શાંતિસ્તવ (સં., ૧૫૯૫)

**(સૌ.) શાંતિ બરફીવાલા**

રચના: રાસકુંજ (સંકલન ૧૯૨૮)

**શાંતિલાલ પુરુષોત્તમ આચાર્ય**

ઈ સ ૧૯૩૩

જ. ૨૫-૧૦-૧૯૩૩. લતીપુર (જિ. જામનગર) રામાનંદી વૈષ્ણવ પ્રાથ લતીપુરમા. માધ્ય જામનગરમા. ૧૯૫૩માં એસ એસ. સી કૉલેજનુ અલિયાબાડા (જિ. જામનગર) માં, જ્યા બી. એ. ૧૯૫૭માં ૧૯૫૯માં એમ. એ. ૧૯૫૮થી ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદમાં 'કોશવિભાગ'મા સેવા. ૧૯૬૦મા સરદાર વલ્લભભાઈ કૉલેજમા અને ૧૯૬૨-૬૪ ગુજ. યુનિ. ભાષાભવનમા સેવા ૧૯૬૪થી પાછા ગુજ. વિદ્યાપીઠમાં આદિવાસી સંશોધનકેન્દ્ર અધિકારી ૧૯૬૭થી ફંડનિયામક. રચના. Segment Phonemes of Kacchi (૧૯૬૬), ભીલી-ગુજરાતી શબ્દાવલિ (૧૯૬૫), કચ્છી શબ્દાવલિ (૧૯૬૫), ગુજ. ભીલી વાતચીત (૧૯૬૭)

**શાંતિલાલ ઓધવજી મહેતા**

ઈ સ. ૧૯૨૮

જ. ૧૧-૯-૧૯૨૮. મોટા આંકડિયા ખેડાવાળા બ્રાહ્મણ 'શાંતિ આંકડિયાકર' નામથી લેખન ગોંડળ અધ્યાપન મંદિરમાં અધ્યાપક રચના: સ્મિતા, વેલપિયાસી, દિલના અજવાળાં, પરીક્ષા, આનુ નામ તે ગામડુ, આધુનિક શિક્ષણપદ્ધતિ, ભારતની વાર્તાઓ. એમણે 'ધૂમકેતુ'ની વાર્તાઓના અને ગુલાબદાસ બ્રોકરની એક વાર્તાનો અનુવાદ હિંદીમા પ્રસિદ્ધ કર્યા છે.

**શાંતિલાલ ગુલાબદાસ તોલાટ**

ઈ. સ. ૧૯૦૪

જ.: ૩૧-૭-૧૯૦૪. સુરત દશાપોરવાડ વણિક અભ્યાસ મુંબઈમા ૧૯૨૬માં વિલ્સન કૉ થી બી. એ. ૨૨મા લક્ષ્મી આર્ટ પ્રિન્ટર્સમા, ૩ વર્ષ પછી સરકારી પ્રેસમાં રચના: કલ્પનાની મૂર્તિઓ (૧૯૩૩), જીવનનાં પ્રતિબિંબ (૧૯૩૩)

**શાંતિલાલ મગનલાલ શાહ, 'પ્રશાંત'**

ઈ સ. ૧૯૧૮

જ.: ૭-૪-૧૯૧૮ ભરૂચ. ખડાયતા વણિક. પ્રાથ. માધ્ય ભરૂચ. ૧૯૩૯માં વડોદરા કૉ થી બી. એ ૧૯૪૨માં આમોદમાં શિક્ષક. ૧૯૪૨-૪૩ જેલનિવાસ બે વર્ષ શાળાશિક્ષક પછી 'માતૃભૂમિ' પત્રમાં સેવા આપી ૧૯૪૯-૧૯૫૬ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબઈમા રહી 'અખંડાનંદ'નુ સંપાદન. ૧૯૫૭-૫૯ મુંબઈ રાજ્યના માહિતીખાતામાં ૧૯૬૨મા સુરતના 'ગુજરાતમિત્ર'ના કટારલેખક ૧૯૬૩થી 'પ્રતાપ'મા 'નર્મદાનાં વહેતા નીર'ના સંપાદક વચ્ચે ૧૯૪૮-૬૦થી જ્ઞાતિપત્ર 'ખડાયતા યુવક'ના તંત્રી પણ ૧૯૬૬થી 'રાજહંસ' સાપ્તાહિકના તંત્રી. રચના: અપરમા (અનુ. ૧૯૪૯), બળતા પાણી (વા સ ૧૯૪૯), ભરતી ઓટ (વા સં. ૧૯૫૨), લગ્નમંડપ (વા. સં ૧૯૫૨), અરમાન (વા સં. ૧૯૫૬), રેડિયોની દુનિયા (૧૯૬૨), રૂપેરી કિનાર ભાગ ૧-૨ (ન ૧૯૬૬), પ્રતિશોધ (ન ૧૯૬૬), રાવેરી, સ્નેહનીવાની (ન ૧૯૬૬), ચંદનહાર ભાગ ૧-૨ (૧૯૬૬), ચોથી જાગીર (ન ૧૯૬૬), દુતારી ધરતી (ન ૧૯૬૭)

**શાંતિલાલ શ્રાવક**

ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ

જૈ શ્વે રચના: ગૌતમ સ્વામીનો રાસ (૧૬૭૫)-અર્વા ગુજ. પદ્ય

**શાંતિલાલ સારાભાઈ ઓઝા**

રચના: રસધારા (અં નો પદ્યાનુવાદ ૧૯૨૪)

**શાંતિલાલ સોમેશ્વર ઠાકર**

ઈ. સ ૧૯૦૪

જ ૧૫-૯-૧૯૦૪. નડિયાદ ખેડાવાળ બ્રાહ્મણ. પ્રાથ. થસરામાં, માધ્ય. નડિયાદમા ૧૯૨૨મા મૅટ્રિક. ગુજ. કૉ (અમદા)થી ૧૯૨૬મા બી. એ, ૧૯૨૮મા એમ એ, ૧૯૩૦માં બી ટી. પછી બોરસદ વગેરેની હાઈસ્કૂલોમા આચાર્ય. સારા વક્તા. રચના. સંવાદમાલા (૧૯૩૪), સાધન સૂક્તાવલિ (ગદ્ય ૧૯૩૬), સ્ફુલિંગ ભાગ ૧-૨ (૧૯૪૪-૪૮), ભક્ત મીરા (૧૯૪૫), નીતિશતક (સં નો અનુ ૧૯૪૮), વૈરાગ્યશતક (સ નો અનુ ૧૯૪૮), તુલસીદાસની સાખીઓ (અનુ ૧૯૪૮), કહેવતો (૧૯૪૮), મૃત્યુંજય (૧૯૪૮), દશકુમારચરિત (સ નો અનુ ૧૯૪૮), નડિયાદનો ઇતિહાસ (૧૯૪૯)

**શાંતિશંકર વં. મહેતા**

રચના ચાહડો યાત્રા (બ્રહ્મદેશના 'ચાહડો' પેગોડાની યાત્રાનુ નીગ્રસ પ્રવાસવર્ણન ૧૯૨૬)

**શાંતિ સાગરગણિ**

ઈ ૧૭મી સદીનો મધ્ય ભાગ

તપગચ્છના ધર્મસાગરના શ્રુતસાગરના

શિષ્ય. રચના કલ્પકૌમુદી (સં., ૧૬૫૧)

**શાંતિસૂરિ (૧)** ઈ. ૧૦મી સદી
અણહિલવાડ પાટણ તિલકમંજરીકાર ધનપાલના આગ્રહે ધારાના ભોજને ત્યાં ગયેલા. ચંદ્રકુલના થારાપદ્રગચ્છના આચાર્ય. અવસાન ૧૦૪૦માં. રચના: ઉત્તરાધ્યયન-ટીકા (પ્રા.)

**શાંતિસૂરિ (૨)** ઈ. ૧૧મી સદી
પૂર્ણતલગચ્છના વર્ધમાનસૂરિના શિષ્ય. રચના: ધનપાલકૃત તિલકમંજરીની ટિપ્પણી (સં.), વૃંદાવન કાવ્ય-ઘટખર્પર કાવ્ય-મેઘાભ્યુદય કાવ્ય-શિવભદ્ર કાવ્ય-ચંદ્રદૂત કાવ્ય એ પાંચે પર સં. વૃત્તિ

**શાંતિસૂરિ (૩)** ઈ. ૧૨મી સદી
ચંદ્રકુલના બૃહદ્ગચ્છના નેમિચંદ્રના શિષ્ય. રચના: પૃથ્વીચંદ્ર ચરિત્ર (સં.), ધર્મરત્નલઘુવૃત્તિ (સં.)

**શામળજી રતનશી વિદ્યાર્થી**
રચના: વડોદરાવર્ણન (આગની પદ્યાત્મક હકીકત. ૧૮૭૬)

**શામળ ભટ્ટ**
ઈ. ૧૮મી સદીનો મધ્યભાગ
અમદાવાદ-વેગણપુર (હાલનુ ગોમતીપુર) શ્રીગોડ માળવી બ્રાહ્મણ. પિતાનુ નામ વીરેશ્વર, માતાનું નામ આનંદીબાઈ, ગુરુનુ નામ નાના ભટ્ટ સન ૧૭૨૯ સુધી વેગણપુરામાં, પછી સીંહુજ (જિ. ખેડા)ના જમીનદાર રખીદાસ પટેલના નિમંત્રણથી એને ત્યાં જઈ રહ્યો ગુજરાતી સાહિત્યમા લૌકિક (પરંપરાથી ઊતરી આવેલી સંસ્કૃતમાંની કાલ્પનિક) વાર્તાઓનો સમર્થ સમર્પક. રચના: ઉદ્યમકર્મ સંવાદ, નંદબત્રીશી, પદ્માવતી (૧૭૧૮), ખોડાણાનુ આખ્યાન (૧૭૨૫), અભરામ કુલીનોશલોકો, ઉત્કંઠનું આખ્યાન (અનુ. ૧૭૪૦ પૂર્વે), કાલિકાનો ગરબો, ગુલબકાવલીની વાર્તા, જહાંદાર શાહની વાર્તા, બરાસકસ્તૂરીની વાર્તા, મદનમોહનાની વાર્તા, રાવણમંદોદરી સંવાદ, રુસ્તમ બહાદુરનો પવાડો, વેતાલપચીસી, શિવપુરાણ-માહાત્મ્ય (૧૭૧૮), સુદર કામદારની વાર્તા, સિંહાસન બત્રીસી (૧૫ વાર્તા ૧૭૨૯માં, પછી ૧૭૪૦ સુધીમાં), સૂડાબોત્તેરી (૧૭૬૮ સુધીમાં)-બધી પદ્ય રચનાઓ

**શારદાપ્રસાદ વર્મા**
જુઓ 'રતિલાલ નાનાભાઈ તન્ના.'

**શારદાબહેન સુમંત મહેતા**
ઈ સ ૧૮૮૨-૧૯૭૧
જ.: ૨૬-૬-૧૮૮૨. અમદાવાદ. વડનગરા નાગર ગૃહસ્થ. જ્ઞાતિ. સરદાર ભોળાનાથ સારાભાઈ દિવેટિયાનાં દૌહિત્રી શ્રી. વિદ્યાબહેન ર. નીલકંઠનાં નાનાં બહેન અને ડૉ. સુમંત મહેતાનાં ધર્મપત્ની અમદા થી ૧૮૯૭માં મૅટ્રિક. ૧૯૦૧માં શ્રી વિદ્યાબહેન સાથે ગુજ. પહેલાં બી એ. સામાજિક કાર્યકર. અવસાન ૧૯૭૧. રચના: પુરાણોની બાલબોધક વાર્તાઓ અને બાળકોનુ ગૃહશિક્ષણ (૧૯૦૫), સુધાહાસિની (ન અનુ શ્રી. વિદ્યાબહેન સાથે ૧૯૦૭), ફ્લૉરેન્સ નાઇટિંગેલનુ જીવનચરિત્ર (૧૯૦૭). હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન (શ્રી વિદ્યાબહેન સાથે અનુ ૧૯૧૧), જીવન-સંભારણાં (૧૯૩૮)

**શાર્દૂલિયો** ઈ ૧૭મી સદી અંદાજે
રચના: એકાદશી માહાત્મ્ય, હંસાવતી આખ્યાન-બંને અમુ

**શાર્લોટે ક્રોઝે**
જુઓ 'સુભદ્રા દેવી'.

**શાલિભદ્રસૂરિ (૧)** ઈ. ૧૧મી સદી
શીલભદ્રસૂરિના પૂર્ણચંદ્રસૂરિના શિષ્ય. રચના. સંગ્રહણી-વૃત્તિ (સં)

**શાલિભદ્રસૂરિ (૨)** ઈ. ૧૧૮૫માં હયાત
જૈ. શ્વે આચાર્ય રચના: ભરતેશ્વર બાહુબલિ રાસ (૧૧૮૫ મુ) બુદ્ધિરાસ (મુ)-ઉત્તર-અપભ્રંશની ગુજ. લાક્ષણિકતાનો ખ્યાલ આપતી આરંભની પદ્ય કૃતિઓ

**શાલિભદ્રસૂરિ (૩)**
ઈ ૧૪મી સદીનો મધ્યભાગ
નાહેદ જૈ. શ્વે. આચાર્ય રચના પંચપંડવચરીત (૧૩૫૪, મુ) મધ્ય ગુજ પદ્ય

**શાલિસૂરિ** ઈ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે આચાર્ય રચના: વિરાટપર્વ-મધ્ય. ગુજ.નું અક્ષરમેળ ૧૮૩ વૃત્તોનું ખંડ કાવ્ય (મુ.)

**શિવકુમાર ગિરિજાશંકર જોશી**
ઈ. સ. ૧૯૧૬
જ.. ૧૬-૧૧-૧૯૧૬. અમદાવાદ. ભટ્ટમેવાડા બ્રા. પ્રાથ. માધ્ય અમદાવાદમાં, ૧૯૩૩મા મૅટ્રિક. ગુજ કૉ માંથી ૧૯૩૭મા બી એ છેક ૧૯૫૦થી લેખનપ્રવૃત્તિ શરૂ કરી થોડા સમયમાં આગલી હરોળના સામાજિક નવલિકા-નાટિકા-નવલકથાકાર થયા. રાષ્ટ્રિય ચળવળમાં ગણ્ય કોટિનો ભાગ ભજવેલો. બંગાળનાં દુકાળ રાહતનાં કાર્યોમાં પણ સબળ સેવા આપી હતી રાષ્ટ્રિય રંગથી રંગાયેલા લેખક. ૧૯૭૦ના રણજિતરામ સુવર્ણચંદ્રકના વિજેતા. રચના વિરાજવહુ (બં.નો અનુ ના. ૧૯૫૨), પાંખ વિનાનાં પારેવાં (એકાંકી સ ૧૯૫૪), સુમંગળા (ના. ૧૯૫૫), અનંત સાધના (એ. ના. ૧૯૫૫), અંધારા ઉલેચો (ના. ૧૯૫૫), રજનીગંધા (વા. સં. ૧૯૫૫), અંગારસ્પર્શ (ના ૧૯૫૬), સાધ્ય દીપિકા (ના. ૧૯૫૬), ત્રિશૂળ (વા. સં. ૧૯૫૭), દર્ભાંકુર (ના. ૧૯૫૮), સોનાની હાંસડી (એકાંકી સંગ્રહ ૧૯૫૮), ઘટા ધીરી ધીરી આઈ (ના ૧૯૫૯), કંચુકીબંધ (ન ૧૯૬૧), અનંગરાગ (ન. ૧૯૫૮), એકને ટકોરે (ના ૧૯૬૦), દેવદાસ (બ.ની ન ઉપરથી ના ૧૯૬૦), રહસ્યનગરી (વા. સં. ૧૯૬૦), શ્રાવણી (ન ૧૯૬૧), સુવર્ણરેખા (ના ૧૯૬૧), નીલાંચલ (એકાંકી ના. ૧૯૬૨), રાત અંધારી ને તલ છે કાળા (વા સં ૧૯૬૨), શતરંજ (ના ), આભ રુવે એની નવલખ ધારે (ન. ૧૯૬૪), અભિસાર (વા. સં. ૧૯૬૬), કૃત્તિવાસ (ના. ૧૯૬૫) વગેરે

**શિવજી દેવશી શાહ, 'મઢડાવાળા'**
ઈ. સ. ૧૮૯૦
કચ્છ-નળિયા. વણિક જ.: સં. ૧૯૩૬ વૈ. વ ૯ મંગળ. જૈનધર્મના જ્ઞાતા. પાલીતાણા પાસે મઢડામાં આશ્રમ સ્થાપેલો. રચના: મારા જીવનપ્રસંગો (આત્મકથા), પ્રકીર્ણ કચ્છી ગેય રચનાઓ

**શિવદાસ** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ
ખભાત વડનગરા નાગર બ્રાહ્મણ દક્ષિણ બિજાપુરમાં પણ જઈ રહેલો ત્યાં રહીને પણ આખ્યાનો લખ્યા છે. ભૂધર વ્યાસનો શિષ્ય. રચના: બાળલીલા (૧૬૧૧), પરશુરામનું આખ્યાન (૧૬૧૨), એકાદશી માહાત્મ્ય (બિજાપુરમાં ૧૬૧૩) ડાંગવનુ આખ્યાન (બિજાપુરમાં. ૧૬૧૬), દ્રૌપદીસ્વયંવર (૧૬૧૭), કામાવતીની વાર્તા (૧૬૧૭), જાલંધર આખ્યાન, નરકાસુરનુ આખ્યાન (૧૬૨૦), ચંડી આખ્યાન (૧૬૨૧), મૌશલપર્વ, સભાપર્વ, સ્વસ્તિપાઠ, હંસા ચારખંડી મોટા ભાગનાં મુદ્રિત છે.

**શિવદાસ** ઈ. ૧૨મી-૧૩મી સદી અંદાજે
સંનો ગ્રંથકાર. રચના: વેતાલપંચવિંશતિ (સં., લૌકિક વાર્તા)

**શિવદાસ નારાણ કવિ**
પ્રજ્ઞાચક્ષુ ગોંડળના. રચના: ગોહિલબિરદાવળી (૧૮૯૯—ભાવનગરનો પદ્યાત્મક ઇતિહાસ)

**શિવદાસ વેલજી**
ઈ. ૧૯મી સદીનો આરંભ
અમરેલી (સૌ). નાગર બ્રાહ્મણ. રચના: બાલચરિત્રના કૃષ્ણાવલા (૧૮૦૩), પ્રેમના પ્રવાવલા (૧૮૨૧)-અર્વા. ગુજ. પદ્ય

૧૯૬૧), કૌમાર અસંભવમ્ (અનુ. ના. ૧૯૬૬) આંધળી કરુણા (ના. ૧૯૬૪), સીતાનું મહાભારત વગેરે

**હમ્મીરજી** ઈ. ૧૯મી સદીનો પૂર્વાર્ધ
કચ્છ–અબડાસાના વીંઝાણના જાડેજા. રચના: વશપ્રમા (વ્રજ., ૧૮૦૮)

**હમ્મીરજી પરચાણજી** ઈ ૧૯મી સદી
કચ્છના રા' ખેંગાર ત્રીજાના અને વિજયરાજજીના બારોટ રાજકવિ. રચના કાવ્યસંગ્રહ) (વ્રજ.)

**હરકાંત ભવાનીશંકર શુકલ** ઈ સ ૧૯૦૭
જ.: તા. ૨૨-૪-૧૯૦૭ વ. રાજકોટ હાલ અમદાવાદ. પ્રાથ. માધ્ય કૉલેજ પતાવી બી.એ., પછી એલએલ.બી લાઠી (સૌ) મા ન્યાયાધીશ, પછી કોટડાસાંગાણીના દીવાન સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી સૌરાષ્ટ્રના નવા રાજ્યની વિધાનસભાના સચિવ. મુંબઈરાજ્ય સાથે સૌરાષ્ટ્ર ભળતાં મુંબઈ વિધાન પરિષદના સચિવ અને ગુજરાતનુ રાજ્ય જુદુ પડતા ગુજરાત રાજ્યની વિધાનસભાના સચિવ. હવે નિવૃત્ત ૧૯૩૫થી વ્યવસ્થિત લેખનકાર્યે ભારતીય સંગીતનો સારો પરિચય કાયદાને લગતા અનેક લેખોના અમદાવાદના દૈનિકો માટેના એક નિષ્ણાત લેખક. રચના ૧૯૩૫નુ હિંદનુ રાજ્યબંધારણ અને દેશી રાજ્યો (૧૯૩૮), રાજ્ય અને રાજકારણ (૧૯૪૦), Individual Liability (૧૯૪૪), Folk-dances of Gujarat (૧૯૬૫), લોકશાહી, તેના સિદ્ધાંતો અને પદ્ધતિઓ (૧૯૬૮), Fairs and Festivals of Gujarat (૧૯૭૨)

**હરકિશનદાસ શિવલાલ ભગત 'કરક'**
સુરત. ભજનકાર હિંદીથી મિશ્ર ગુજરાતી સંગીતક્ષમ અને મંજુલ ગીતોના લેખક. રચના: કરકકાવ્ય (કા. સં ૧૯૩૦)

**હરખચંદ સાધુ** ઈ ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે. સાધુ. રચના શ્રીપાલચરિત્ર (૧૬૮૪–મિશ્રભાષા)

**હરખજી** ઈ. ૧૯મી સદીનો મધ્યભાગ
જૈન. રચના. પુણ્યપાપરાસ–મધ્ય. ગુજ. પદ્ય

**હરગોવિંદ કાનજી ભટ્ટ**
ભાષા અને છંદોરચના સારી, ચમત્કૃતિહીન. રચના રામાયણનો રસાત્મકસાર (૧૯૧૫)

**હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા** ઈ સ. ૧૮૪૯–૧૯૩૧
ઉમરેઠ. વીસા ખડાયતા વૈ. વણિક મૅટ્રિક થયા પછી રાજકોટ ટ્રે કૉ.ના પ્રિન્સિપાલ. ૧૮૭૫-૭૯માં વડોદરા રાજ્યના કેળવણીખાતામાં લાલશંકર ઉમિયાશંકરના શાળોપયોગી પુસ્તકોના લેખનમા સહાયક 'પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક' અને પછી સ્વ નાથાશંકર શાસ્ત્રીની સહાયથી 'પ્રાચીન કાવ્યમાલ'નુ સંપાદન ૧૯૦૫માં લુણાવાડાના દીવાન પછી વડોદરામા મિલ ઉદ્યોગ ૧૯૧૦મા છઠ્ઠી ગુજ. સા પરિષદના પ્રમુખ અવસાન ૧૯૩૧ રચના પાણીપત (વીરરસનુ કાવ્ય. ૧૮૬૪ , અંધેરી નગરીનો ગધર્વસેન રાજા (ના ), સંસાર સુધારો, કેળવણીનુ શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧-૨ લઘુ વ્યાકરણ, મોટુ વ્યાકરણ, રાણી રૂપસુંદરી, ઉદ્ધવકૃત (?) રામાયણ (સંપા.), ભાલણકૃત દશમસ્કંધ (સંપા ), પ્રેમાનંદ કૃત (?) શામળશા હનો મોટો વિવાહ, વિશ્વની વિચિત્રતા (ક્ર ૧૯૧૩)

**હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી** ઈ સ. ૧૮૭૨–૧૯૫૧
જ.: ૭-૭-૧૮૭૨ મહુવા શ્રીમાળી બ્રાહ્મણ મસ્ત કવિ ત્રિભુવન પ્રેમશંકરના નાના ભાઈ હા સ્કૂ નો અભ્યાસ કરી ભાવનગર રાજ્યમા શિક્ષક. વિદ્યાર્થી–અવસ્થામાથી જ કાવ્યલેખન મેઘાણી વગેરેની પૂર્વે લોકસાહિત્યના સંગ્રાહક ઘણું મહત્ત્વનુ—ખંડકાવ્યો ઊર્મિકાવ્યો નાટકો વગેરે હજી અપ્રકટ. અવસાન: ૧૯૫૧મા. રચના: શિવાજી અને ઝેબુન્નિસા (કા ૧૯૦૭), કાઠિયાવાડની જૂની વાર્તાઓ ભાગ ૧–૨ (૧૯૨૨–૨૯)

**હરગોવિંદ ભટ્ટ** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ
અમદાવાદ. ભટ્ટ મેવાડા બ્રા એના ગુરુનુ નામ વલ્લભ ગરબીકાર રચના માતાની ગરબીઓ (મુ ), ગણપતિ અને શિવની લાવણીઓ (૧૮૨૧), માતાના ગરબા ૧૯ (૧૮૧૬)

**હરજી** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ઉર્ણાક (ઊના, સૌ.). જૈન. રચના. ભરડક બત્રીશીરાસ (૧૬૬૮), વિનોદ બત્રીશી કથા (૧૫૮૪)–મધ્ય ગુજ પદ્ય

**હરજી લવજી દામાણી 'શયદા'**
વતન સૌરાષ્ટ્ર અને ધર્મે ઇસ્માઈલ આગાખાની ખોજા ગૃહસ્થ નિવાસસ્થાન મુંબઈ કરી ત્યા 'મોજમઝાહ' સાપ્તાહિકના શરૂથી તંત્રી. ગુજરાતી ભાષામાં ગઝલનો સારો રણકો અવતારનાર પ્રથમ પંક્તિના ઊર્મિસભર શાયર. સારા નવલકથાકાર. ઉર્દૂ પદ્ધતિના ગુજરાતી મુશાયરાના પ્રબળ પ્રવર્તક થોડાં વર્ષો ઉપર ગુજરી ગયા રચના: જય ભારતી (૧૯૨૨), જ્યોતિ તોરણ (સંપા. ૧૯૫૯), મુમતાઝ (૧૯૬૧), ઉપરાંત અમીના, લયલા, ભરદરિયે, મા તે મા, સૌંદર્યપૂજા વગેરે નવલકથાઓ

**હરજીવન કુ. ત્રવાડી 'ઋષિરાય'** ઈ. સ ૧૮૩૫–૧૯૨૭
આમરગના લોકપ્રિય ભજનકવિ. અવળવાણી પણ લખી છે. રચના. આત્મચરિત્ર (કા. ૧૮૯૭), ઋષિરાયનાં ભજનો, નીતિબોધચિંતામણિ.

**હરજીવન વ્યાસ** ઈ સ ૧૯મી સદીનો મધ્યભાગ
ભાવનગર પડવાપરા ગ્રંથાપ્ર ૧૮૬૦મા હયાત રચના: આત્મબોધ (ગદ્ય), તત્ત્વબોધ ગદ્ય, પંચીકરણ (ગદ્ય પદ્ય), ચિત્ર રમાળા (હિંદી) ચારે અપ્રસિદ્ધ છે

**હરજીવન સોમૈયા** ઈ. સ ૧૯૦૮–૧૯૪૨
જોડિયા (તા.જામનગર) લુહાણા. પ્રાથ વતનમા માધ્ય કરાંચી શારદામંદિરમા. ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યુ. ૧૯૩૮મા જેલનિવાસ રાણપુરમા હરિજનશાળા શરૂ કરી એક વર્ષ પછી કરાંચી જઈ રહ્યા. મરાઠી-બંગાળી, હિંદી-અંગ્રેજી પર સારો કાબૂ. ૧૯૩૦મા 'ભારતી સાહિત્ય સંઘ' સંસ્થામાં જોડાયેલા તે ૧૯૪૧મા છૂટા થયા નાની વયે દેહાત અવસાન ૧૯-૭-૧૯૪૨. રચના. દરિયાના મામલા (૧૯૩૬), જંગલમા મંગલ ભાગ ૧-૨ (૧૯૩૮), પૃથ્વીનો પહેલો પુત્ર (ન. ૧૯૩૯), દાન ધ્રુવ (અનુ. ન. ૧૯૩૯ , પશ્ચિમને સમરાંગણે (અનુ ન ૧૯૪૦), અંધકાર (અનુ ન ૧૯૪૧), કાંટાની વાડ (અનુ ન ૧૯૪૦), પુનરાગમન ખંડ ૧-૨ (ન ૧૯૪૩), પરાભી અને બીજી વાતો વા સં (૧૯૪૮) વગેરે

**હરદાન પીંગળશી નરેલા** ઈ સ ૧૯૦૨
જ . ૩૧-૮-૧૯૦૨ ભાવનગર ચારણ. જાણીતા ચારણકવિ પીંગળશી પાતાભાઈના પુત્ર અંગ્રેજી છ ધોરણ ઉપરાંત સં-હિંદી અને ચારણી ડિંગળ ભાષાના જ્ઞાતા જૂના ભાવનગર રાજ્યના રાજકવિ રચના કૈયમ્ (૧૯૨૨), વિજયકાંત વલ્લરી (૧૯૨૫), કૃષ્ણકુમાર કાવ્યગ્રંથ (૧૯૩૧), દેવીસ્તુતિ (૧૯૩૬), હરદાન કાવ્ય ભાગ ૧ (૧૯૩૯), કૃષ્ણમહારાજ કાવ્યગ્રંથ (૧૯૪૦), શક્તિદોહા શતક (૧૯૪૧) વગેરે

**હરદાસ બારોટ** ઈ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ
કચ્છના વારુ કવિના વંશજ. અવસાન: ૧૯૦૦. રચના: કચ્છ અહેવો

**હરદેવ સ્વામી** ઈ. ૧૭મી સદીનો ઉત્તરાર્ધ
ખંભાત સિદ્ધપુર જઈ રહેલો ઔદીચ્ય બ્રાહ્મણ પિતાનું નામ મહાદેવ પાછળથી સુરત બેગમપુરમાં પણ જઈ વસેલો. રચના શિવપુરાણ (૧૬૮૪)

**હરભાઈ દુર્લભજી ત્રિવેદી** ઈ. સ. ૧૮૯૨

જ.: ૧૧-૧૧-૧૮૯૨ વરતેજ (તા ભાવનગર) અભ્યાસ ભાવનગરમા ૧૯૧૬મા બી-એ દોઢ વર્ષ મુબઈમા શિક્ષક પછી ભાવનગરના 'દક્ષિણામૂર્તિ વિદ્યાભવન'મા આજીવન શિક્ષક આદર્શ શિક્ષક સૌ યુનિ ના આરભથી ભાવનગર ખાતે ઉપ-કુલપતિ ૧૯૭૨ સુધી. રચના. તથાગત (૧૯૨૪), વિદ્યાર્થીઓનું માનસ (૧૯૨૪), શરીરવિન્યાસ (૧૯૨૪), જાતકકથાઓ (૧૯૨૮), નૃસિહસાર, ગુજરાતી કવિતા (વર્ષ ૧ થી ૪ સપા. ૧૯૨૮), જાતીય વિકૃતિનાં મૂળ (૧૯૨૮), ડોલ્ટન યોજના (૧૯૨૯), ભયના ભેદ (૧૯૨૯) ગ્રામ-પુનર્ઘટના (૧૯૨૯)

**હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા** ઈ સ ૧૮૮૬-૧૯૬૮

જ.: ૧૭-૨-૧૮૮૬ વડોદરા વ : અમદાવાદ વડનગરા નાગરગૃહસ્થ ૧૯૦૬મા ગુજ કૉ થી બી એ , ૧૯૦૮મા એમ.એ , ૧૯૦૯મા એલએલ બી ઉત્તરપ્રદેશના બરેલીમા તત્ત્વજ્ઞાનના અધ્યાપક ૧૯૧૨માં મુંબઈ હાઇકોર્ટમાં વકીલાત પછી હાઇકોર્ટના ન્યાયમૂર્તિ ૧૯૪૮માં સૌરાષ્ટ્ર સરકાર થતા રાજકોટ ખાતે હાઇકોર્ટમા પહેલા મુખ્ય ન્યાયમૂર્તિ શરૂથી જ ગુજરાતી સાહિત્ય પરિષદ સાથે જોડાયેલા ફાર્બસ ગુજરાતી સભાના મત્રી અને રૂ. મો. ઝવેરીના અવસાને પ્રમુખ ગુજરાત સશોધન મડળના ૧૯૩૬માં એક સ્થાપક શિક્ષાતત્ત્વચિંતક ગુજ. યુનિ.ના આરભથી એના બે વાર ઉપ કુલપતિ અવસાન. ૩-૮-૬૮. રચના: માનસશાસ્ત્ર (૧૯૧૮),નરસિહ અને મીરાના ભજનો (સપા ૧૯૫૭), ગીતાદર્શન (અ અને ગુજ.માં)

**હરિ** ઈ. ૧૪મી સદી આશરે

વજ્રસેનના શિષ્ય જૈ. સાધુ રચના: કપૂરપ્રકર (સ. સુભાષિત સગ્રહ), નેમિચરિત (સ )

**હરસેવક** ઈ ૧૪મી સદીનો મધ્યભાગ

જૈન રચના· મયણરેહાનો રાસ (૧૩૫૭ ?) (મુ )-મધ્ય. ગુજ. પદ્ય

**હરિદાસ (૧)** ઈ ૧૬મી સદીનો અતભાગ

રચના: કાલકા માતાનો ગરબો (મુ ), તુલસી માહાત્મ્ય, પ્રેમલા રાણીનુ આખ્યાન, ભક્તમહિમા, મૃગલીસવાદ, સુધન્વાનું આખ્યાન (૧૫૭૮)-મધ્ય ગુજ. પદ્ય કવિ હરિદાસનાં પદો પણ મળે છે.

**હરિદાસ (૨)** ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

ભરૂચ પિતા. નાથાભાઈ શ્રી વલ્લભાચાર્યના પૌત્ર શ્રી ગોકુલનાથજીના શિષ્ય રચના· મટીર્ણ વોળસગ્ર, શ્રી અનુભવાનંદ, વિરહગીતા, રસમંજરી, ભક્તસુખદ મજરી, જન્મલીલા, છૂટક ધોળો તથા વ્રજભાષાનાં પદો

**હરિદાસ (૩)** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

કુતિયાણા રચના: શિવવિવાહ. વેદાંતનાં પદો-અર્વા ગુજ. પદ્ય

**હરિદાસ ઝવેરદાસ વૈષ્ણવ** ઈ સ ૧૮૫૨—?

જ.? -૯-૧૮૫૨ અમદાવાદ. અભ્યાસ મૅટ્રિક પર્યંત વણિક. ભાવનગર રેલવેમા નોકરી નિવૃત્તિ પછી અમદાવાદમાં આવી વલ્લભીય વૈષ્ણવ સપ્રદાયના ગ્રથોનું પ્રકાશન કાર્ય ૧૯૦૮-૧૫ દરમ્યાન 'વૈષ્ણવધર્મ પ્રકાશ'માં અનેક લેખો દ્વારા લેખન-સેવા. રચના: સર્વોત્તમ સ્તોત્ર (અનુ ), યમુનાસ્તોત્ર(અનુ ), વિવિધ નામ રત્નાવલિ (અનુ ), વલ્લભાખ્યાન (સંપા ), કલ્પકરણ સુબોધિની (અનુ ) રાસ પચાધ્યાયી (અનુ ), રત્નાર્ણવ ઉપરાત અન્ય લેખકોના ગ્રથોના પ્રકાશન, ૧૯૮૧થી શરૂ થયેલા 'સ્વધર્મવર્ધક અને સશયચ્છેદક' સાંપ્રદાયિક માસિકનુ પ્રકાશન

**હરિદાસ રૈકવ** ઈ ૧૬મી સદીનો અતભાગ

બારેજા (તા. અમદાવાદ), રૈકવ બ્રાહ્મણ રચના: આદિપર્વ (મુ , ૧૫૮૭ કે ૧૫૯૦) મધ્ય ગુજ પદ્ય

**હરિદાસ વણિક** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

વડોદરા. વણિક પ્રેમાનદના શિષ્યોમાં ગણતરી, પણ સિદ્ધ નથી થતું રચના: નરસિંહના પુત્રનો વિવાહ (મુ , ૧૬૬૯), મોસાળું અર્વા ગુજ પદ્ય આને નામે નરસિહના પિતાનું શ્રાદ્ધ, ભારતસાર, અને સીતા વિરહની ચાતુરીઓ ૧૯મી સદીની છેલ્લી પચ્ચીશીમાં નવા રચી પ્રસિદ્ધ કરવામા આવ્યાં છે.

**હરિદાસ વાળંદ** ઈ. ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

ખંભાત હિંદુ વાળદ પિતાનુ નામ લહુઓ. રચના· ગુરુવાખ્યાન (મુ , ૧૫૮૧) અર્વા ગુજ.-ના સ્પર્શવાળુ પદ્ય

**હરિદાસ સૂઈ** ઈ ૧૮મી સદીનો અતભાગ

જૂનાગઢ, દરજી વૈષ્ણવ રચના· મહાભારત અને રામાયણના ચદ્રાવળા, જૂનાગઢના ચંદ્રાવળા-અર્વા ગુજ પદ્ય

**હરિનારાયણ ગિરધરલાલ આચાર્ય** ઈ સ ૧૮૯૭

જ.. ૨૫-૮-૧૮૯૭. વિરમગામ વ. શિક્ષા ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ માધ્ય સિદ્ધપુર અને પાટણના ૧૯૧૪માં મૅટ્રિક ૧૯૧૮મા ગુજ. કૉ (અમદા )થી બી એ ૧૯૧૯માં એલએલ બી નો અભ્યાસ છોડી ગાધીજીની લડતમાં જોડાયા મુરબ્બી ચદારામ ગર્લ્સ હાઈસ્કૂ. અને ટીળક રાષ્ટ્રિય કન્યાશાળામાં ઉપનિયામક શિક્ષક ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદમાં વિદ્યાપીઠની સ્થાપના પછી અધ્યાપક ૧૯૨૮-મા ભરતખડ ટેક્સ્ટાઇલ મિલ્સમા ૧૯૮૫મા છોડી 'અમદાવાદ મિલ ઓનર્સ એસોસિયેશન'ના મત્રી હવે નિવૃત્ત. આરભથી જ પ્રકૃતિજ્ઞાનના ઊડા અભ્યાસી ૧૯૩૮થી 'પ્રકૃતિ' માસિક ચલાવેલુ જૂના હસ્તલિખિત ગ્રથોના શોખીન પુરાતત્ત્વ સિક્કાશાસ્ત્રના પણ જ્ઞાતા રચના ગુજરાતના પ્રાણીઓની સર્વાનુક્રમણી (૧૯૫૦)

**હરિપ્રસાદ કાળિદાસ આચાર્ય** ઈ સ ૧૯૧૯

જ ૧૩-૧૧-૧૯૧૯ ઝીંઝુવાડા. પ્રાથ-માધ્ય. સેનગઢ બોર્ડિંગ દસાડા શિહોર વઢવાણ સદર વગેરેમા ૧૯૩૯મા વઢવાણથી મૅટ્રિક કૉલેજના બે વર્ષ ભાવનગરમા કંગી ધર્મ ઠ-સિહજી આર્ટ્સ કૉલેજ રાજકોટથી બી એ રાણપુરથી પ્રસિદ્ધ થતા 'ફૂલછાબ'ના તત્રી મડળમા ત્યાથી છોડી ભાવનગરની કૉલેજમાથી એમ એ. ૧૯૫૩માં હિદી 'કોવિદ'. ગુજરાત સચિવાલયમા 'વેચાણવેરા ખાતા'મા અધિકારી છે 'આધ્યાત્મિક તપસ્વી' માસિક બે વર્ષ ચલાવેલું રચના. ફૂલ ને કાંટા (વા. સં ), તેજ શિખા (વા સં ), જીવનના દહેરા (વા સં )

**હરિપ્રસાદ ગગાશકર શાસ્ત્રી** ઈ સ ૧૯૧૯

જ. ૧૭-૧૦-૧૯૧૯. મહાતજ. સાઠોદરા નાગર બ્રાહ્મણ ત્રિવેદી સ્વ વ્રજલાલ કા શાસ્ત્રીના દત્તકપુત્ર ગંગાશકર શાસ્ત્રીના નાના પુત્ર. પ્રાથ માધ્ય મહાતજ. છેલ્લાં ૪ વર્ષ જૂનાગઢ હા.સ્કૂ મા. ૧૯૩૬મા મૅટ્રિક. ૧૯૪૦મા ત્યાંથી બી એ., અમદાવાદ આવી ગુજ વિદ્યાસભાના અનુસ્નાતક ભવનથી ૧૯૪૨મા એમ. એ , ૧૯૪૭મા પીએચ. ડી , ત્યા જ અધ્યાપક. વચ્ચે ૧૯૫૮-૬૧ ત્રણ વર્ષ લા દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામદિરમાં સંશોધક ૧૯૬૨મા પાછા ભો જે. વિદ્યાભવનમાં સહાયક નિયામક અને ૧૯૭૦થી નિયામક ૧૯૬૦નો ગુજ. સા સભાનો 'રણજિતરામ સુવર્ણચદ્રક' મળ્યો અત્યારે અગ્રકોટિના પુરાતત્ત્વ અને ઇતિહાસના જ્ઞાતા. સ. નાટ્યકૃતિઓની પણ રચનાઓ કરેલી અત્યારે 'ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'ની ગ્રથમાળાનુ પ્રો. રસિકલાલ છો પરીખ સાથે સપાદન ચાલુ રચના: હડપ્પા અને મોહેં જો દડો ૧૯૫૨), સાખ્ય પ્રાર તથા યોગસાર (છોટમ કૃતનુ સપા ૧૯૫૨), સુમુખ આખ્યાન તથા નૃસિંહકુંવર આખ્યાન (છોટમ કૃતનુ સપા. ૧૯૫૪), એકાદશીમાહાત્મ્ય (છોટમ કૃતનું સપા. ૧૯૫૫), મૈત્રકકાલીન ગુજરાત—ભાગ ૧-૨ (૧૯૫૫),

કારક સળગેદ્યોત (સ., સંપા ૧૯૫૬), શબ્દરત્નપ્રદીપ (સ., સંપા. ૧૯૫૬), ભારત બહાર વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ: ઇંડોનેશિયામાં (૧૯૫૭), સૂર્યનારાયણનું મંદિર (૧૯૫૭), Chronology of Gujarat (સહલેખક ૧૯૬૦), કરુણાશંકર—શિક્ષકવિભૂતિ (સંપા. ૧૯૬૧), ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (૧૯૬૪), કાવ્યશિક્ષા (સ., સંપા. ૧૯૬૮) વગેરે

**હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ,**
**'મસ્તફકીર'** ઈ. સ. ૧૮૯૯– ?

રાજકોટ. વ.: ચાવડ (સૌ) પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. કવિ 'કાંત'ના મોટા ભાઈના પુત્ર અમદાવાદ ભાવનગર અને મુંબઈમાં ભણી મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ ૧૯૧૪માં 'અખબારે સોદાગર'માં સેવા. પત્રકાર અને હાસ્યરસના એક અચ્છા લેખક હયાત નથી. રચના. મસ્તફકીરનો હાસ્યભંડાર (૧૯૨૭), મસ્તફકીરનું મુક્ત હાસ્ય (૧૯૩૨), મસ્તફકીરનો હાસ્યવિલાસ (૧૯૩૨, મણિયો (૧૯૩૨), મસ્તફકીરના હાસ્યરત્નો (૧૯૩૪)

**હરિપ્રસાદ મણિરાય વ્યાસ**
ઈ સ ૧૯૧૧

જ.: ૧૬-૯-૧૯૧૧ માતર (જિ. ખેડા) અભ્યાસ ઇન્ટર આર્ટ્સ સુધી. બાલ સાહિત્ય, હાસ્ય-કટાક્ષ, નાટકો આદિના લેખક 'ગાંડીવ'ના મુખ્ય લેખક. રચના: હાસ્ય ઝરણાં, હાસ્ય-ફુવારો, હાસ્ય-કિલ્લોલ, કથાહાસ્ય, હાસ્ય-કલાપ (અન્ય લેખક સાથે), ચોર્યાસીના ચક્કરમાં, રમૂજી વાતો, વાતનું વતેસર, ભેટવાશંકર ભાગ ૧ થી ૩, પરદુઃખભંજન પશા કાકા, કનુનો અધાર પિછોડો, ચાલો ભજવીએ ૬ ભાગ, શાળોપયોગી પ્રહસનો, પોથીમાંનાં રીંગણાં, લંબોદર શર્મા (ન ૧૯૪૭), ઉપરાંત 'બકોર પટેલ'ને કેંદ્રમાં રાખી હાસ્યમૂલક ૧૬ પુસ્તિકા

**(ડૉ.) હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ**
ઈ સ. ૧૮૮૦–૧૯૫૦

જ.: ૨૦-૧૧-૧૮૮૦. ગોધરા વ: અલીણા, પછી અમદાવાદ બ્રહ્મક્ષત્રિય પ્રાથ. અનેક ગામોમાં, મૅટ્રિક અમદાવાદમાં અમદાવાદ મેડિકલ સ્કૂલમાં આસિ સર્જ્યન. અને કલકત્તા જઈ એલ સી પી એસ થયા ખાનગી પ્રૅક્ટિસ જીવનપર્યંત કરી. અમદાવાદ મ્યુનિ.ના વર્ષો સુધી સભ્ય. ગુજરાત સાહિત્ય સભાના સભ્ય અને વર્ષો સુધી ઉપપ્રમુખ. ૧૯૨૮ની વ્યાયામ પરિષદના પ્રમુખ. અમદાવાદ મ્યુનિ ની બગીચાઓની પ્રવૃત્તિ-કાંકરિયા નજીક હિલગાર્ડન વગેરે અને સફાઈની મોટી સેવા. હાસ્યરસના આલેખક અને વક્તા પણ. અવસાન. ૩૧-૩-૧૯૫૦ રચના મેલેરિયા તાવ, પાપીની દશા (અનુ) સાહિત્યનો વિકાસ કેમ થાય, દાદાભાઈ નવરોજી (ચ), સ્વાસ્થ્ય વિજ્ઞાન ૧૯૪૧), આરોગ્ય તનનું મનનું અને દેશનું (વિજ્ઞા ૧૯૪૪), ઉચ્ચ જીવન (ચિ ૧૯૪૫), રસદર્શન (પ્રવાસ ૧૯૪૭), આરોગ્ય શાસ્ત્ર, સાહિત્યને ચરણે (૧૯૫૦) સંસારનાં સુખ (૧૯૫૯) ગુજ સા. સભાની વાર્ષિક સભાઓમાં એમણે લિખિત વ્યાખ્યાન આપેલાં, જે એની કાર્યવહીઓમાં છપાયેલા છે

**હરિભટ્ટ** ઈ ૧૯મી સદીનો પૂર્વાર્ધ

વડોદરાનો બ્રાહ્મણ એણે દાતા હરિનો પંથ શરૂ કર્યો સ ૧૮૨૯માં હયાત રચના: દશમ લીલા–સંક્ષિપ્ત, પદસંગ્રહ (બધું મુદ્રિત)— એક હરિભટ્ટ મેવાડા બ્રાહ્મણનું 'ઓખાહરણ' (અમુ) મળે છે તે કદાચ આ હોય

**હરિભદ્રસૂરિ (૧)** ઈ સ ૭૦૧–૮૦૧

ચિત્તોડ મૂળ બ્રાહ્મણ પાછળથી અસામાન્ય કોટિના જૈનાચાર્ય સં પ્રા માં ૧૪૦૦ જેટલા પ્રકરણ ગ્રંથો ઉપરાંત સમરાઇચ્ચકહા (પ્રા. ગદ્યકથા) ષડ્દર્શનસમુચ્ચય (સ) વગેરે

**હરિભદ્રસૂરિ (૨)** ઈ ૧૨મી સદીનો આરંભ

આશાપુર બૃહદ્ગચ્છના માનદેવસૂરિના જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય રચના બંધસ્વામિત્વષડશીતિ આદિ કર્મગ્રંથો ઉપર વૃત્તિઓ (સં, ૧૧૧૬), મુનિપતિચરિત (પ્રા), શ્રેયાંસ ચરિત (પ્રા). કલિકાલ ગૌતમ (પ્રા) વગેરે.

**હરિભદ્રસૂરિ (૩)**
ઈ. ૧૨મી સદીનો મધ્ય ભાગ

સ ૧૧૬૦માં હયાત પાટણ બૃહદ્ગચ્છના જિનચંદ્રસૂરિના શ્રીચંદ્રસૂરિના શિષ્ય. રચના: નેમિનાથચરિત્ર–કુમારપાલ ચૌલુક્યના સમયમાં ૧૧૬૦માં રચાયેલું અપભ્રંશ કાવ્ય, જેમાંનું 'સનત્કુમારચરિત' ડૉ. યાકોબીએ રોમન લિપિમાં છપાયેલું અને આ કાવ્ય આખું પ્રો મધુસૂદન મોદી ને ડૉ હ ચુ ભાયાણીએ લા. દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર તરફથી સંપાદિત કરી –છપાવ્યું છે), ચંદ્રપ્રભચરિત (અપ), મલ્લિનાથચરિત (અપ.), મલ્લિનાથચરિત (પ્રા)

**હરિભાઈ જ. પરીખ** ઈ. સ ૧૮૯૪

જ: ૧૧-૬-૧૮૯૪ કેશળા (તા ધોળકા) પછી બાવળા કડવા પાટીદાર પ્રાથ કેશળામાં. સીનિયર ટ્રેઇન્ડ અમદાવાદમાં ૧૯૧૪થી ૧૯૪૯ અમદા. જિલ્લાની જુદાં જુદાં ગામોની શાળાઓમાં શિક્ષક નિવૃત્ત રચના: પ્રસંગપુષ્પો (ચ ૧૯૬૦), માનવતાની મહેક (ચ. ૧૯૬૧), ફૂલડાંની ફોરમ (૧૯૬૧)

**હરિરામ** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

સુરત-હરિપુરા ઔદીચ્ય બ્રાહ્મણ પિતાનું નામ વીરમ રચના: ગણુચાડન આખ્યાન (૧૬૪૦), સીતાસ્વયંવર, રુક્મિણીહરણ

**હરિરાય ભગવતરાય બૂચ**
ઈ સ ૧૮૮૧ ૧૯૬૨

જ ૨૨-૮-૧૮૮૧. જૂનાગઢ. વડનગરા નાગર ગૃહસ્થ ૧૯૦૯થી વડોદરાના 'સયાજીવિજય' સામયિકના ઉપતંત્રી રાશા નીડર વર્તમાનપત્રકાર પ્રો. હસિત બૂચના પિતા. અવસાન: ૧–૯–૧૯૬૨. રચના: હારમાળા અને તેના લેખક (૧૯૧૨), કમલાકુમારી અથવા પૂર્વ-પશ્ચિમનો હસ્તમેળાપ (ન અનુ ૧૯૧૨), પાર્લમેન્ટ અથવા બ્રિટિશ રાજ્યસભા (૧૯૧૯), ચક્રવર્તી અશોક (૧૯૨૧)

**હરિલાલ ઉપાધ્યાય**

રચના. જીવનગાથા (૧૯૫૦), સોરઠી રસગાથા (૧૯૫૧), પુષ્પમંગલ (૧૯૫૧), ગમકલી (૧૯૫૨), ગૌરી (૧૯૫૮), સોરઠી લોકવાતો (૧૯૫૯), પ્રીતે પરે વાયા (૧૯૬૧)

**હરિલાલ દ્વારકાદાસ સંઘવી**

રચના: રૂબાઇયાત (હરિગીતામાં અનુ. ૧૯૨૭)

**હરિલાલ નરસિંહરામ વ્યાસ**
૧૮૬૩– ?

જ. ૨૦-૬-૧૮૬૩. માતર (જિ. ખેડા). ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ. અમદાવાદની ટ્રે. રા કૉ.ના સીનિયર ટ્રેઇન્ડ થયો શિક્ષકનો. અત્યારે હયાત નથી રચના: શ્રીમદ્ ભગવદ્ગીતા અને અષ્ટાવક્ર ગીતા (પદ્યાનુ. ૧૮૯૨), રઘુવંશ (પદ્યાનુ. ૧૮૯૭), કિરાતાર્જુનીય (સટીક ગુજ ૧૯૦૩), શિશુપાલવધ (સટીક ગુજ. ૧૯૦૮-૧૦), યજુર્વેદીય પુરુષસૂક્ત (ગુ. ભાષ્ય ૧૯૩૩)

**હરિલાલ માધવજી ભટ્ટ**
ઈ. સ. ૧૮૭૩–૧૯૨૮

ચાવડ (સૌ) પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. સ્વ. કવિ 'કાંત'ના મોટા ભાઈના પુત્ર પ્રાથ મહુવામાં, માધ્ય. વડોદરામાં. કૉલેજની પૂનામાં, એમ. એ જૂનાગઢની બહાઉદ્દીન કૉ.માં તત્ત્વજ્ઞાનના અધ્યાપક ૧૯૨૮ના મે માસમાં આપઘાત કરી ગુજરી ગયા. રચના: પ્લુટાર્કનાં જીવનચરિતો (પ્રો બ. ક. ઠાકોર સાથે), આશ્રમહારિણી (મરા.નો અનુ.). હિંદનું રાજ્ય બંધારણ

**હરિલાલ મૂળશંકર મુલાણી**
ઈ સ ૧૮૯૧

જ.: ૨૭-૯-૧૮૯૧ અમરેલી. પ્રશ્નોરા

નાગર બ્રાહ્મણ પ્રાથ માધ્ય મુંબઈમાં જાણીતા નાટ્યકાર મૂળશંકર મુલાણીના પુત્ર ૧૯૦૯મા મૅટ્રિક વિલ્સન કૉ થી બી એસસી ૧૯૧૯મા મુંબઈ યુનિ ના પહેલા એમ એસસી કાનપુરમા બટલર ટેક્નો ઇન્સ્ટિ મા વ્યાખ્યાતા હતા રચના ચૈતન્યકુમાર (ના ૧૯૦૭-૮), ભદ્રાભામિની (ના ૧૯૦૯), કળા કે લક્ષ્મી (અનુ ૧૯૧૩), સાચો સન્યાસ (ના ૧૯૨૦), વીર નારી આશા (ના ૧૯૨૫)

**હરિલાલ હર્ષદરાય ધ્રુવ**

ઈ સ ૧૮૫૬-૧૮૯૬

જ. ૧૦-૫-૧૮૫૬ બહિયેલ (જિ સાબરકાંઠા) વ અમદાવાદ સાઠોદરા નાગર ગૃહસ્થ ૧૮૭૦મા અમદાવાદમા મૅટ્રિક, ૧૮૭૩મા બી એ, ૧૮૮૦ એલએલ. બી. 'નાગર ઉદય' માસિકના સપાદક ઊ ડા પુરાતત્ત્વ સશોધક વિદેશી સામયિકોમા કેટલીક લેખો ઉપર લેખો મોકલી છપાવેલા ૧૮૮૧-૮૮ શિક્ષાવિભાગમા શિક્ષક ૧૮૮૮ પછી સુરતમા વકીલાત 'પ્રજાહિતવર્ધક સભા'-સુરતના મત્રી પછી વડોદરામા ડિસ્ટ્રિક્ટ અને સેસન્સ જજ. ૧૮૮૯મા સ્ટૉકહોમની પ્રાચ્ય વિદ્યાપરિષદના ગાયકવાડના પ્રતિનિધિ 'ડૉક્ટર ઑફ લિટરેચર ઍન્ડ આર્ટ્સ' થયા યુરોપની વિદ્યાસસ્થાઓના માનાર્હ સભ્ય બર્લિન યુનિ ના માનાર્હ પીએચ. ડી ૧૮૯૩મા મુંબઈ યુનિ મા 'વિલ્સન ભાષાશાસ્ત્રીય ભાષણો' આપ્યા. ૧૮૯૬માં રૉયલ એશિયાટિક સોસાયટી સમક્ષ 'વેદ તથા જૂના લેખો' નિબધનુ વાચન કરેલુ 'ચદ્ર' માસિકના તત્રી. વિયેનાની વિદ્યાપરિષદમા 'મુગ્ધાવબોધ ઔક્તિક'નુ સંપાદન કરી નિબધ વાચેલો અવસાન ૨૯-૬-૧૮૯૬ રચના આહાગ્નીમાસા, આહારમીમાસા તથા નિર્ણય, આર્યોત્કર્ષ વ્યાયોગ (ના ), કુજવિહાર (કા સ ), પ્રવાસપુષ્પાજલિ, લઘુચાણક્ય, વસત-વિલાસિકા (ક સ )

**હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી**

ઈ સ ૧૯૧૭

જ. ૨૬-૫-૧૯૧૭ મહુવા (તા ભાવનગર) દસા શ્રીમાળી વણિક પ્રાથ —માધ્ય મહુવામા ૧૯૩૪મા મૅટ્રિક કૉલેજનુ ભાવનગરમા, સંસ્કૃત મુખ્ય લઈ ૧૯૩૯મા બી એ, ૧૯૪૧ મુ મહ—ભારતીય વિદ્યાભવનથી મ અર્ધમાગધીથી એમ એ ત્યા અધ્યાપક અને પછી 'પઉમચરિઉ'નુ સંપાદન કરી પીએચ ડી ૧૯૪૫ થી ૧૯૬૫ ત્યા જ અધ્યાપનકાર્ય અને સપાદન કર્યા પછી ૧૯૬૫થી ગુજરાતી યુનિવર્સિટીમા ભાષાસાહિત્યભવનમા ભાષાવિજ્ઞાનના અધ્યાપક ઉચ્ચ કોટિના સંશોધક સ પ્રાકૃત-અપભ્રંશ ભાષાના ગણ્ય કોટિના વિદ્વાન ૧૯૬૩ના ગુજ. સા સભાનો 'રણજિતરામ સુવર્ણચંદ્રક' મેળવ્યો રચના . સદેશકરાસ (સપા ૧૯૪૫), પઉમસિરિચરિઉ (સહ સપા. ૧૯૪૮), પઉમચરિઉ (સપા ૧૯૬૦); ત્રણ પ્રાચીન ગુર્જર કાવ્યો (સપા ૧૯૫૫), મદનમોહના (સપા ૧૯૫૫), રુસ્તમનોસલોકો (સપા ૧૯૫૬, સિંહાસન બત્રીની ભાગ બન્ને (સપા ૧૯૬૦), વેતાળપચીશી (સપા ૧૯૬૨), વાગ્વ્યાપાર (લે સં ૧૯૫૪), અપભ્રંશ વ્યાકરણ (અનુ ૧૯૬૦), જાતકકથાઓ (૧૯૫૬), શબ્દકથા (૧૯૬૩) વગેરે

**હરિશંકર ઓઘડભાઈ ઠાકર** ઈ સ. ૧૮૮

જ ૩-૩-૧૮૮૭ ગઢડા વ કથરિયા પ્રાથ —કથરિયામા, વિરમગામમા શાળાંત પછી મુંબઈમા સસ્કૃતભાષાનુ શિક્ષણ આર્ય સમાજના કાર્યકર રચના . સગીતશ્રેણી (૧૯૧૦), જનોઈમા ગાવાના ગીતો (૧૯૧૧), જનોઈ (૧૯૨૪), સૂર્યભેદન વ્યાયામનો અનુવાદ (૧૯૨-), આસન આરોગ્યનો અનુવાદ (૧૯૨૮), હિંદુજાતિમા આર્યસમાજનુ સ્થાન (૧૯૨૯), મુસલમાનભાઈઓને ખુલ્લો પત્ર (૧૯૨૮,) પ્રમાણસાગર (૧૯૩૩)

**હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી**

ઈ સ ૧૯૦૭

જ. ૨૩-૩-૧૯૦૭ પ્રભાસપાટણ સોમપુરા બ્રાહ્મણ પ્રાથ વતનમા. માધ્ય નુ એક કરી પછી જામનગરમાં સ. તથા કર્મકાંડનો અભ્યાસ શરૂથી ઇતિહાસ પુરાતત્ત્વમા પ્રવેશ અને સશોધનકાર્ય સાથેસાથે યજમાનોને કર્મકાંડની વૃત્તિ પણ 'ગુજરાતી' 'ફાર્બસ ત્રૈમાસિક' વગેરે પત્રોમા દક્ષિણ સૌરાષ્ટ્રના ઇતિહાસને લગતા સપ્રમાણ લેખોથી સારી પ્રતિષ્ઠા મળી ૧૯૫૧મા સૌરાષ્ટ્ર રાજ્યમા પુરાતત્ત્વખાતામા પ્રભાસપાટણ-મ્યુઝિયમના ક્યુરેટર થયા જૂના સોમનાથ મંદિરના ભગ્નાવશેષોમાથી 'મ્યુઝિયમ'માં નવમી સદીથી સ્થાપત્યાવશેષોની આનુપૂર્વી પ્રમાણે પ્રદર્શનીની આયોજના મૂર્તિવિધાનના પણ ઊ ડા વિદ્વાન 'વડનગરનુ સાચુ સ્થળ ક્યુ' 'રા'માડલિક અને વિજલવાજાનો પ્રસગ' 'પ્રભાસપાટણના વાજારાજાઓનો સાચો ઇતિહાસ' 'પરમ માહેશ્વર રાજા કુમારપાલ' 'ગુજરાતના પાશુપતાચાર્યો' વગેરે ૧૯ લેખો એમના ખૂબ જ મહત્ત્વના છે

**હરિશંકર માધવજી ભટ્ટ**

ઈ સ ૧૮૬૬-૧૯૨૮

જ. ૧૯-૫-૧૮૬૬ મોરબી. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ ઘેર અભ્યાસ સાધી મોરબી આર્યસુબોધ નાટકમંડળીના ભાગીદાર થયા વિદૂષકનુ પાત્ર ભજવતા અવસાન ૨૮-૯-૧૯૨૮ રચના 'ભક્તરાજ અમરીષ (ના ૧૯૦૭), કંસવધ (ના ૧૯૦૯), કુબેરનાથ શતાવળી (દોહરા ૧૯૨૧) લગ્નાદિ પ્રસગના કાઠિયાવાડી લોકગીતો (સગ્રહ ૧૯૨૧), લખધીરયુગ (ઇતિ. અપૂર્ણ, પુત્ર જીવણલાલે પૂર્ણ કર્યો ૧૯૩૯)

**હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ**

ઈ સ ૧૯૦૬-૧૯૫૦

જ. ૬-૧૨-૧૯૦૬ અમદાવાદ વ ઓરપાડ (જિ સુરત) શિક્ષણ મુંબઈમા મૅટ્રિક સંસ્કૃત અને વેદના અભ્યાસુ પોલિશ ભાષાના જ્ઞાતા પોલિશ એલચીખાતા—મુંબઈમા સેવા આપેલી સારા કવિ આપઘાતથી અવસાન : ૧૮-૫-૧૯૫૦ રચના . જોસેફ પિલ્સુ દસ્કી (ચ ૧૯૩૭), (ક ૧૯૪૪), સફરનુ સખ્ય (કા ૧૯૪૦), કેસૂડો અને સોનેરુ સ્વપ્નપ્રયાણ (કા ૧૯૫૯)

**હરિહર પ્રાણશંકર ભટ્ટ** ઈ. સ ૧૮૯૫

જ . ૩૦-૪-૧૮૯૫ જાળીલા (સૌ ) વ અમદાવાદ. ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ પ્રાથ ઢસામા, માધ્ય ભાવનગરમા મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજથી બી એ. અમદાવાદની ન્યૂ એજ્યુ. હા. સ્કૂ મા શિક્ષક ત્યાથી ભો. જે વિદ્યાભવનમાં જ્યોતિષશાસ્ત્રના અધ્યાપક— એમ એ અને પીએચ ડી ના માર્ગદર્શક જ્યોતિષ-ક્ષેત્રે 'પ્રત્યક્ષગણિત'ના સમર્થ પુરસ્કારક 'સદેશ'ના 'પ્રત્યક્ષ પચાગ'ના મુખ્ય સપાદક એમના ગણિત પ્રમાણે ભારતમા આજે સંખ્યાબધ પચાગો પ્રસિદ્ધ થાય છે 'એક જ દે ચિનગારી' કાવ્યના લેખક અમદાવાદમા 'વેધશાળા' સસ્થાના પુરસ્કારક અત્યારે એ સંસ્થાના નિયામક છે રચના . ગણિતકી પરિભાષા (૧૯૨૧), સાયન પંચાગ (૧૯૨૮), હૃદ્ યરગ (કા સ ૧૯૩૪), ખગોળ ગણિત-ભાગ ૧ થી ૩ (૧૯૩૫-૩૭) વગેરે

**હરીંદ્ર દવે**

રચના ધરતીનાં છોરુ (ન અનુ ૧૯૬૦), આસવ (ક ૧૯૬૧), મધુવન (કા., સંપા ૧૯૬૧), પરિનિર્વાણ (ન. અનુ ૧૯૬૧)

**હર્ષકલશ** ઈ ૧૬મી સદીનો આરંભ

લાસનગર જે શ્વે સાધુ રચના : વાસુદેવ ચોપઈ (૧૫૦૧)-મધ્ય. ગુજ. પદ્ય

**હર્ષદરાય ઈશ્વરલાલ વ્યાસ**

ઈ સ ૧૯૩૨

જ. ૨૩-૧૦-૧૯૩૨ કાંગથા ઔદીચ્ય

બ્રાહ્મણ. પ્રાથ-માધ્ય ધ્રાંગધ્રામાં. ૧૯૫૩માં એસ. એસ સી અમદા. ગુજ કૉ.માંથી ૧૯૫૮માં બી. એસ સી. ૧૯૬૧માં બી. એડ. ૧૯૫૮ થી ધ્રાગધ્રા હા. સ્કૂ.માં, ૧૯૬૧માં ત્યાંની તાલીમી કૉલેજમાં. ૧૯૬૨–૬૩ દરમ્યાન લીંબડી. પાછા ૧૯૬૪થી તાલીમી કૉ ધ્રાંગધ્રામાં. ટૂંકીવાર્તાના લેખક સામયિકોમાં.

**હર્ષમૂર્તિ** ઈ ૧૬મી સદીનો આરંભ

જૈ. શ્વે. સાધુ. રચના : ચંદ્રલેખા ચોપાઈ (૧૫૦૪), પદ્માવતી ચોપાઈ—મધ્ય ગુજ. પદ્ય

**હર્ષરત્ન** ઈ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે. સાધુ. રચના : નેમિજિનરાસ—વસતવિલાસ (૧૬૩૯)-મધ્ય ગુજ. કાવ્ય

**હર્ષરાજ** ઈ. ૧૬મી સદીનો મધ્યભાગ

અમદાવાદ જૈ. શ્વે સાધુ. રચના : સુરસેન રાસ (૧૫૫૭)—મધ્ય. ગુજ પદ્ય

**હર્ષવલ્લભ** ઈ. ૧૭મી સદીનો આરભ

મહિમાવતી. જૈ શ્વે સાધુ. રચના: મયણરેહા ચોપઈ (૧૬૦૬)-મધ્ય ગુજ પદ્ય

**હર્ષવલ્લભ ઉપાધ્યાય**

ઈ ૧૭મી સદીનો પૂર્વાર્ધ

જૈ. શ્વે સાધુ. રચના : ઉપાસકદશાંગનો બાલાવબોધ (૧૬૩૬)—મધ્ય. ગુજ. ગદ્ય

**હર્ષવિજય** ઈ ૧૮મી સદીનો ઉત્તરાર્ધ

ઉમતા. જૈ. શ્વે. સાધુ. રચના : સાબપ્રદ્યુમ્ન રાસ (૧૭૮૬)-અર્વા. ગુજ. પદ્ય

**હર્ષસાગર (૧)** ઈ ૧૬મી સદીનો મધ્યભાગ

જૈ શ્વે સાધુ રચના નનત્તત્ર ઢાલ (૧૫૬૬ લગભગ)-મધ્ય. ગુજ. પદ્ય

**હર્ષસાગર (૨)** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

લાડોલ. જૈ. શ્વે સાધુ. રચના ' ધનદકુમાર રાસ (૧૫૮૧)-મધ્ય ગુજ. પદ્ય

**હલરાજ** ઈ. ૧૪મી સદીનો મધ્યભાગ

આવારનગર (મેવાડ) જૈ. સાધુ. રચના ' સ્થૂલિભદ્ર ફાગ—ઉત્તર અપભ્રંશ-ફાગુ કાવ્ય

**હસનઅલી નામાવટી** ઈ. સ ૧૯૦૧

જ. : ૩-૧૧-૧૯૦૧. ધારાબદર (સૌ). ઇસ્માઇલી ખોજા (મુસ્લિમ). ગુજ. ૩ ધો રણનો અભ્યાસ રોહીસા અને વડલી સની (સૌ)માં. મુબઈમાં ઇસ્માઇલી જનરલ હૉસ્પિટલના નામાવટી. સારા ગઝલકાર રચના નવરંગ (વા સં અને કા. સં ૧૯૪૪)

**હસનઅલી રહીમ કરીમ નાથાણી, 'નસીમ'** ઈ. સ ૧૯૦૮–૧૯૬૧

જ. ૧૪-૫-૧૯૦૮ કલકત્તા વ . મુદ્રા (કચ્છ) ખોજા. મુબઈ-એસ્પ્લેનેડ હા સ્કૂ મા અભ્યાસ સાપ્તાહિક 'ઇસ્માઇલી'ના તંત્રી વિભાગમાં હતા મૃત્યુ . ૧૮-૧૨-૧૯૬૧ રચના : ધૂપદાન (ગઝલ અને રુબાઈ સપા., ૧૯૬૫)

**હસમુખ ધીરજલાલ સાંકળિયા** ઈ. સ ૧૯૦૮

જ : ૧૦-૧૨-૧૯૦૮. મુબઈ. વૈષ્ણવ વણિક પ્રાથ. માધ્ય કૉલેજનુ શિક્ષણ મુબઈમાં. ૧૯૨૯માં બી.એ , ૧૯૩૨માં એમ એ., ૧૯૩૩મા એલએલ બી , ૧૯ ૪મા ઇંગ્લૅંડ ગયા અને સર મૉર્ટિમર વ્હીલર નીચે સબળ તાલીમ. ૧૯૩૬માં પીએચ ડી ત્યા જ થયા ' Archaeology of Gujarat એમનો મહાનિબધ. ૧૯૩૭થી પૂના-ડેક્કન કૉલેજના પુરાતત્ત્વ વિભાગના આદિભારતીય અને પ્રાચીન ઇતિહાસના અધ્યાપક હાલ હવે નિવૃત્ત થઈ પુરતત્ત્વાન્વેષણ પુરાતત્ત્વ અન્વેષણ અને ઉત્ખનનને ભારત-ખ્યાત વિદ્વાન. અનેક સ્થાનોમાં ઉત્ખનન દ્વારા અતિ-પ્રાચીન યુગનો ઇતિહાસ ઉકેલવાની શક્તિ ૧૯૪૧માં ગુજરાતમાં લાંઘણેજનું, ૧૯૪૫માં કોલ્હાપુરનું, ૧૯૫૧માં નાશિકનુ, ૧૯૫૩મા મહેશ્વરનુ, ૧૯૪૫માં નેવાસાનુ, ૧૯૫૭-૫૯મા નાવડાટોડીનુ, ૧૯૬૧-૬૨ રાજસ્થાનમાં, ૧૯૬૨-૬૩માં દ્વારકાનું, ૧૯૬૩ ૬૬ મૈસૂરમાં અને ૧૯૬૫માં ત્રિપુરામાં એમની દેખરેખ નીચે ઉત્ખનન થયા. ૧૯૪૪, ૧૯૬૫, ૧૯૬૬, ૧૯૬૭મા ઠા. વસનજી ભાષણો (મુ યુનિ.), ૧૯૬૦માં હેરાસ વ્યાખ્યાનો, ૧૯૫૫મા કન્નડ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટનાં વ્યાખ્યાનો, ઉપરાત પજાબ બનારસ સાગર-સયાજીરાવ વગેરે યુનિ.માં વ્યાખ્યાનો આપ્યાં અનેક આતરરાષ્ટ્રિય સસ્થાઓના સભ્ય ૧૯૬૬નો ગુજરાત સા સભાનો 'રણજિતરામ સુવર્ણચદ્રક' મળ્યો મુખ્યત્વે અંગ્રેજીમાં ૧૫૦થી પણ વધુ લેખો રચના . The Archaeology of Gujarat (૧૯૪૧), Indian Aachaeology to day ((૧૯૬૨), An Introduction to Archaeology (૧૯૬૫), Exevation at Langhnej (1965), Excavation at Nasikand Jorwe ((1955), From History to Prehistory at Nevasa (એ અન્ય વિદ્વાનો સાથે. ૧૯૬૦), The University of Nalanda (1934'. રામાયણ ઉપરના બે ગ્રંથ અગ્રેજી અને ગુજરાતીમાં ૧૯૭૪મા આ વર્ષે પ્રસિદ્ધ થયા છે

**હસમુખ દોશી**

રચના . રમણલાલ વ દેસાઈ વ્યક્તિત્વ અને વાઙ્મય (વિ અધ્ય. ૧૪૬૩),

**હસમુખલાલ મણિલાલ કાજી** ઈ. સ ૧૯૦૫

જ. ૧૨-૪-૧૯૦૫. સુરત. દસાલાડ વણિક પ્રાથ. સોનગઢ; માધ્ય અને કૉ. અમદાવાદમાં, ૧૯૨૯મા મૅટ્રિક અને ૧૯૩૬માં બી એ. ૧૯૪૦મા એલએલ બી, પછી રાજકોટમા વકીલાત થોડો સમય રાજકોટની ધર્મ દ્રસિહજી આર્ટ્સ કૉ.મા ગુજ. વ્યાખ્યાતા 'સુરેન્દ્ર પડ્યા' નામથી વિવેચનક્ષેત્રે પ્રદાન સામયિકોમા. 'દસાલાડ' પત્રિકાના સહ સપાદક સ્વ. હી ત્રિ પારેખના ભાણેજ. રચના : સાવાદકુસુમો

**હસમુખ હરિભાઈ પાઠક** ઈ સ ૧૯૩૦

જ . ૧૩-૨-૧૯૩૦ ભોળાદ (તા ધોળકા). પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ. આશાસ્પદ કવિ રચના' નમેલી સાજ (કા સ ૧૯૫૮)

**હસિતકાંત હરિરાય બૂચ** ઈ. સ ૧૯૨૧

જ. ૨૬-૪-૧૯૨૧. વડોદરા. વ ' જૂનાગઢ. પણ પિતાની નોકરીને લઈ વડોદરા મુખ્ય નિવાસ પ્રાથ માધ્ય વડોદરા. ૧૯૩૮માં મૅટ્રિક. ૧૯૪૨માં વડોદરા કૉ થી બીએ , ૧૯૪૪મા એમ.એ. ૧૯૪૫–૪૬મા મુબઈપ્રાતના પ્રકાશન વિભાગમાં તત્રી. વિસનગર કૉ.ના આરભથી ત્યા ગુજ. અધ્યાપક. થોડાં વર્ષો ઉપર અમદા ગુજ કૉ.મા અધ્યાપક પછી બે વર્ષથી ધર્મેંદ્રસિહજી આર્ટ્સ કૉ રાજકોટમા આચાર્ય પછી ૧૯૭૧થી ગુજરાત રાજ્યના ભાષા નિયામક. ગણ્ય કોટિના કવિ અને વિવેચક બ્રહ્મ અતિથિ (કા. ૧૯૪૬), સિદ્ધરાજ (ચ. ૧૯૪૮), રૂપના અમી (કા સ. ૧૯૫૪), ધમ્મપદ (પદ્યાનુવાદ ૧૯૫૪), દલપતરામ ' એક અધ્યયન (વિ. ૧૯૫૨), સિદ્ધહેમ અપ વ્યા (અનુ પ્રો. જ. કા પટેલ સાથે ૧૯૫૬), સૂરમગલ (કા સ રૂપકો. ૧૯૫૭), સાંનિધ્ય (કા. સ ૧૫૬૧), યાદવાસ્થળી (કા. ૧૯૬૦), શુભસ્ય શીઘ્રમ્ (એકાંકી સ ૧૯૬૩), હરિકિરણ (ચ. ૧૯૬૩), આગિયા ઝબકિયા (બા ગી ૧૯૬૫)

**હસુમતી ધીરજલાલ દેસાઈ**

પ્રારભિક દશાનાં ગીતો-આવડત સારી રચના ' રાસસંહિતા ભાગ-૧ (૧૯૬૬)

**હસ્તિરુચિ** ઈ ૧૭મી સદીનો મધ્યભાગ

અમદાવાદ જૈ શ્વે સાધુ રચના ચિત્રસેન પદ્માવતી રાસ (૧૬૬૦)-મધ્ય ગુજ. આરંભનુ પદ્ય

**હાજીમહમ્મદ અલારખિયા શિવજી** ઈ. સ ૧૮૭૮–૧૯૨૧

જ. . ૧૩-૧૨-૧૮૭૮. મુંબઈ વ . ભૂજ (કચ્છ) ખોજા. ફારસી, મરાઠી, ગુજરાતી,

અંગ્રેજીના સારા જ્ઞાતા. ૧૯૧૦માં 'ગુલશન' માસિક એક વર્ષ કાઢ્યુ ૧૯૧૬ થી ૧૯૩૧ સુધી 'વીસમી સદી' માસિકના સપાદક ગુજરાતીમા ચિત્રમય સાહિત્ય પ્રકાશનના પુરસ્કારક અવસાન ૨૧-૧-૧૯૨૧ રચના સ્નેહીવિરહપચદશી (પદ્ય ૧૮૯૮), ઈનાનનાં મોતી (અ નો અનુ ૧૯૦૧), કઝન સબધે ૧૦૦ જેટલા સચિત્ર લેખો (૧૯૦૩) મેહેરુન્નિસા (ના ૧૯૦૮) મોગલ સમયની પ્રેમકથાઓ, ચશી (ન), શીશમહેલ (ન), મેવાસદન (ન), 'એમની ઉમર ખય્યામની રુબાયત' હજી અપ્રસિદ્ધ

**હામિદમિયાં ડોસામિયાં સૈયદ**

જ અમદાવાદ સૈયદ અમદા મા શિક્ષણ ગુજરાતી ફારસી, અરબી, ઉર્દૂ હિંદી, બગાળીના જ્ઞાતા રેવન્યૂ ખાતામા નોકરી ૧૯૧૭થી પત્રકાર સારા નવલકથાકાર રચના ઝોહરા (ન ૧૯૧૮), હઝરત ખાલિદ બિનવાલીદ (ચ ૧૯૧૮) વીરાગના કે દેવાગના (ન), પિશાચલીલા (ન ,૧૯૧૯), પ્રેમની પ્રતિમા (ન), પ્રેમનો ભિખાર (ન ૧૯૨૫), અપ્સરા કે ચુડેલ (ન ૧૯૨૬), પ્રેમવિજય (ન ૧૯૨૭), મહિનગરનો સિહ (ન ૧૯૨૮), બનાવગેલો (ન ૧૯૩૦)

**હાસિમ યુસૂફ ભરૂચા, 'ઝાર રાંદેરી'**

ઈ સ ૧૧૮૭

જ ૧-૧૧-૧૮૮૭ રાંદેર સુન્ની વહોરા પ્રાથ માધ્ય રાંદેરના દિલ્હી જઈ 'મદ્રેસા અગીતિયહ અરબિય'મા ઉચ્ચ શિક્ષણ રાંદેરના યુતાની કમસી ચલાવતા હતા સગીતના વર્ષોના અનુભવી રચના કસ્દુસ્સબીલ (અનુ ૧૯૧૩), મુકદ્દમ (અનુ), ધર્મપ્રચાર (અનુ), મહાત્મા અને ઇસ્લામ (અનુ), શમ્શીર સદ ક્ત, હિદ રાજ્યના હુમલ , આત્મા અને પુનર્જન્મ, શાયરી ભાગ ૧-૨

**હિંમતલાલ ગણેશજી અજરિયા**

ઈ સ ૧૮૭૭ ૧૯૬૮

જ ૨-૧૦-૧૮૭૭ રાજકોટ વડનાગર નાગર ગૃહસ્થ ૧૮૯૮મા બી એ ૧૯૦૫મા એમ એ ૧૯૧૩મા એલએલ બી ૧૮૯૯થી ગોંડળ રાજ્યના કેળવણી ખાતામા ૧૯૦૬થી મુબઈમ્યુનિ કોર્પોરેશનની સ્કૂલ કમિટીમા મુબઈના નિશાળોના પહેલા આસિ સુપરિન્ટેન્ડન્ટ નિવૃત્ત કેળવણીકાર અવસાન પામ્યા છે રચના ગોંડળના વાર્તારૂપ ઇતિહાસ (૧૯૦૩), કાવ્ય માધુર્ય (પસદગી ૧૯૦૩), દેશભક્તિના કાવ્યો (પસદગી ૧૯૦૬), કવિતા પ્રવેશ (કરીમ મહમદ માસ્તર સાથે પસદગી ૧૯૦૮), સગીતમજરી (સંપા , કા સ ૧૯૦૯), સન્નારીઓને બે બોલ (૧૯૧૮), બાલસ્વભાવ અને બાલ કેળવ (૧૯૨૦), સાહિત્ય પ્રવેશિકા (પસદગી સપા ૧૯૨૨), શિક્ષણ ચદ્રિકા (શિ ૧૯૨૩), પદ્ય સગ્રહ (પસદગી સપા ૧૮૨૬), કવિતા વિનોદ (પસદગી. સપા ૧૯૪૪) પદ્ય પ્રવેશ (પસદગી ૧૯૩૨), કાવ્ય સૌરભ (પસદગી સપા ૧૯૮૯)

**હિંમતલાલ ચુનીલાલ શાહ**

ઈ સ ૧૯૦૬

જ. ૨૧-૧-૧૯૦૬ સારસા. વ ૰ ઓડ (ઉમરેઠ) વીસા ખડાયતા વણિક ગુજરાત વિદ્યાપીઠ અમદા મા બે વર્ષનો અભ્યાસ. વેપારી બાલસાહિત્યના લેખક. રચના કેમ કથાઓ (મા ૧૯૨૮), ડોલતુ નાવ (૧૯૨૯), બકુલાભાભી (વા ૧૯૩૧)

**હિમાંશુ વ્યકટરાવ વોરા** ઈ સ ૧૯૨૯

જ . ૧૦-૨-૧૯૨૯ ભાવનગર. વડનગરા નાગર બ્રાહ્મણ રચના ઉચ્ચાર (કા ૧૯૬૨), સહુની સગે (વા સ ૧૯૬૩)

**હીમો** ઈ. ૧૭મી સદીનો મધ્યભાગ

ખજૂરડી. રચના. કલિયુગનો મહિમા (૧૬૫૯)-અર્વા ગુજ. પદ્ય

**હીરકલશ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

મેડતા સવાલખ દેશ જૈન શ્વે સાધુ રચના સમ્યક્ત્વ કૌમુદી (૧૫૬૮) સિહાસન બત્રીશી (૧૫૭૯), કુમતિવિધ્વસ ચોપાઈ (કર્ણપુરીમા. ૧૫૫૦), વગેરે મધ્ય ગુજ પદ્ય

**હીરકુશલ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ

અક્કમપુરી જૈન શ્વે સાધુ રચના કુમારપાલરાસ (૧૫૮૪ –મધ્ય ગુજ. પદ્ય

**હીરવિજયસૂરિ** ઈ સ ૧૫૩૬–૧૫૯૫

અમદાવાદ વગેરે પ્રતાપી જૈન શ્વેતાબર આચાર્ય બહોળુ શિષ્યમડળ. દિલ્હીમા અકબરને ઉપદેશ આપેલો. એમના નિધન પછી એમના એક શિષ્ય 'હીરવિજય સૂરિ રાસ'ની રચના કરી એમા ગુરુનુ ચરિત્ર સુરેખ પદ્યમાં આલેખ્યુ છે રચના શાતિનાથ રાસ (૧૫૭૪ આસપાસ) વગેરે મધ્ય ગુજ પદ્ય કૃતિઓ

**હીરાચદ કસ્તૂરચદ ઝવેરી** ઈ સ . ૧૯૦૧

જ : ૭-૭-૧૯૦૧ સુરત જૈન વણિક. વ્યવસાય ઝવેરીનો સુરતના 'ગુજરાતી સાહિત્ય મડળ'ના છ વર્ષ મત્રી રચના સસાર સ્વપ્ન, મૃગજળ, જગન્મોહિની, નટરાજ, નાગકન્યા–આ નવલકથાઓ

**હીરાચદ કાનજી કવિ** ઈ ૧૯મીનો ઉત્તરાર્ધ

મોરબી દલપત શૈલીના સારા કવિ અનેકવિધ સાહિત્યોપાસના. રચના ૰ મિથ્યાભિમાનખડન (૧૮૫૯), ગાયનશતક ભાગ ૧ થી ૩ (૧૮૬૩–૬૫), કુમારબોધ, કુમારિકાબોધ (૧૮૬૩), ઉપરાત જૂના રીતરિવાજોની પદ્ય રૂપે નિદાના ગ્રથો; નામાર્થબોધ (કોશ ૧૮૫૪), ગુજરાતી કોશાવળી -અનેકાર્થ કોશ, સુધરેલ શાસ્ત્ર, ગુજરાતની ગાડાઈ, ભપાભૂષણ (અલકાર ગ્રથની ટીકા ૧૮૬૬), વૈરાગ્યબોધ, પિગુલાર્થ તથા નીતિબોધ, માનમજરી તથા અનેકાર્થમજરી, સુદર શૃગાર તથા હરશૃગાર, કાવ્ય-લાપ-નવ અક, લક્ષ્મીસહસ્ર વિદગ્ધમુખમડન, સટીક યોગવાસિષ્ઠ, પુરુષસૂક્ત (સવ્યાખ્યા), ઉત્તર નર્મદચરિત્ર (નવી આવૃત્તિ ૧૯૩૯)

**હીરાણદ મલધારી** ઈ ૧૬ સદીના આરંભ

મડપદુર્ગે જૈન શ્વે સાધુ રચના. વિદ્યાવિલાસ પવાડો (૧૫૦૮)-મધ્ય ગુજ પદ્ય

**હીરાણદસૂરિ** ઈ ૧૫મી સદીનો પૂર્વાર્ધ

જૈન શ્વે આચાર્ય રચના કલિકલ તથા વસ્તુપાલ તેજપાલરાસ (૧૪૨૮) વિદ્યાવિલાસ પવાડુ (મુ ૧૪૨૯, લૌકિક કથા), દશાર્ણભદ્ર રાસ, જબૂસ્વામીનો વિવાહલો (૧૮૩૯)

**હીરાણદ–હીરમુનિ**

ઈ ૧૭મી સદીના ઉત્તરાર્ધ

મેડતા, જાલોર વગેરે જૈન શ્વે સાધુ રચના. ઉપદેશરત્નકોશ (૧૬૭૦), સાગરદત્તરાસ (૧૬૬૮, જાલોરમા)-અર્વા ગુજ પદ્ય

**હીરાનદ શ્રાવક** ઈ ૧૭મી સદીનો આરભ

નવલખા વગેરે. જૈન શ્વે શ્રાવક રચના ઉપદેશ રાસ (૧૬૦૮), અધ્યાત્મબાવની (૧૬૧૨), વિક્રમરાસ-મધ્ય ગુજ પદ્ય

**હીરાબહેન રામનારાયણ પાઠક**

ઈ સ ૧૯૧૬

જ તા ૧૨ ૪ ૧૯૧૬. વ મુબઈ જ્ઞાતિએ કપોળ વણિક અને મુબઈના એક શ્રીમત શેઠ કલ્યાણદાસ જગમોહનદાસ મહેતાના પુત્રી. રાષ્ટ્રિય શાળા (મુબાઇ)માં પ્રાથ ચદારામજીમા અને પછી ન્યૂ ઈરા હાઈસ્કૂલમાં અભ્યાસ કરી મૅટ્રિક્યુલેટ ૧૯૩૩મા, એસ એન ડી. ટીની મહિલા કૉલેજમા ભણી ૧૯૩૬માં જીએ (=બી એ) અને ૧૯૩૮મા પી.એ (=એમ એ) ૧૭મા વર્ષથી સામયિકોના લેખો લખવા લાગ્યા પી એ થઈ એસ.એન ડી ટી.-ની મહિલા કૉલેજમાં ગુજરાતી વિષયના અધ્યાપિકા ૧૯૪૫માં ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિવેચક પ્રો રામનારાયણ વિશ્વનાથ પાઠકનાં સહધર્મચારિણી થયાં એ પૂર્વ જ 'આપણુ વિવેચન સાહિત્ય' (ગુજ વિદ્યાસભા,

અમદાવાદનું પ્રકાશન) ૧૯૩૯માં છપાયું. ૧૯-૫૫માં પ્રો પાઠકના અવસાને એમના અ-પ્રસિદ્ધ ગ્રથોના સપાદનનુ ભગીરથ કાય આ રભ્યુ. એમણે 'જ્ઞાનગંગોત્રી' (૧૯૭૨ માં 'અર્વાચીન કવિતા' ઉપર વિસ્તૃત લેખન આપ્યુ. એમની સ્વતત્ર રચનાઓ માટે અનેક પારિતોષિક મેળવ્ય' સ્વતત્ર રચના ' આપણુ વિવિવેચન સાહિત્ય (૧૯૩૯), કાવ્યભાવન (વિ. ૧૯૬૮), ચદ્રચદ્રાવતીની વાર્તા (સપા , ૧૯-૬૮), પરલોક પત્ર (કાવ્ય ૧૯૭૦), વિદ્રુતિ (વિ. ૧૯૭૪). સપાદનો પ્રો પાઠકનાં અપ્રસિદ્ધ. મનોવિહાર (૧૯૫૧), દ્વિરેફની વાતો ભાગ ૩જો (સવર્ધિત, ૧૯૫૦), વિશેષ કાવ્યો, કુલાંગાર અને બીજી કૃતિઓ, નભોવિહાર, પરિશીલન, આકલન (૧૯૬૪), આ સપાદનોની એમની પ્રસ્તાવનાઓ સ્વતત્ર

**હીરાલાલ ઉમિયાશંકર**

રચના ગોલ્ડસ્મિથની મુસાફરી (પદ્યાનુવાદ ૧૮૫૯)

**હીરાલાલ જાદવરાય બૂચ**

ભાષા ઘડાયેલી ભોળાનાથ દિવેટિયાના પ્રકારની હળવી શિષ્ટ શૈલીના કવિ. રચના વેદતાત્પર્યબોધિની (૧૯૦૭), સાચાં મોતી (૧૯-૧૨), ભાગ્યોદયભૂમિકા (૧૯૧૯)

**હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ**

ઈ. સ. ૧૮૮૨–૧૯૩૮

જ. ૨૭-૪-૧૮૮૨. સુરત વ ' હાસોટ. પ્રાથ માધ્ય. ઉમરેઠમા. પછી પિતા સાથે અમદાવાદ ૧૯૦૦મા મૅટ્રિક કૉલેજ શિક્ષણ શરૂ કર્યું. વચ્ચે છોડયુ ન નાગપુરમા નોકરી ત્યાથી પાછા આવી ૧૯૦૮મા બી એ. ૧૯૦૭ અને ૧૯૧૦માં મુબઈ યુનિ નાં બે પારિતોષિક જીતેલાં. બીજી ભાષા ફારસી દસ વર્ષ ગુજ. સા. સભા અમદાવાદના મત્રી. ૧૯૧૧થી ગુજરાત વિદ્યાસભા (ત્યારની ગુ વર્નાક્યુલર સોસાયટી)ના સહાયકમત્રી અને 'બુદ્ધિપ્રકાશ' માસિકના તત્રી ઇતિહાસ, ગુજ. સાહિત્ય અને સમાજશાસ્ત્રના સારા વિદ્વાન ગુજરાત પત્રકાર પરિષદના બે અધિવેશનોના પ્રેરક. સશોધક. અવસાન ' ૨૦-૬-૧૯૩૮. રચના ' કાવ્ય ગુચ્છ (પસંદગી ૧૯૧૮), પ્રભુભક્તિના કાવ્યો (પસંદગી. ૧૯૧૯), નરસિહ મહેતાનુ આખ્યાન (સપા ૧૯૨૩), વસત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ (સપા ૧૯૨૭), દલપતરામ હ લિ પુસ્તકસંગ્રહની સૂચી (૧૯૩૦), ગ્રથ અને ગ્રથકાર ભાગ ૧ થી ૮ (૧૯૩૦ થી ૧૯૩૭), છઠ્ઠી ગુજ. સા પરિષદનો હેવાલ (૧૯૨૫), પહેલી પત્રકાર પરિષદનો રિપાર્ટ (૧૯૨૫), બીજી પત્ર પરિ નો રિપોર્ટ (૧૯૨૯), બારમા ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનના અહેવાલ (સપા ૧૯૩૮), અમદાવાદ મ્યુનિ શતાબ્દી સ્મારક ગ્રથ (પ્રા. કિ. દેસાઈ સાથે. ૧૯૩૫), લેડી વિદ્યાબહેન મણિમહોત્સવ ગ્રંથ (સપા. ૧૯૩૧), ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ-ભાગ ૧ ૨, ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ભાગ ૧ ૨ ૩ વગેરે

**હીરાલાલ દશરથલાલ મહેતા**

ઈ. સ. ૧૯૦૭

જ.: ૨૫-૩-૧૯૦૭ અણિઓડ (સાબરકાંઠા) વ. . કપડવંજ. વિસનગરા નાગર બ્રાહ્મણ. પ્રાથ માધ્ય કપડવજમાં. ૧૯૨૩મા મૅટ્રિક ૧૯૨૩–૨૮ મદ્રાસ ક્રિશ્ચિયન કૉ માં ભણી બી એ ૧૯૨૮–૩૨ રગૂનમા બૅકની નોકરી ઑડિટરની પરીક્ષા પાસ કરી ૧૯૩૨માં અને ૧૯૩૭થી સ્વતત્રધધો ત્યા જ રગૂનમા રગૂનમા બૉમ્બમારો થતાં કાનપુર–લાહોરમાં વિતાવી ૧૯૪૬થી મુબઈમા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટનો ધધો ૧૯૬૪ના આરભથી નિવૃત્ત રચના: હરિગીત અને બીજા કાવ્યો (૧૯૨૪), સાક્ષરોની સરસ્વતી (ના ૧૯૬૩) એમના 'શ્રી હરિ કથા' 'ગાધી આખ્યાન' 'મોહિની' 'નિષ્ક્રમણ' અને 'ભારત ગાથા' એ પદ્યગ્રથો હજી અપ્રસિદ્ધ છે.

**હીરાલાલ રસિકલાલ કાપડિયા**

ઈ સ ૧૮૯૪

જ. ૨૮-૭-૧૮૯૪ સુરત. દશા દિશાવાળ વણિક પ્રાથ માધ્ય. સુરતમા એલ્ફિન્સ્ટન કો મુબઈમાં ભણી ૧૯૧૮માં એમ એ પછી વિલ્સન કો માં ગણિતના અધ્યાપક ૧૯૨૩માં છૂટા થઈ સેકન્ડરી ટ્રે કૉ માં એક વર્ષ સુધી અધ્યાપક ૧૯૩૧–૩૨ પૂનાના ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટમા જૈન હાથપ્રતોની યાદી કરી. ૧૯૨૫થી જ નિવૃત્ત એમણે સખ્યાબધ સ. પ્ર કૃત ગ્રથોના સપાદન કર્યા છે. રચના : તત્ત્વાખ્યાન (૧૯૨૫), આર્હત દર્શન દીપિકા (૧૯-૩૨), ચતુર્વિંશતિપ્રબધ (અનુ ૧૯૩૪), આર્હતજીવન જ્યોતિ–વાચનમાળા–ભાગ ૧ થી ૪ (૧૯૩૪–૩૬), તત્ત્વાર્થાધિગમ સૂત્ર (અનુ ૧૯૨૯), વૈરાગ્ય-રસમજરી (૧૯૩૦ વગેરે

**હીરાલાલ લલ્લુભાઈ કાજી**

રચના: ગુજરાતની રંગભૂમિ (૧૯૫૧), પત્રટાતા રગ (૧૯૫૨), વડીલોની વાતો (૧૯૫૩)

**હુલાસચંદ્ર** ઈ. ૧૯મી સદીનો ઉત્તરાર્ધ

જૈન સાધુ રચના: રાજસિહરત્નાવલી ચોપાઈ (૧૮૯૧)–અર્વા. ગુજ પદ્ય

**હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રોફ**

ઈ સ ૧૮૬૭-૧૯૩૦

પેટલાદ. વીસાલાડ વણિક પ્રાથ પેટલાદમા. વધુ માટે મુબઈ. એલ્ફિન્સ્ટન હા સ્કૂ થી મૅ-ટ્રિક અને કૉલેજમાથી બી એ. થોડો વખત મુબઈમા શિક્ષક પછી વડોદરાની સયાજી હા. સ્કૂ મા આચાર્ય, ૧૯૦૮ થી પૂર્વ-પશ્ચિમના તત્ત્વજ્ઞાનના સમર્થ વિદ્વાન 'ગુજરાતી' મુબઈના દીપોત્સવાકોમા વેદાતવિષયક લેખો નિયમિત આપતા અવસાન ' ૩૦-૫-૧૯૩૦. રચના . સત્યાર્થમીમાસા (અ.નો અનુ )

**હેમતકુમાર ગુલાબદાસ દેસાઈ**

ઈ. સ ૧૯૩૮

જ ' ૨૩-૭-૧૯૩૮. બિલિમોરા. અનાવળા બ્રાહ્મણ રચના. ઇગિત (કા. સ. ૧૯૬૧)

**હેમચદ્રાચાર્ય** ઈ. સ. ૧૦૮૮–૧૧૭૩

જ સ ૧૧૪૫ના કાર્તિક સુદિ ૧૫ વ. ધધુકા જ્ઞાતિએ મોઢ વણિક પિતા ચાચિગ અને માતા પાહિણી. પોતાનુ બાળક અવસ્થાનુ નામ ચાગદેવ માબાપે બાળકની નાની વયમા પૂર્ણચદ્રગચ્છના આચાર્ય દેવચદ્રને શિષ્યત્વે સોપેલ પ્રથમ દીક્ષા ખભાતમા લઈ જઈ પાર્શ્વનાથના મદિરમા સ. ૧૧૫૦ (ઈ. સ. ૧૦૯૪)ના માઘ સુદ ૪ને શનિવારે, નામ નવું સોમચદ્ર પ્રવાસમા ક્રમિક રીતે એક પછી એક અનેક શાસ્ત્રોનો અભ્યાસ. સ. ૧૧૬૬ (ઈ. સ. ૧૧૧૦)મા આચાર્ય દીક્ષા અને નવું નામ 'હેમચદ્રાચાર્ય.' મોટા ભાગનો જીવનકાલ ગુજરાતની રાજધાની અણહિલ્લપુર પાટણમાં, જ્યા સિદ્ધરાજ જયસિહના રાજપડિતનુ સ્થ ન મળ્યુ અનેકવિધ શાસ્ત્રોની રચનાઓ કરવા લાગ્યા સસ્કૃત પ્રાકૃત-અપભ્રશના વ્યાકરણમા સિદ્ધરાજને અમર કરવા 'સિદ્ધહેમ વ્યાકરણ' એવી સજ્ઞા આપી સ ૧૧૯૯ (ઈ. સ ૧૧૪૩)મા સિદ્ધરાજના અવસાને એના ઉત્તરાધિકારી કુમારપાલના રાજપંડિત અને અને ગુરુ રામચદ્ર ગુણચદ્ર યશશ્ચદ્ર ઉદયચદ્ર વર્ધમાનગણિ મહેન્દ્રમુનિ અને બાલચદ્ર જેવા સમર્થ વિદ્વાન શિષ્યો કર્યાં. ગુરુના ઉપદેશથી કુમારપાલે અનેક જૈન વિહાર તેમજ શિવાલયો કર્યા. એમના સમયમા સનાતની બૌદ્ધ જૈન વગેરે વિદ્વાનોમા ઉચ્ચ કોટિનુ સ્થાન અને તેથી 'કલિકાલસર્વજ્ઞ' પદવી પ્રાપ્ત કરી યશસ્વી દીર્ઘ આયુ ભોગવી સં ૧૨૨૯ (ઈ સ. ૧૧૭૩)માં ૮૪ વર્ષની પાકટ વયે અવસાન રચના. સિદ્ધહેમ વ્યાકરણ, કાવ્યાનુશાસન, છંદોનુશાસન, અભિધાન ચિતામણિ (કોશ), અનેકાર્થકોશ, દેશી નામમાલા (કોશ), અલં-

કાર ચૂડામણિની ટીકા, નિઘંટુશેષ (વનસ્પતિ કોશ), યોગશાસ્ત્ર, પ્રમાણમીમાંસા (તર્કશાસ્ત્ર), દ્વયાશ્રય મહાકાવ્ય (સંસ્કૃત અને પ્રાકૃત), ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત (પુરાણ), પરિશિષ્ટ પર્વ, વીતરાગસ્તોત્ર, અન્યયોગવ્યવચ્છેદ અને અને અયોગવ્યવચ્છેદને લગતી બત્રીશી વગેરે

**હેમરત્નસૂરિ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
પાલી (મારવાડ) જૈ શ્વે આચાર્ય રચના શીલવતી કથા (૧૫૪૭), લીલાવતી (૧૫૪૭), મહિપલ ચોપાઈ (૧૫૮૦), ગોરા બાદલ કથા–પદમણી ચોપાઈ (૧૫૯૦), સીતાચરિત્ર–મધ્ય. ગુજ પદ્ય

**હેમરત્નસૂરિ શિષ્ય** ઈ ૧૫મી સદી
જૈ શ્વે સાધુ રચના. હેમરત્નસૂરિ ફાગુ (ઐતિ સં )–મધ્ય ગુજ ફાગુ કાવ્ય

**હેમરાજ** ઈ ૧૬મી સદીનો મધ્ય ભાગ
જૈ શ્વે સાધુ રચના ધન્ના રાસ (૧૫-૫૩)–મધ્ય. ગુજ. પદ્ય

**હેમવિજયગણિ**
ઈ ૧૭મી સદીનો આરંભ
મહેસાણા જૈ. શ્વે. સાધુ. રચના કમલ વિજયરાસ (૧૬૦૫), નેમિજિન ચંદ્રાવલા –મધ્ય ગુજ પદ્ય

**હેમશ્રી (સાધ્વી)**
ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
જૈ શ્વે સાધ્વી રચના કનકવતી આખ્યાન (૧૫૮૮)–મધ્ય ગુજ. પદ્ય

**હેમસાર** ઈ ૧૪મી સદીનો ઉત્તરાર્ધ
જૈ. શ્વે સાધુ રચના ઉપદેશ સંધિ–અપભ્રંશ પદ્ય ગ્રંથ

**હેમસૌભાગ્ય** ઈ ૧૭મી સદીનો મધ્ય ભાગ
જૈ શ્વે સાધુ રચના રાજસાગરસૂરિ રાસ (ઐતિ ૧૬૧૫ પહેલા)–મધ્ય ગુજ. પદ્ય

**હેમહંસગણિ** ઈ. ૧૫મી સદીનો મધ્યભાગ
જૈ. શ્વે સાધુ રચના. ષડાવશ્યકનો બાલાવબોધ (૧૪૬૫)–મધ્ય ગુજ ગદ્ય

**હેમાણંદ** ઈ ૧૬મી સદીનો ઉત્તરાર્ધ
ભદાણા જૈ સાધુ રચના વેતાલ પચીસી (૧૫૯૦) ભોજચરિત્રરાસ (૧૫૯૭) અને પ્રકીર્ણ કૃતિઓ–મધ્ય ગુજ પદ્ય

**હોરમસજી રતનશાહ અચાગ્રિયા**
રચના વ્યાધિ તમારી–ઔષધિ અમારી (૧૯૬૨), કિરતારની કરામત, ટચૂકડો વર્તુલ (૧૯૪૯–૬૪), દરદી અને દવા (૧૯૫૧)

**હોરમસજી સોરાબજી મિસ્ત્રી 'હરમીસ'**
શિષ્ટ ગુજરાતી સારી રચનાઓ. રચના મધુરિકા (કા. સં ૧૯૧૪)



# પરિશિષ્ટ ૧—પુરવણી

**અનસૂયા ભૂપેન્દ્ર ત્રિવેદી**
ઈ. સ. ૧૯૨૪

જ.: ૭-૪-૧૯૨૪. મુંબઈ ના પ્રા. પ્રાથમિક વનિતા વિશ્રામ, માધ્ય ચંદારામજી સ્કૂલ, કૉ એલ્ફિન્સ્ટન, મુંબઈ. ૧૯૪૧માં મૅટ્રિક ૧૯૪૬મા બી એ. ૧૯૪૮માં એમ.એ. ૧૯૫૦માંબી ટી ૧૯૬૬માં પીએચ ડી. ૧૯૭૦માં ભાષાવિજ્ઞાનનો ડિપ્લોમા (મું યુનિ.) ૧૯૫૦-'૫૧માં એસ. એન ડી. ટી. કૉ.માં ગુ. અધ્યા. ૧૯૫૧ ૫૨માં ટોપીવાળા કૉ.માં. ૧૯૫૬થી ફરી એસ. એન. ડી.ટી. કૉ. ૧૯૭૪ જૂનથી ત્યાં આચાર્યા. રચના: જ્ઞાનગીતા 'નરહરિકૃત' (સાહિત્યસંપાદન, ૧૯૬૪), પૃથ્વીચંદ્રચરિત (સહસંપાદન ૧૯૬૬), અનુભવબિંદુ 'અખાકૃત' (સહસંપાદન, ૧૯૬૬), આપણી કહેવતો એક અધ્યયન (૧૯૭૦), સાહિત્યમાં કવિતાનો પ્રચાર (૧૯૭૨)

**અભેસિંહ હરિભાઈ પરમાર** ઈ. ૧૯૨૮

જ.: ૧-૬-૧૯૨૮. કુકેડી (તા ચીખલી, જિ. વલસાડ) ૧૯૫૬મા બી એ. ૧૯૬૨મા બૅઝિક એજ્યુ ડિપ્લોમા. રચના: ભિન્ન હૃદય (ન. સ, ૧૯૬૮), થીજેલી આગ (નવલ. ૧૯૬૯)

**અમુભાઈ વી. દોશી** ઈ. સ ૧૯૨૩

જ.: ૧૭-૯-૧૯૨૩ કરાંચી. વ કચ્છ-ભૂજ. વણિક ૧૯૪૦માં મૅટ્રિક. ૧૯૪૨માં ઇન્ટર સાયન્સ ૧૯૪૪માં સંગીતવિશારદ, ૧૯૪૬માં સંગીત અલંકાર (ગાયન વાદન), ૧૯૪૭માં સંગીત પ્રવીણ. ૧૯૪૦થી શારદા-મંદિર-કરાચીમા સંગીત શિક્ષક' પાકિસ્તાન થતાં ૧૯૪૮થી ભારતીય સંગીત મહાવિદ્યાલય-માં આચાર્ય ૧૯૫૫ સુધી ૧૯૫૫ ૧૯૬૦ સૌ. સંગીત-નાટક અકાદમીના આચાર્ય, ૧૯૬૦થી મ્યુઝિક કૉ માં આચાર્ય રચના ' ગીતગુર્જરી (૧૯૫૦), સંગીતપ્રવેશ (૧૯૫૬), સંગીત-મધ્યમા (૧૯૬૦), સંગીતવિશારદ (૧૯૬૧), સિતારશિક્ષા ૧ (૧૯૬૧), સદર-૨ (૧૯૬૩), ભારતીય સંગીત (૧૯૬૯), ભારતીય સંગીતનો વિકાસ (૧૯૭૫) ઉપરાંત ગાયન-વાદન વિશે માહિતી અને પારિભાષિક શબ્દોની રચના તેમ ગુ કૃતિઓની રચનાને શાસ્ત્રીય તેમજ લોક-ઢાળોમાં બેસાડી એની સ્વરલિપિનુ પ્રકાશન

**અમૃતલાલ ભગવાનજી યાજ્ઞિક**
ઈ. સ ૧૯૧૩

જ.: ૮-૯-૧૯૧૩, ક્કાવટી. વ ધ્રાંગધ્રા. ઔદીચ્ય સ. બ્રાહ્મણ. પ્રાથમિક મૅટ્રિક સુધી ધ્રાંગધ્રા. ૧૯૧૯ થી ૧૯૩૦ કા સુધી કૉલેજ-નું શામળદાસ કૉલેજ, ભાવનગર. ૧૯૩૨ થી ૧૯૩૯ એમ.એ સુધી અભ્યાસ શિક્ષક તરીકે-ગુજરાત હાઈસ્કૂલ, અમદાવાદ ૧૯૩૬, ગોકળીબાઈ હાઈસ્કૂલ, વિલેપારલે ૧૯૩૯ (નિઠ મહિનો), રામજી આશર વિદ્યાલય, ઘાટકોપર. ૧૯૩૯-૪૦ (આઠેક મહિના), ગુજરાતીના અધ્યાપક તરીકે—રામનારાયણ રૂઈઆ કૉલેજ, માટુંગા (૧૯૩૯ થી ૧૯૫૯ ૬૦ સુધી), આચાર્ય તરીકે —સોમૈયા કૉલેજ, ઘાટકોપર ૧૯૬૦'૬૧, મીઠીબાઈ કૉલેજ, વિલે પારલે ૧૯૬૧થી ચાલુ, શિક્ષકથી અધ્યાપક સુધી ને પછી આચાર્યપદે ઉપર જણાવ્યા મુજબ, સાહિત્ય, શિક્ષણ અને સમાજ—પ્રવૃત્તિઓનું ક્ષેત્ર રચના. જગ ગગાના વહેતાં નીર (શિક્ષણ ને સમાજ, ૧૯૭૦), ચિદ્ઘોષ (૧૯૭૨), આત્મગંગોત્રીનાં પુનિત જળ (શિક્ષણ ને સમાજ ૧૯૭૪)

ગ્રંથો. સુબોધ વ્યાકરણ (ડૉ. ભાયાણી સાથે, ૧૯૬૦), સુગમ વ્યાકરણ અને લેખન (ડૉ. દુષ્યત પડ્યા ને ભૃગુરાય અંજારિયા સાથે, ૧૯૭૫)

અનુવાદ: શિક્ષણ અને લોકશાહી (જ્હૉન ડ્યૂઈ, ૧૯૬૪), ભગવાન મહાવીર (ડૉ. જગદીશચંદ્ર જૈન, ૧૯૫૬), આપણાં બાળકો (૧૯૫૦), સર્વાંગી બાળઉછેર (૧૯૫૮), વેચં-શીલોની વીરકથાઓ (જ્હૉન કેનેડી, ૧૯૬૦), અમેરિકન સસ્કૃતિની રૂપરેખા (૧૯૫૯), ગુરુ ગોવિંદસિંહ (ચિમનભાઈ દવે સાથે, ૧૯૬૬), ગુરુ નાનકનો ધર્મ ( ,, ) (૧૯૬૭.

સંપાદન: મનસુખલાલ ઝવેરીની કાવ્યસુષમા (શ્રી ઓકર આદિ સાથે, ૧૯૬૦), કરસનદાસ માણેકની અક્ષર આરાધના (શ્રી રામપ્રસાદ બક્ષી આદિ સાથે, ૧૯૬૨), જ્યોતીન્દ્ર દવે. વાઙ્મયવિહાર (શ્રી રામપ્રસાદ બક્ષી સાથે ૧૯૬૩), કાવ્યવિહાર (શ્રી ખેટાઈ સાથે, ૧૯૬૧), કાવ્યોદ્યાન (શ્રી માણેક સાથે, ૧૯૬૫), સાહિત્યસરિતા (શ્રી ઓકર સાથે, ૧૯૬૬) કાવ્યસરિતા (શ્રી જયંત પાઠક સાથે ૧૯૬૯), પદ્યામૃત (શ્રી મનસુખલાલ ઝવેરી સાથે, ૧૯૭૦), ગદ્ય સ્વરૂપ ને વિકાસ (શ્રી ઓકર આદિ સાથે, ૧૯૭૨), સંવાદ (શ્રી રામપ્રસાદ બક્ષી આદિ સાથે, ૧૯૭૪)

**અરવિંદ મગનભાઈ ધોળકિયા**
ઈ સ ૧૯૨૨

જ. ૧૧-૯-૧૯૨૨. ધ્રાંગધ્રા. વ : જામનગર. વડનગરા નાગર ગૃહસ્થ. પ્રાથ ધ્રાંગધ્રામાં માધ્ય. રાજકોટમા ૧૯૪૩માં ધર્મેન્દ્ર. કૉ થી અગ્રેજી. ગુ થી બી એ. ૧૯૪૬માં શામળ. કૉ (ભાવનગર)થી ગુજ સસ્કૃતથી એમ. એ. ગુજ. વિદ્યા ના 'વિનીત' રાષ્ટ્ર. મ.સ ના 'કોવિદ'. ઉપરાત એસ.ટી સી. 'અખડાનંદ' 'નૂતન સૌરાષ્ટ્ર'માં લેખન-પ્રવૃત્તિ, પછી 'ફૂલછાબ'માં 'આ ધરતીની ધૂપસળી' લેખમાળા સૌરાષ્ટ્રના સંતો, સૌરાષ્ટ્રના ચિત્રકારો, સૌરાષ્ટ્રના સંગીતકારો, સૌરાષ્ટ્રના કવિઓ, અત્યારે 'લોકસાહિત્યના ઉપાસકો' ચાલુ. 'આકાશવાણી' રાજકોટથી પણ 'ગ્રામજનોના વિભાગમાં ૧૯૫૫ ૧૯૭૩ બાકી ૧૯૪૭થી સૌરાષ્ટ્ર હાઇસ્કૂલ (રાજકોટ)માં શિક્ષક.

**અરસિંહ નાથાભાઈ વાળા**
ઈ. સ ?-૧૯૭૩

જ.ને વ સરખડી (જિ. અમરેલી). કારડિયા રાજપૂત. પ્રાથ ધો. ૩. ૧૪મા વર્ષથી કવિતાલેખન મૃત્યુ. ૭-૫-૧૯૭૩. રચના રા'નઘણ જગદંબા જાહલ (કા. ૧૯૬૨), વાળાની વાણી-૧ (૧૯૬૬), સદર-(૧૯૭૨), છી ૧૧૨ જેટલા કાવ્ય અપ્રસિદ્ધ

**અરુણોદય (ઉર્ફે હરિપ્રસાદ) નટવરલાલ જાની** ઈ. સ ૧૯૨૧

જ.: ૨૦-૧૧-૧૯૨૧ વડોદરા. ઔ સ. બ્રા પ્રાથ માધ્ય વડોદરામા. ૧૯૪૦માં ન્યૂ. એરા હા સ્કૂ.માંથી મૅટ્રિક. ૧૯૪૪માં સં થી બી એ. (૧લો વર્ગ), ૧૯૪૬માં એમ એ (સં અને અર્ધમાગધી ૧લો, વર્ગ) ૧૯૪૫માં બૅંગાલ સ એસો ના કાવ્યતીર્થ ૧૯૫૮મા પીએચ ડી (નૈષધીયચરિત: અધ્યયન), ૧૯૬૮-માં ડી લિટ્ (શ્રીકંઠની રસકૌમુદી) ઉપરાત ભાષાવિજ્ઞાન, જર્મન ભાષા-ફ્રેન્ચભાષાનાં સર્ટિ. ડિપ્લોમા પણ. ૧૯૪૬મા વિસનગર કૉલેજ-માં સ ના વ્યાખ્યાતા. ૧૯૫૧થી મ સ યુનિ-માં વ્યાખ્યાતા, ત્યાં વાચક (૨૭-૬-૧૯૬૧થી), ત્યા અધ્યાપક (૧-૭-૧૯૬૭), ઉપરાંત સં. મહાવિદ્યાલયના આચાર્ય પણ. ૫-૪-૭૫થી પ્રાચ્ય વિદ્યામંદિરના નિયામક. રચના. નૈષધીયચરિત. અધ્યયન (અંગ્રેજી. ૧૯૫૭), શ્રીકંઠની રસકૌમુદી (મૂળ સં., ૧૯૬૪), શંકર-

ચાય રચિત કેટલાંક સ્તોત્ર (નવભારતી પ્રકાશન, દ્વારકા), સપ્તશતી (શોધિત અનુવાદ મ મ. હાથીભાઈ શાસ્ત્રીનો, ૧૯૭૪), કાલિકાપુરાણ (મૂળ, અનુવાદને પ્રસ્તાવના, ૧૯૭૪)

**આહમદ લાલમોહમદ મકરાણી**
ઈ સ ૧૯૪૧

જ ૫-૧૦-૧૯૪૧. દેવળિયા (જિ જામનગર) વ . કપલેટા (જિ. રાજકોટ) મુસ્લિમ મકરાણી. પ્રા. માધ્ય કપલેટામાં ૧૯૬૫માં બી એ. (ઉપલેટા કૉ થી) ૧૯૬૭માં એમ.એ (ધર્મેન્દ્ર કૉ રાજકોટથી), ૧૯૭૦માં બી એડ. (પોરબંદરથી) મુખ્ય વિષય ગુજરાતી ગઝલો (વિવિધ સામયિકોમાં) ટૂકી વાર્તાઓ પણ લખીછે રચના આયનો (ગઝલસગ્રહ-૧૯૭૪)

**ઇંદુકુમાર દેવકૃષ્ણ જોશી ઈ. સ ૧૯૨૫**

જ ૨૪-૧૨-૧૯૨૫ આબાદાન (ઈરાન) અત્યારે જૂનાગઢ ઑ. સ પ્રા દેવકૃષ્ણ પીતાંબર જોશી-ગઝલકારના પુત્ર લાબા સમયથી દેશમા આવી ગયા છે ૧૯૪૨માં 'ભારતછોડો'-ની લડતમાં કારાવાસ અત્યારે જૂનાગઢ સરકારી પુસ્તકાલયના ગ્રંથપાલ રચના : મારાં ગીતો (૧૯૫૮), ગીત અમે તો ગાશું (૧૯૬૩), હુ રાજરાણી (અનુ ૧૯૬૩), ઇદયાસ્ત (અનુ. ૧૯૬૫), ન રસ્તો ન વળાક (નવલ ૧૯૭૨), સગપણ અવાજનાં (નવલ હવે)

**ઇંદ્રવદન નરોત્તમદાસ દેસાઈ, 'દિવ્યેંદ્ર'**
ઈ સ ૧૯૧૫

જ .૧૯-૨-૧૯૧૫ કામરેજ (જિ સુરત). બ્રાહ્મણ મૅટ્રિક રેલવેમાં સરકારી નોકરી સામયિકોમા વાર્તાલેખન રચના. કામબાણ (વા સ., ૧૯૫૩), લગ્નમથન (નવલ ૧૯૫૮), સુરેખા (નવલ ૧૯૫૬), જુવાન હૈયા (નવલ ૧૯૬૮)

**ઇબ્રાહિમ હસન કટારિયા ઈ સ. ૧૯૨૯**

જ : ૧૭-૮-૧૯૨૯ વોરાજી મુસ્લિમ શેખ ગુજ ૭ ધોરણ ધંધે શિક્ષક રચના: અજોડ (કા સ. ૧૯૭૪)

**ઈશ્વર ઇચ્છારામ દેસાઈ ઈ સ ૧૯૦૩**

જ.: ૧૮-૭-૧૯૦૩ વાલોડ (જ સુરત) ઑ સ. પ્રા ગુજ. વિદ્યાપીઠ (અમદા )ના વિનીત ૧૯૨૬માં રાષ્ટ્રિય વિનયમ દિર સુરતમા શિક્ષક ૨૦ વર્ષ માટે 'નવયુગ' (સાપ્તા ), 'ગડગડાટ' 'અસહકાર' 'દેશબધુ' અને દૈનિક 'પ્રભાવ'ના સહતંત્રી, ચાર વર્ષ 'લોકવાણી' (સાપ્તા )ના તંત્રી. ત્રણ વર્ષ એ જ (દૈનિકના) તત્રી ૧૯૨૦ થી ૧૯૪૭ રાજકીય ક્ષેત્રે કામગીરી. ૬ વર્ષનો કુલ જેલવાસ ૧૯૨૦ થી ૧૯૭૫ સુધી શૈક્ષણિક વગેરે પ્રવૃત્તિ પણ રચના. ૩૭ જેટલી, જેમા 'સાહિત્ય સગ્રામ સાહિત્યમાળા'ના દસ ગ્રંથોનુ સપાદન બીજી મહત્ત્વની રચના આરોગ્યધામ હજીરા (૧૯૬૫), આપણા સરદાર (૧૯૬૧), શાસ્ત્રીજીનાં સંભારણાં ૧૯૬૬), માગલ્યધામ માલસર(૧૯૬૭), દાડીકૂચ (શ્રી કલ્યાણજીભાઈ વિ મહેતા સાથે, ૧૯૬૯), લડતનાં ગીતો (૧૯૭૦), બારડોલી સત્યાગ્રહ (૧૯૭૦), સૌન્દર્યધામ હુમસ (૧૯૭૧), સુરત કોંગ્રેસ (૧૯૭૧), હરિપુરા મહાસભા (૧૯૭૨), દાંડીયાત્રા (૧૯૭૨), આઝાદીના ઘડવૈયા (૧૯૭૩), ધરાસણાની શૌર્યગાથા (૧૯૭૩), સ્વાતંત્ર્યસગ્રામ (૧૯૭૫), વગેરે

**ઉપેંદ્ર ઉમિયાશકર રાવળ ઈ સ ૧૯૩૯**

જ.. ૨૫-૨-૧૯૩૯ મુબાઈ વ : કનાવા (ઉ ગુ જ ) ઑ સ પ્રા એસ ટી સી ૧૯૬૦મા હિંદી કોવિદ', ૧૯૬૪મા લાઇબ્રેરી ડિપ્લોમા, ૧૯૭૦માં હેલ્થ એન્જ્યુ સર્વિસ. ફાર્બસ ગુજ. સભા (મુંબઇ)મા ગ્રથપાલ, સહાયક મત્રી, વ્યવસ્થાપક 'ફા ગુ સ ત્રૈમાસિક'-ના છ માસ માટે સંપાદક પણ, 'ઔદીચ્ય જ્યોતિ'ના સહસપાદક (૧૯૫૭ થી ૧૯૬૦). રચના. શુક્તિ (કા.સ ૧૯૭૬), કાનજી સ્વામીનુ જીવનચરિત્ર (૧૯૬૯), છબછબિયાં (બાલગીતો, ૧૯૭૦), ભદળી કાવ્ય (સશોધન સપાદન, ૧૯૭૦), દેલવાડાનાં દહેરા ને સાચો દેવ કોણ (બાળનાટકો, ૧૯૭૧)

**ઉષા ગૌરીશકર જોશી ઈ સ ૧૯૨૭**

જ. ૧૮-૭-૧૯૨૭, ગીંડુવડા વ ગોડલ ખેડાવાળ બ્રાહ્મણ સ્વ ગૌરીશકર ગો. જોશી, 'ધૂમકેતુ'ના પુત્રી પ્રાથ માધ્ય અમદાવાદમા ૧૯૪૭મા મૅટ્રિક ૧૯૫૧માં બી એસસી , (મુબઈ યુનિ ) ૧૯૫૩મા બી એડ્ (ગુ યુનિ ) ૧૯૫૮માં એમ એસસી (ગુ યુનિ ) ૧૯૭૨મા પીએચ ડી (રસ પણ શાસ્ત્રમાં, સૌ યુનિ ) માધ્યમિક શાળા અને વિજ્ઞાન કૉલેજમાં ૬ વર્ષ પછી એ જી ટીચર્સ કૉ માં વ્યાખ્યાતા હાલ ૧૯૬૭થી ગુજ યુનિ મા મનોવિજ્ઞ ન-શિક્ષણ તત્ત્વજ્ઞાન વિભાગમાં વ્યાખ્યાતા ૨૪ જેટલ લઘુનિબંધ લખ્યા છે પ્રકાશનો : ચીરડાના પણી (વા સ ૧૯૫૭), ધૂમકેતુના જીવનવડતરની વાતો ભાગ ૧ થી ૧૨ (ભાઈ દક્ષિણકુમાર જોશી સાથે, ૧૯૬૫ થી ૧૯૭૦માં) ભારતરત્ન ઇંદિરા ગાધી ભાગ ૧ ૪ (૧૯૭૨), ભારત રત્ન સી વી રામન (૧૯-(૧૯૭૩), ડૉ. વિક્રમ સારાભાઈ (૧૯૭૪) ડૉ. હોમી ભાભા (૧૯૭૫) ભારત-ઐક્ય વિધાતા સરદાર (૧૯૭૫), આર્યભટ (૧૯૭૬)

**ઉસ્માન મૂસા પિરાઈ, 'તબસ્સુમ'**
ઈ. સ ૧૯૨૩

જ . ૩૦-૧-૧૯૨૩. ધોરાજી. મુસ્લિમ ગરાણુ (જુલાયા, અનસારી) પ્રાથ ગુજ અને ઉર્દૂ પાચ ધોરણ, અં એક ધો. ખડસમયના હિસાબનીશ ૧૯૪૭થી લેખનપ્રવૃત્તિ વિવિધ સામયિકોમાં વાર્તાઓ નિબધો વગેરે

**કનૈયાલાલ ગણપતરામ જોશી**
ઈ. સ ૧૯૨૯

જ : ૧૧-૫-૧૯૨૯, રાંધેજા (જિ ગાધીનગર) ૧૯૫૧મા બી એ ૧૯૫૪માં બી.એડ ૧૯૫૫થી ગુજ. રાજ્યના શિક્ષણ તત્રમાં-અધ્યાપન મદિરના અધ્યાપક, વિભાગીય શિક્ષણાધિકારી, નાયબ શિક્ષણાધિકારી, શાસનાધિકારી, અત્યારે વલસાડ જિલ્લામાં નાયબ શિક્ષણાધિકારી સામયિકોમાં ટૂકી વાર્તાઓ-વિવેચનલેખો કાવ્યો વગેરે ૧૯૫૯ થી ૧૯૬૨ સુધી ગુ રાજ્ય લોકસાહિત્ય સમિતિના સભ્ય અને એના મણકા ૩, ૪નુ સંપાદન. રચના ઔશિનરી (નવલ ૧૯૬૩), જાગે ઝકાર સિતારના (નવલ. ૧૯૬૪) વગેરે ૧૫ નવલો, મીના (વા સં , ૧૯૬૦), હિના (વા. સ , ૧૯૬૩), સ્મિત અને આંસુ (વા. સ., ૧૯૬૬), ઉપર શિક્ષણને લગતા ૩ પ્રકાશન. નદનવન (રેખાચિત્ર ૧૯૭૪—ભારત સરકારનો પુરસ્કાર મળ્યો), પ્રેરણાસંગ્રહ (કા. સ ૧૯૭૦), સસ્કાર સુધા (રેખાચિત્રો ૧૯૭૧), ઇતિહાસ કથામાળા (રેખાચિત્રો ૧૯૭૧), સપાદન લોકસાહિત્યમાળા. ૩-૩ (૧૯૬૩–૧૯૬૪) વગેરે

**કમલ સુથાર** ઈ. સ ૧૯૪૦

જ : ૨૫-૩-૧૯૪૦ પુરુષોત્તમનગર (જિ સાબરકાંઠા) હિંદી સાથે બી.એ સાહિત્યરત્ન (હિ.), રાષ્ટ્રભાષા, આચાર્ય (વર્ધા), હિંદી સેવક (ગુજ વિદ્યા અમદા ), બીએડ (હિ , ગુજ ), એસટી સી. વગેરે. હિંમત હાઇસ્કૂલ હિંમતનગર (જિ. સાબરકાંઠા)મા શિક્ષક રચના : સઘર્ષ ઘડી (નવલ), ઋતસરા (નવલ), સમાધાન (નવલ ), એક અનેક એક (લઘુનવલ) (પાછલાં બેઉ સામયિકોમાં)

**કમળાબહેન રતનચદ સુતરિયા**

(જુઓ આરંભમા ગુ સા સભાના સભ્યોમાં )

**કાંતિલાલ ડાહ્યાભાઈ ત્રિપાઠી**
ઈ. સ ૧૯૩૦

જ. : ૯-૧૦-૧૯૩૦, પડોળી (જિ. ખેડા),

મોઢ બ્રાહ્મણ ગુજ શાળાંત અને એસ એસ સી. (૧૯૫૮), સંસ્કૃત 'વિશારદ'. સાધારત્ન (હિં. ૧૯૬૦), કેંદ્ર સરકારના પુરાતત્ત્વ વિભાગ (વડોદરા)માં કાર્યકર ૧૯૭૦-'૭૧માં 'વિશ્વામિત્રી'નું મૂળ, ઉપરાંત વિવિધ ક્ષેત્રે સંશોધનપ્રવૃત્તિ કચ્છ અખડાસા, ધોળકા-ધંધુકા, ખંભાત વગેરે સ્થળોમાં ઉત્ખનન. અનેક સાંસ્કૃતિક સંસ્થાઓના સભ્ય ને ગુજરાત ઇતિહાસ પરિષદના મંત્રી (૧૯૭૨થી) રચના: પ્રવાસધામ પાવાગઢ (૧૯૭૧), ઉપરાંત અનેક સામયિકોમા પુરાતત્ત્વ વિષયક લેખો, સૂરસંગમ (સંપા. ૧૯૭૦), કેટલાક નાટકો (ભજવાયાં; પણ અપ્રસિદ્ધ)

### કાંતિલાલ મોતીલાલ કાપડિયા

ઈ. સ ૧૯૧૩

જ.: ૨૧-૧૦-૧૯૧૩, નવસારી સુરતી લાડ વૈ. વણિક' ૧૯૩૬મા ઇન્ટર સાયન્સ, ૧૯૫૫થી 'લાડ મિત્ર' માસિકનું સંપાદન અન્યાન્ય સામયિકોમાં લેખન પ્રવૃત્તિ વાર્તાઓ તેમ નાની કવિતાઓ.

### કુતુબ અબ્દુલહુસેન 'આઝાદ'

ઈ સ ૧૯૨૨

જ . ૨૭-૧૧-૧૯૨૨, બગસરા (જિ. અમરેલી). દાઊદી વહોરા પ્રાથ ગુ ૪ ધોરણ, ઉર્દૂ ૬ ધો 'અદાલત' 'પુકાર' 'હલચલ' વગેરે માસિકોના સંપાદન પછી ૧૯૫૩થી 'તમન્ના' (વહોરા જ્ઞાતિનું પત્ર)ના સંપાદક). રચના: આગ અને બાગ (કાવ્ય ૧૯૬૪), હસતા ઝખ્મો (કાવ્ય ૧૯૬૯), શરણાઈ (કાવ્ય ૧૯૭૨), નવી મા (ટૂંકી વાર્તાઓ. ૧૯૭૨), અરમાન (કાવ્ય ૧૯૭૩) વગેરે

### કૃષ્ણકાંત ઓગષ્ટવલાલ કડકિયા

ઈ સ ૧૯૪૦

જ.: ૨૯-૯-૧૯૩૦, દેવગઢ બારિયા દસા નીમા વૈ વણિક પ્રાથ માધ્ય. દેવગઢ બારિયામાં. ૧૯૫૭ ત્યાંથી એસ એસ સી ૧૯૬૨મા બી એ. (ગુજરાતી), ૧૯૬૪મા એમ.એ (ગુજરાતી), ડિપ્લો ડ્રામા (ગુજ. યુનિ), સામયિકોમા નિબંધોથી શરૂઆત, ૧૯૬૯, અત્યારે સાબરમતી કૉલેજમાં અધ્યાપન કાર્ય રચના કાવ્યગ્રંથ: દ્રુમછાયા (કા. સ, ૧૯૬૧), વાદળ (કાવ્ય ૧૦૬૧), સ્વરૂપ (નવલ ૧૯૬૦) વગેરે અત્યારે '૧૯૨૧ થી ૧૯૪૦ સુધીની હિંદી અને ગુજ. ઐતિ નવલકથાઓનો તુલનાત્મક અભ્યાસ' એ વિષયનો પીએચ ડી.નો મહાનિબંધ માન્ય થયો છે.

### કોકિલા હરિલાલ દીવાન ઈ સ. ૧૯૩૦

જ ' ૧-૫-૧૯૩૦, સુરત. પતિને કારણે મુંબઈમાં દસા સુરતી પોરવાડ વણિક ૧૯૫૩માં બી એ, ૧૯૬૦માં એમ.એ (એક એસ એન ડી ટી યુનિ) ૧૯૪૯-૧૯૫૨ એલ આઈ સી ના પ્રતિનિધિ ૧૯૬૫થી કાવ્ય લેખન રચના: નવોદિતા (બિપિન ઝવેરી સાથે, ૧૯૭૨), આવકાર' (સહ-પ્રકાશન કા. સ, ૧૯૭૩)

### ગિરિજાશંકર કેશવલાલ વ્યાસ

ઈ સ ૧૯૦૯

જ : ૩૧-૫-૧૯૦૯, જૂનાગઢ. બાજખેડાવાળા બ્રાહ્મણ, પ્રાથ માધ્ય લૂણીધાર, જૂનાગઢ વગેરે ૧૯૨૯માં મૅટ્રિક કૉલેજ જૂનાગઢ ૧૯૩૩માં બી એ (સંસ્કૃત), ૧૯૪૦ અમદાવાદથી એલએલ બી રાજકોટમાં વકીલાત થી શરૂઆત, પછી જુદાં જુદાં રાજ્યોમાં ન્યાય ક્ષેત્રે. ૧૯૬૮માં નિવૃત્ત ૧૯૩૪થી સાહિત્ય પ્રવૃત્તિને વેગ-'કૌમુદી' વગેરે સામયિકોમાં લેખો દ્વારા રચના: ભગવાન સોમનાથ (નવલ. ૨ ભાગમાં, ૧૯૬૩-૬૪), મણિમોહના (નવલ ૨ ભાગમાં, ૧૯૬૪-૬૫), પરદેશી સંન્યાસી (૧૯૭૨), નયને નીતરે નેહ (નવલ ૧૦૬૬), રસજ્યોત (નવલ ૧૯૬૮), હૈયુ હે તે હલહલે (નવલ ૧૯૬૯) વગેરે

### ગુણવંત મંગળજી ભટ્ટ ઈ સ. ૧૯૩૭

જ ' ૧ ૭-૧૯૩૭, અબાળા (ગીર), અત્યારે મુંબઈ સોરઠી શ્રીગૌડ માળવીય બ્રા ચં પાંચ ધોરણ વર્તમાન પત્રકાર રચના ' શ્રદ્ધાદીપ (દષ્ટાંત-કથાઓ. ૧૯૬૪), જીવન ઝંઝાવાત (નવલ ૧૯૬૬), ૧૬ નવલકથાઓ, લોકકથાસંગ્રહ-શૂરો સોરઠદેશ (૧૯૭૨) ને સંકલન સંપાદનો

### ગોરધનદાસ જીવરાજ સોરઠિયા

ઈ. સ ૧૯૩૨

જ ' ૧૨-૨-૧૯૩૨, ઢસાવાવ (જિ અમરેલી), આરૂઢ સ્વામિનારાયણ સંપ્રદાયી. ૧૯૭૩થી સ્વામિનારાયણ સંપ્રદાયને લગતા ૨૯ જેટલા ગ્રંથોનું ૧૯૭૫ સુધી પ્રકાશન, જેમાં પ્રેમસખી પ્રેમાનંદ સ્વામી, નિષ્કુળાનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરે મહત્ત્વનાં.

### ગોવર્ધનેશ વિઠ્ઠલજી જોશી શાસ્ત્રી

અત્યારે રાંદેર. બ્રાહ્મણ સાહિત્ય ધર્માચાર્ય-કાવ્ય પુરાણતીર્થ, શુદ્ધાદ્વૈતભૂષણ, સાહિત્યરત્ન (હિં), સાહિત્યાચાર્ય (હિ) હિન્દી શબ્દમંજરી, ગુજ. શબ્દસૌરભ, અનુવાદમંજરી, શ્રીમદ્વલ્લભાચાર્ય, શ્રીમદ્ગુસાંઈજી, શ્રી હરિરાયજી, શ્રી ગોકુલેશ પ્રભુ શ્રી દેવકીનંદનાચાર્યજી, મહાકવિ કાલિદાસ વગેરે પુસ્તિકાઓનુ પ્રકાશન અનેક સામયિકોમાં ધાર્મિક લેખન પ્રવૃત્તિ

### ચંદ્રકાંત જેઠાલાલ પડ્યા ઈ. સ ૧૯૨૦

જ.. ૩૧-૮-૧૦૩૦, ધરમપુર (જિ. વલસાડ), વ.. ઘોડાસર (તા. મહેમદાવાદ) નવસારી હાઈસ્કૂલમાં શિક્ષક. રચના. જ્વાલા અને જ્યોત (આત્મકથા, ૧૯૬૬)

### ચંદ્રકાંત નવલશંકર દવે

ઈ. સ. ૧૯૩૫

જ ૧૭-૮-૧૯૩૫, જોડિયા. વ.' અલિયાબાડા (જિ જામનગર). ઓ. બ્રા. ૧૯૩૫મા. એસ એસ સી. ૧૯૬૦માં બી એ. ૧૯૬૯મા એમ એ. ૧૯૭૦માં બી એડ્. ૧૯૭૩માં એમ એડ્ ૧૯૫૩ ૫૪માં પ્રા શિક્ષક, ૧૯૫૮-૬૦ માધ્ય. શિક્ષક ૧૯૬૦-૬૧ પી. ટી. કૉલેજમાં અધ્યાપક ૧૯૬૬થી શિક્ષણ. નિરીક્ષક. ૧૯૫૮થી લેખનકાર્ય. સામયિકોમાં બાળવાર્તાઓ (૧૫), નવલિકાઓ (૧૦૦), લેખો (૨૦), રેડિયોનાટક (૬), રેડિયોવાર્તા (૬), લઘુનવલ (૨) અનુવાદ (૫૦), શિક્ષણવિષયક લેખો (૫) ને નવલકથા (૧) પ્રકાશન: ચેતરેખા (વા. સ, ૧૯૬૫)

### ચંદ્રિકા જ્યોતિર રાવળ

ઈ. સ. ૧૯૪૭

જ : ૧૬-૭-૧૯૪૭. હળવદ. ઔ. સ. બ્રા. બી.એ ૧૯૭૩થી લેખનની શરૂઆત-માત્ર ફુરસદમા શોખ ખાતર 'સ્ત્રી' વગેરે સામયિકોમા

### ચિનુભાઇ ચંદુલાલ શાહ, 'ચંદ્રક શાહ' ઈ. સ ૧૯૪૬

જ : ૫-૨-૧૯૪૬. શંખલપુર (તા. ચાણસ્મા, જિ. મહેસાણા.) વીસા શ્રીમાળી શ્વે. જૈ. વણિક. બી કૉમ. ૧૯૬૭ ૭૦ વડાલી (જિ. સાબરકાંઠા)ની હા. સ્કૂ માં શિક્ષક પછી સરસપુર મિલ્સ (અમદા). ૧૯૭૦ થી ૧૯૭૩, પછી 'મે કુમાર ડાયમંડ કું. મદ્રાસ'ના ટ્રાવેલિંગ સેલ્સમૅન. 'કુમાર' 'પ્રસ્થાન' 'માનવ' 'શ્રીજીવન' વગેરે સામયિકોમાં લેખનપ્રવૃત્તિ

### ચિમનલાલ જયશંકર સોમપુરા

ઈ સ. ૧૯૪૬

જ: : ૮-૭-૧૯૨૦, ધ્રાંગધ્રા. સોમપુરા સલાટ પ્રાથ ધ્રાગધ્રામાં માધ્ય કરી ૧૯૩૯માં મૅટ્રિક ધ્રાંગધ્રા કેમિકલ્સમા કાર્ય કર્યા પછી

૧૯૬૯મા મુંબઈ ગ્યુનિ ભેપો.માં સેવા. સામયિકોમાં બાળવાર્તાઓ વગેરેનુ લેખન રચના : પ્રીતિસગમ (નવલ ૧૯૭૦), લખ્યા લેબલ માટે (૧૯૭૦) ઊર્મિના અગનખેલ (નવલ. ૧૯૭૩) બહેનોના પરિચય 'સ્ત્રીજીવન'માં ચાલુ છે

**જટુભાઈ લાલજી પનિયા** ઈ સ ૧૯૩૪

જ : ૬-૫-૧૯૩૪, ભૂજ. (કચ્છ) વ માંડવી (કચ્છ) પોકરણા બ્રાહ્મણ ૧૯૫૨માં મૅટ્રિક સામયિકોમા નવલિકા પ્રકાશન રચના મનના મૃગજળ (નવલ ૧૯૭૩)

**જયતી હંસરાજ ઘોકાઈ** ઈ. સ ૧૯૩૫

જ. ૭-૯-૧૯૩૫ ઓખા (જિ. જામનગર). લોહાણા. ૧૯૬૨મા બી.એ. ૧૯૬૪મા બી એડ ૧૯૫૬થી લેખનપ્રવૃત્તિ રચના રગવ્યગ (કટાક્ષિકાઓ ૧૯૬૮), ટોપીનાં બે પૅકેટ (વા સ , ૧૯૬૯), ચદન (સપા કાવ્યો ૧૯૭૦) ગુ જન (સદર ૧૯૭૧) પરોઢ (સદર. ૧૯૭૨)

**જયકુમાર રણછોડભાઈ શુકલ**

ઈ સ ૧૯૩૩

જ. ૧૫-૫-૧૯૩૩, વડોદરા. બ્રાહ્મણ ૧૯૬૩માં એમ એ ૧૯૭૩મા '૧૯૪૨ની હિંદ છોડોની' લડતમાં અમદાવાદનુ પ્રદાન' પર મહાનિબધથી પીએચ ડી ૧૯૬૪થી હ કા કૉલેજ અમદા મા ઇતિહાસનુ અધ્યાપન-કાર્ય સામયિકોમાં લેખન પ્રવૃત્તિ રચના : રાષ્ટ્ર સમૂહના દેશોનો ઇતિહાસ (૧૦૭૪)

**જયકુમારી જયસુખલાલ જોશીપુરા**

ઈ સ ૧૯૦૧

વડનગરા નાગર, જન્મસ્થાન પેટલાદ સ્વ સાક્ષર જયસુખરામ પુ જોશીપુરાના ધર્મપત્ની રચના 'આરાર્તિકમ્' (કાવ્ય ૧૯૭૧)

**જિતેંદ્ર અમૃતલાલ દવે** ઈ સ ૧૯૨૨

જ. ૧-૮-૧૯૨૨, વાલમ વ. વિસનગર વિસનગરા નાગર બ્રાહ્મણ. પ્રા માધ્ય વિસનગર ૧૯૪૩મા સેટ ઝેવિયર્સ કૉ. મુબઈથી બી એ ૧૯૪૫માં ત્યાંથી એમ એ ગુજ અને સ ૧૦૪૬ ૪૭ નવસારી ગાર્ડા કૉલેજમાં, ૧૯૫૭ ૫૮ વિસનગર કૉલેજમા, ૧૯૫૮ ૬૨ સુરે ન્દ્રનગર કૉલેજમા, ૧૯૬૨ ૬૫ ગુજરાત કૉલેજ અમદાવાદમા, ૧૯૬૫ ૭૦મા કરી વિસનગર કૉલેજમા ને ત્યા ૧૯૭૦મા આચાર્ય. અનેક સસ્થાઓના સક્રિય સભ્ય રચના : વિસનગરની મ્લા (૧૯૪૦), સાહિત્યનુ ઘડતર (૧૯૫૫), આસ્વાદ વિવેચન સગ્રહ. ૧૯૫૭), પાશ્ચાત્ય સાહિત્ય-સિદ્ધાતો અને સ્વરૂપો (૧૯૬૧), સાહિત્યિક નિબધમાળા (સહ લેખ૦. ૧૦૬૧), વિશ્વનાથ જાનીકૃત પ્રેમપચીસી' (સહસંપાદન)

**જીવણલાલ છગનલાલ જોશી**

ઈ. સ. ૧૯૧૨

જ. ૩ ૧-૧૯૧૨, ડભોઈ (જિ વડોદરા) ઔ દોળકિયા બ્રા. પ્રા. માધ્ય. ડભોઈમા ૧૯૩૨મા મૅટ્રિક ૧૯૩૯માં ઍડવોકેટ, ૧૯૪૮મા કોવિદ (હિ.), ૧૯૫૦ રાષ્ટ્રભાષારત્ન (હિ ), ૧૯૫૦માં સાહિ.ત્યવિશારદ (હિ), ૧૯૫૨માં સાહિત્યરત્ન (હિ) ૧૯૫૭માં એસ - ટી સી. ૧૯૫૮માં સીનિયર એચ એસએસ. ૧૯૫૯માં બી એ. (હિ ) ૧૯૬૨માં એમ એ. (અલીગઢ યુનિ.). ૧૮૫૪ થી ૧૯૬૨ સુધી ખેડા જિલ્લાની વિવિધ હા. સ્કૂ માં શિક્ષક પછી પ્રકીર્ણ વ્યવસાય ૧૯૬૨થી રાજકોટ-નીરબાઈમા મહિલા કૉલેજમાં હિંદીનું અધ્યાપનકાર્ય ભક્તકવિ દયારામના શિષ્ય રણછોડ જોશીના પ્રપૌત્ર. દયારામના સાહિત્યના માર્મિક જ્ઞાતા તદ્દવિષયક અનેક લેખોનું લેખન સંપાદન ગ્રન્થો વિનયબત્રીસી (૧૯૩૯), કૌતુક રત્નાવલી અને પિગલસાર (૧૯૪૦), દયારામવાક્સુધા (૧૯૪૧), દયારામ સાગરલહરી (૧૯૪૨), દયારામ કાવ્યમણિમાળા ભા. છઠ્ઠો (૧૯૪૮), દયારામ કાવ્યામૃત (૧૯૪૯), દયારામ કાવ્યમણિમાળા, ભાગ ૩જો-સશોધિત સપાદન (૧૯૫૧), અનુભવ મંજરી (દયારામની વ્રજ કૃતિ, ૧૯૭૧), દયારામ રસધારા ધારા ૧ થી ૯ (કે. કા શ સ્ત્રી સાથે,૧૯૬૧-૭૬)

**જેઠાલાલ છોટાલાલ શાહ, 'ઊર્મિલ'**

ઈ સ. ૧૯૧૫

જ. સ. ૧૯૭૧ના પોષ વદિ ૧૨, સાવલી (જિ. વડોદરા) દસાખડાયતા વણિક અ ચો પાચ સુધીનો વ્યવસાયે 'છીકણીના વેપારી ૧૯૩૧થી સામયિકોમાં લેખન ૧૯૩૫થી સસ્કૃત સાહિત્ય તરફ લેખનનો વળાંક રચના જીવનસસ્કૃતિ (નિબધસગ્રહ ૧૯૩૭)

**જોરાવરસિંહ દાનુભાઈ જાદવ**

ઈ. સ. ૧૯૪૦

જ :૧૦-૧-૧૦૪૦, આકરુ રાજપૂત અભ્યાસ ૧૪ધોરણ આકરુની પ્રાથ શાળામાં, ૫ થી ૯ ધોરણ ' ધોળકા હસનઅલી હાઈસ્કૂલમાં, ૯ થી ૧૧ ધોરણ વિદ્યાપીઠની વિનીત. ગુજરાત વિદ્યાપીઠ (અમદાવાદ). એસ એસ - સી (૧૯૫૭),બી એ સેંટ ઝેવિયર્સ કૉલેજ (૧૯૬૧), એમ.એ બી જે વિદ્યાભવન (૧૯૬૩), ગુજરાતી અને ઇતિહાસ સાથે (પ્રાચીન ભારતીય સસ્કૃતિ). સને ૧૯૫૮માં કૉલેજના બીજા વર્ષ દરમ્યાન સ્વ. શ્રી મેઘાણીની 'સૌરાષ્ટ્રની રસધાર' ભણવામા આવતા લોકસાહિત્ય અને લોકવાર્તાઓ તરફ આકર્ષણ જન્મ્યુ. વેકેશનના સમયમા લોકગીતોનો સંગ્રહ શરૂ કર્યો સૌ પ્રથમ બુદ્ધિપ્રકાશમા ૩ હપ્તે લેખ પ્રગટ થયો. એ અરસામાં મુબઈમાં યોજાયેલ અખિલ હિંદ લોકસાહિત્ય સમેલનમાં કે. કા શાસ્ત્રી તથા ડૉ. એલ ડી. જોશી સાથે હાજર રહીને પેપર વાંચવાની તક મળી. પછી તો લોકસાહિત્યનું સંશોધન અને સપાદન. લોકસાહિત્ય સમિતિ તરફથી પ્રગટ થયેલ લોકસાહિત્યમાળા મણકો ૨ ૩ ૪ ૫ ૬ ૭માં ભાલ પ્રદેશના લોકગીતોનું સપાદન કર્યું એમની રચનાઓ :

'પથિક' માસિકમાં લોકસાહિત્ય અંગેના લેખો શરૂ કર્યા એ પછી સદેશ, ગુજરાત સમાચાર અને જનસત્તામા લેખમાળાઓ શરૂ થઈ પછીથી 'અખડઆનદ' 'જનકલ્યાણ' 'સ્વાધ્યાય' વગેરેમાં લોકકથાઓ અને સંશોધનલેખો લખવા શરૂ કર્યા. ૧૯૬૫થી આકાશવાણી પરથી લોકવાર્તાઓ નિયમિત રીતે રજૂ થવા લાગી, જે આજે પણ ચાલુ છે ૧૯૬૩મા એમ એ. પછી પચશીલ હાઈસ્કૂલ સરસપુરમા નોકરી સ્વીકારી છએક માસ બાદ સેંટઝેવિયર્સ કૉલેજમા વ્યાખ્યાતા તરીકે કામ કર્યુ અને ત્યાર બાદ ગુજરાત રાજ્ય સહકારી સઘના (સને ૧૯૬૫) પ્રકાશન અધિકારી તરીકે જોડાઈ ને 'સહકાર' સાપ્તાહિક અને 'ગ્રામસ્વરાજ' માસિકનુ સંપાદનકાર્ય સભાળ્યું.

પ્રકાશનો. મરદ કસુબલ રંગ ચડે (લોકવાર્તાઓ, ૧૯૬૮), મરદાઈ માથા સાટે (લોકવાર્તાઓ, ૧૯૭૦), સજે વરતી શણગાર, (લોકવાર્તાઓ ૧૯૭૧—સપાદન), આપણ (કસબીઓ, ગ્રામજીવનના રેખાચિત્રો,(૧૯૭૨), ટહુકો સાજણ સાંભરે (લોકસાહિત્યની પ્રણય કથાઓ ૧૯૬૨—સપાદન), સાજણ આવ્યા હે સખિ (લોકસાહિત્યની પ્રણયકથાઓ ૧૯૭૩—સપાદન), લોકસાહિ યની નાગકથાઓ (૧૯૭૩—સપાદન), કારાણી કજ શ્રી દુલેરાય કારણીના લોકસાહિત્યનુ સપાદન (૧૯૭૨—સંપાદન), શ્રી કારાણી અભિનદન ગ્રથ (૧૯૭૩—સપાદન), લોકસાહિત્યની અશ્વકથાઓ, (૧૯૭૩—સપાદન); બાલસાહિત્ય દોશીનો દીકરો બાયડી લાગ્યો. (બાળકો માટેની લોકકથાઓ, ૧૯૬૩), મઈલો આયર (૧૯૭૩), તારો બાપ કાબરના કાધાવાળો (૧૯૭૩), મોટું કોણ (૧૯૭૩); સસ્કૃતિ લોકજીવનના મોતી (લોકસસ્કૃતિ

—૧૯૭૫), ગુજરાતની લોકસંસ્કૃતિ(લો. સ. ...૧૯૭૬)

**જ્યોતિરકુમાર ગોવિંદલાલ રાવળ** ઈ. સ. ૧૯૪૨

જ.: ૩૧-૩-૧૦૪૨, અમદાવાદ. વ.: હળવદ (જિ. સુરેંદ્રનગર), અભ્યાસ ઇન્ટર આર્ટ્સ અને જુનિયર તથા સીનિયર હિંદી શિક્ષક સનદ, રાષ્ટ્રભાષારત્ન (હિં), ૧૯૬૬–૭૪ વચ્ચે શિક્ષણ કાર્ય, ૧૯૬૭થી લેખન-પ્રવૃત્તિ સામયિકોમાં. રેડિયોનાટકના લે- ખક: ૧૯૬૯માં નવલિકાલેખનમાં પ્રવેશ. ૧૯૭૪થી સેટેલાઇટ ઇન્સ્ટ્રક્શન ટેલિવિઝન એક્સપેરિમેન્ટ ટી.વી. સ્ક્રિપ્ટ રાઇટરનું કાર્ય. રચના: નવલકથાઓ: ઇર એક આગ જલે (૧૯૬૯), ઝંખના (૧૦૭૦), ધરલિયેરગલાગ્યો (૧૯૭૦), ચુક્તા (૧૯૭૩), સગ સગ સપનાં (૧૯૭૪), ઉત્તરદક્ષિણ (૧૯૭૪), ચદ્ર એક અમાસનો (૧૯૭૫), પ્રીત બની શમણુ (૧૯૭૫), ભત્રા બન નાદાન (૧૯૭૫); નાટયસંગ્રહ: દક્ષિણા (૧૯૭૬)

**તનસુખ પ્રાણશંકર ભટ્ટ** ઈ. સ. ૧૯૧૧

જ.: ૨૧-૩-૧૯૧૧. વેકરિયા (જિ. અમરેલી). ઓ. સહસ્ર બ્રાહ્મણ. પ્રાથ. જાફરાબાદમાં. માધ્ય. સાબરમતીઆશ્રમ અમદાવાદમાં (૧૯૧૯–૨૫) અને ભાવનગર દક્ષિણામૂર્તિ-ભવનમાં. ૧૯૨૭માં ગુજ. વિદ્યા.ના વિનીત. ૧૯૨૭–૨૮માં અગ્રેજીનો ઘરમેળે અભ્યાસ. કાશી અભ્યાસ માટે, પણ ન ફાવતાં પાછા સાબરમતી આશ્રમમા. ૧૯૩૦મા દાડીકૂચમાં (નં ૧૩નો) ૧૯૩૦મા ધારાસણા જતાં કરાડીમાં ધરપકડ ને ૩ માસની જેલ ૧૯૩૩ સુધી અવારનવાર જેલ નિવાસ. ૧૯૩૫માં પ્રોપ્રાયેટરી હા.સ્કૂ અમદા થી મૅટ્રિક. ૧૯૩૫થી મુબઈ એલ્ફિન્સ્ટન કૉ.મા અભ્યાસ અને ૧૯૪૦માં બી એ. ૧૯૪૧થી અમદાવાદ ચિ. ન. વિદ્યા-વિહારમા શિક્ષક. ૧૯૪૩મા ગુજરાત વિદ્યા-સભામાંથી પહેલા વગમા (ગુજ.થી) એમ.એ. ૧૯૪૭થી મુબઈ સિદ્ધાર્થ કૉલેજમા અને ૧૯૫૬મા મુખ્ય અધ્યાપક ૧૯૫૭માં 'દલપતરામ. કાવ્યાભિગમ' વિષયથી પીએચ ડી (મુ. યુનિ ) ૧૯૭૧મા નિવૃત્ત. રચના. મેં પાખો ફફડાવી (પ્રવાસ ૧૯૪૬), દાડીયાત્રા (ખડકાવ્ય. ૧૯૫૦), કાવ્યલહરી (કા. સ ૧૯૫૫), મહાત્માયન મહાકાવ્ય (૧૯૭૩)

**દક્ષિણકુમાર ગૌવરીશંકર જોશી** ઈ. સ. ૧૯૧૯

જ. : ૫-૧૧-૧૯૧૯, કરિયાણા (સો). વ. ગોંડળ. ખેડાવાળ બ્રાહ્મણ. છેલ્લાં ૫૦ વર્ષથી અમદાવાદમાં. મુંબઈ યુનિ.ના બી. એસસી. (૧૯૪૨) પ્રવૃત્તિ મિલમાં પ્રોસેસિંગમાં બ્લીચિંગ માસ્તર હવે નિવૃત્ત. શ્રી 'ધૂમકેતુ'ના મોટા પુત્ર રચના. ધૂમકેતુના જીવન ઘડતરની વાર્તા ભાગ ૧ (૧૯૬૫), ધૂમકેતુની ઉત્તરયાત્રા (૧૯૭૧), બે સાહિત્ય-સખા (૧૯૭૫), કુરુક્ષેત્રને પંથે (૧૯૭૫, પેક નવલ.)

**દીનાનાથ સોમેશ્વર વ્યાસ** ઈ. સ. ૧૯૨૭

જ.: ૭-૧૧-૧૯૨૭, અરસવણી (જિ. ખેડા). વ.: મહેમદાવાદ (જિ. ખેડા) બાલાર્ક બ્રાહ્મણ. એમ.એ. (બના. હિ યુનિ ). શિ- ક્ષણકાર્ય રચના: વિકસતુ નગર મહેમદાવાદ (૧૯૬૭), વર્ષામગલ (કા. સ ૧૦૬૮). ઉપરાંત સામયિકોમાં તેમજ આકાશવાણી માટે વાર્તાઓ રૂપકો વગેરે.

**દિનકરરાય કેશવલાલ ભટ્ટ, 'મીનપિયાસી'** ઈ. સ. ૧૯૧૦

જ..૨૧-૯-૧૯૧૦ ચૂડા. પ્રશ્નોરાનાગર બ્રાહ્મણ. સ્વ. ઝંડુ ભટ્ટજીના ભત્રીજાના પુત્ર ૧૯૨૯મા ભરડા હા. સ્કૂ. મુબઈથી મૅટ્રિક. ૧૯૯૮થી કવિતાલેખન: ૪૫૦ થી ૫૦૦ જેટલાં લખાયાં. ૧૯૩૧ થી ૧૬૪૦ વૈદકીય વ્યવસાય. રચના: વર્ષાજલ (કા સ. ૧૯૬૭), પખી જગત, નરસરોવરનાં પક્ષીઓ (૧૯૬૯)

**દિનેશચંદ્ર બાલુભાઈ જરીવાલા**

સુરત ૧૯૪૯મા બી.એ. ૧૯૫૨માં એમ.-એ ૧૯૫૪મા એસ ટી.સી. ૧૯૬૦માં બીએડ. (વડોદરા). ૧૯૪૯થી સુરતમા શિક્ષક. ૧૯૬૫-માં આર ડી કૉન્ટ્રાકટર હા. સ્કૂ મા આચાર્ય રચના 'અર્ચના' (કા. સ , ૧૯૪૫), સોણલાની પાખે (કા. સ., ૧૯૬૬), રેતીનુ દહેરુ (વા. સ , ૧૯૬૭), 'આરત પુષ્પો (ગદ્ય ભાવનાઓ, ૧૯૪૮), નત્તાર-ભાષાદર્શન (સહસંપાદન, ૧૯૭૦)

**દિલીપ એન રાણપુરા** ઈ. સ. ૧૯૩૨

જ.. ૧૪-૧૧-૧૯૩૨, ધધુકા ૧૯૫૯માં જુનિયર પી ટી સી સુરેંદ્રનગર પંચાયતની પ્રાથ. શાળામાં શિક્ષક અત્યારે બજાણામાં શાળાના આચાર્ય. રચના. ૧૯૬૪થી લઈ ૧૦-૭૪ સુધીમા ૧૫ જેટલી નવલકથાઓ

**દીપક કાશીપુરિયા** ઈ. સ. ૧૯૪૨

જ . ૯-૭-૧૯૪૨, કાશીપુરા (જિ. વડોદરા), વ.. અત્યારે નડિયાદ. ૧૯૬૦થી લેખન-પ્રવૃત્તિ રચના. મિલન એક યુગ પછીનુ (નવલ), કાંટાળી કેડી પર રૂપાળાં (નવલ.), આંધી ઉરોનાં અરમાનોની (નવલ.), ઉપરાંત પ્રકીર્ણ અન્ય રચનાઓ

**દુલેરાય પ્રભુદાસ માંડલિયા** ઈ. સ ૧૯૧૮

જ.. ૧૮-૧૦-૧૯૧૮. બાલસા (જિ. જામનગર). વણિક પ્રાથ. બાલનામાં મા ધ. મોરબીમાં, ત્યાંથી ૧૯૬૮માં મૅટ્રિક. ૧૯૪૨માં શામળદાસ કૉ (ભાવનગર)થી બી.એ. નિખિલ ભારત આયુર્વેદ વિદ્યાપીઠના 'ભિષક'. થોડો મુબઇમાં 'કૉમર્સ'નો પણ અભ્યાસ ૧૯૪૨માં આઝાદીની લડતમાં જેલ નિવાસ. મુક્તિ બાદ ભાવનગર જિલ્લામાં ગ્રામસેવાનુ કાર્ય. રચના. પ્રયોગનાં પગથિયાં (૧૯૫૯), ભક્તિ વિશ્વની સેવા ગામની (૧૯૬૦), શુદ્ધિપ્રયોગ મારી દષ્ટિએ, પક્ષવિવેક અને પક્ષશુદ્ધિ (૧૯૬૧-૬૨), પ્લુટાર્ક પાત્રસૃષ્ટિનુ સારદોહન (અપ્રગટ), ગોપાલદર્શન-ભા ૧ થી ૬ (૧૯૭૧ થી ૧૯-૭૫), ભરવાડ-આહીર (૧૯૭૪), પછાતમાંથે પછાત (૧૯૭૪)

**દેવકુમાર જેઠાલાલ મોઢા, 'શિવદૂત'** ઈ. સ. ૧૯૩૨

જ. ૯ ૩-૧૯૩૨, કાટકોળા (જિ જામનગર), હાલમાં પોરબંદર બારડાઈ બ્રાહ્મણ. ચિત્રકાર અને પુરાતત્ત્વ સશોધન ઇષ્ટ વિષયો રચના. સોનલની સખાતે (ઐતિ. નવલ. ૧૮૭૧), બરડાના શૂરા અને સત (વા. સ , ૧૯૭૧), બરડાની રાજમાતા કલાબાઈ (ઐતિ. નવલ., ૧૯૭૨)

**નટવરલાલ શંકરલાલ જોશી** ઈ. સ. ૧૯૧૭

જ.. ૧૯-૧૦-૧૯૧૭ રતનપુર (જિ. પચમહાલ) હાલ અમદાવાદ ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ ૧૯૩૫મા મૅટ્રિક. ૧૯૩૯માં બી એ. (સસ્કૃત), ૧૯૪૧માં એલએલ.બી. ૧૯૪૨માં એમ એ. (ગુજ. સંસ્કૃત). ૧૯૪૧ બી ટી હાઈ-સ્કૂલમા આચાર્ય રચના. વિદ્યુલ્લેખા (કા સ , ૧૯૫૦), મદસ્મિત (હાસ્ય કટાક્ષ લે. સ., ૧૯૬૬), અનુરાધા (કા સ., ૧૯૬૭)

**નટવરલાલ ભાણજી શાહ કાટકોરિયા** ઈ. સ ૧૯૨૧

જ ૨૩-૫-૧૯૨૧, રાજકોટ વ : વધણી (સોરઠ). દસા સોરઠિયા વૈ. વણિક. મુંબઈથી મૅટ્રિક ૧૯૩૮માં સામયિકોમાં પત્રકાર તરીકેની સેવા રચના: સુનદા (ના ૧૯૫૮), ઉપરાત નવલકથાઓ: રાગ અનુરાગ (૧૯૬૨),

પાલવડે બાંધી પ્રીત (૧૯૬૪), વાત એક રાતની (૧૯૬૪), ઝેર ઢાળ્યા અમૃતકુંભમાં (૧૯૬૫), હસી માનસરોવરની (૧૯૬૫), ઉર્વશી, ફરમા વસી (૧૯૬૬)થી ૧૯૭૫ સુધી ૨૧. સંસારના રંગ (વા સ , ૧૯૬૪)

### નટુભાઈ રણછોડલાલ ઠક્કર ઈ સ. ૧૯૩૭

જ.' ૧૪-૧૧-૧૯૩૭, મગોડી (જિ ગાંધીનગર). લુહાણા બી એ અને એમ એ અમદાવાદથી. પછી બી એડ્ , એલએલ બી. રાષ્ટ્રભાષારત્ન (વર્ધા), એસ ટી સી રચના ગુજરાતીનુ વિષય વસ્તુ (સહ લેખન), આચમન (સહલેખન), મોગરે મહેકયા ફૂલ (પ્રસગો), મીણ, માટી ને માનવી (પ્રેરક લેખો), અતરની અમીરતા (સ્ત્રીજીવનના લેખ), ફરનાં એકાત મારાં ભડકે બળે (કરુણ લેખો), વીતક શા ખોલવા અમથા (વા સ.), ઉપરાત પ્રકીર્ણ લેખો

### નરભેરામ માધવજી સદાવ્રતી

ઈ. સ. ૧૯૨૦

જ ૧૦-૧૯-૧૯૨૦, મરમઠ (તા માણાવદર, જિ જૂનાગઢ) બ્રહ્મભટ્ટ. પ્રાથ મરમઠ, માધ્ય વેગવળ, જૂનાગઢ અને વડોદરા ૧૯૪૦મા મૅટ્રિક. ૧૯૪૧-૪૨માં કૉલેજના વડોદરાનાં બે વર્ષ. ૧૯૪૨મા હિંદ છોડો'ની લડતમા અભ્યાસ છોડયો ને યરવડા ને વડોદરાનો જેલનિવાસ ૧૯૪૨મા મુબઈમાં શિક્ષક અને બી એ , એમ.એ.ના અભ્યાસ ૧૯૪૮મા જૂનાગઢની આરઝીસેનાના સૈનિક ૧૯૪૮થી મુબઈ 'જન્મભૂમિ' પત્રમા વૃત્તાત નિવેદક ૧૯૬૦માં અમદાવાદમા જન્મભૂમિ-પેટાકાર્યાલયના સવાદદાતા, ૧૯૬૮મા દિલ્હી કાર્યાલયમાં સંવાદદાતા ૧૯૬૯મા જનસત્તા નારાજકોટ પ્રકાશનના તત્રી થોડા સમય બાદ અમદાવાદ કાર્યાલયમાં મદદનીશ તત્રી અને 'નૂતન ગુજરાત'ના સહાયક સપાદક રચના શ્રીકૈલાસ દર્શન (૧૯૬૮,-૧૯૬૩માં ગુજરાતની પર્વતારોહણ ટુકડીસાથેહિમાલયના પ્રવાસની 'જન્મભૂમિ'મા છપાયેલી લેખમાલાનુ સસ્કરણ

### નરેંદ્રકુમાર પ્રયાશંકર જોશી

ઈ સ ૧૯૧૨

જ. ૧૯-૩-૧૯૧૨, ઢસા હાલ રાજકોટ બ્રાહ્મણ ૧૯૩૩મા જૂનાગઢથી બી એ કૉલેજના સમયથી કાવ્યો વાર્તાઓ લખવા-છાપવાનુ શરૂ સરકારી સેવા એમાથી ૧૯૭૦માં નિવૃત્ત અને વ્યવસ્થિત લેખનારભ. રચના પચાયતી રાજ (૧૯૭૦), ગીતાદર્શન (૧૯૭૦), યોગદર્શન (૧૯૭૪)

### નવિનકુમાર ધીરજલાલ દેસાઈ

ઈ. સ ૧૯૪૪

જ.: ૨૦-૧૦-૧૯૪૪, મરોગામ (જિ. વલસાડ). વ.. ખરસા (જિ.વલસાડ). અનાવળા બ્રાહ્મણ. પ્રાથ. મરોગામમાં, માધ્ય. ચીખલીમાં કૉ નું બીલીમોરા અને વડોદરામાં. ૧૯૬૬માં બી એ , ૧૯૬૮મા એમ એ પેટલાદના વિનયન-વાણિજ્ય વિદ્યાલયમાં શિક્ષણકાર્ય નવલિકા કવિતા અભ્યાસલેખો વિવેચન વગેરે સામયિકોમાં

### નાનુભાઈ મગનલાલ નાયક

ઈ. સ ૧૯૨૭

જ.: ૧૦-૫-૧૯૨૭, ભાંડુત (જિ. સુરત). અનાવળા બ્રાહ્મણ રચના. સ્વપ્નલોક ભા. ૧ ૨ વગેરે ૮ નવલકથાઓ, રગ અને વ્યગ (કટાક્ષ), સુદિતા બાલારામ (નાટક), વહેતા પાણી વગેરે ૩ નવલિકાઓ, કચ્છ ઍવૉર્ડ અને અને માર્ટિન લ્યુથરકિંગ એ રાજકીય, આચાર્ય રજનીશ કયા માર્ગે (સામાન્ય)

### નૂરભાઈ સમસુદ્દીન એડનવાળા

ઈ. સ. ૧૯૧૪

જ.. ૧૯૧૪, મુબઈ. વ. ચાલાળા (જિ. અમરેલી), હાલ પૂના દાઉદી વહોરા ગુ. ચાર રચના સમાજ અને સમસ્યા (૧૯૩૯), મનનાં મોતી (૧૯૭૧)

### પદ્મકાંત રણછોડલાલ શાહ

ઈ. સ ૧૯૧૫

જ ' ૬-૧૦-૧૯૧૫, વડોદરા લાડવણિક. ૧૯૩૨માં મૅટ્રિક, ૧૯૩૬મા બી એસ સી., ૧૯૩૮મા રેડિયો કોમ્યુનિકેશન (લડન)ની છેલ્લી ગ્રેઇડ. ૧૯૪૯મા કમિકલ એન્જિનિયરિંગ ડિપ્લોમા (લડન) ૧૯૫૦મા ડિ. કૉમ (આઈ.એમ સી ) ૧૯૫૮મા ચાર્ટર્ડ ગ્રપ્રપાલ (લડન) વ્યવસાય કેમિકલ વગેરેને લગતી ફેક્ટરીઓમા મોરબી મીઠાપુર વડોદરા વગેરે. અત્યારે ઘાટકોપર (મુબઇ)મા 'કેમિકલ ફેક્ટરી'નો સ્વતત્ર ધધો. અનેક સસ્થાઓ-સાહિત્યિક વગેરેમા પણ સભ્ય રચના કુતૂહલ ભા. ૧-૨ (૧૯૩૫-૧૯૩૮), મુદ્રારાક્ષસ (બાલસાહિત્ય ૧૯૩૮), વિજ્ઞાનના વ્યાપક સ્વરૂપો (૧૯૪૬), માનવ સર્જિત વસ્ત્ર-તતુઓ (૧૯૬૮), પેટ્રોલિયમ (૧૯૭૦), રસાયણ દર્શન (૧૯૭૨) વગેરે

### પુરુષોત્તમ ગણેશ માવળંકર

ઈ. સ ૧૯૨૮

જ. તા. ૩-૮ ૧૯૨૮, અમદાવાદ દક્ષિણી બ્રાહ્મણ કોકણ રત્નાગિરિના પ્રાથ માધ્ય અમદાવાદમાં. ૧૯૪૫માં મૅટ્રિક, ૧૯૪૯માં બી એ અમદાવાદની એલ ડી કૉલેજમાંથી ૧૯૫૧મા એમ. એ. ગુજ કૉલેજ અમદા થી ૧૯૫૧-૫૩ લડનમાં સ્કૂલ ઑફ ઇકોનૉમિક્સ અને પૉલિટિકલ સાયન્સમાં પાર્લામેન્ટરી ઇન્સ્ટિટ્યુશનમાં સશોધન અને અનુસ્નાતક અધ્યયન. ૧૯૪૯માં એલ ડી. કૉ માં 'ફેલો', ૧૯૪૯-૫૧, ૧૯૫૩ ૬૦ પ્રોફેસર રાજ્ય શાસ્ત્રના ૧૯૬૦ ૬૮ ત્યા જ આચાર્ય સ્વમાનથી છૂટા થયા ૧૯૫૮-૬૮ ગુજ યુનિ ના મુલાકાતી પ્રોફેસર પણ. અનેક ઉચ્ચ કોટિની શૈક્ષણિક તેમજ રાજકીય સંસ્થાઓના માનાર્હ સભ્ય. ૧૫ ૮ ૧૯૫૪મા 'હેરોલ્ડ લાસ્કી ઇન્સ્ટિટ્યુટ'ની સ્થાપના કરી. 'અભ્યાસ' માસિકનું ૧૯૬૧ ૭૦ સપાદન. 'સનિષ્ઠ પ્રકાશન' સંસ્થાના પણ સ્થાપક અનેક ગુજ સામયિકોમાં રાજકીય વિષયોમાં કટાર-લેખક. 'લાસ્કી ઇન્સ્ટિટ્યુટ બુલેટિન'ના ૧૯૬૧ સુધી સચાલક વગેરે. ૧૯૫૧ થી લઈ યુરોપ, અમેરિકા તેમજ પૂર્વના દેશોના પ્રવાસ. ભારતની લોકસભાના અપક્ષીય સભ્ય, જ્યાં સભ્ય તરીકેની ઉચ્ચ કોટિની કામગીરી, નીડર વક્તા પ્રકાશન : વિમર્શ, વિવિધ વાસુ પ્રવચનો રાજ્યશાસ્ત્ર-વિચાર, વિચારવહેણ, લોકશાહીનુ સ્વરૂપ, ઉપરાંત સખ્યાબધ પત્રિકાઓ

### પ્રદ્યુમ્ન જયસુખલાલ જોશીપુરા

ઈ સ ૧૯૩૬

જ. ૧૭-૭-૧૯૩૬ વડોદરા. વ : ધારી (જિ અમરેલી), હાલ રાજકોટ. વડનગરા નાગર ગૃહસ્થ પ્રાથ ધારીમાં માધ્ય અમદાવાદ ૧૯૫૩માં એસ.એસ.સી. ૧૯૫૮માં બી એ. ૧૯૬૧માં બી એડ્ ૧૯૫૯થી સામયિકોમા જીવન પ્રસગો ૧૯૬૩ થી ૬૫ હળવી નિબધકથાઓ, ૧૯૬૫થી રાજકોટ સૌ. હાઈસ્કૂલમાં શિક્ષક. રચના : જલ્પન (હાસ્યલેખસગ્રહ, ૧૯૭૧), વતુંળના વિકર્ણો (સદર ૧૯૭૫)

### પ્રભાકર બેચરલાલ રાચ્છ ઈ. સ ૧૯૨૦

જ.. સ ૧૯૭૬ આસો વદિ તેરસ, કરાચી વ . જોડિયા (જિ. જામનગર) માધ્ય સુધી. કરાચી, મુબઈ, અમદાવાદમા વ્યવસાય પત્રકારત્વ. બાલસાહિત્યકના રચના હુ અને મારી અલી (૧૯૫૨), રૂપદાન (લઘુનવલ ૧૯૫૩), જળપ્રલય (સાહસકથા ૧૯૫૬), જય મહા પરિષદ (૧૯૫૯), બીરબલનો હાસ્યસડાર (૧૯૫૯), આકાશી નગર અને જાદુઈ યાત્રા (બેહ પરીકથા ૧૯૬૬) ઉપરાંત ડિટેકટિવ કથાઓ (૧૯૬૫-૧૯૭૨-સામયિકો), શ્રીકૃષ્ણ-

ચરિત્ર અને જલારામબાપા (બેઉ ચરિત્ર ૧૯૭૦-૭૧), જાગતી જુવાની (નવલ. ૧૯૬૩), દિલ ખોયુ દુનિયા ખોઈ (નવલ. ૧૯૭૨)

### પ્રવીણચંદ્ર ચિમનલાલ પરીખ
ઈ. સ. ૧૯૩૭

જ.: ૨૬-૩-૧૯૩૭, ખેડા. ઝારોળા વણિક. ૧૯૫૫માં એસ.એસ.સી. ૧૯૫૯માં બી એ. ૧૯૬૧મા એમ.એ. ૧૯૬૬મા પીએચ ડી (ત્રણે 'ભારતીય સસ્કૃતિ'મા). લિપિવિદ્યાના નિષ્ણાત. ૧૯૬૪થી રાજકોટ વીરબાઈમાં મહિલા કૉલેજમા અધ્યાપક. ૧૯૭૫થી ભો. જે. વિદ્યાભવન અમદાવાદમાં ભા સ ના અનુસ્નાતક અધ્યાપક. રચના: ગુજરાત ઇતિહાસ સંદર્ભ સૂચિ ગ્રથ ૧ ખંડ ૨: અભિલેખો (ઈ. સ. ૧૩૦૦ સુધીના)-(૧૯૬૨), Akbar and His Coins (૧૯૭૨), ગુજરાતમાં બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિ વિકાસ (૧૯૭૪), ભરતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ઈ સ. ૧૦૦૦ થી ૧૮૧૮ સુધી)-(૧૯૭૪)

### પ્રહ્‌લાદ જુગલદાસ બારોટ
'સારસ્વત' ઈ. સ ૧૯૪૩

જ: ૧૦-૪-૧૯૪૩, ગામડી (તા ઈડર). બ્રહ્મભટ્ટ. ૧૯૬૬મા બી એ ૧૯૭૦માં બીએડ્. વડાલીમાં વ્યવસાય શિક્ષણ. રચના. હસી હસી હળાહળ પીધાં (નવલ. ૧૯૭૨)

### પ્રાગજી મોહનજી રાઠોડ, વૈદ્ય
ઈ. સ ૧૯૧૭

જ: ૧૩-૧-૧૯૧૭, અંજાર (કચ્છ). ગુર્જર ક્ષત્રિય ૧૯૩૩ થી ૧૯૩૮. ભાવનગર દક્ષિણામૂર્તિમાં ભણી 'વિનીત'. ૧૯૩૮ થી ૧૯૪૦ આયુર્વેદનો અભ્યાસ. ૧૯૩૯-૧૯૪૦ રાજકોટમાં સત્યાગ્રહની લડતમાં. ૧૯૪૨-૪૩ તહત્ ને ભાવનગર રાજ્યનો જેલ-નિવાસ ૧૯૪૩થી વૈદકીય વ્યવસાય ૧૯૪૫ થી ૧૯૪૯ સાવરકુડલામાં અને ૧૯૪૯ થી ૧૯૫૬ મુબઈમાં. ૧૯૫૬ થી ૧૯૬૦ સણોસરા લોકભારતી ગ્રામવિદ્યાપીઠમાં અધ્યાપક. ૧૯૬૦થી ભાવનગરમાં સ્થિરતા ૧૯૪૩થી વૈદકીય વિષયે લેખન-પ્રવૃત્તિ સામયિકોમાં ૧૯૪૫માં 'જન્મભૂમિ-પ્રવાસી'માં 'શરીર અને સ્વાસ્થ્ય' લેખમાળાનો આરંભ ને ચાલુ ૧૯૬૫ થી ૧૯૭૦ 'સ્વસ્થવૃત્ત' નામના માસિકનું સપાદન એ હવે 'નિરામય' બન્યું ગુજરાત રાજ્યની આયુર્વેદ-પ્રવૃત્તિના એક માન્ય સચાલક રચના બાળકોનાં દરદો, આરોગ્યની બારમાસી, સ્ત્રીઓના દરદો, આંતરડાનાં દરદો, લીવરના દરદો, કબજિયાત, વૃદ્ધાવસ્થા અને બ્લડ-પ્રેશર, ભારતીય આહાર-ઔષધિ, સ્ત્રીરોગની વનસ્પતિઓ, આયુર્વેદનું જીવન-દર્શન, મેદવૃદ્ધિ, હૃદયરોગ, સ્ત્રીઓના રોગો, બાળકોના રોગો

### પ્રિયબાળા જીવણલાલ શાહ
ઈ. સ ૧૯૨૦

જ.: ૧૩-૧-૧૯૨૦, અમદાવાદ. વીસાપોરવાડ વૈ. વણિક. પ્રાથ વનિતાવિશ્રામ, માધ્ય મ્યુનિ ગર્લ્સ હા સ્કૂ. ૧૯૩૮માં મૅટ્રિક. ૧૯૪૨મા બી એ (સસ્કૃત), ૧૯૪૪માં એમ. એ. (ભારતીય સસ્કૃતિ), ૧૯૫૧માં પીએચ ડી. (સંસ્કૃત) ૧૯૫૨ થી ૧૯૫૫ પૅરિસ (ફ્રાંસ)માં અને ત્યાં ડી લિટ્ ૧૯૫૫માં મ્યુઝિયોલૉજીનું અધ્યયન. ૧૯૫૫-૬૩ અમદા રામાનંદ મહાવિદ્યાલયમાં અધ્યાપક ૧૯૬૩થી રાજકોટ વીરબાઈમા મહિલા મહાવિદ્યાલયનાં આચાર્યા ૧૯૪૮થી લેખન સપાદન સસ્કૃત સપાદનો. શૃંગારહારાવલી નૃત્તસગ્રહ, વસ્તુરત્નકોશ, નૃત્યાધ્યાય (અશોકમલ્લનો), નૃત્યરત્નકોશ (કુમ્ભકર્ણનો), પરિણામમંજરી, મુદ્રા વિધિવિચાર ઉપર પુસ્તિકાઓ, ઉપરાંત Discriptive Catalogue of Sanskrit Mass, પ્રાચીન ભારતીય શિલ્પકલા અને સ્થાપત્ય (૧૯૬૮) હિંદુ મૂર્તિ વિધાન (૧૯૭૩-૭૪), તિબેટ (૧૯૭૫ ૭૬) અને એમના મહાનિબંધ 'વિષ્ણુધર્મોત્તર'ના સં. મૂલ અને અગ્રેજી અભ્યાસના બે ગ્રથ

### પ્રીતમલાલ લક્ષ્મીશંકર જોશી,
'કવિ' ઈ. સ. ૧૯૩૨

જ: ૩-૭-૧૯૩૨, ભૂજ (કચ્છ). સારસ્વત બ્રાહ્મણ પ્રાથ. માધ્ય ઉચ્ચ ભુજમાં ૧૯૫૧માં એસ એસ સી ૧૯૫૨મા કોવિદ (હિં). ૧૯૬૧માં બી.એ: ૧૯૪૮થી લેખનારંભ ને પ્રતિષ્ઠિત માસિકોમાં પ્રદાન ૧૯૫૭થી 'આકાશવાણી'માં 'કવિ'ની માન્યતા ૧૯૫૧થી વાર્તાલેખન સામયિકોમાં વાર્તાસ્પર્ધામાં ૧૯૬૯નો હરેદ્રરામ ધોળકિયા સુવર્ણચદ્રક. સસ્કૃત કાર્યાલય અયોધ્યા તરફથી 'સાહિત્યાલંકાર'ની પદવી રચના નિરોગધા (કા. સ. ૧૯૫૭, વૈજયંતી (સદર. ૧૯૬૪), કપકોટેશ્વર (નવલ ૧૯૬૯), પડ પાસા પોબાર ભાગ ૧-૨ (નવલ ૧૯૬૯), સોનલ રાણી ભાગ ૧-૨ (નવલ ૧૯૭૦), અડાબીડ અધરાં (નવલ. ૧૯૭૧), પારેવાં મોતી ચૂગે (નવલ ૧૯૭૩), મૃગજળ (નવલ. ૧૯૭૪), ચહેરા મહોરા (નવલ. ૧૯૭૫)

### બકુલ જયસુખલાલ જોશીપુરા
ઈ. સ ૧૯૨૬

જ. ૯-૬-૧૯૨૬, ગેટલાદ વા જૂનાગઢ અને ધારી (જિ. અમરેલી. પ્રાથ. પ્રાગી ઠાકરાં હા. સ્કૂ અમદાવાદ બે વર્ષ. લા. દ. વિનયન કૉલેજમા કરી એલ એ. શાહ લૉ કૉ.માથી ૧૯૪૮માં એલએલ બી વ્યવસાય વકીલાતનો ૧૯૪૫થી જ અનેક સામયિકોમા લેખન કાર્ય. રગભૂમિની પણ સબળ સેવા સાઠ જેટલાં નાટકોમાં. રેડિયો પર નાટકો-વાર્તાલાપો સંવાદિકાઓ ૧૯૪૬થી લગભગ ચાલુ સારા તબલા વાદક રચના: વેરાયેલાં બકુલ (કાવ્ય ૧૯૪૯), સમાજના શિરોમણિ (અનુવાદ નાટક ૧૯૫૧), અશ્રુગાન (કાવ્ય ૧૯૫૪), ગલી ગલીએ ગુનો નહિ (કા. સ ), મહાગુજરાત લડત (૧૯૫૬), ધરતીનો એકમ (વા. સ. ૧૯૫૮), વકીલના અસીલ અને બીજાં નાટકો (એકાંકીઓ. ૧૯૫૭), રોતી શરણાઈ રગ માંડવે (પ્રસગચિત્ર. ૧૯૬૨), એક સફળ અકસ્માત (૧૯૭૫), શબ્દોર્મિનાં શબ્દાકન વગેરે

### બટુકરાય એચ. પંડયા

ભાવનગર રચના: પચામૃત (કા સ , ૧૯૬૧), કાવ્ય ગઝલસગ્રહ (સ્વ કપિલ ઠક્કર 'મજનૂ'ના સહસપાદક)

### બહેચરભાઈ ર. પટેલ

બી એ , એમ.એ , પીએચ ડી લેકઆ પટેલ અત્યારે મોરસદ કૉલેજના આચાર્ય. રચના: રસિક કવિ દયારામ, ભક્તકવિ રણછોડ, ભારતીય સાહિત્યમીમાંસા, પાશ્ચાત્ય સાહિત્યમીમાસા, સાહિત્યવિવેચન, કાશીસુત શેધજી: એક અધ્યયન, નહિ હાર નહિ દીવાલ (નવલ ) અને સામયિકોમાં લેખન પ્રવૃત્તિ

### ભગવતીકુમાર હરગોવિંદ શર્મા
ઈ સ ૧૯૩૪

જ.: ૩૧-૫-૧૯૩૪, સુરત, બ્રાહ્મણ ૧૯૫૦માં એસ એસ સી. ૧૯૬૮મા બી એ (૧લો વર્ગ) સામયિકો તેમજ રેડિયો માટે ટૂકી વાર્તા-રૂપક વગેરે રચના આરતી અને અગારા (નવલ ૧૯૫૭), પ્રેમયાત્રા, વીતી જશે આ રાત ?, મન નહિ માને, પડછાયા સંગ પ્રીતિ, ન ક્લિન પર્ઈન મર્મધાર, રિક્તા, વ્યક્તમધ્ય, ભીના સમયવનમાં અને સમયદ્વીપ એ નવલો , દીપ સે દીપ જલે, દ્રવ્ય દાન, રાતરાણી, મહેક મળી ગઈ, છિન્નભિન્ન, તમને ફૂલ દીધાનુ યાદ અને કઈ યાદ નથી એ વાર્તાસગ્રહો સંભવ (કા સ ), સરળ શાસ્ત્રીજી (જીવનચરિત્ર). ૧૯૭૫ સુધીના પ્રકાશન

**ભાઈલાલ ભવાનીદાસ મામતોરા**
ઈ સ ૧૯૨૪

જ. ૯-૯-૧૯૨૪, માંડવી (કચ્છ) બ્રહ્મ-ક્ષત્રિય પ્રા માધ્ય માંડવીમાં ૧૯૪૩માં મૅટ્રિક ઇન્ટર આર્ટ્સ, રાષ્ટ્રભાષા 'કોવિદ' (૧૯-૪૬), બૅકિંગની પરીક્ષા ભાગ-૧ (૧૯૬૦) ૧૯૪૪ થી ૧૯૪૬ શિક્ષકનો વ્યવસાય, ૧૯૪૬ થી ૧૯૪૯ બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવિગેશન કંપનીના એજન્ટની ઑફિસમાં ૧૯૪૦-૪૧થી લેખનારંભ રચના શ્રી કોટેશ્વર પ્રાર્થનામાળા (સંપા ૧૯૬૮), વત્સવલ્લરી (બાલકાવ્ય સંગ્રહ. ૧૯૭૩)

**ભૂધરજી લાલજી જોશી ઈ. ૧૮૮૫-૧૯૧૦**

જ : સં ૧૯૪૧ આસો સુદિ આઠમ, રાણ-કંડોરણા (જિ જૂનાગઢ) ઔ બ્રાહ્મણ ગુ. સાત ધોરણ વેગાજીમા ૧૯૧૮થી ગાંધી સા-હિત્ય-લોકસાહિત્ય વ્રજસાહિત્યનો અભ્યાસ તેમ લેખન આફ્રિકા બ્રહ્મદેશ અન્ય પ્રદેશો-મા સાહિત્યરચના. અવસાન સં. ૧૯૬૬ પોષ સુદિ ૧૫ રચના. ગાંધી દર્શન (૧૯૬૫)

**ભૂપેંદ્ર ઠાકોરલાલ વકીલ ઈ સ ૧૯૨૩**

જ. ૨૨-૮-૧૯૨૩, કઠોર (જિ. સુરત). એમ એ., બીએડ અત્યારે સુરતમા એકલવ્ય (માસિક) અને 'અભિલાષ' વાર્ષિકના તંત્રી 'અમરેલી વિકાસયાત્રા' (માસિક)-'શિક્ષણ સૌરભ' (ત્રૈમાસિક)-'સાહિત્ય નિકેતન-ગુજ-રાત' (દૈનિક ૧૯૪૯-૧૯૫૫)ના સંપાદક રચ-ના શાંતિદૂત (કા. સં. (૧૯૫૮), આદર્શમૂર્તિ મોરારજી દેસાઈ (જીવનચરિત્ર ૧૯૬૭), ગુજ-રાતીભાષાનું વ્યાકરણ (૧૯૭૦)

**ભૂપેંદ્ર બાલકૃષ્ણ ત્રિવેદી ઈ સ ૧૯૧૩**

જ. ૯-૯-૧૯૧૩, સુરત વડનગરા નાગર બ્રાહ્મણ પ્રાથ માધ્ય સુરતમા ૧૯૩૪મા ત્યાંથી બી એ, ૧૯૩૬મા એમ એ ગુજ કૉ અમદા થી ૧૯૩૭-૧૯૪૪ ઇસ્માઇલ યુસુફ કૉ (મુંબઇ)મા અધ્યાપક ૧૯૪૪-૪૭ ગુજ-રાત કૉ અમદા મા, ૧૯૪૭-૪૯ ફરી ઇસ્માઇલ યુ કૉ મા ૧૯૪૯-૫૦ એલ્ફિન્સ્ટન કૉ (મુંબઇ) મા ૧૯૫૦-૧૯૫૩ ફરી ઇસ્માઇલ યુ કૉ મા, ૧૯૫૩ ૫૪ ફરી ગુજ. કૉ મા, ૧૯૫૪-૧૯૬૨ ફરી ઇસ્માઇલ યુ કૉ માં ૧૯૬૨ ૭૧ એલ્ફિ-ન્સ્ટન કૉ મા મોટે ભાગે ગુજરાતીના અધ્યા-પક રચના અને સંપાદનો: અખેગીતા (૧૯-૫૯), નર્મદાશંકરનું જીવનચરિત (સંપા ૧૯૬૧), લીલાવતી જીવનકલા (સંપા ૧૯૬૧), મીરાનાં પદો (સંપા ૧૯૬૨), પૃથ્વીચંદ્રચરિત (સંપા. ૧૯૬૬), જ્ઞાનગીતા નરહરિકૃત (સંપા ૧૯૬૬), ભરત નાટ્યશાસ્ત્ર-પ્ર ૧ થી ૭નું ગુ. ભાષા. (૧૯૬૭), અનુભવબિંદુ (અખાનું સંપા. ૧૯-૬૯), મીરાંના વધુ ગુજરાતી પદો (સંપા ૧૯-૬૯), શિવદાસકૃત કામાવતી (સંપા. ૧૯૭૨), અખા ભગતના છપ્પા (૧૦ અંગોનું સંપા ૧૯૭૨), માધવાનલકામકંદલા (અંગ ૯-દુહા ૨૮૬-૩૭૧નું સંપાદન ૧૯૭૫), કેટલોક સમય ફા ગુ સભા (ત્રૈમાસિક)ના સંપાદક

**મકનજી માનસિંગ પરમાર, 'રજની કાંત મહેતા' ઈ.સ ૧૯૦૮**

જ : ૨ ૨ ૧૯૦૩ વઢવાણ કૅમ્પ વ. કોઠ (ધ્રાંગધ્રા), રાજપૂત ખેડૂત ગુજ ૭ ધોરણ અત્યારે નવા વાડજ (અમદાવાદ)મા વાસ રચના પીડિતોની કથાઓ (૧૯૩૨), સમાજ-ની ભીતરમા (૧૯૩૨), સેતાની લાલસા (૧૯-૩૮), જામ રણજિત વગેરે ઘણી પુસ્તિકાઓ, બીલીપત્ર (૧૯૪૪) વગેરે

**મણિભાઈ મગનભાઈ પટેલ, 'પરાજિત પટેલ' ઈ સ ૧૯૪૦**

જ. ૩૦-૯-૧૯૪૦, સોનાસણ (જિ. સાબરકાંઠા) પાટીદાર અત્યારે પ્રાંતીજમાં અધ્યાપન-કાર્ય સામયિકોમાં લેખન પ્રવૃત્તિ પ્રકાશનો નવલકથાઓ (૧૨), નાટકો ત્રિઅંકી (૨), ટૂંકી વાર્તા ૫૦૦થી વધુ ગુજ. સામયિકો મા, પંચવટી ફાર્મે (મુલાકાતી પુસ્તક), ગુજ. હિંદી વ્યાકરણ, રેડિયો પરના પ્રસારણ વગેરે

**મનહરલાલ નગીનદાસ ચોકસી**
ઈ સ ૧૯૨૯

જ.. ૨૯ ૯ ૧૯૨૯. સુરત મૅટ્રિક કોવિદ (હિ), વિનીત (હિ) ૧૯૫૨થી મુશાયરાઓ-મા ગઝલવાચન પ્રકાશનો ગુજરાતી ગઝલ (૧૯૬૮), પ્રીતના પારેવડા (નવલ ૧૯૬૩), ઝળહળ અંત જ્યોત (નવલ. ૧૯૬૭), ફૂંક (નવલ ૧૯૬૯), ગંગાસ્નાન (વા સં, ૧૯૬૮) અક્ષર (ગઝલ સંગ્રહ ૧૯૭૫)

**મફતલાલ ચેલાભાઈ રબારી, 'મફત રણેલાકર' ઈ સ ૧૯૪૭**

જ ૧-૫-૧૯૪૭, રણેલા રબારી. બી એ પ્રકાશનો. લોહી ભરેલી ચૂંદડ (નવલ ૧૯૭૧), માથે લીધી માઝમ રાત (૧૯૬૩) માગ ભૂલ્યા માનવી (નવલ ૧૯૭૪)

**મહંમદ અબ્દુલહુસેન ત્રવાડી**
ઈ સ ૧૯૩૭

જ. ૨૧-૮-૧૯૩૭, સિલાણા દાઉદી વહોરા માધ્ય બગસરામાં પછી રાજકોટમાં બી એ ૧૯૫૯માં બગસરામાં શિક્ષક. પછી ગુજ સ સાથે એમ એ, પછી બી એડ્ પણ રચના વિરાટદર્શન (૧૯૬૯), હયદરી ખૂશ્બુ (સંત પરિચય, ૧૯૭૩)

**મહીપતરામ હિંમતરામ જોશી**
ઈ. સ ૧૯૦૯

જ.. ૨૧-૭-૧૯૦૯, વડાલી (જિ સાબર-કાંઠા), બાજખેડવા બ્રા. ગુજરાત વિદ્યાપીઠ અમદા ના વિનીત (૧૯૨૯મા) મુંબઈ સમા-ચારના સંવાદદાતા (૧૯૩૪ થી ૧૯૬૦ સુધી) સામયિકોમા લેખક. રચના શ્રી. ધરમશી ખટાઉ અને શ્રી દીક્ષિતજી ગોસ્વામીનાં જીવન-ચરિત, ચશકલગી (કા સં)

**મુક્તાબહેન વિ. વૈદ્ય ઈ સ ૧૯૨૫**

જ. ૨૦-૮-૧૯૨૫, પડધરી (જિ. જામ-નગર) બ્રાહ્મણ ૧૯૪૯માં બી.એ, ૧૯૫૦માં સંગીત-વિશારદ ૧૯૬૬માં એમ એ. (એસ એન ડી ટી યુનિ. ૧ લા વર્ગમા પ્રથમ). ૧૯-૬૬મા સંગીત અલંકાર ૧૯૫૦-૫૪ માધ્ય શાળામાં શિક્ષિકા, ૧૯૫૪-૫૬ ભારતીય સં-ગીત વિદ્યાલયમાં સંગીત-શિક્ષક, ૧૯૫૬-૬૦ સૌરાષ્ટ્ર સંગીત-નાટ્ય અકાદમીમાં અધ્યાપક, ૧૯૬૦થી રાજકોટ મ્યુઝિક કૉલેજમાં અધ્યા-પિકા. રચના: ૧૯૪૦થી આકાશવાણી મુંબઈ, અમદાવાદ અને રાજકોટથી સંગીતના કાર્યક્રમ, ગુજરાતના કવિઓની રચનાઓના ઢાળ બાંધી સ્વરલિપિ સાથે પ્રકાશનો પણ ગ્રંથો સંગીત-પ્રવેશ (૧૯૫૬), સંગીત-પ્રવેશિકા ભાગ ૧ ૨ (૧૯૫૭ ૫૮)

**મૂળરાજ ચતુર્ભુજ અંજારિયા, 'રમતા રામ' ઈ. સ ૧૯૧૬**

જ. ૨૫-૩-૧૯૧૬, અંજાર (કચ્છ). ભા-ટિયા માધ્યમિક માત્ર ૧૯૩૮મા, કલકત્તાના 'નવરોઝ' (ગુ. સાપ્તાહિક)માં 'હળવે હાથે'ના રમૂજી કોલમમાં 'રમતા રામ'ના તખલ્લુસથી લેખનારંભ. ત્યાંના 'નવચેતન' (ગુ માસિક)માં ૧૯૩૯થી 'નિત નવી વાતો' 'હૈયે તેવું હોઠે' 'પ્રણય અને પરિણય' 'લાકડાના લાડુ' વગેરે ટુચકા ટીકા અને રમૂજની હળવી કોલમો સવા આઠ વર્ષ લખ્યાં પછી ગુજરાત મુંબઈનાં વિ-વિધ સામયિકોમાં લખી ૧૯૫૪-૬૪માં 'મુંબઈ સમાચાર' (સાપ્તાહિક)માં 'તીરછી નજરે'. રચના ટૂંકું ને ટચ (૧૯૪૬), લાકડાના લાડુ (૧૯૪૭), આનંદબજાર (૧૯૪૬), ટોલટપ્પા (૧૯૫૦), હાસ્યહિંડોળ (૧૯૫૧) વગેરે

**મૂળચંદ રામજીભાઈ મોદી** ઈ. સ. ૧૯૩૧

જ.: ૧-૩-૧૯૩૧, જિતાલી (જિ. ભરૂચ), હવે અંકલેશ્વર. હિંદુ મોઢ ઘાંચી. પી.એસ.-સી સુધીનું શિક્ષણ ૧૯૫૪માં એસ.એસ સી. પછી સીનિયર પી ટી સી (૧૯૬૦) 'વિનીત' (હિ ) બાલવાર્તાઓ નવલકથા નવલિકા પ્રવાસ શિક્ષણ ચારિત્ર્ય ઘડતર વગેરે પ્રકારનાં પુસ્તક લખ્યા. રચના. વેરના વળામણાં (૧૯૬૨,થી કન્યાદાન (૧૯૬૮) સુધીની ૧૦ નવલકથા, 'છુક છુક ગાડી' (૧૯૭૧)થી ઝરમર (૧૯૭૩)ત્રણ શૈક્ષણિક એમનુ 'ફાગણના બે ફૂલ' એ 'ધરતીનાં છોરુ' તરીકે ગુજ. ચલચિત્ર ઊતર્યું છે

**મોહનદાસ ધર્મદાસ કાપડી**

ઈ સ ૧૯૧૫

જ. ૫-૧-૧૯૧૫, મનફરા (કચ્છ) વ ભુજ (કચ્છ) કાપડી સાધુ. ૧૯૩૮ મા એસ -એસ સી. પ્રાથમિક શિક્ષક હાલ નિવૃત્ત રચના. 'મેકણદાદા' (૧૯૭૦) (જેમાં કચ્છી સખીઓ પણ)

**મોહનલાલ દયાળ વાઘેલા, 'પ્રયાસી'**

ઈ સ ૧૯૩૬

જ ' ૧-૨-૧૯૩૬ દયાદરા (તા ભરૂચ). બી એ , ડી એડ્. અત્યારે સુરત નગરપાલિકાની શિક્ષણ સમિતિમાં નિરીક્ષક અનેક સામયિકોમાં વિવિધ વિષયો ઉપર લેખન. રચના. ઝંકાર, જયજવાન (બેઉ પુસ્તિકા)

**યજ્ઞેશ હરિહર શુક્લ** ઈ. સ ૧૯૦૯

જ . ૧૩-૩-૧૯૦૯, વલસાડ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ મી મૅટ્રિક સુધી. પછી વાણિજ્ય ડિપ્લોમા (મુંબઈ ૧૯૨૬) ૧૯૨૭થી મુંબાઈના'ગુજરાતી'સાપ્તાહિક (૧૯૩૨સુધી), ૧૯૩૩માં 'હિંદુસ્તાન' (દૈનિક)મા, ૧૯૩૪થી 'જન્મભૂમિ (દૈનિક)માં, ૧૯૪૧થી 'વંદે માતરમ્'માં (૧૯૫૪મા બંધ થયુ ત્યા સુધી) ૧૯૪૭-૧૯૫૦ એના 'તંત્રી' પણ. ૧૯૫૪થી 'જામે-જમશેદ'નું 'પ્રજામત' શરૂ કર્યુ ૧૯૫૫થી 'મુંબઈ સમાચાર'ના તંત્રી બાતામા ને ૧૯૫૮થી ત્યા અગ્રલેખના લેખક ચાલુ૧૯૬૮મા શ્રેષ્ઠ પત્રકારનો એવૉર્ડ મળ્યો. ૧૯૨૯ થી ૧૯૩૯-૪૦ 'ગુણસુંદરી'ના ઉપતંત્રી પણ રચના તૂટેલા બંધન (રવીન્દ્રનાથ ટાગોરના 'બ્રોકન ટાઇમ'નો અનુ ૧૯૨૯), વર્ષની ખબર (નવલ ૧૯૩૧), અનુબંગ (વા સ ૧૯૩૪), ષોડશી (વા સ ૧૯૩૩), સુનીતા શ્રોફ એમ એ (નવલ ૧૯૩૫), એ પત્ની કોની (નવલ અનુ ૧૯૩૭), ગરીબની ગૃહલક્ષ્મી ભાગ ૧-૨ (૧૯૩૨-૧૯૩૩), ખીલતી કળી (નવલ અનુ ૧૯૩૭), ઉંચાસૂની (વા. સ. ૧૯૩૯), અને બીજા સંપાદનો ને 'એક વ્યવસાયી પત્રકાર: ઘડતર-કથા' (૧૯૬૮)

**રતિલાલ કેશવભાઈ ચૌહાણ**

સુરત. બી એ , બી એડ્ , કોવિદ (હિ.) મુખ્ય પ્રવૃત્તિ કાવ્યલેખન રચના: મુકુલ (કા. સ ), રાસમાધુરી (ગેય કા સ ), આયખાના ઓઢળ (વા સ.), ઝરણ ઝરણના નીર (વા સ)

**રતિલાલ વિઠ્ઠલદાસ દવે** ઈ સ. ૧૯૩૬

જ.: ૧૩-૩-૧૯૩૬, નદાણ (જિ. મહેસાણા) વ. લહોર (એ જ જિલ્લો.). ઓ. સ પ્રા પ્રાથમિક શાળાંત (૧૯૫૧) એસ એસ સી પિલવ ઈથી ૧૯૫૫માં ૧૯૬૦માં બી એ (ગુજ મુખ્ય) ૧૯૬૩માં એમ.એ (વિસનગરથી ગુજ મુખ્ય) ૧૯૫૫ થી ૧૯૬૫ વચ્ચે કોવિદ (હિ ), વિનીત (હિ ) રાષ્ટ્રભાષારત્ન (હિં ), સાહિત્યરત્ન (હિ ), સાહિત્ય વિશારદ (હિ.), એસ ટી સી. વગેરે. ૧૯૬૯-માં પીએચ ડી ૧૯૫૮મા શિક્ષક તરીકે વીડજ (જિ. મહેસાણા)થી શરૂઆત, ૧૯૫૮-૬૦ ડરણા (જિ મહેસાણા), ૧૯૬૦થી થોડો વખત ખાવડ અને પછી વિસનગરમા શિક્ષક. ૧૯૬૩-૬૪ ડરણમાં ૧૯૬૪-૬૫ અમદાવાદ સ્વસ્તિક હા. સ્કૂ.માં. ૧૯૬૫-૬૬નુ અંધ વર્ષ માણસા કૉલેજમાં શિક્ષક ને પછી વ્યાખ્યાતા ૧૯૭૦થી કડી કૉ માં અધ્યાપક ચાલુ રચના: સાહિત્યિક નિબંધમાળા (બીજાઓ સાથે. ૧૯૬૭), નવલકથા-સ્વરૂપ સર્જન અને સમીક્ષા (બીજાઓ સાથે ૧૯૭૦), હસાઉલી. એક અધ્યયન (૧૯૭૧), ગુજરાતી ખંડકાવ્ય સ્વરૂપ સિદ્ધિ અને વિસ્તાર (સહલેખન ૧૯૭૩), પૃથ્વીચંદ્રચરિત્ર: અધ્યયન (૧૯૭૨)

**રમેશચંદ્ર રણછોડલાલ શાહ**

ઈ. સ. ૧૯૩૬

જ.: ૯-૪-૧૯૩૬, હાલોલ હાલ અમદાવાદ ગુજરાતી વિષયથી એમ.એ સરસપુર (અમદા ) આર્ટ્સ-કૉમર્સ કૉ મા અધ્યાપન કાર્ય. રચના રૂમનો ટી બી પેશન્ટ (એકાંકી સગ્રહ), ચાપગુ (એ સં ), શાલિટાકા (એ સ ) આઠ (એ સ બીજા સાથે), કોટક (નવલ )

**રમણલાલ છોટાલાલ કોઠારી**

ઈ. સ ૧૯૨૫

જ : ૧૨-૨૨-૧૯૨૫, પાલણપુર વીસા ઓસવાળ શ્વે. જૈ. વણિક. પ્રાથ માધ્ય પાલણપુરમાં ૧૯૪૨માં મૅટ્રિક ૧૯૪૬માં મુંબઈથી બી.એ. ૧૯૪૮માં ત્યાં જ એમ એ ૧૯૪૮થી વિલ્સન કૉ (મુંબઈ)મા ગુજ.ના અધ્યાપક રચના: વૃંદાવન (પ્રણયકાવ્યોનો સગ્રહ. ૧૯૫૩), વલ્લરી (કા સ. ૧૯૫૮), અવલોકન (વિ. ૧૯૬૧), નાનાલાલનો કાવ્યપ્રપાત (ગ્રમીક્ષા), સંનિધિ (બીજાઓ સાથે સંપાદન. ૧૯૭૩)

**રમણલાલ નાગરજી મહેતા** ઈ. સ. ૧૯૨૨

જ.: ૧૫-૧૨-૧૯૨૨, કતારગામ (જિ. સુરત), વ : વડોદરા અનાવળા બ્રા પ્રાથ. વડોદરા મરોલી નવસારી માધ્ય. નવસારી કતારગામ વડોદરા. ૧૯૪૦માં મૅટ્રિક ૧૯૪૪માં બી.એ ૧૯૪૭માં એમ એ. ૧૯૫૨માં કોવિદ (હિ ) ૧૯૫૪માં ડિપ્લોમાઇન-મ્યુઝિયોલૉજી. ૧૯૫૭મા પીએચ ડી. આરસમાં કૅલિકો મ્યુઝિયમ (અમદા)મા પછીથી મ સ.યુનિવર્સિટી-વડોદરામા અધ્યાપન સાથોસાથ ઉત્ખનન- પ્રવૃત્તિ ગણ્યકોટિની. ૧૯૮૩ થી ૮૪ લેખનકાર્ય. ગુજરાત ઇતિહાસ પરિષદના જ્ઞાનસત્ર (પોરબંદર, ૧૯૭૨) અને ભૂજ અધિવેશન (૧૯૭૩)-ના પ્રમુખ મહત્ત્વની ચાર રચના. E\cavation at Timbarva (1955), પુરાવસ્તુ-વિદ્યા (૧૯૬૧), E\ca. at Devni Mori (1966), Exca .at Shamalaji (1967), Exca . at Gokha (1971), E\ca . at Somnath (with I M. Nanavati, 1971)

**રસેશ ચતુરભાઈ જમીનદાર (જોશી)**

ઈ સ ૧૯૩૪

જ.: ૧૯-૭-૧૯૩૪, મહેમદાવાદ વ. પીજ (જ ખેડા). વળાદરા (બાલાક) બ્રાહ્મણ. પ્રાથ પીજમા, માધ્ય. કઠલાલમા ૧૯૫૨મા એસ એસ સી ૧૯૫૨-૧૯૫૫ ખેતીનો વ્યવસાય નડિયાદ અને અમદાવાદ કરી ૧૯૫૮મા બી એ (મુખ્ય ગુજરાતી), ૧૯૬૧મા એમ એ. (ભારતીય સંસ્કૃતિથી ભો જે. વિદ્યાભવન-અમદાવાદથી). ૧૯૬૭મા ત્યાંથી જ પીએચ ડી થયા ૧૯૬૩થી ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદમાં અધ્યાપક. ૧૯૬૫-૧૯૬૯ 'જ્ઞાનકોશ'ના સહસંપાદક અનેક સંસ્થાઓના સભ્ય અમેરિકામાં ૧૯૬૯મા ચાર માસ માટે મુલાકાતી અધ્યાપક રચના: ગુજ-ઇતિહાસ સંદર્ભસૂચિ ગ્રંથ ૧ (પનુભાઈ ભટ્ટ સાથે ૧૯૬૧), Concept of Indology (રામલાલ પરીખ સાથે ૧૯૭૩), ક્ષત્રપકાલનું ગુજરાત (૧૯૭૫), ૧૦૦થી વધુ લેખ

**રામચંદ્ર નાનુભાઈ પરમાર, 'શ્રેયસ્'**
ઈ. સ. ૧૯૪૨

જ. ૧-૫-૧૯૪૨, સુલતાનપુર (જિ. વલસાડ વ. દેલાડવા (જ સુરત) અનાવળા બ્રા ૧૯૬૩મા બી એ (સુરતથી) ૧૯૬૬માં બી એડ (રાજકોટથી) ૧૯૭૫મા એમ એ. (સુરતથી) છેલ્લા ૧૧ વર્ષથી નવાપુર (જિ ધુળિયા, મહારાષ્ટ્ર)ની માધ્ય. શાળામા શિક્ષક દેવદાસ (અનુ ૧૯૭૮), વિરાજ વહુ (અનુ ૧૯૭૪), શુભદા (અનુ ૧૯૭૬)

**રામજીભાઈ મોહનલાલ કડિયા**
ઈ સ ૧૯૩૧

જ. ૨૬-૫-૧૯૩૧, ધિણોજ (જિ મહેસાણા) સથવારા કડિયા એમ એ (ગુજ) એસ .ટી સી ૨૦ વર્ષ ઉપરાંતથી કડીની ઝવેરી હાઈસ્કૂલમા શિક્ષક રચના એક માળાના વીસ મણકા (વા સ), કાચની દીવાલ (નવલ.)

**લતીફ ઉસ્માન કલૂડી, 'કલીમ'**
ઈ. સ ૧૯૧૯-૧૯૬૮

જ ૯-૭-૧૯૧૦, ધોરાજી (જિ રાજકોટ), મેમણ, સાત ધો ગુજરાતી રેડિયોની દુકાન અવસાન ૧૧-૬-૧૯૬૮, રચના: આકાશગગા (અપ્રગટ)

**લલ્લુભાઈ મકનજી પટેલ** ઈ સ ૧૯૧૬
મટવાડ (જિ વલસાડ) બી.એ , એલએલ-બી. ૧૯૪૦ અને ૧૫૪૨માં આઝાદીની ચળવળમા. બેચાર જેલ નિવાસ. ૧૯૬૯-૧૯૬૨ મુબઈ રાજ્ય અને પછી ગુજ.રાજ્યમા ધારા સભ્ય ૧૯૬૮-૧૯૭૮ વલસાડ જિલ્લાપચાયત પ્રમુખ 'ગાધીજીના પાવન પ્રસગો' માટે મુબઈ સરકારનુ રૂ ૧૦૦૦નુ પારિતોષિક રચના ગાંધીજીના પાવન પ્રસગો ભા ૧-૨-૩), ચરણ આપના ત્યા વિરાજે (ગાધીજીના પ્રસગ), સ્ત્રીઓ અને સ્ત્રીજીવનની સમસ્યાઓ (ગાધીજીના લખાણોનુ સપા ), જીવનની સુવાસ, ગાધીજીનો વિનાદ

**વાલજીભાઈ પાંચાભાઈ કિકાણી**
ઈ. સ ૧૯૬૬

જ ૬-૨-૧૯૬૬, ચલાળા (જિ. અમરેલી) વ બરવ જાળાત્રીશી (જિ. અમરેલી). લેઉઆ પાટીદાર ૧૯૬૧મા એસ એસ સી ૧૯૬૬મા બી એ (અમદા ના લા દ વિનયન મહાવિદ્યાલયમાથી), પ્રવૃત્તિ સામયિકોમા લેખન પ્રવૃત્તિ જિલ્લા માહિતી અધિકારી (અમરેલી) રચના ઝાકળનાં બિદુ વગેરે

**શાંતિલાલ સોમેશ્વર ઠાકર** ઈ સ ૧૯૦૮
જ : ૧૫-૯-૧૯૦૮, નડિયાદ ખેડાવાળ બ્રા પ્રાથ થરાદ અને નડિયાદ. ૧૯૨૨માં મૅટ્રિક ૧૯૨૭મા બી એ ૧૯૨૮મા એમ એ. ૧૯૩૮મા બી ટી શાળાના આચાર્ય, નિવૃત્ત મહત્ત્વની રચના . સવાદમાલા (પંચ સં મહાકાવ્યોના સવાદ અને અનુ ૧૯૩૪), ભક્ત મીરા (૧૯૩૫) નડિયાદનો ઇતિહાસ (૧૯૪૯), ચેતના (ધાર્મિક નિ સ ૧૯૫૯), જ્ઞાનગગા (સદર ૧૯૬૨), જ્ઞાનસૌરભ (સદર ૧૯૬૦), જીવનબાગ (સદર ૧૯૫૫), ગુજરાતી કહેવત સગ્રહ (૧૯૮૯), ગુજરાતના સતો (૧૯૬૬), વેદોનુ રહસ્ય (૧૯૬૭), મોક્ષપથ-પ્રદર્શિકા (૧૯૬૮), સ સાહિત્યદર્પણ (સકલન અને ટીકા ૧૯૫૨) વગેરે મૌલિક અનુવાદો મળી ૭૧

**સવિતા દિલીપ રાણપુરા** ઈ સ. ૧૯૩૩
જ ૨૮-૧૦-૧૯૩૩, બરવાળા (ઘેલાશા) જ્યુનિયર પી ટી સી સુરેન્દ્રનગર જિ પચાયત પ્રા. શાળામાં શિક્ષિકા. રચના પચારોક ટૂંકી વાર્તા, માંઘલુ રૂપ (નવલ ૧૯૬૮)

**સુરેશચંદ્ર ગો. વિટ્ઠલલાલ કાંટાવાળા**
ઈ. સ ૧૯૩૦

જ : ૧૪-૭-૧૯૩૦, વડોદરા ખત્રી પ્રાથ માધ્ય વડોદરા. ૧૯૪૭મા મૅટ્રિક ૧૯૫૧મા બી એ ૧૯૫૩ના એમ એ (બનેમા સ અને પ્રથમ વર્ગ) ૧૯૫૯માં પીએચ ડી ઉપરાત જર્મન ફ્રેંચ અને ભાષાવિજ્ઞાનના ડિપ્લોમા વગેરે ૧૯૫૫થી સશોધનલેખોની પ્રવૃત્તિ મુખ્યત્વે સ ભાષા અને સાહિત્ય વિશે ૧૯૫૧-૧૯૫૭ મ સ યુનિમાં સ ના શિક્ષક ૧૯૫૭-૭૦ ત્યા જ વ્યાખ્યાતા ૧૯૭૦થી ત્યા જ વાચક ગ્રંથ Cultural History from The Matsya-purana (૧૯૬૮), ઉપરાત સામયિકોમા સશોધન-લેખો (પુરાણ, વેદ, ભાષાશાસ્ત્ર, પ્રશિષ્ટ સ સાહિત્ય)

**સુલક્ષણાબહેન રતનલાલ ધોળકિયા**
ઈ ૧૮૯૫-૧૯૫૫

પેટલાદ વડનગરા નાગર ગૃહસ્થ સ ગુરુ કવિ અવસાન. ૧૯૫૫ રચના· ગેગણા (ભજનસગ્રહ)

**સી એમ ગાંધી, 'સુહાસી'**
ઓલપાડ હાલ જમ્બુસર એમ.એ ૧૯૭૦-૭૧માં દ ગુ યુનિ ના વિદ્યાવાચસ્પતિ (પીએચ ડી સમકક્ષ) તેથી 'ડૉ. સુહાસી' તરીકે જાણીતા ૧૯૫૩-૫૮થી લેખનારંભ. 'વડોદરા-વિશ્વમાનવ' સસ્થાના એક કાર્યકર ૧૯૬૫થી ઓલપાડમા અને આસપાસ પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ. શરૂમાં એકથી વધુ માધ્ય શાળાઓમાં શિક્ષક પણ હતા. રચના : 'મેઘલીરાત'-થી 'કકુના સૂરજ' સુધીની ૧૦ નવલકથા, 'મિલન' અને 'સુહાસ' ૨ કવિતાગ્રથ, 'ભાગો નહિ, બદલો'થી 'આત્મવંચના' સુધીનાં ૧૦ નાટક, ઉપરાત વિવેચન (૧), મહાનિબધ (૨), પ્રૌઢ શિક્ષણ (૫), જીવનચરિત્ર (૪) અને કિશોરસાહિત્ય (૩) જેટલા ગ્રંથોનુ પ્રકાશન

**સ્નેહલીલા વામનરાવ દેસાઈ**
ઈ સ. ૧૯૨૩

વડનગરા નાગર ગૃહસ્થ સ્વ જયસુખરાય પુ. જોશીપુરાનાં પુત્રી રચના : ગુંજન (કાવ્ય)

**હરિપ્રસાદ મણિરાય વ્યાસ**
બાલસાહિત્યના લેખક. ભવાઈ લેખનસ્પર્ધામાં ૧૯૬૨મા ગુજ. સરકારનું પારિતોષિક, નાટયલેખન સ્પર્ધામા ૧૯૬૯મા 'વીસમી સદી' નાટક માટે પારિતોષિક ૧૯૬૫માં લડન વિમેન્સ કાઉન્સિલની યોજના એશિયાના લેખકોમાના બાલ સાહિત્ય માટેના લેખન માટે એકલા વિજેતા એમના 'બકોર પટેલ' 'ભે ટવા ગાકર' 'શુ દર અને સુદર' 'સાથીદાકર ધમવમિયા' 'ભેજનબાજ ભગાભાઈ' 'પરદુ ખભજન પરાકાકા' 'સંશોધક શર્મા' એ બ.લસાહિત્યના રમૂજી ગ્રથ મોટાં માટે પણ 'હાસ્ય ઝરણાં' 'હાસ્ય વસત' 'હાસ્ય કુવારા' 'હાસ્ય કલાપ' 'ચોર્યાસીનું ચક્કર' 'પોથીમાંના રીંગણાં' 'હાસ્ય કિલ્લોલ' વગેરે નાટકોમા 'ચાલો ભજવીએ' (૧૦ ભાગ), 'કિશોર પ્રહસનો' 'શાળોપયોગી પ્રહસનો' 'વાતનું વતેસર' વગેરે

**હરિભાઈ નારણભાઈ ચૌહાણ**
ઈ સ ૧૯૨૨

જ. ૨૮-૮-૧૯૨૨, ભાવનગર. રાજપૂત પ્રાથ માધ્ય ભાવનગર ૧૯૪૩માં બી એ. વ્યવસાય સરકારી નોકરી એડિશનલ કલેક્ટર-અમદાવાદ 'હાઇકિંગ' 'સ્કાઉટિંગ' 'મિલિટરી ટ્રેઇનિંગ' 'નાટ્ય-પ્રવૃત્તિ' 'હૉકી' 'ફૂટબૉલ' 'ક્રિકેટ' વગેરે તેમ લેખનનો પણ શોખ ૧૯૩૭થી લેખનારંભ રચના હિંદી ક્રિકેટની રૂપરેખા અને બીજા લેખો (૧૯૫૭), પક્ષી જગત (૧૯૫૮), મેદાની રમતો (૧૯૬૪)

**હરિલાલ હારકાદાસ સંઘવી**
ઈ સ ૧૮૯૧

જ ૨૨-૨-૧૮૯૧, અમરેલી કપોળ વૈ. વણિક મૅટ્રિક ૧૯૦૫થી લેખનારંભ ગ્રન્થો. શ્રીકૃષ્ણનો સદેશો (૧૯૧૬), કલ્યાણમાર્ગે અથવા નદનવનને આગણે (૧૯૧૮), વિચાર

તેનું વતન (૧૯૩૩), હૃદયોદ્‌ગાર (૧૯૩૩), શ્રી કૃષ્ણ (૧૯૩૩), ઉમર ખય્યામની રુબાયત (૧૯૨૭)

**હરિભાઈ એસ. વ્યાસ** ઈ. સ. ૧૯૪૩

વ : મોરચંદ (તા. ઘોઘા) જિ. ભાવનગર). અત્યારે બાંભણિયા (જિ. ભાવનગર). ૧૯મા વર્ષથી સામયિકોમાં લેખો વાર્તાઓ વગેરેનું પ્રકાશન

**હર્ષવંત પ્રેમશંકર પંડ્યા** ઈ. સ. ૧૯૩૬

જ. : ૬-૨-૧૯૩૬, ચૂડા (જિ. જામનગર) વ. : ભાણવડ (સદર). ઓ. શ્રા. અત્યારે જામ નગરમાં. ૧૯૬૫માં બી એ. ૧૯૬૯માં એમ. એ. અનેક સામયિકોમાં લેખન, ૩૦૦ નવ લિકાઓ જેટલી અનેક સ્પર્ધાઓમાં વિજયી ૧૯૬૨થી આરંભ ગ્રન્થો: પ્રાયશ્ચિત્ત (૧૯૬૪)થી વમળ (૧૯૭૮) સુધીમાં ૧૨ નવલકથા

**હસમુખ શાંતિલાલ શેઠ, 'આરાધક'** ઈ. સ. ૧૯૫૦

જ. ૭-૧૦-૧૯૫૦, લીંબડી (સૌ) વણિક. ૧૯૭૭થી લેખનારંભ. વ્યવસાય લીંબડીની સ્ટો. ફા. સ્પિનિંગ મિલ્સ લિ.માં સેવા. ભિન્નભિન્ન સામયિકોમાં મુખ્યત્વે ટૂંકી વાર્તાઓનું પ્રકા-શન તેમ સ્ફુટ લેખો અને સુગમ નવલકથા પણ

**હુસેન ઇબ્રાહિમ કટારિયા** ઈ. સ. ૧૯૫૫

જ.: ૨ ૧૯ ૧૯૫૫, જેતપુર શેખ મુસ્લિમ એસ.એસ સી. શિક્ષક કૃતિ. સ્વર્ગના ઝરણા

# ઇસુની વીસમી સદીની પોણી સદીનું ગુજરાતી સાહિત્ય
# વિહંગાવલોકન

પ્રો. ડૉ. મધુસૂદન હીરાલાલ પારેખ

ઇસુની વીસમી સદીના આરંભથી આજ સુધીના આશરે પોણી સદીના ગુજરાતી સાહિત્યને, વિવિધ સમયે એમાં દૃષ્ટિગોચર થતાં વિભિન્ન લક્ષણોની દૃષ્ટિએ, ત્રણ તબક્કામાં વહેંચી શકાય: ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૨૫ સુધીના પ્રથમ તબક્કાને સાક્ષરયુગ કે પંડિતયુગના ઉત્તરાર્ધ તરીકે ઓળખાવી શકાય, ઈ. સ ૧૯૨૫ થી ૧૯૫૦ સુધીના બીજા પા સૈકાનુ સાહિત્ય ગાંધીયુગના સાહિત્ય તરીકે ઓળખાયુ છે, અને અંતિમ તબક્કાના સાહિત્યને સ્વાતંત્ર્યોત્તર સાહિત્યનુ નામ આપવામા આવે છે. સાહિત્ય જેવા જીવંત અને સતતવાહી પ્રવાહના આ ત્રણ તબક્કાઓ વચ્ચે કાળની અભેદ્ય રેખાઓ દોરી શકાય નહિ એ સમજી શકાય એમ છે એટલે આ તબક્કા એકબીજામા દોડવાતા હોય મતલબ કે ૧૯૧૫ પછી પંડિતયુગનાં કે ૧૯૫૦ પછી ગાંધીયુગનાં સાહિત્યિક લક્ષણ ચાલુ રહેલાં દેખાય તો એ સ્વાભાવિક છે.

## પહેલો તબક્કો

આ યુગના પ્રમુખ સર્જકો-ગોવર્ધનરામ ત્રિપાઠી મણિલાલ નભુભાઈ ત્રિવેદી, નરસિંહરાવ દિવેટિયા, કાંત, કલાપી, નાનાલાલ અને બળવંતરાય ઠાકોર ઇત્યાદિ-માંથી મોટા ભાગના ઈ સ ૧૮૫૭ માં સ્થપાયેલી મુંબઈ યુનિવર્સિટીના સ્નાતક છે. આ યુનિવર્સિટીમા સંસ્કૃત સાહિત્યના અભ્યાસક્રમને મળેલા મહત્ત્વનો લાભ આ સાહિત્યકારોને મળ્યો છે. એ ઉપરાંત હિંદી રાષ્ટ્રિય મહાસભાની સ્થાપના, લોકમાન્ય ટિળક અને ફીરોજશાહ મહેતાની રાજકીય ચળવળો અને શ્રી રામકૃષ્ણ પરમહંસ તેમજ સ્વામી વિવેકાનંદનો નૂતન હિંદુ ધર્મપ્રબોધ જેવી સાંસ્કૃતિક ઘટનાઓની આ સર્જકો પર પ્રબળ અસર પડી છે સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના અભ્યાસ ઉપરાંત પૂર્વ અને પશ્ચિમનાં ધર્મ-તત્ત્વજ્ઞાન ઇતિહાસ રાજકરણ અને અર્થશાસ્ત્રવિષયક ગ્રંથોના અભ્યાસની સવલત મળતા આ ગાળાના ઉપર્યુક્ત સાક્ષરોના સર્જનમા અગાઉ કરતા વધારે ઊંડાણ અને વેધકતા, ચિંતનસમૃદ્ધિ અને પ્રૌઢિનાં દર્શન થાય છે

ઈ. સ. ૧૮૮૭મા પ્રસિદ્ધ થયેલા નરસિંહરાવના 'કુસુમમાળા' કાવ્યસંગ્રહથી આ ગાળાની કવિતાનો પ્રારંભ થયો ગણાય. પાલગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'ની અસર હેઠળ લખાયેલાં આ સંગ્રહનાં ઊર્મિકાવ્યો એ કાવ્યપ્રકારના સર્જન માટે લાગણીના સંક્ષોભ ઉપરાંત ઉચ્ચ વિચાર સામગ્રી, રોચક કલ્પના અને ભાષા તથા છંદનુ સુઘડ આયોજન આવશ્યક છે એની સાચી પ્રતીતિ કરાવે છે 'ગુજરાતી કવિતાના સૂકા અરણ્યમાની લીલી કુંજ' તરીકે પ્રતિષ્ઠા પામેલા 'કુસુમમાળા' માના ઊર્મિકાવ્યના સ્વરૂપને 'કાંત' એમની 'કોમલ કાંત પદાવલી' દ્વારા શબ્દ અને અર્થની કમનીયતા અર્પે છે, તો બીજી બાજુ કલાપી એમા રંગદર્શિતા અને રોચકતા આણે છે. ઊર્મિકાવ્યના આ સ્વરૂપને નાનાલાલની ભાવનામયતાનો સ્પર્શ મળતા એ ભવ્યતાનાં ઉન્નત શિખરો સર કરે છે. પરંતુ પાશ્ચાત્ય પદ્ધતિના આ ઊર્મિકાવ્યમા પ્રવેશતી જતી લાગણીની પોચટતા સામે બ. ક ઠાકોરની વિચારપ્રધાનતાનો પ્રબળ પ્રત્યાઘાત આવતા આ યુગનુ ઊર્મિકાવ્ય કેવળ આત્મલક્ષી પ્રલાપ કે હવાઈ ભાવનાનો ઉદ્ગાર બનવામાંથી ઊગરી જાય છે.

ઊર્મિકાવ્ય ઉપરાંત મણિલાલ કલાપી ને સાગર જેવાની ગઝલો, કાંતના ખંડકાવ્યો અને દોલતરામ પંડ્યા, ભીમરાવ દિવેટિયા, બ ક. ઠાકોર ઇત્યાદિના મહાકાવ્યના પ્રયાસોથી પણ આ ગાળાના કવિઓએ પાશ્ચાત્ય સાહિત્યની અસર નીચે નવા કાવ્યસ્વરૂપોને વિકસાવ્યા છે, એની સાથે આપણા મધ્યકાલીન સાહિત્યના સ્વરૂપોને ચાલુ પણ રાખ્યાં છે. મુક્તક સૉનેટ ઊર્મિકાવ્ય કરુણપ્રશસ્તિ ઇત્યાદિ પાશ્ચાત્ય ઢબના કાવ્યસ્વરૂપો સાથે રાસ ગરબી પદ ભજન જેવાં સ્વરૂપ ચાલુ રહ્યાં છે. સંસ્કૃત શૈલીનું મહાકાવ્ય લખવાના પ્રયાસ આ ગાળાની વિશેષતા છે.

આ તબક્કાની કવિતાના વિષયો માટે ભવ્યતા અને ઉન્નતતાનો આગ્રહ રખાયો હોવાથી કવિતાનુ વિષયવર્તુળ મર્યાદિત બની ગયું છે. આકાશ સંધ્યા ચંદ્ર પૃથ્વી સાગર જેવા પ્રકૃતિનાં ભવ્ય તત્ત્વો, દામ્પત્યપ્રેમ, દેશભક્તિ અને જીવન અંગેનુ ચિંતન આ યુગની કવિતાના મુખ્ય વિષય રહ્યા છે. વર્ડ્ઝવર્થ શેલી કીટ્સ આદિ અંગ્રેજ કવિઓની અસર નીચે આ ગાળાના કવિઓ પ્રકૃતિમાં આશ્વાસન શોધે છે અને જીવનની વિટંબણાઓ પ્રત્યે કટાક્ષો વ્યક્ત કરે છે. આ ગાળાની દેશભક્તિની કવિતામાં ભારતની પ્રાચીન ભવ્ય સંસ્કૃતિ પ્રત્યેનો આદર અને

ભારતભક્તિનો ઉત્સાહ સવિશેષ દેખાય છે. દામ્પત્યભાવના કાવ્યોમાંથી સ્થૂળ ઉપભોગનાં વર્ણન નીકળી ગયાં છે, એના સ્થાને આત્મપ્રેમનુ મહત્ત્વ વધ્યું છે.

સમગ્રતયા જોઈએ તો આ તબક્કાની કવિતાનાં ચાર મુખ્ય લક્ષણ છે: શ્રી રમણભાઈએ જેના માટે આગ્રહ સેવ્યો હતો તે આત્મલક્ષી કવિતાને ઉત્તમ ગણવાનુ વલણ, કાવ્ય સ્વરૂપ માટેનો આગ્રહ, કાવ્યના ભાવનિરૂપણ કે રસનિરૂપણમાં સયમનો આગ્રહ. આ મતાગ્રહોના લીધે આ ગાળાની કવિતાને વિષયનો સકોચ નડ્યો છે, એમ છતા આ યુગની કવિતાએ નર્મદ-દલપતયુગની કવિતા કરતા કલાદષ્ટિએ વધારે વિકાસ સાધ્યો છે અને એમા માર્મિકતા અને ઊંડાણ આવ્યા છે. ગદ્યનો વિકાસ થતા કવિતાના શિરેથી ઘણો બોજો ઓછો થઈ જાય અને તેથી એ મુક્તપણે રસસૌંદર્યની સિદ્ધિ માટે પ્રયાણ કરી શકે, એ ઉપરાત આ ગાળાની કવિતાને શ્રી રમણભાઈ નીલકઠ, નરસિંહરાવ દિવેટિયા, આનદશકર ધ્રુવ અને બ. ક. ઠાકોર જેવા સમર્થ વિવેચકોની અવલોકનાનો પણ ઉત્તમ લાભ મળ્યો છે.

આ ગાળાની કવિતામાં સસ્કૃત વૃત્તોનો અને, આગળ કહ્યુ તેમ, સસ્કૃત કાવ્યપ્રકારોનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં થયો છે. સસ્કૃત વૃત્તોનો ઉપયોગ કરવા ઉપરાંત મહાકાવ્ય કે કથાકાવ્ય માટે આવશ્યક એવા છદની શોધ માટેના પ્રયોગ પણ થયા છે. કેશવ હર્ષદ ધ્રુવનો 'વનવેલી,' નાનાલાલની 'ડોલન-શૈલી', બ. ક. ઠાકોરનો 'પૃથ્વી', ખબરદારનો 'મુક્તધારા' ને 'મહાછંદ' આ પ્રકારના પ્રયોગોનાં ઉદાહરણ છે.

પડિતયુગના મધ્યાહ્નકાલની આ કવિતાનુ આગળ તરી આવતુ લક્ષણ ચિંતન છે તેથી અને અતિ સસ્કૃતમયતાથી આ કવિતા દુર્બોધ અને માત્ર વિદ્વદ્‌ભોગ્ય થઈ ગઈ હોવાનો એના પર આક્ષેપ થયો છે. એ ઉપરાંત પોચટતા રોતલપણુ અને ભાવુકતાનો પણ એના પર અધ્યારોપ થયો છે. એમ છતાં આ યુગની કવિતાએ કાવ્યતત્ત્વને પામવા માટે ભગીરથ પ્રયાસ કર્યો છે અને મહદ્ અશે એમાં સફળતા પણ પ્રાપ્ત કરી છે.

આ યુગના નાટ્યસાહિત્યમા સૌથી પ્રથમ ધ્યાન ખેચે છે શ્રી રમણભાઈનુ 'રાઈનો પર્વત'. બાહ્ય સ્વરૂપે સસ્કૃત નાટકને મળતુ આવતુ અને આતર પ્રાણ શેકસ્પીયરી નાટકનો ધરાવતુ આ શિષ્ટ ઉદ્દેશપ્રધાન નાટક કર્તાની નીતિભાવના અને સસારસુધારાની ધગશ સુપેરે પ્રગટ કરે છે. વસ્તુસકલનાની દષ્ટિએ શિથિલ અને અભિનયની દષ્ટિએ નિષ્ફળ નીવડેલા આ નાટકે ગુજરાતી નાટ્યસાહિત્યના વિકાસમાં સીમાવર્તી સ્થાન પ્રાપ્ત કર્યુ છે, કેમકે એ નાટ્યકૌશલ તેમજ સાહિત્ય-કૃતિ તરીકે એના પુરોગામી નાટકો કરતાં ચડિયાતુ છે. 'રાઈનો પર્વત' પ્રગટ થયું તે જ વર્ષમા બહાર પડેલું નાનાલાલનુ 'જયા જયત' ગુજરાતી નાટકનુ નવું પ્રસ્થાન છે અને નાનાલાલના અન્ય નાટકો દશ્ય નહિ, પણ શ્રવ્ય, કલાસિક નહિ, પણ રામે-ન્ટિક પદ્ધતિનાં અને કાલિદાસ કે શેકસપીયરની શૈલીના નહિ, શેલીના 'પ્રોમિથિયસ અનબાઉન્ડ' અને ગેટેના 'ફાઉસ્ટ'ની શૈલીના ભાવપ્રધાન નાટકો છે. કવિની ભાવના જ કેન્દ્રમાં હોવાથી અભિનેય નહિ નીવડેલા આ નાટક નાટકનો નહિ. પણ કવિતાનો રસાનુભવ કરાવે છે. રગભૂમિ પર નહિ ભજવી શકાયેલાં આવાં આ ગાળાના બીજા નાટકોમાં કાતના 'ગુરુ ગોવિંદસિંહ' અને 'રોમન સ્વરાજ' પણ ગણાવી શકાય, બંનેમા અભિનયક્ષમતા હોવા છતા સ્વરાજ્યઝખના અને હિંદુ મુસ્લિમ-એકતા જેવા ગભીર પ્રશ્ન ચર્ચતા હોવાથી એ લોકપ્રિય બની શક્યા નથી.

આ ગાળાની કવિતાની જેમ નાટક પર પણ પાશ્ચાત્ય અને સંસ્કૃત બનેના નાટ્યસાહિત્યની પ્રબળ અસર પડેલી જણાય છે. એથી બાહ્ય સ્વરૂપે સસ્કૃત શૈલીના સાત અંકો અને પ્રવેશો, વિષ્કભક, વિદૂષકનુ પાત્ર, ઇત્યાદિનો ઉપયોગ થયો છે. નાટકના આતર પ્રાણ પર પાશ્ચાત્ય અસર હોવાથી એમા સઘર્ષનુ તત્ત્વ દાખલ થયુ છે. આ તબક્કાના સર્જકોની ભાવનામયતા આદર્શપરાયણતા અને સુધારાની ધગશે નાટકોને કલાના ભોગે પણ હેતુપ્રધાન બનાવ્યા છે. એમ છતાં સુધારક યુગના મુકાબલે આ ગાળાના નાટક વસ્તુસકલના પાત્રાલેખન કાર્યવેગ અભિનેયતા અને સવાદની દષ્ટિએ ચડિયાતા બન્યા છે. અલબત્ત, એથી રગભૂમિ સાથેના એમના વિરહમા વધારો થયો છે એ પણ નોધવુ રહ્યું.

સુધારક-યુગની અપેક્ષાએ પડિતયુગના આ ઉત્તરાર્ધ કાલમા ગદ્યનો વિકાસ ઝડપી અને નોધપાત્ર થયો છે. સસ્કૃત ભાષા-સાહિત્યની અસરના લીધે આ સમયનુ ગદ્ય સ્વસ્થ સમતોલ સયમી પ્રૌઢ અને ગૌરવયુક્ત છે. પ્રકારોમા નવલકથા નિબધ ચરિત્ર વ. ચાલુ રહેવા ઉપરાત ટૂકી-વાર્તા રોજનીશી પત્ર સવાદ ઇત્યાદિનુ ખેડાણ થાય છે.

આમ તો સરસ્વતીચદ્રનો પહેલો ભાગ ૧૮૮૫ મા પ્રસિદ્ધ થયો હતો, પરતુ એના ચોથા ભાગની પ્રસિદ્ધિ ૧૯૦૫ માં થાય છે અને ત્યારે જ એ સપૂર્ણ થાય છે, એટલે સરસ્વતીચદ્રને આ ગાળાની કૃતિ તરીકે ઓળખાવી શકાય પડિતયુગના 'મહા-કાવ્ય' તરીકે ઓળખાયેલી આ મહાનવલને સંસ્કૃતિકથા પણ કહેવામા આવે છે, કારણ કે એમાં આપણા દેશના ૧૯ મી સદીના ધાર્મિક સામાજિક અને રાજકીય પ્રશ્નોની વિશદ અને તલસ્પર્શી ચર્ચા કરવામાં આવી છે. આ નવલકથા સ્થળ અને કાળના વિશાળ ફલક પર પ્રસ્તાર પામી છે. એનાં પાત્ર જીવત તાદશ અને વૈવિધ્યસભર છે. આ નવલકથાની શૈલી સસ્કારી શિષ્ટ અને ગૌરવયુક્ત છે. આનદશકરે 'પુરાણ' નામે ઓળખાવેલી

આ કૃતિનો પ્રત્યેક ભાગ એક સ્વતંત્ર નવલકથા તરીકે વાંચી શકાય એમ છે. આમ છતાં આ કૃતિના ત્રીજા-ચોથા ભાગની ચર્ચાઓ, એમાં આવતુ ચિંતન અને લાંબાં અવતરણો વાર્તા-પ્રવાહને અવરોધે છે એ અંગે ઠીક ઠીક ટીકાઓ થઈ છે.

સરસ્વતીચંદ્ર ગુજરાતી નવલકથાસાહિત્ય માટે એક આદર્શ નમૂનો પૂરો પાડે છે: એથી ૨૦ મી સદીના આરંભના બે દાયકાની નવલકથાઓ 'સરસ્વતીચંદ્ર'ની અસર નીચે લખાઈ છે. નવલકથાના આકારમાં મહત્ત્વનાં પરિવર્તન આણનાર મુનશીની પ્રથમ નવલકથા સુધી આ કૃતિની અસર ચાલુ રહે છે. 'સરસ્વતીચંદ્ર'ના સર્જકની પ્રતિભા બીજા લેખકો બતાવી શક્યા નથી છતાં નારાયણજી વિસનજી ઠક્કુરની ઐતિહાસિક અને ભોગીંદ્રરાવ દિવેટિયાની સામાજિક નવલકથાઓએ આ સમયના વાચકોને શિષ્ટ વાચન પૂરુ પાડ્યુ છે. સમકાલીન સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતી ભોગીંદ્રરાવ દિવેટિયાની 'મૃદુલા' 'ઉપકાંત' 'ડોલેજ્યન' 'જ્યોત્સ્ના' 'મોહિની' 'અજામિલ' આદિ નવલકથાઓ પાત્રવૈવિધ્ય કે વસ્તુસંકલનાની દૃષ્ટિએ શિથિલ હોવા છતાં ગાંધીયુગના ર. વ. દેસાઈના એ સમર્થ પુરોગામી હતા એમ સાબિત કરવા પર્યાપ્ત નીવડે એવી છે. નારાયણ વિસનજી ઠક્કુરની ઐતિહાસિક નવલકથાઓ આકાર હેતુ અને સામગ્રી પરત્વે 'કરણઘેલો'ની અનુગામી કૃતિઓ છે. 'ગુજરાતી' પત્રના ભેટ પુસ્તક તરીકે બહાર પડતી આ નવલકથાઓ સ્કોટની શૈલીથી લખાઈ હતી. એમણે ગુજરાતના શિક્ષિત વાચકવર્ગને ઘણા સમય સુધી શિષ્ટ વાચનરસ પૂરો પાડ્યો હતો. આમ પંડિતયુગના આ ગાળામાં કોઈ નવો વળાંક દર્શાવતી નવલકથાઓ લખાઈ નથી. 'સરસ્વતીચંદ્ર'નું નિષ્ફળ અનુકરણ ઘણા સમય સુધી ચાલુ રહ્યુ છે.

પણ પંડિતયુગના આ તબક્કામાં ગુજરાતને સમર્થ નિબંધકારો મળ્યા છે. મણિલાલ નભુભાઈ, નરસિંહરાવ દિવેટિયા, રમણભાઈ નીલકંઠ, આનંદશંકર ધ્રુવ, બ. ક. ઠાકોર, ઉત્તમલાલ ત્રિવેદી આદિ પ્રકાંડ પંડિતોના હાથે આકાર-સૌષ્ઠવ ધરાવતા ગંભીર નિબંધો લખાયા છે. ધર્મ તત્ત્વજ્ઞાન અર્થકારણ શિક્ષણ રાજકારણ ઇત્યાદિ વિવિધ વિષયો પર લખાયેલા નિબંધોમાં સંરક્ષણવૃત્તિ, સૌ પ્રથમ, દૃષ્ટિગોચર થાય છે. ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના પોતાના અભ્યાસનો નિચોડ આ નિબંધકારોએ પોતાના નિબંધોમાં આપ્યો છે આ નિબંધોમા સંગીનતા ઊંડાણ અભ્યાસ અને વ્યાપકતા જોવા મળે છે સંસ્કૃતમય ભાષા, શિષ્ટ ગૌરવાન્વિત શૈલી, અવતરણો ટાંકવાનો શોખ અને વિષયને આમૂલ ન્યાય આપવાની વૃત્તિના લીધે આ નિબંધો સંપૂર્ણ, સુરેખ, અને માહિતીપ્રદ બન્યા છે, પરંતુ કોઈ વાર સંસ્કૃતમય ભાષાના અતિ આગ્રહે આ નિબંધોની શૈલીને એટલી ભારેખમ બનાવી દીધી છે કે એ જ ગાળાના રમણભાઈને 'ભદ્રંભદ્ર'માં એની ઠેકડી ઉડાવવી પડી છે. આ શૈલીના લીધે આ યુગનુ નિબંધસાહિત્ય વિદ્વદ્ભોગ્ય આડંબરી કૃત્રિમ અને ભારેખમ લાગે છે. વિરાગથી રંગાયેલી ધર્મભાવના આ ગાળાના નિબંધસાહિત્યનો પ્રધાન સૂર હતો.

પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃત સાહિત્યના પરિશીલનનો લાભ પામેલા આ યુગના લેખકોએ ગુજરાતી વિવેચન સાહિત્યને વિકસાવવામા અમૂલ્ય ફાળો આપ્યો છે. નરસિંહરાવ, રમણભાઈ, આનંદશંકર ધ્રુવ અને બ. ક. ઠાકોર જેવા પ્રકાંડ પંડિતોએ આ ગાળામાં વિપુલ વિવેચનકાર્ય કર્યું છે. વિવેચકને કવિના જોડિયા ભાઈ તરીકે સ્વીકારી નરસિંહરાવે વિવેચકમાં કવિના જેવી કલ્પના અને પ્રતિભાની અપેક્ષા રાખી છે, તો 'કવિતા' વિશે સુદીર્ઘ લેખ લખી રમણભાઈએ આત્મલક્ષી ઊર્મિકાવ્યની પોતાની વિભાવના સમર્થ રીતે સ્પષ્ટ કરી છે. 'વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમ જાતિની' ગણાવતા બ. ક. ઠાકોરે પણ વિવેચનસાહિત્યમાં બહુમૂલ્ય પ્રદાન કર્યું છે, તો કવિતાને આત્માની કલા ગણાવી આનંદશંકર ધ્રુવે એની સંપૂર્ણ અને સુરેખ વિભાવના આપી છે. વિષયનું સૂક્ષ્મ અને માર્મિક અન્વેષણ, પ્રમાણસર મતદર્શન, સમભાવયુક્ત ગુણદર્શન, વિશદતા, નિખાલસતા અને રસાત્મકતા એ આ ગાળાના વિવેચન-સાહિત્યના પ્રમુખ લક્ષણો છે. આ વિવેચકોની પદ્ધતિ મહદ્ અંશે પૃથક્કરણાત્મક છે. સાહિત્યનાં સ્વરૂપોની, ખાસ કરીને કવિતા નાટક ઇત્યાદિની, ચર્ચા કરવા ઉપરાંત એમણે સર્જાતા સાહિત્યની સમાલોચના પણ મુક્ત મને અને વિશાળ હૃદયથી કરી છે. આ ગાળાના વિવેચનસાહિત્યમાં પાશ્ચાત્ય વિવેચકો અને સંસ્કૃત સાહિત્યના કાવ્યશાસ્ત્રીઓના મતોનો સુભગ સમન્વય કરવાનો પ્રબળ પુરુષાર્થ થયો છે. પાંડિત્યપ્રદર્શન, દીર્ઘસૂત્રિતા, અને પરિભાષાના અભાવે આવતી શિથિલતા આ વિવેચન-સાહિત્યની મુખ્ય મર્યાદાઓ જણાય છે.

સાક્ષરયુગના આ ઉત્તરાર્ધમાં ચરિત્રસાહિત્યના ક્ષેત્રમાં ખાસ નોંધપાત્ર પ્રદાન થયું નથી. નરસિંહરાવે 'સ્મરણમુકુર'માં આત્મલક્ષી ઢબે આપેલાં ઓગણીસમી સદીના સાહિત્યકારો વિદ્વાનો વિચારકો અને સમાજ-સુધારકોનાં રેખાચિત્રો એ જમાનાનું રસપ્રદ ચિત્ર આપી જાય છે, પરંતુ લેખકનુ પોતાનું વ્યક્તિત્વ આગળ આવી જતું હોવાથી એ ચિત્રો અવિવેકભર્યાં બની ગયાં છે. નાનાલાલે પોતાના પિતા કવીશ્વર દલપતરામનું ચરિત્ર ત્રણ ભાગમાં આપી ગુજરાતના તત્કાલીન વાતાવરણનુ રસભરપૂર અને વિગતસમૃદ્ધ તાદૃશ ચિત્ર આપ્યુ છે, પરંતુ એમાં પિતૃભક્તિ અને શબ્દાળુતા પ્રવેશી ગયા છે. ચિત્રદર્શનોમા કવિએ સયાજીરાવ ગાયકવાડ, કલાપી અને મહર્ષિ દયાનંદના સુરેખ અને આકર્ષક ચરિત્રો આપ્યાં છે. બ. ક. ઠાકોરે 'અંબાલાલભાઈ'માં સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઈનું

સંક્ષિપ્ત, પણ ચિંતનપૂર્ણ, ચરિત્ર આપ્યું છે. આમ ચરિત્ર-સાહિત્ય અત્યત અલ્પ પ્રમાણમા અને કશી સાહિત્યિક પ્રતિભા વિનાનુ માત્ર માહિતીપૂર્ણ રહ્યું છે.

કાન્ત અને કલાપીના પત્રોમાં આ બને કવિઓનુ કાવ્ય-મય ગદ્ય જોવા મળે છે. ગાધીયુગમાં અત્યત વિકસેલા પત્ર-સાહિત્યનાં મૂળ આ બે કવિઓના પત્રોમાં જોવા મળે છે. કાન્તના પત્રોમા એમનુ સંવેદનશીલ હૃદય સરળ અને રસાળ શૈલીમા પ્રગટ થયું છે, તો કલાપીના પત્રોમાં એમના કરુણ પ્રણયજીવનના અનુભવ સાથે અધ્યાત્મતૃષાની પ્રતીતિ થાય છે.

આ ગદ્ય પદ્ય ઊભય સ્વરૂપોની દૃષ્ટિએ સમગ્ર રીતે જોતા પડિતયુગના ઉત્તરાર્ધનુ સાહિત્ય ચિંતન-સભર, પ્રૌઢ, ગભીર, અને જીવનની ભાવનામયતાને સ્પર્શનારુ છે. આ સાહિત્યમા વિષયની અને સ્વરૂપની ભવ્યતા અને ઉન્નતતાનો આગ્રહ છે. ભાષામા વિદ્વત્તા પાંડિત્ય અને સંસ્કૃતમયતાના દર્શન થાય છે. એથી તો ભદ્રભદ્ર, હાસ્યમદિર, અને ખબરદારનાં પ્રતિકાવ્યોને બાદ કરતાં આ ગાળામાં હાસ્યસાહિત્યનો વિકાસ નહિવત્ થયો છે. સાક્ષરયુગના ગભીર દૃષ્ટિ ધરાવતા ચિંતન-પરાયણ સર્જકોને હસતા હસાવતા ફાવ્યું નથી. એમા માત્ર રમણભાઈ એક વિરલ અપવાદરૂપ બન્યા છે. આમ હોવા છતા સુધારક યુગની તુલનાએ આ ગાળો ગુજરાતી સાહિત્યનો સમૃદ્ધિ-કાળ છે. ડૉ. ધીરુભાઈ ઠાકર કહે છે એમ 'આ ગાળા દર-મ્યાન ગુજરાતી ગદ્ય સૂક્ષ્મ તત્ત્વચિંતન અને શાસ્ત્રીય તેમ રસદર્શી વિવેચન માટે ઘડાયું છે; તેણે સિદ્ધ કરેલી ગહનતા તલાવગાહિતા ચિત્રાત્મકતા પર્યેષકતા અર્થગભીરતા લયવાહિતા ઘનતા અને સુઘટ્ટતા ત્યાર પછી કે ત્યાર પહેલાના ગદ્યમા ભાગ્યે જ જોવા મળે છે. એ પેઢીએ નિબધનો સાહિત્યપ્રકાર ખૂબ ખેડ્યો અને નવલકથાનો ઉત્તમ આદર્શ પૂરો પાડ્યો; નાટક અને ટૂકી વાર્તાના પણ ઠીક ઠીક પ્રયોગો કર્યા. વળી, એ પેઢીના મુખ્ય લેખકોનુ લક્ષ્ય ધર્મ-તત્ત્વવિચાર, તેમજ ઈતિહાસ, સમાજ અને સાહિત્યની મીમાસા પર વિશેષ કેન્દ્રિત હતુ એટલે ગભીર પર્યેષણાપ્રધાન સાહિત્ય તેની પાસેથી પુષ્કળ મળ્યુ.'

### બીજો તબક્કો

ઈ. સ. ૧૯૧૪મા ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી દેશમાં પાછા ફર્યા એ પહેલા ૧૯૦૫ની બગભગની ચળવળ, લોક-માન્યનો 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક્ક છે'નો મત્ર, લાલા લજપતરાય અને બિપિનચદ્ર પાલની રાષ્ટ્રિય અસ્મિતા જગાડવા માટેની હાકલ, ઇત્યાદિ ઘટનાઓએ ભારતમા રાજકીય જાગૃતિ આણી હતી. ગાંધીજીએ ૧૯૧૫ મા સત્યાગ્રહ આશ્રમની સ્થાપ-ના કરી, ૧૯૨૩ મા ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ અને ખેડા બોરસદ અને બારડોલીના સત્યાગ્રહો થયા. આ બધા બનાવો અને ગાધીજીના સત્ય અને અહિંસાના [illegible] વિશાળ માનવપ્રેમ આ તબક્કાના સર્જનનાં પ્રેરક બળ [illegible].

આ યુગની કવિતાના પ્રથમ દાયકાના મુખ્ય પ્રેરક બળો ત્રણ છે: (૧) ગાધીજીની સ્વદેશી અસ્પૃશ્યતાનિવારણ કેળવણી ખાદીપ્રચાર ગ્રામસુધારણા ઇત્યાદિ જેવી રચનાત્મક પ્રવૃત્તિઓનો વ્યાપક પ્રમાણમાં આરભ અને ગાધીજીની ધર્મ શિક્ષણ રાજકારણ આદિ અંગેની મૌલિક વિચારસરણી આ યુગની કવિતા પર પ્રગાઢ અસર પાડે છે. (૨) ગાધીજીની જીવનદૃષ્ટિ સાથે સમાજવાદી વિચારસરણી પણ પ્રેરક બળ બને છે. સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનો સ્વીકાર કરવા સાથે આ યુગની કવિતાએ માનવ માટે ન્યાય અને સમાનતાનો પણ આગ્રહ સેવ્યો છે. સમાજવાદી વિચારસરણીના એક ઉન્મેષરૂપ પ્રગતિ-શીલ સાહિત્યનુ આંદોલન પણ આ કવિતાનુ પ્રેરક બળ બને છે. (૩) પ્રો. બ. ક. ઠાકોરની કવિતારીતિ અને કાવ્યભાવના પણ આ ગાળાની ત્રીસીના કવિઓ પર પ્રેરક અસર પાડે છે. ઠાકોરે પ્રયોજેલા પૃથ્વી છદ તથા પોચટતા અને પોકળતા સામેનો એમનો પ્રત્યાઘાત આ કવિઓ માટે આદર્શ બની રહે છે.

ઉપર્યુક્ત ત્રણ મુખ્ય પ્રેરક બળો ઉપરાત ટાગોરની કવિતા અને મહર્ષિ અરવિંદના જીવનદર્શને પણ આ યુગની કાવ્ય-સરિતા પર ગૌણ અસર કરી છે. મેઘાણીના લોકસાહિત્યના સશોધન-સંપાદને પણ આ યુગની કવિતાની ભાષા અને સ્વરૂપ-રચના પર પ્રભાવક અસર કરી છે.

પડિતયુગની કવિતામા વિષયનો જે સંકોચ થયો હતો તે ઉપર્યુક્ત પ્રેરક બળોની અસરથી આ ગાળામા ભેદાઈ ગયો. ગાધીજીની વિશાળ દૃષ્ટિ અને સમાજવાદી વિચારસરણીના પ્રભાવથી પ્રગટેલા સહાનુભૂતિના વિશાળ ફલકના લીધે આ યુગની કવિતામા સામાન્ય વસ્તુ પણ કાવ્યનો વિષય બની શકે છે. 'ક્ષણિક પ્રસગ પણ ભલે આલેખો, તુચ્છ મનાતા વિષય ઉપર પણ ભલે લખો, પરતુ પેલુ ખાબોચિયું ગગનનુ પ્રતિબિબ બની રહે છે, એ જ કલ્પના-કીમિયાનો ખરો આદર્શ છે.' એ નરસિંહરાવના ભવ્ય વિષયના આગ્રહ સામેનો પ્રો. બ. ક. ઠાકોરનો પ્રત્યાઘાત આ ગાળામા સમર્થ રીતે ચરિતાર્થ થયો છે. કવિતા વસ્તુમાં નથી, પણ કવિની દૃષ્ટિમાં રહેલી છે, એ ભાવના સ્થિર થતાં આ યુગની કવિતામા વિષયનુ વૈવિધ્ય અભૂતપૂર્વ રીતે સધાયું છે. માત્ર પ્રણય પ્રકૃતિ પ્રભુ-પ્રેમ અને દેશપ્રેમના સ્થાને આ યુગમાં વાસ્તવજીવનના તમામ નાના મોટા વિષયો તરફ કવિઓ આકર્ષાયા છે. એથી પીસ્તું-ચુસાયેલો ગોટલો, ઈંટાળા, જાજરૂની માખી, મોચી, લંગડી અને ઉકરડો જેવી નાચીઝ વસ્તુઓ પણ કાવ્યમાં પ્રવેશ પામી છે.

વસ્તુનુ કલ્પનારંગી હવાઈ કે ભાવનામય દર્શન કરાવવાના બદલે યથાર્થ દર્શન કરાવવુ એ આ યુગની કવિતાનુ બીજુ મહત્ત્વનુ લક્ષણ છે જીવનની કપરી વાસ્તવિકતાનો સામનો કરનારા આ યુગની ત્રીસીના, કવિઓની કવિતામા આ વાસ્તવ-પ્રિયતા વિષયના વૈવિધ્યમાં અને તેના યથાર્થ નિરૂપણમા પ્રગટ થાય છે. શ્રી ઉમાશકર જોશી કહે છે એમ 'નવી કવિતા હવાઈ રહેવા કરતા પૃથ્વી ઉપર વિચરવામા વધુ ગમે છે એટલો જ વાસ્તવપ્રિયતાનો અર્થ નથી, પણ જે કોઈ વિષય તે લે છે તેમા વસ્તુનો સ્પર્શ હોય છે. પહેલા નક્કર વસ્તુ પણ કવિતામા હવાઈ બની જતી તેને બદલે હવાઈ વસ્તુ પણ આજના કવિના હાથમા મૂર્તતા ધારણ કરે છે'

દલપતની કવિતાનુ હાસ્યઝરણ સાક્ષરયુગમા સુકાઈ ગયેલુ તે ત્રીસીની કવિતામાં ફરી વહેતુ થાય છે. જૂની અને જડ વસ્તુઓ ઉપર કટાક્ષપ્રહાર, જીવનના કટગાપણા ઉપર વિનોદ, અને ગભીર અને સગીન દેખાતા તત્ત્વના પોલાણનો પરિહાસ આ કવિઓની સ્વતત્ર રચનાઓમા તથા પ્રતિકાવ્યોમા જોવા મળે છે.

પ્રણય અને પ્રકૃતિના નિરૂપણમા આ યુગની ત્રીસીનો કવિ વધુ નિખાલસ અને નિરાડબરી બન્યો છે. સંક્ષેપમાં કહીએ તો વિષય-વૈવિધ્ય, દીનજન વાત્સલ્ય, સ્વાતંત્ર્ય-પ્રેમ, વિશાળ માનવતા, વાસ્તવ-પ્રિયતા, ચિન્તનલક્ષિતા, અગેવતા, ઊર્મિમત્તા અને પ્રયોગશીલતા, એ આ નવીન કવિતાનાં મુખ્ય લક્ષણો છે

પડિતયુગના મુક્તક ખડકાવ્ય ઊર્મિકાવ્ય પદ ગરબી રાસ ઇત્યાદિ કાવ્યસ્વરૂપો ચાલુ રહેવા ઉપરાંત આ ગાળામાં સૉનેટ પદ્યરૂપક કથાકાવ્ય હાઈકુ ઇત્યાદિનો ઉમેરો થાય છે. ત્રીસીના મુખ્ય કવિઓ—સુંદરમ્, ઉમાશકર, સ્નેહરશ્મિ, મેઘાણી, મનસુખલાલ ઝવેરી, સુંદરજી બેટાઈ, પૂજાલાલ, શ્રીધરાણી, ઇત્યાદિના હાથે સૉનેટ ખડકાવ્ય ઊર્મિકાવ્ય મુક્તક આદિ પ્રકારોનુ કલાત્મક રીતે ખેડાણ થયું છે. શ્રી ઉમાશકરે 'પ્રાચીના' અને 'મહાપ્રસ્થાન' દ્વારા પદ્યરૂપકોની શક્યતા દર્શાવી છે અને ભાવી મહાકાવ્યનો જન્મ પદ્યરૂપક-રૂપે થવાની ભવિષ્યવાણી ભાખી છે

ગાધીયુગના ત્રીસીના ગાળાની આ કવિતા સમાજલક્ષી છે. તે કાવ્યવિષય અને તેના સંવિધાન પરત્વે પ્રયોગશીલ છે. આ દસકાએ જીવનમાં અને કલામાં અનુભવેલા પ્રચડ મક્ષોભ-નો પડઘો આ કવિતામાં સભળાય છે સક્ષેપમાં શ્રી ઉમાશકર જોશીના શબ્દોમાં કહીએ તો 'નવી કવિતા કથયિતવ્ય પરત્વે મહાત્મા ગાધીજી અને આયોજના પરત્વે પ્રો ઠાકોર એમ બે ભિન્ન પ્રકારની વ્યક્તિઓના ખભા ઉપર ચઢીને ચાલી રહી છે.'

ગાંધીયુગની કવિતા ૧૯૪૦ પછી નવા ઉન્મેષો પ્રગટ કરે છે. આ ગાળાના પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર શાહ, બાલમુકુંદ દવે, નિરજન ભગત, પ્રિયકાન્ત મણિયાર, ઉશનસ્ આદિ કવિઓની કવિતા 'પ્રયોગોની પકડમાથી છૂટી પ્રયોગોને પોતાની પકડમા લઈ પ્રવર્તતી જણાય છે' આ કવિઓ સમાજાભિમુખ મટીને સૌન્દર્યાભિમુખ બન્યા છે. પ્રકૃતિસૌંદર્યનુ વર્ણન, હૃદયના તરલ ભાવનુ વર્ણન અને આવા વર્ણન માટે સુકુમાર પદાવલિ, મધુર શૈલી અને મુલાયમ મજુલ છદોલય, આવા તત્ત્વો માટેની કવિતાની રુચિ અને સાધના વધ્યાં છે. આ ગાળાનો કવિ જીવનને વધારે વાસ્તવદર્શી દૃષ્ટિએ જોતો થયો છે, એથી એની કવિતામા દીન દલિત તરફની અનુકપા અને ધનિકો પ્રત્યેના પ્રકોપના બદલે સમજપૂર્વકની સહાનુભૂતિ દેખાય છે યત્ર સસ્કૃતિના વિકાસથી વામણા બની ગયેલા માનવીની વ્યથા આ ગાળાની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે રશિયન ક્રાતિ પછીની પરિસ્થિતિ અને ગાંધીજીના આદર્શોની વિડબના થતી જોનાર આ ગાળાનો કવિ વિષમ પરિસ્થિતિનુ આલેખન કરી સતોષ માને છે. આ કવિઓ અભિવ્યક્તિના અવનવા પ્રયોગો કરે છે અને કવિતાની ભાષા સીધી ઘરેલુ અને બોલચાલની ઢબની બને છે. તળપદા શબ્દો કે અગ્રેજી શબ્દોનો ઉપયોગ અને કૌંસનો ઉપયોગ પણ આ સમયમાં મુક્ત રીતે થાય છે. આ કવિઓ રૂપમેળ માત્રા-સખ્યામેળ તેમજ દેશી ઢાળોનો ઉપયોગ કરે છે અને છદોને અભ્યસ્ત કે પરપરિત કરે છે. પદ્યલય ઉપરાંત તેઓ ક્યારેક ગદ્યલયનો પણ ઉપયોગ કરે છે. આ કવિતામા નવા ભાવપ્રતીકો માટેની મથામણ અને સિદ્ધિ પણ જોવા મળે છે.

માનવહૃદયની ગૂઢ ઉત્સુકતા, તીવ્ર વેદના, નિસ્તલ નિરાશા અને અમોઘ મુદિતા, આ કવિઓના કવનનો મુખ્ય વિષય બને છે. તેઓ મુક્તક સૉનેટ ઊર્મિકાવ્ય અને વિશેષે કરીને ગીતોના કાવ્યસ્વરૂપોનો વિશેષ ઉપયોગ કરે છે. કવિતાનુ બાહ્ય કલેવર નાનું થયું છે અને એનુ આતર તેજ વધ્યું છે. રંગ-રગી કવિતામાં પ્રતીત થતી ગેયાત્મક ઇન્દ્રિયઆહ્લાદકતા તેની અભિ-વ્યક્તિનું એક આકર્ષક અગ છે.

આ યુગના નાટ્ય સાહિત્ય પર ઇબ્સન શૈલીનાં પાશ્ચાત્ય નાટકોની સીધી તેમ પરોક્ષ અસર પડી છે. નાટક હવે પદ્યનો પ્રકાર મટી ગદ્યની વધુ નજીક આવે છે. વાસ્તવદર્શનનો આગ્રહ, પાત્રોના સવાદમા સાહિત્ય કે કવિતાની ભાષાના બદલે રોજના વ્યવહારની જીવત ભાષાનો ઉપયોગ, નાટકના દૃશ્યો, પાત્રોના ભાવ સૂર અને અભિનય માટે વિગતપૂર્ણ સૂચનો, પાચ કે સાતના બદલે ત્રણ અકોનો પ્રયોગ, ઈત્યાદિ આ ગાળાનાં નાટકોનાં મુખ્ય લક્ષણો છે, આ ગાળાના નાટ્યકારોમાં સૌ પ્રથમ ધ્યાન ખેંચે છે કનૈયાલાલ મુનશી. મુનશીનાં બાર નાટકોમાથી ઐતિહાસિક 'ધ્રુવસ્વામિની દેવી'ને પૌરાણિક ગણીએ તો ૭

ઐતિહાસિક છે અને ૭ સામાજિક નાટકો છે. સામાજિક નાટકોમા મુનશી હાસ્યકટાક્ષ દ્વારા સમાજસુધારાનો પ્રયોગ કરે છે. સામાજિક નાટકો પ્રહસનો છે અને એમા પરિસ્થિતિઓ અને પાત્રોનુ ચિત્રણુ ઠઠ્ઠા-ચિત્રણ બન્યું છે. મુનશીનાં પૌરાણિક નાટકો ભાવનાપ્રધાન છે. એ નાટકોનાં તેજસ્વી પાત્રોની જેમ અને છટાવાળી ગુજરાતી ભાષા કાવ્યની કક્ષાએ પહોંચી જાય છે, પણ એથી આ નાટકો સામાજિક નાટકો જેટલા અભિનયક્ષમ બન્યા નથી. તેજસ્વી અને જીવત પાત્રાલેખન, અભિનયપોષક અને પાત્રોચિત સવાદ, રસની જમાવટ માટે ઉચિત પરિસ્થિતિ ઊભી કરવાની આવડત, સદર્પ, સશય, નાટ્યોચિત તગદિલી કે તાણુ આદિ બાબતોએ મુનશીના નાટકોને આકર્ષક બનાવ્યા છે.

મુનશીના સમકાલીન રમણુલાલ દેસાઈએ પોતાની સાહિત્યિક કારકિર્દી નાટક લખવાથી આરભી હતી. એમણે રગભૂમિની દૃષ્ટિએ સફળ ચાર નાટકો આપ્યાં છે આવેશભર્યા સવાદો, દિલ ધડકાવતા બનાવો, રસિક શૃંગારના દૃશ્યો અને રગભૂમિને અનુકૂળ 'કૉમિક'નુ તત્ત્વ એમના નાટકોના મુખ્ય લક્ષણો છે.

નીચલા થરનાં ગરીબ અને શ્રમજીવી વર્ગનાં પાત્રોને સૌ પ્રથમ નાટકમાં પ્રવેશ કરાવનાર ચદ્રવદન મહેતાએ સખ્યાબંધ નાટકો લખ્યા છે. અભિનેયતા એ એમનાં નાટકોનું મુખ્ય લક્ષણુ છે, પણુ અભિનયને વધારે પડતુ મહત્ત્વ આપવા જતા વસ્તુસંકલના પાત્રનિરૂપણુ અને લક્ષ્યભાવના કે વિચાર પર તેઓ પૂરતુ લક્ષ્ય આપી શકયા નથી, એથી રગભૂમિને અત્યત અનુકૂળ નીવડતા એમના નાટકો સાહિત્યિક દૃષ્ટિએ ઊણાં ઊતરે છે, છતા રગભૂમિ અને નાટક વચ્ચેનુ અતર ઘટાડવાના એમના નાટકોના પુરુષાર્થને અભિનદન ઘટે છે.

પ્રાણજીવન પાઠક, યશવત પડયા, કૃષ્ણુલાલ શ્રીધરાણી ઇત્યાદિ આ ગાળાના બીજા નાટયકારો છે. પાઠકના નાટકો પર ઇબ્સન શૈલીની વધારે અસર છે. શ્રીધરાણી કાવ્યમય નાટકો આપે છે અને યશવત પડયાના નાટકોમા સવાદો આકર્ષક છે

લાબા નાટકો સાથે બટુભાઈ ઉમરવાડિયાથી શરૂ થયેલાં એકાકી નાટકો પણુ આ ગાળામાં સારા પ્રમાણુમાં લખાયાં છે. ઇન્દુલાલ ગાધી, ઉમાશકર જોશી, જયંતી દલાલ આદિનાં એકાકી આ પ્રકારના વિકાસમા પ્રશસ્ય ફાળો આપે છે. ઇન્દુલાલનુ કવિત્વ તેમ સવાદની સફાઈ, ઉમાશકરની વાસ્તવપ્રિયતા અને ગ્રામવાતાવરણુ આલેખવાની સૂઝ અને જયંતી દલાલની પ્રયોગશીલતા અને કટાક્ષપ્રિયતા એકાંકીના ઘાટ અને ઘડતરમા ઉપયોગી બને છે.

સમગ્રતયા જોતાં ચુનીલાલ મડિયા, શિવકુમાર જોશી, પ્રાગજી ડોસા, રભાબહેન ગાંધી, પન્નાલાલ પટેલ, પુષ્કર ચંદરવાકર ઇત્યાદિ સર્જકોના હાથે ઘડાયેલાં આ ગાળાનાં નાટકોમા વાસ્તવલક્ષિતા, અભિનયક્ષમતા, જીવત પાત્રાલેખન, સવાદની સફાઈ અને સંકલનાની સુઘડતા જોવા મળે છે.

ગાધીયુગના ગદ્યસાહિત્યમા બે સ્પષ્ટ રીતે અલગ તરી આવતા પ્રવાહો જોવા મળે છે. ગાંધીજી અને એમના અતેવાસી સમુદાયના કાકા સાહેબ, કિશોરલાલ મશરૂવાળા, મહાદેવભાઈ દેસાઈ, નરહરિ પરીખ, ચદ્રશકર શુક્લ, મગનભાઈ દેસાઈ, જુગતરામ દવે ઇત્યાદિના હાથે નિબધ ચરિત્ર પ્રવાસ આત્મકથા ડાયરી પત્ર ઇત્યાદિ સ્વરૂપોમા મહદ્ અશે જીવનોપયોગી અને ગાધીવિચાર-સરણી પ્રબોધતું સાહિત્ય સર્જાયુ છે. 'જીવન ખાતર કલા'ના આદર્શમાં માનતા ગાધીશાસનના આ લેખકો સર્જકયશવાછુ નહિ હોવા છતા એમાંના ગાધીજી અને કાકાસાહેબ જેવા કેટલાક સમર્થ સર્જકો તરીકે પ્રતિષ્ઠા પામ્યા છે.

ગાધીશાસનના લેખકોના લખાણુના વિષયોમા ગાધીજીએ પ્રબોધેલી સત્ય અને અહિંસાના સિદ્ધાંતો પર પ્રતિષ્ઠિત વ્યાપક ધર્મભાવના, દેશભક્તિ, સત્યાગ્રહ માટેની ચળવળો, અસ્પૃશ્યતા-નિવારણુ, ખાદીપ્રચાર, સ્વદેશીની ભાવના, દીનજનવાત્સલ્ય, સમાનતા, સ્વાતત્ર્ય અને બધુત્વ ઇત્યાદિ મુખ્ય ગણી શકાય. આ વર્ગના લેખકોના સાહિત્યમા સાદાઈ સયમ અને જીવનનાં ઉન્નતગામી ધ્યેયોનુ નિરૂપણુ થયેલું જોવા મળે છે. ગાધીસપ્રદાયના આ લેખકોના નિબધસાહિત્યમા પૂર્વપૂજ્ય છે. જીવનના દરેક ક્ષેત્રમાં રાષ્ટ્રિયતા પ્રાચીનતા અને સ્વકીયતા એ આ નિબધકારોનુ ધ્યેય છે. કાકાસાહેબ કાલેલકર અને રા. વિ. પાઠક જેવા આ સંપ્રદાયના નિબધકારોનુ આધારસ્થાન સસ્કૃત સાહિત્ય છે. સયમ આધ્યાત્મિકતા પાપભીરુતા-નીતિપરાયણુતા અને વિશુદ્ધિપ્રેમ એ આ નિબધસાહિત્યના મુખ્ય લક્ષણો છે. ટૂંકમા કહીએ તો ગાધીસપ્રદાયનુ નિબધસાહિત્ય સત્ત્વગુણુ-પ્રધાન છે. ભાષામા સાદાઈ, સરળતા, નિર્વ્યાજ નિખાલસતા, અને નિરાડબર એ સપ્રદાયના નિબધસાહિત્યની શૈલીનાં મુખ્ય લક્ષણો છે.

ગાધીસપ્રદાય સાથે વહેતો થયેલો બીજો સાહિત્યપ્રવાહ મુનશી-સપ્રદાયનો છે. કનૈયાલાલ મુનશીના સર્જન અને એમની સાહિત્યિક વિભાવનાઓની ગાધીયુગના સાહિત્ય પર પ્રબળ અસર પડી છે, તેથી તો વિજયરાય વૈદ્યે મોહનલાલ ગાંધી અને કનૈયાલાલ (કનૈયાનુ બીજું નામ મોહન) મુનશી બનેના નામનુ સૂચક એવુ 'મોહનયુગ' નામ આ ગાળાના સાહિત્યને આપવાનું સૂચન કર્યું છે. મુનશી-સપ્રદાયના લેખકો 'કલા ખાતર કલા'નો વાદ સ્વીકારે છે, એથી એમના સર્જનમાં નિબધ પ્રવાસ ચરિત્ર આત્મકથા ઇત્યાદિ ગદ્યસાહિત્યપ્રકારો ગૌણુ સ્થાને છે, જ્યારે નવલકથા ટૂકી-વાર્તા નિબંધિકા ઇત્યાદિ પ્રકારો મુખ્ય સ્થાને છે.

મુનશી-સંપ્રદાયના નિબંધસાહિત્યમાં પશ્ચિમપૂજા છે. મુનશી-સંપ્રદાય કંઈક અંશે નર્મદયુગની સુધારેલી આવૃત્તિ જેવો છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અર્વાચીનતા અદ્યતનતા અને નવીનતા એ એનુ ધ્યેય છે. આ સંપ્રદાયના નિબંધસાહિત્યનુ પ્રેરણાસ્થાન મુખ્યત્વે અર્વાચીન પાશ્ચાત્ય સાહિત્ય છે. મુનશી અને વિજયરાય જેવા આ સંપ્રદાયના નિબંધકારોના શબ્દો રૂઢિપ્રયોગો ઉક્તિપ્રકારો અને વાકયરચના સુધીના તમામ અંગોમાં અંગ્રેજી ભાષાશૈલીનુ પૂર જોવા મળે છે જીવનનો ઉલ્લાસ, ઐહિક ભોગવિલાસ, અકુશભીરુતા, સુખપરાયણતા ને વિલાસપ્રેમ એ મુનશી-સંપ્રદાયના નિબંધસાહિત્યનાં આગળ પડતા લક્ષણો છે સક્ષેપમા કહીએ તો મુનશી-સપ્રદાયનુ નિબંધ-સાહિત્ય રજોગુણપ્રધાન છે. આ નિબંધકારોની ભાષાશૈલી ભભકભરી મોહક ચમકદાર રચનાત્મક અને રોચક છે

સમગ્ર રીતે જોતા આ બને સંપ્રદાયોનાં ઉત્તમ તત્ત્વોનુ સુભગ સયોજન કરીને નિબંધો લખનાર કાકાસાહેબ કાલેલકર આ ગાળાના સર્વોત્તમ નિબંધકાર છે. વિષયોનુ વૈવિધ્ય, શૈલીની સુદરતા, રસાળતા અને રોચકતા છતા સંયમીપણુ, વિચારોની સમૃદ્ધિ, જીવનદષ્ટિ અથવા ભાવનાની ઉદાત્તતા એ તમામ દષ્ટિએ જોતાં કાકાસાહેબ આ યુગના જ નહિ, પણ મણિલાલ દ્વિવેદીને બાદ કરતા સમસ્ત ગુજરાતી નિબંધસાહિત્યમા સર્વોત્તમ નિબંધકાર છે. કાકાસાહેબ પછી ગાધી-સપ્રદાયના ગાધીજી, કિશોરલાલ મશરૂવાલા, મગનભાઈ દેસાઈ ઇત્યાદિ નિબંધકારોમાં જીવનની ઉચ્ચતા પ્રત્યેનો પક્ષપાત, ઊંડુ ને માર્મિક ચિંતન, જીવનપરાયણતા અને શૈલીની સાદાઈ ને સરળતા જોવા મળે છે. ગાધીજીના નિબંધોમાં સક્ષિપ્તતા અને સચોટતા છે. કિશોરલાલ મશરૂવાલાના નિબંધોમા વિશદતા સરળતા સ્વસ્થતા અને ઋજુતા છે.

પડિતયુગના નિબંધસાહિત્યમાં દીર્ઘસૂત્રતા, દુર્બોધતા, સંસ્કૃતમય શૈલીનો આડંબર અને પાડિત્યભરી શુષ્કતા હતાં એના બદલે ગાધીયુગના સાહિત્યમા સક્ષિપ્તતા રસાળતા સાદાઈ અને સરસતા આવે છે આ યુગના નિબંધો જીવનનુ ઊંડુ ને માર્મિક ચિંતન રજૂ કરતા હોવા છતા એમા નિબંધ-કારના વ્યક્તિત્વની છાપ પડતી હોવાથી પંડિતયુગની અપેક્ષાએ તે વધારે સર્જનાત્મક લાગે છે.

નિબંધ સાથે જ નિબંધિકા કે હળવા નિબંધના સાહિત્યને પણ યાદ કરી લેવુ ઘટે. પડિતયુગના સાહિત્યમા આ પ્રકારના હળવા અગભીર હાસ્યપ્રધાન સાહિત્યને બહુ અવકાશ નહોતો. એ યુગમાં રમણભાઈ એક વિરલ અપવાદ-સમા હતા. એમણે સૌ પ્રથમ 'હાસ્યમદિર'મા આવા સળગ હળવા હાસ્ય-નિબંધ આપવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો. નરસિંહરાવે 'સ્મરણ-મુકુર'માં અને 'વિવર્તલીલા'માં મર્માળી અને અગભીર પદ્ધતિએ સૌ દર્ય અને તત્ત્વજ્ઞાનના ગભીર પ્રશ્નો ચર્ચ્યા છે. એ પછી ઓલિયા જોશી, મસ્ત ફકીર અને જદુરાય ખંધડિયા જેવા આ ગાળાના હાસ્યકારો પાસેથી હળવા નિબંધો મળી આવે છે, પણ એમનું હાસ્ય સ્થૂલ અને અત્યુક્તિભર્યું છે. એમાં કોઈ વર્ગ કે વ્યક્તિ પ્રત્યે ઈર્ષા કે દશ નથી એ એનુ જમા પાસુ છે.

પરંતુ આ ગાળાના શ્રી જ્યોતીન્દ્ર દવે, કાકાસાહેબ કાલેલકર, રા વિ પાઠક (સ્વૈરવિહાર), વિજયરાય વૈદ્ય આદિ લેખકો હાસ્યનુ વિપુલ ઝરણુ વહેવડાવે છે અને એમનુ હાસ્ય મુખ્યત્વે નિબંધિકા-સ્વરૂપે વહે છે. ગાધીયુગની વિશાળ માનવતા અને વ્યાપક સમભાવની લાગણી આ ગાળાના લેખકોની નિબંધિકાઓમા નિર્દોષ દશહીન અને કટાક્ષહીન હાસ્ય પ્રસારે છે. શ્રી જ્યોતીન્દ્ર દવેનુ હાસ્ય સ્ફુટ અસ્ફુટ અને અર્ધસ્ફુટ એમ ત્રણે સ્થિતિમાં વિચરે છે, જ્યારે કાકા સાહેબનુ હાસ્ય મોટે ભાગે સૂચિત હોય છે. રા. વિ પાઠકના હાસ્યમા ઝીણવટભર્યું અવલોકન અને જીવનનુ ગૂઢ રહસ્ય સ્ફુટ કરે તેવું વિચક્ષણ હાસ્ય છે, તો વિજયરાય વૈદ્ય(વિનોદકાન્ત)મા નિખાલસ સમભાવ અને નમ્રતાભર્યા સવેદનો છે આ ઉપરાત મેઘાણી (સાબેલાના સૂર), ધૂમકેતુ (પાનગોષ્ઠિ), વિનોદિની નીલકઠ, જયતી દલાલ, ચીનુભાઈ પટવા, મૂળરાજ અંજારિયા, બકુલ ત્રિપાઠી, 'પ્રિયદર્શી', વિનોદ ભટ્ટ ઇત્યાદિ લેખકો હળવી નિબંધિકાના વિકાસમાં ફાળો આપતા રહ્યા છે. સમગ્રતયા જોતાં આ ગાળાના સાહિત્યમાં નિબંધિકાનુ ખેડાણ વિપુલ પ્રમાણમાં થયુ છે.

ગાધીયુગની નવલકથાનો આરભ આ સ્વરૂપના સમર્થ સર્જક કનૈયાલાલ મુનશીના હસ્તે થાય છે. ગુજરાતી નવલકથા સાહિત્યના પ્રવાહને એક નોધપાત્ર વળાક આપવાનું કામ મુનશીએ કર્યુ છે. ગુજરાતી નવલકથાને નાટ્યાત્મક બનાવવાનું કાર્ય શ્રી મુનશીએ આરભ્યું છે. વેગીલો કાર્યવેગ, સુરેખ અને સજીવ પાત્ર-લેખન, સુશ્લિષ્ટ વસ્તુ-સકલના, સબળ અને ચોટદાર સંવાદો ઇત્યાદિ મુનશીની નવલકથાના આકર્ષક તત્ત્વો એમની નવલ-કથાઓને અત્યંત લોકપ્રિય બનાવે છે. મુનશીએ ગુજરાતી નવલકથામાના વર્ણન અને ચિંતનના મેદને ઘટાડી એને સર્જનાત્મક સ્વરૂપ આપ્યું મુનશીની કલાદષ્ટિએ નવલકથાના સ્વરૂપને સુદઢ સુરેખ અને સુંદર આકાર ઘડી આપ્યો મુનશી-એ આપેલા આ સ્વરૂપને જ વળગી રહી ગાધીયુગના પ્રથમ દાયકાના ર. વ દેસાઈ, ધૂમકેતુ, ગુણવંતરાય આચાર્ય, ચુનીલાલ વર્ધમાન શાહ, મેઘાણી, જયભિખ્ખુ, ધનસુખલાલ મહેતા ઇત્યાદિએ સખ્યાબંધ નવલકથાઓ આપી છે.

આ ગાળાના નવલકથા-સાહિત્યમાં સામાજિક અને ઐતિ-હાસિક તેમજ પૌરાણિક નવલકથાઓનો એક વિશાળ પ્રવાહ

વહેતો થયો છે. સામાજિક નવલકથાઓમાં મુખ્યત્વે ગાંધીયુગમાં ચર્ચાની એરણ પર આવેલા સામાજિક-વિષમતા ગ્રામોદ્ધાર અસ્પૃશ્યતાનિવારણ સ્વાતંત્ર્યસંગ્રામ વ્યાયામપ્રવૃત્તિ ઇત્યાદિ પ્રશ્નો પર નવલકથાઓ લખાઈ છે. આ નવલકથાઓ ભાવનામય પ્રયણત્રિકોણ રજૂ કરતી અને સમાજના મધ્યમ વર્ગના પાત્રો આલેખતી સુવાચ્ય કથાઓ બની છે. ઐતિહાસિક નવલકથાઓમાં પણ મુનશીની ઐતિહાસિક નવલોનો આદર્શ ધ્યાનમા રાખી ધૂમકેતુ, ચુ. વ. શાહ અને ગુણવંતરાય આચાર્ય ઇત્યાદિએ ગુજરાતના ચૌલુક્ય વંશના રાજાઓ, ભારતના ગુપ્ત વંશના રાજાઓ અને વિજયનગરના સામ્રાજ્યના રાજાઓની કથાઓ આલેખી છે. ગાંધીયુગની સામાજિક ઐતિહાસિક નવલકથાઓ શિષ્ટ સરળ અને બોધક તેમજ રોચક વાચન પૂરું પાડે છે.

મુનશી અને ર. વ. દેસાઈની અસર નીચે લખાયેલી ગાંધીયુગના પ્રથમ દાયકાની નવલકથાઓ વાસ્તવલક્ષી છે. એના પાત્રો સમાજના મધ્યમ વર્ગમાંથી આવતાં રજોગુણી પાત્રો છે. એમના પ્રશ્નો મુખ્યત્વે પ્રણય અને લગ્નની આસપાસ ઘૂમરાતા રહ્યા છે.

આ જ યુગના બીજા ગાળાના લેખકોમા ઈશ્વર પેટલીકર, પીતાંબર પટેલ, પન્નાલાલ પટેલ અને ચુનીલાલ મડિયા મુખ્ય છે. આ ચારે નવલકથાકારો પોતપોતાના પ્રદેશના ગામડાના અનુભવના નિચોડરૂપે તે તે ગ્રામપ્રદેશના લોકોના હૈયાની વાત ખુલ્લી કરે છે. ગામડાના લોકોનાં રહેણીકરણી રીતરિવાજ વટવહેવાર ઈર્ષાદ્વેષ આનંદપ્રમોદ ઇત્યાદિનુ આબેહૂબ ચિત્રણ આ લેખકો પોતપોતાની નિજી સૂઝ સમજ દ્વારા કરે છે. પેટલીકર રોજબરોજ જિવાતા જીવનનુ તાદૃશ ચિત્ર કથનશૈલીના વિવિધ પ્રયોગો દ્વારા આલેખે છે, પરંતુ પેટલીકર સમાજસુધારક હોવાથી એમની નવલકથાઓ હેતુપ્રધાન બની ગઈ છે. પીતાંબર પટેલ ગ્રામજીવન સાથે શહેરી જીવનનુ પણ આલેખન કરે છે. એમની કથાઓમાં જીવનની શ્રદ્ધા અને મંગલતા પ્રગટ થાય છે. આ સૌમા પન્નાલાલ પટેલ વાસ્તવિક જીવનના આલેખન દ્વારા વ્યાપક માનવતા પ્રગટ કરી સાચા સર્જકના તાટસ્થ્ય દ્વારા ઉત્તમ કલાકૃતિઓ આપે છે. ચુનીલાલ મડિયાની નવલકથાઓમા સૌરાષ્ટ્રી રંગ હૃદયસ્પર્શી રીતે આલેખાયા છે. મેઘાણીના બળ અને ઓજસ પ્રગટ કરતી મડિયાની શૈલી એમની નવલકથાઓને નાટ્યાત્મક ઢબે રજૂ કરે છે.

'દર્શક'ના તખલ્લુસથી જાણીતા થયેલા આ ગાળાના સમર્થ નવલકથાકાર મનુભાઈ પંચોળી 'ઝેર તો પીધાં છે જાણી જાણી' દ્વારા સંસ્કૃતિ-ચિંતનનો અર્ક પ્રગટ કરતી કૃતિ આપે છે. ગાંધીયુગના આદર્શોથી પ્રેરણા પામેલા શ્રી દર્શકે આ નવલકથામાં બુદ્ધના મૈત્રી કરુણા મુદિતા અને ઉપેક્ષાના ભાવોને વિશ્વયુદ્ધની પશ્ચાદ્ભૂમિકામાં વિવિધ કલ્પિત અને ઐતિહાસિક પાત્રોના આલેખન દ્વારા મૂર્ત કર્યા છે. શ્રી દર્શકે 'દીપનિર્વાણ' નામની નવલકથા દ્વારા ઐતિહાસિક નવલકથાનો આદર્શ નમૂનો પૂરો પાડ્યો છે.

આ ઉપરાંત નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, ગોપાન, યશોધર મહેતા, જયંતી દલાલ, પુષ્કર ચંદરવાકર વગેરે આ ગાળાના જાણીતા નવલકથાકારોએ ગાંધીયુગના નવલકથાસાહિત્યને સમૃદ્ધ કરવામા ફાળો આપ્યો છે.

ગાંધીયુગના આ બીજા દાયકાની નવલકથા મુખ્યત્વે જાનપદી નવલકથાઓ છે. ગાંધીયુગની ત્રીસીના સર્જનમા નીચલા થરના પાત્રોને સાહિત્યના દરેક સ્વરૂપમા પ્રવેશ મળ્યો એમ આ ગાળામા ગ્રામજીવનને નવલકથામા સાકાર કરવામા આવ્યું. આ પ્રકારની નવલકથાઓમા પ્રાદેશિક ભાષાના તળપદા રૂઢિપ્રયોગો કહેવતો આદિનો ઉપયોગ વિપુલ પ્રમાણમા થયો છે. એના પરિણામે ગુજરાતી ભાષાને લોકબોલીનુ જોમ પ્રાપ્ત થયું.

પંડિતયુગના ઉત્તરાર્ધમા 'ચંદ્ર' 'સાહિત્ય' 'સુંદરી સુબોધ' અને 'વાર્તાવારિધિ' જેવા માસિકોમા ટૂંકી વાર્તાઓ લખાવી શરૂ થઈ હતી. નારાયણ હેમચંદ્ર, રણજિતરામ વાવાભાઈ, રામમનોહર દેસાઈ, શિવુભાઈ પંડિત, ડાહ્યાભાઈ પટેલ 'મલયાનિલ' આદિ લેખકોએ ટૂંકી વાર્તાને કલાસ્વરૂપ આપવા પ્રયાસો કર્યા હતા. એ સૌમા સુંદર કલામય વાર્તાઓ આપવાનો યશ 'ગોવાલણી અને બીજી વાર્તાઓ'ના સર્જક 'મલયાનિલ'-ના ફાળે જાય છે. એ પછી મુનશીએ 'મારી કમલા અને બીજી વાર્તાઓ'મા પશ્ચિમની ઢબની ટૂંકી વાર્તાઓ આપી આ પ્રકારના વિકાસમા યશસ્વી પ્રદાન કર્યું, ધનસુખલાલ મહેતાએ પણ હાસ્યપ્રધાન ટૂંકી વાર્તાઓ અને અંગ્રેજી વાર્તાઓના અનુવાદો આપી આ સ્વરૂપને કલામય સ્વરૂપ આપવામા ફાળો આપ્યો છે.

ટૂંકી વાર્તાને કલામય ઘાટ સૌ પ્રથમ ગાંધીયુગમા ધૂમકેતુના હાથે મળ્યો. ગાંધીયુગનો વિશાળ સમભાવ પહેલવહેલો ટૂંકી વાર્તામા ધૂમકેતુએ ઝીલી બતાવ્યો ઊંચી કોટિનુ કલાસંવિધાન, વૈવિધ્ય-સભર પાત્રસૃષ્ટિ, ભાષાનુ લાલિત્ય, શૈલીની મોહકતા, ઊંડી માનવતા, રંગદર્શી આસમાની વાતાવરણ ઇત્યાદિ લક્ષણોના લીધે ધૂમકેતુની વાર્તાઓએ ગુજરાતી સાહિત્યની વાર્તાકલાને માત્ર વિકાસમય જ નહિ, સ્થિર પ્રકાશમય પણ બનાવી ગાંધીયુગની ભાવનામયતા અને આદર્શપરાયણતા ધૂમકેતુની નવલિકાઓમા પરોક્ષ રીતે પ્રવેશે છે, પણ તેઓ રોમેન્ટિક પ્રકૃતિના લેખક છે તેથી એમની વાર્તાઓમાં ઊર્મિલતા પ્રવેશી ગઈ છે.

૧૯૨૮ માં રા. વિ. પાઠક ધૂમકેતુની મર્યાદાઓ બાદ કરી 'દ્વિરેફની વાતો'નો ૧ લો ભાગ આપે છે. દ્વિરેફની વાર્તાઓની

શૈલી સાદી સરળ અને સીધી છે. દ્વિરેફની લખાવટ શાંત સ્વસ્થ તટસ્થ અને સંયમી છે. ગાંધીજીની અસહકારની લડત અને એમની રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વિરેફની વાર્તાઓમા પ્રત્યક્ષ રીતે પ્રતીત થાય છે. ધૂમકેતુએ ટૂંકી વાર્તાને ઊર્મિનું તત્ત્વ આપી કાવ્યમયતા બક્ષી, તો દ્વિરેફે ટૂંકી વાર્તામા બુદ્ધિતત્ત્વનો પ્રવેશ કરાવી એને યથાર્થલક્ષી બનાવી. આ જ ગાળામા મેઘાણીએ 'સૌરાષ્ટ્રની રસધાર'માં લોકોના કંઠે રમતી વાર્તાઓને ગ્રથસ્થ કરી વાર્તામાં શૌર્ય બલિદાન ત્યાગ અને જીવનરસનું પૂર વહેવડાવ્યુ. એ સાથે એમણે 'ચિતાના અંગારા' સગ્રહની મૌલિક વાર્તાઓમા રશિયન ક્રાન્તિએ આણેલી સમાનતાની ભાવના મૂર્ત કરી.

૧૯૩૦–૩૨ ની ગાંધીજીની આદેશેલી લડતો દરમ્યાન જેલ-નિવાસ ભોગવતા આપણા લેખકોએ લેનિનના ક્રાતિકારી સાહિત્યનો તેમજ ફ્રોઇડ આદિનો અભ્યાસ કર્યો. એના પરિણામે આ ગાળાની ટૂંકી વાર્તા વધારે વાસ્તવલક્ષી, જીવનની વિષમતાઓને વધારે સ્પર્શતી અને માનવ-મનનાં ઊંડાણોને વધારે તાગતી બની. ર. વ. દેસાઈ અને સ્નેહરશ્મિની વાર્તાઓ અનુક્રમે કુમાશવાળી અને કાવ્યમય છે, પરતુ ફ્રોઇડની અસર વાર્તામા દેખાય છે ઉમાશકર અને સુન્દરમ્‌ના સમયમા આ બને વાર્તાકારો વાર્તાના વિષયમા વૈવિધ્ય, આલેખનમા સબળતા અને સચોટતા, અને વાતાવરણમા ગ્રામજીવનની વાસ્તવિકતા આણે છે. સંવિધાનની પ્રયોગશીલતા એ ઉમાશકરનુ આગવું લક્ષણ છે, તો જાતીય પ્રશ્નોને વિવિધ રીતે નિરૂપવા એ સુંદરમ્‌ની વિલક્ષણતા છે. સુંદરમ્‌ની 'ખોલકી' વાર્તા આપણા વાસ્તવદર્શી સાહિત્યની પહેલી છતાં અજોડ કૃતિ છે.

ગાંધીયુગના બીજા ગાળામા ઉદ્‌ભવેલા નવા વાર્તાકારોમા સર્વશ્રી પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, પીતાબર પટેલ, ચુનીલાલ મડિયા, જયતી દલાલ આદિ ટૂંકી વાર્તાના અવનવા પ્રયોગો કરી આ સ્વરૂપની અનેકવિધ શક્યતાઓ તરફ અગુલિ-નિર્દેશ કરે છે. પ્રથમ ચાર લેખકોએ મહદ્ અંશે ગ્રામજીવનના વિવિધ પ્રશ્નો રજૂ કરતી અને ગૌણ અંશે શહેરી જીવનને સ્પર્શતી વાર્તાઓ પણ આપી છે. ગ્રામજીવનને વાર્તામા સૌ પ્રથમ પ્રવેશ કરાવનાર ધૂમકેતુની દૃષ્ટિમાં આદર્શમયતા હતી, ભાવનાશીલતા હતી, એટલે ધૂમકેતુની વાર્તાઓમાં આવતુ ગામડુ ધૂમકેતુની ભાવનાશીલ દૃષ્ટિએ કલ્પેલું ગામડુ છે, વાસ્તવિક ગામડુ નહિ, જ્યારે ગામડાના સીધા પરિચયમા આવેલા આ અનુભવી વાર્તાકારો ગામડાને એના વાસ્તવિક સ્વરૂપમાં નિર્વ્યાજ રીતે વ્યક્ત કરે છે.

પડિતયુગની અપેક્ષાએ આ યુગની ટૂંકી વાર્તા અત્યંત વિકાસ પામી છે વિષય અને નિરૂપણ–અતસ્તત્ત્વ અને આકાર બને દૃષ્ટિએ આ યુગની ટૂંકી વાર્તા એક સ્વતંત્ર કલાસ્વરૂપ બની. ટૂંકી વાર્તા એ લબાવેલો ટૂચકો કે ટૂંકાવેલી વાર્તા નથી, પણ એક વિશિષ્ટસાહિત્ય સ્વરૂપ છે અને એના સર્જનનુ કાર્ય દોરી પર ચાલતા નટની સાવધાની ને કુશળતા માગી લે છે એ સત્ય આ ગાળામા સિદ્ધ થાય છે.

ગાંધીયુગના વિવેચન-સાહિત્યમાં થયેલો વિકાસ અત્યત નોંધ-પાત્ર છે. સ્વ. રા. વિ. પાઠક, સ્વ. નવલરામ ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, સ્વ. ડોલરરાય માંકડ, સ્વ. વિજયરાય વૈદ્ય, અનતરાય રાવળ આદિની વિવેચનાત્રીસીના દાયકાથી આરભાઈ અને એમાંના કેટલાકની આજ પર્યંત ચાલુ રહી છે. રા વિ. પાઠકમાં વિવેચક તરીકે સર્જકની સ્ફૂર્તિ અને તાજગીભરી ચેતના જોવા મળે છે. સાહિત્ય તત્ત્વના જ્ઞાતા, તત્ત્વચિંતક અને ઉત્તમ સર્જક એવા રા. વિ. પાઠક શિક્ષક અને ફિલસૂફ હોવાથી વિવેચક તરીકે સપૂર્ણ રીતે ખીલી ઊઠે છે. એમની સમગ્ર વિવેચન-પ્રવૃત્તિમાં સસ્કૃત આલંકારિકો અને પાશ્ચાત્ય વિવેચકોના અભ્યાસનો નિચોડ જોવા મળે છે. કાવ્યની શક્તિ, કાવ્યમા વર્ણનુ મહત્ત્વ અને રસસિદ્ધાતની ચર્ચા કરતાં એમણે બતાવેલાં તર્કશુદ્ધતા, ઊંડાણ અને આકાર-સૌષ્ઠવતા નોંધપાત્ર છે વિષયને નવીન તાજગી-ભરી રીતે રજૂ કરવાની અને વિષયના પડેપડને ઉખેળતા એકાએક નવા અભિગમ વડે વિષયની ક્ષિતિજો વિસ્તારવાની એમની પદ્ધતિ વિવેચનને સર્જનની કોટિએ પહોંચાડી દે છે. આમ તેમનુ વિવેચન તત્ત્વદર્શનની કક્ષાનુ બની જાય છે. રા. વિ પાઠકના વિવેચનથી ગુજરાતી વિવેચન-સાહિત્યને એક નવો વળાંક મળે છે.

સ્વ. નવલરામ ત્રિવેદીનાં વિવેચનો પૃથક્કરણ-પ્રધાન અને ઝીણી ઝીણી વિગતોથી ભરેલાં છે નિર્ભીક અભિપ્રાય આપવાની એમની પદ્ધતિ નોંધપાત્ર છે, પરતુ એમના વિવેચનમાં ઊંડાણ નહિ હોવાથી અને તુલના કરવાથી એ આગળ નહિ વધતાં હોવાથી આજે એ ભુલાતાં જાય છે વિવેચનને રસલક્ષી અને રોમેન્ટિક બનાવવાનો યશ શ્રી વિજયરાય વૈદ્યને ફાળે જાય છે. નવી શૈલી અને દૃષ્ટિવાળા તેમનાં વિવેચનો વ્યક્તિગત રુચિ અને ઉપમાના લીધે વાચક સાથે સીધો સબધ બાંધી લે છે. નિર્ભયતા ચચળતા આત્મલક્ષિતા પ્રયોગશીલતા અને તટસ્થતા એ એમના વિવે-ચનનાં આગળ તરી આવતા લક્ષણો છે.

સરળ વિશદ સર્વગ્રાહી અને તટસ્થ છતાં સમભાવસભર મતદર્શન એ વિ. મ. ભટ્ટના વિવેચનના વિશિષ્ટ લક્ષણો છે. અતિ પ્રસ્તાર અને દીર્ઘસૂત્રિતા એ એમના વિવેચનની મર્યાદાઓ છે. વિદ્વત્તા બહુશ્રુતતા અને સ્પષ્ટવાદિતાના કારણે એમના વિવેચનો નોંધપાત્ર બન્યાં હોવા છતાં એમના કેટલાક પૂર્વગ્રહોના લીધે એ ક્વચિત્ પક્ષવાદી થયા હોવાની છાપ ઊભી થાય છે. ગભીર અને પ્રસન્ન ભાવે વિવેચન કરતા શ્રી વિષ્ણુપ્રસાદ [illegible] વિવેચનમાં અનેક સાહિત્યિક પ્રશ્નોની મૌલિક [illegible] વા મળે છે. સૌંદર્યદર્શી સર્જકની તાજગી [illegible] વેચનને

આકર્ષક બનાવે છે. ડોલરરાય માંકડના વિવેચનમાં સ્વસ્થતા, વિશદ પર્યેષણા અને અરૂઢ મતદર્શન જોવા મળે છે, તો અનંતરાય રાવળ શિષ્ટ સમતોલ તટસ્થ અને સમન્વયવાદી વિવેચન આપે છે. આ બંને વિવેચકોની પદ્ધતિ પૃથક્કરણ-પ્રધાન છે, પણ બંનેના વિવેચનક્ષેત્રો ભિન્ન ભિન્ન છે. ડોલરરાય મુખ્યત્વે સંસ્કૃત સાહિત્યને અભ્યાસ-વિષય બનાવે છે, તો અનંતરાય રાવળનું લક્ષ્ય અર્વાચીન ગુજરાતી સાહિત્ય તરફ સવિશેષ છે.

આ ઉપરાંત મનસુખલાલ ઝવેરી, ઉમાશંકર, સુંદરમ્, ભાઈલાલ કોઠારી, યશવંત શુક્લ આદિના વિવેચન-કાર્યની પણ નોંધ લેવી જોઈએ. એમાં ઉમાશંકર જોશીના વિવેચનમાં સંસ્કૃત અને પાશ્ચાત્ય સાહિત્યનો અભ્યાસ અને અધ્યાપક તરીકેના અનુભવનો નિચોડ માર્મિક રીતે નિરૂપાયેલો દેખાય છે. એમના વિવેચન-લેખોમાં સરળતા અને ગૌરવ, નમ્રતા અને નિખાલસતા, પાંડિત્ય છતાં સરળતા, માર્મિકતા છતાં વસ્તુલક્ષિતા અને રોચકતા અને સંશોધનાત્મકતા દૃષ્ટિગોચર થાય છે. 'અર્વાચીન કવિતા' નામે ગુજરાતી કાવ્યસાહિત્યનો આકર ગ્રંથ આપનાર સુંદરમ્‌ના વિવેચનમાં વિશદતા અને માર્મિકતા છે, પરંતુ એમના કેટલાક અભિપ્રાયો ચર્ચાસ્પદ બને એવા છે. એમના અભ્યાસપૂર્ણ વિવેચનમાં ઉમાશંકર જોશી જેટલી વ્યાપકતા અને ગહનતા નથી.

સમગ્રતયા જોતાં પંડિતયુગના વિવેચન-સાહિત્યના મુકાબલે ગાંધીયુગના વિવેચને નોંધપાત્ર પ્રગતિ સાધી છે. સ્પષ્ટવક્તૃત્વ વિશદતા સરળતા અને સર્જક જેવો અભિનિવેશ એ આ યુગના વિવેચનના વિશિષ્ટ લક્ષણો છે. આ યુગના મોટા ભાગના વિવેચકો વ્યવસાયે અધ્યાપકો હોવાથી એમના વિવેચનમાં અધ્યાપકીય દૃષ્ટિકોણ રહેલો હોય છે. પરિણામે સરળતા અને સ્પષ્ટતા આ આ વિવેચનના મુખ્ય ગુણો બને છે.

આ યુગના ચરિત્ર-સાહિત્યમાં પણ નોંધપાત્ર પ્રગતિ થઈ છે. ગાંધીજીએ 'એક સત્યવીરની કથા' નામે લખેલા સોક્રેટિસના ચરિત્રથી આ યુગના ચરિત્રસાહિત્યનો આરંભ થયો ગણાય. કિશોરલાલ મશરૂવાળાના 'રામ અને કૃષ્ણ' 'બુદ્ધ અને મહાવીર' 'સહજાનંદ સ્વામી' અને 'ઈશુ ખ્રિસ્ત'ના ચરિત્રોમાં સ્પષ્ટ પૃથક્કરણ અને એ સંતોને ચમત્કારી પુરુષો કરતાં માનવો તરીકે જોવાની એમની દૃષ્ટિ નોંધપાત્ર છે. મહાદેવભાઈ દેસાઈએ 'વીર વલ્લભભાઈ' 'ખુદાઈ ખિદમતગારો' અને 'સંત ફ્રાન્સિસ'ના ચરિત્રો સુઘડ શૈલીમાં લખ્યાં છે. નરહરિ પરીખે પણ સરદાર અને કિશોરલાલ મશરૂવાળાના ચરિત્રો આપી આ સાહિત્યમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે.

મુનશીના 'વીર નર્મદ' અને 'નરસૈયો : ભક્ત હરિનો' એ બે ચરિત્રો એમની સર્જનાત્મક શૈલીના લીધે ચરિત્ર-નાયકને જીવંત અને મૂર્ત બનાવી ચરિત્ર-સાહિત્યને એક વિશિષ્ટ વળાંક આપે છે. ગ. વિ. પાઠક અને વિ. મ. ભટ્ટે આપેલાં નર્મદનાં ચરિત્રો પ્રમાણભૂત માહિતીદર્શન અને એ જમાનાના સજીવ આલેખનના લીધે નોંધપાત્ર બન્યાં છે. અલબત્ત વિ. મ. ભટ્ટે લખેલા નર્મદના ચરિત્રમાં અહોભાવ સવિશેષ દેખાય છે. આ ઉપરાંત 'નંદશંકર ચરિત્ર' (વિનાયક મહેતા), ગાંધીજીના જીવનના પ્રસંગોને આલેખતી 'બાપુની ઝાંખી' (કાલેલકર), 'જીવનનું પરોઢ' (પ્રભુદાસ ગાંધી) ઇત્યાદિ ચરિત્ર-સામગ્રી આ યુગમાં મળી આવે છે.

ગાંધીયુગના ચરિત્ર-સાહિત્યમાં ગાંધીજીની સત્યપ્રિયતાનો આગ્રહ દૃષ્ટિગોચર થાય છે. બુદ્ધિપૂત દૃષ્ટિએ આલેખાયેલાં આ ચરિત્રોમાં સંશોધન, સૂક્ષ્મ વિવેક અને તટસ્થ દર્શન જોવા મળે છે. ચરિત્ર-નાયક સાથે એના જમાનાનું વર્ણન આપી લેખકો ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે, એ એમનું દસ્તાવેજી મૂલ્ય પૂરું પાડે છે.

ચરિત્ર સાથે આત્મચરિત્રના સાહિત્યનો પણ ઉલ્લેખ થવો ઘટે. 'સત્યના પ્રયોગો દ્વારા' ગાંધીજીએ આત્મકથાનો આદર્શ નમૂનો પૂરો પાડ્યો. નિર્ભીક સત્યકથન, પોતાના ગુણદોષનું તટસ્થ અવલોકન, આત્મમંથન અને પશ્ચાત્તાપનો વેધક ચિતાર ઇત્યાદિ ખાસિયતો ધરાવતી ગાંધીજીની આત્મકથા માત્ર આ યુગની જ નહિ, સમગ્ર ગુજરાતી સાહિત્યની સર્વોત્તમ અને જગત-સાહિત્યની ઉત્તમ આત્મકથાઓમાંની એક ગણાઈ છે. સત્યસ્વરૂપ પરમાત્માના દર્શનવાંછુ આત્માની વિકાસયાત્રા એ ગાંધીજીની આત્મકથાનું સચોટ વર્ણન છે.

ગાંધીશાસનના લેખકોમાં કાકાસાહેબ કાલેલકરે 'સ્મરણ-યાત્રા'માં પોતાના બાળપણનાં સંસ્મરણો તાટસ્થ્યથી આલેખ્યાં છે. ઉત્કટ સત્યભક્તિ છતાં રસિકતા એ આ સ્મરણોના વિશિષ્ટ લક્ષણો છે. આ સ્મરણોમાં સળંગસૂત્રતા નથી, પણ એની રસવત્તા એથી જરા પણ ઓછી થતી નથી.

ઇન્દુલાલ યાજ્ઞિકની ચાર ભાગમાં પ્રસિદ્ધ થયેલી આત્મકથા 'એક દિશા દોર વિનાના સૈનિક'ના અલગારી જીવનની વૈવિધ્યપૂર્ણ પ્રવૃત્તિઓનો ચિતાર આપે છે. એમની આત્મકથા સ્વાતંત્ર્ય-સંગ્રામનો ઇતિહાસ પૂરો પાડે છે. ગાંધીજીના સત્યકથનના આગ્રહ સાથે ઇન્દુલાલ યાજ્ઞિકે એમના જીવનના બાહ્ય અને આંતરિક સંઘર્ષોનું તાદૃશ ચિત્ર આ કથામાં આલેખ્યું છે.

શ્રી મુનશીની 'અડધે રસ્તે' 'સીધાં ચઢાણ' 'મધ્વરણ્ય' અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' એ ચાર શીર્ષકો નીચે પ્રગટ થયેલી લાંબામાં લાંબી આત્મકથા ગુજરાતી આત્મકથાસાહિત્યને નવો વળાંક આપે છે. મુનશીની આ સર્જનાત્મક આત્મકથા નવલકથા જેવો રસ પૂરો પાડી સત્યપ્રિયતાના ગાંધીજીના આદર્શને સરસતા તરફ વાળે છે, પરંતુ સરસતાનો લેખકનો આગ્રહ એમના અહંભાવને પોષણ આપી આત્મકથાના આદર્શને કલંકિત કરે છે.

'ગઈ કાલ' અને 'મધ્યાહ્નના મૃગજળ' નામે પ્રસિદ્ધ થયેલા ર. વ. દેસાઈના આત્મચરિત્રમા લેખકના વ્યક્તિત્વવિકાસ કરતાં આનુષગિક બાબતોને વિશેષ મહત્ત્વ અપાયું છે. આત્મનિરીક્ષણ અને પ્રમાણભાનના અભાવે આ કૃતિ ખાસ નોંધપાત્ર બની નથી ધૂમકેતુની 'જીવનપથ' નામની અને ચદ્રવદન મહેતાની 'બાધ ગઠરિયા' ને 'છોડ ગઠરિયાં' નામની આત્મકથાઓ એમની વિશિષ્ટ શૈલીના પ્રતાપે આકર્ષક બની છે.

આ ગાળામા આત્મકથાઓ વિપુલ પ્રમાણમા લખાઈ છે. ગાધીજીના આત્મનિરીક્ષણના આગ્રહે આત્મકથામા જીવનના ભૌતિક બાહ્ય પ્રસગોના આલેખન કરતા આતરિક મનોમથનોના આલેખનનુ મહત્ત્વ વધાર્યું છે, એથી તાદાત્મ્ય સાધીને તટસ્થ રહેવાનુ મુશ્કેલ કામ આ યુગના આત્મકથાકારોને કરવુ પડયુ છે. બધા એ કાર્યમા એકસરખા સફળ ન થાય એ સ્વાભાવિક છે, પણ એ પ્રકારનુ વલણ પણ આ યુગના આત્મકથાસાહિત્યને ઓછુ ઉપકારક નથી નીવડયુ.

ગાધીયુગના સાહિત્યમા પત્રસાહિત્ય અને રોજનીશીના સાહિત્યનુ પણ વિપુલ પ્રમાણમા ખેડાણ થયું છે. ગાધીજીએ વિવિધ વ્યક્તિઓને અને આશ્રમવાસીઓને લખેલા પત્રો પત્રસાહિત્યને સાહિત્યિક મૂલ્યવત્તા બક્ષે છે હૃદયસ્પર્શી શૈલીમાં લખાયેલા ગાધીજીના માર્મિક અને સંક્ષિપ્ત પત્રો એમના સુતહૃદયની ઋજુ લાગણીઓને અદ્ભુત રીતે વ્યક્ત કરે છે. પડિતયુગમા નરસિંહરાવે રોજનીશી લખી હતી, પણ એમા નરસિંહરાવ પોતાને કેન્દ્રમા રાખી રોજબરોજના પ્રસગો આલેખે છે, જ્યારે ગાધીજીના બહુમુખી જીવનનો ચિતાર આપતી 'મહાદેવભાઈની ડાયરીઓ' અને 'દિલ્હી ડાયરી' આ યુગના એ પ્રકારના સાહિત્યનુ અમૂલ્ય પ્રદાન બને છે. 'મહાદેવભાઈની ડાયરીઓમા' ગાધીજી અને એમના અતેવાસીઓના પારદર્શક ચરિત્રો અને એ જમાનાનુ રાજકારણ આલેખાયા છે, તો 'દિલ્હી ડાયરી' મા સ્વરાજ્ય પછીના સમયમા થયેલાં કોમી હુલ્લડો દરમિયાન ગાધીજીએ કરેલા પ્રાર્થના-પ્રવચનો આર્ત વાણીમાં સ્થાન પામ્યા છે

આ યુગના પ્રવાસ-સાહિત્યમા પણ સ્થળની ભૌગોલિક કે ઐતિહાસિક માહિતીના બદલે પ્રવાસી ચિત્તમા જાગેલા સવેદનોને સાકાર કરતા સર્જનાત્મક અશો પ્રવેશ્યા છે એ નોધપાત્ર હકીકત છે. આ બાબતમા કાકાસાહેબ કાલેલકરના 'હિમાલયનો પ્રવાસ'ને પ્રથમ કક્ષાનુ સ્થાન મળી શકે. પડિતયુગમાં કલાપીએ 'કાશ્મીરનો પ્રવાસ' પુસ્તક આપીને એમના કાવ્યમય વર્ણનો અને લયયુક્ત ગદ્યનો પરિચય કરાવ્યો હતો, પરંતુ પ્રવાસપુસ્તકનો માનદડ તો 'હિમાલયનો પ્રવાસ' જ છે. આ અને આવા ત્રણ (બ્રહ્મદેશ, પૂર્વ આફ્રિકા અને જાપાનના) પ્રવાસનાં પુસ્તકો આપીને તેમણે સૌદર્યદર્શન અને સસ્કારોદ્બોધનનો ચીલો પાડયો છે. 'કલાકારની સસ્કારયાત્રા' 'દક્ષિણાયન' અને 'મદ્રાસની પરકમ્મા' આ ગાળાના બીજા નોધપાત્ર પ્રવાસવર્ણનો છે. મુનશીની યુરોપયાત્રા 'મારી બિનજવાબદાર કહાણી' નામે રસાત્મક શૈલીમા આલેખાઈ છે, તો ચદ્રવદન મહેતાના વિદેશપ્રવાસો અને ગુલાબદાસ બ્રોકરનો 'નવા ગગનની નીચે' નામનો પ્રવાસગ્રથ ચિત્રાત્મક વર્ણનો અને રોચક શૈલીના લીધે આકર્ષક બન્યા છે. આમ આ ગાળાનુ પ્રવાસસાહિત્ય સર્જનના અશો ધરાવતુ હોવાથી નીરસ માહિતીના બદલે પ્રવાસીનુ વ્યક્તિત્વ પ્રગટ કરી વાચકને સતત ખેંચી રાખી શકે છે.

આ યુગના સંશોધન સંપાદન સાહિત્યમા બહુ મૂલ્ય ફાળો આપવાનો યશ સ્વ મેઘાણીના ભાગ્યે લખાયો છે. સૌરાષ્ટ્રના સતો, બહારવટિયા, અને અન્ય શૂરવીરોની કથાઓ, લોકોના કઠે સચવાયેલા લગ્ન વ્રત નવરાત્ર મૃત્યુપ્રસગ આદિ અગેના ગીતો રાસ અને ગરબા ઇત્યાદિ લોકસાહિત્યનાં સશોધન અને સપાદનના કાર્યોમાં એમણે ઉઠાવેલી જહેમત અને દર્શાવેલો વિવેક અનોખા અને અદ્વિતીય છે. લોકસાહિત્યના આ સશોધનની—સપાદનની શિષ્ટ સાહિત્ય પર પ્રભાવક અને પ્રેરક અસર પડી છે અને ગુજરાતી ભાષામાં એણે જોમબળ પૂરા પાડયા છે. મેઘાણી પછી ગોકુલદાસ રાયચૂરા, મનુભાઈ જોધાણી, મધુભાઈ પટેલ અને પુષ્કર ચદરવાકરે સશોધન-કાર્યને આગળ ધપાવી યથાશક્તિ ફાળો આપ્યો છે.

બાલસાહિત્ય એ ગાધીયુગની વિશિષ્ટ દેન છે પડિત યુગમા આ પ્રકારના સાહિત્યને બહુ મહત્ત્વ અપાયું નથી. બાલસાહિત્ય પીરસવામા પહેલ કરનાર ગિજુભાઈ બધેકા અને નાનાભાઈ ભટ્ટે બાલસાહિત્યનો આદર્શ પૂરો પાડી એ દ્વારા બાલશિક્ષણના કાર્યને વેગવત બનાવ્યું છે બાલસ્વભાવને અનુરૂપ અને એમના ચારિત્ર્યઘડતરમા ઉપકારક એવુ બાલસાહિત્ય વાર્તા નાટક અને કાવ્ય-સ્વરૂપે આપી આ બને લેખકોએ એ પ્રકારની ઉચ્ચ પ્રણાલીનો આરભ કરી આપ્યો છે. એ પછી આ યુગમા બાલસાહિત્યમા રમણલાલ ના. શાહ, રમણલાલ સોની, જીવરામ જોશી. જયભિખ્ખુ, જુગતરામ દવે, ધીરુ બહેન પટેલ, સુરેશ દલાલ, બાલમુકુદ દવે, વેણીભાઈ પુરોહિત આદિએ વિપુલ પ્રણાણમા વાર્તા નાટક અને કાવ્ય દ્વારા ફાળો આપ્યો છે, પરંતુ આ ગાળાનુ બાલસાહિત્ય જેટલું મનોરંજક છે એટલુ પ્રેરક નથી. પરિણામે બાળકોના માનસને સમજી એમના ચારિત્ર્યનું ઘડતર કરે એવું પ્રેરક સાહિત્ય લખાવું હજી બાકી રહે છે.

પડિતયુગનાં 'બુદ્ધિપ્રકાશ' 'વસંત' 'સમાલોચક' 'સુદર્શન' 'પ્રિયવદા' 'વસત' 'ચંદ્ર' 'વાર્તાવારિધિ' 'સાહિત્ય' અને 'વીસમી સદી' જેવાં સામયિકોએ એ યુગના સાહિત્યસર્જનમાં અમૂલ્ય ફાળો આપ્યો હતો એમ ગાંધીયુગમાં 'હરિજનબંધુ' 'નવજીવન'

'કુમાર' 'ગુજરાતી' 'સંસ્કૃતિ' 'નવચેતન' 'પ્રસ્થાન' 'ઊર્મિ અને નવરચના' 'વિશ્વમાનવ' આદિ અનેક સામયિકોએ તેમજ 'પ્રજાબંધુ' જેવા સાપ્તાહિકે અને 'સંદેશ' 'ગુજરાત સમાચાર' જેવાં દૈનિકોએ નોંધપાત્ર ફાળો આપ્યો છે.

ગાંધીયુગના સમગ્ર સાહિત્યને એક વિહંગ-દૃષ્ટિએ જોતા એમ કહી શકાય કે આ ગાળાના સર્જનમા વૈવિધ્ય અને વિપુલતા ઘણી છે. અગાઉના યુગના મુકાબલે આ ગાળાને પાંડિત્યનો લાભ ઓછો મળ્યો હશે, પણ સજ્જતા સર્જકતા અને વિશાળ સહૃદયતાનો લાભ વિશેષ મળ્યો છે. 'વ્યક્તિ મટીને બનુ વિશ્વ-માનવી, માથે ધરુ વસુધરાની' એ આદર્શ આ ગાળાના સમગ્ર સાહિત્યને લાગુ પાડી શકાય એમ છે. આ ગાળાનુ સાહિત્ય વાસ્તવલક્ષી હોવા છતા એમા વિશ્વપ્રેમની ભાવના ધબકે છે.

### ત્રીજો તબક્કો સ્વાતંત્ર્યોત્તર સાહિત્ય

બીજુ વિશ્વયુદ્ધ અને એના પરિણામે થયેલી સંધિઓ, આઝાદી અને એ પછી થયેલા કોમી હુલ્લડો, ગાંધીજીની શહાદત અને ભારતમા શરૂ થયેલી વ્યાપક ચૂંટણીઓ, પચ-વર્ષીય યોજનાઓ અને એના પરિણામો ઇત્યાદિ તેમજ ભાષાવાર પ્રાંતરચના અને એના પરિણામે થયેલા તોફાનો, અને પાકિસ્તાન સાથેના ભારતના યુદ્ધો વગેરે બનાવો સ્વાતંત્ર્ય પૂર્વેના અને પછીના ગાળાના મુખ્ય મુખ્ય બનાવો છે, પણ આવા ઐતિહાસિક બનાવોએ આ યુગના સર્જક ચિત્ત પર ભારે મોટો આઘાત આપ્યો હોય એવુ ખાસ જણાતુ નથી. આ ગાળાના સર્જકો પર આવી બાહ્ય ઘટનાઓની અસર પડવાના બદલે સમગ્ર જગતના અને ખાસ કરીને પશ્ચિમના સાહિત્ય પર પડેલી અસ્તિત્વવાદી વિચાર-સરણીની અસર સવિશેષ પડેલી જણાય છે.

બીજા વિશ્વયુદ્ધે સર્જેલા વિનાશના પરિણામે યુરોપની બુદ્ધિજીવી પ્રજા પર ભારે આઘાતજનક અસર થઈ, એ વર્ગની જીવનશ્રદ્ધા પાયામા હચમચી ગઈ વિજ્ઞાનના વિકાસે ધર્મ અને ઈશ્વર પરની શ્રદ્ધા તો ક્યારની ખલાસ કરી નાખી હતી. જીવનમાં પ્રગટેલી આ હતાશાના પરિણામે અસ્તિત્વવાદી વિચાર-સરણી આરંભાઈ. આ વિચાર-સરણીની અસર જગતના લગભગ તમામ દેશો પર થઈ છે. ગુજરાતી સાહિત્યમા કવિતા નવલકથા નવલિકા અને નાટક પર આ વિચાર-સરણીની વ્યાપક અસર જોવા મળે છે.

૧૯મી સદીના આરંભના વર્ષોમા ડેનિશ વિચારક કીર્કેગાર્ડે અસ્તિત્વવાદનો પાયો નાખ્યો. એના વિચાર મુજબ મનુષ્યનુ અસ્તિત્વ એક નક્કર વાસ્તવિકતા છે અસ્તિત્વ ધરાવતા પ્રત્યેક માનવીને પોતાના કાર્ય અંગે નિર્ણય કરવાનુ સ્વાતંત્ર્ય મળેલુ છે, પણ અલ્પ સમયમા કરવાના એ નિર્ણયના પરિણામ વિશે એ કશુ જાણતો હોતો નથી મનુષ્ય પોતાના કર્તવ્ય વિશે નિશ્ચિત હોતો નથી. એથી દરેક માણસને ભગવાન સામે નજર રાખી પોતાના કાર્યની પસંદગી કરવી પડે છે. કાર્લ જેસ્પર્સ અને હીડગર આ સિદ્ધાંતને આગળ ધપાવ્યો છે

ફ્રેન્ચ તત્ત્વજ્ઞાની સાર્ત્ર કીર્કેગાર્ડના સિદ્ધાંતમાંથી ઈશ્વરના અસ્તિત્વને ખસેડી કાઢે છે. એના મત મુજબ પ્રત્યેક માનવીની દુનિયા અલગ હોય છે, એથી દરેક જણ પોતાની જુદી પરિસ્થિતિ સર્જે. એને મળેલુ નિર્ણયસ્વાતંત્ર્ય એ જ એની મોટી મુશ્કેલી થઈ પડે છે. પોતાને પસંદ કરવાની દુનિયાનો વિચાર કરતા એને વ્યર્થતાનો અનુભવ થાય છે. એ વ્યર્થતા અંતે નિરાશામાંથી પ્રગટેલી વેદના અને વિરતિમા પરિણમે છે.

આ અસ્તિત્વવાદી વિચારસરણીમા મનુષ્યની પાયાની લાચારી, એની જન્મગત એકલતા, અને આ બધાને પરિણામે એના ચિત્તમા ઉદ્ભવતી હતાશા અંગે વિચારણા કરવામા આવી છે. આ વિચારણાએ વિશ્વયુદ્ધ પછીના પાશ્ચાત્ય સર્જકો પર ઘેરો પ્રભાવ પાડ્યો છે. આ સર્જકોએ સાહિત્યમા નિરૂપાયેલા નાયક ઘટના તર્કબદ્ધતા આદિ તત્ત્વોને ગાળી નાખી એમના સ્થાને અતિવાસ્તવિક પ્રતીકો રચવા માંડ્યા છે. પાશ્ચાત્ય સા-હિત્યની અસરથી ગુજરાતી સાહિત્યમા પણ આ અસ્તિત્વવાદી વિચાર-સરણી વિવિધ સ્વરૂપોમા પ્રતિબિંબિત થવા લાગી છે.

સ્વાતંત્ર્યોત્તર કવિતામા રચના પરત્વે ગાંધીયુગના બીજા દાયકાની કવિતા કરતા જુદો જ વળાંક પ્રિયકાંત અને હસમુખ પાઠકની કવિતામા જોવા મળે છે. પ્રિયકાંત મણિયાર બોલાતી ભાષાની વધુ નજીક રહેલા હોવાથી ભાષાની પ્રતીક-શક્તિનો સહજ પ્રયોગ કરીને અને હસમુખ પાઠક ભાષામાની પ્રતીક-નિર્માણશક્તિનો કસ કાઢીને છેક ૧૯૫૩મા કવિતાની રચના-કળામા એક નવો વળાંક આણે છે. આમ આ ગાળાની કવિતા-મા આકાર પરત્વે સ્વ-તંત્રનો આગ્રહ દેખાય છે અને અતસ્તત્ત્વ પરત્વે સ્વ-વાચકનો વિનિયોગ થતો જોવા મળે છે.

અતસ્તત્ત્વની વાત કરીએ તો અસ્તિત્વવાદની છાયા ધ્યાન ખેંચે છે. ઉમાશંકર જોશીના 'છિન્નભિન્ન છુ' કાવ્યમા ૧૯૩૧ થી આરંભાઈ ૧૯૪૭ સુધીમાં પૂરા થતા ગાંધીયુગની કવિતામા વ્યક્તિ મટીને વિશ્વમાનવી બનવાની ભાવના રાખનાર ઉમાશંકર જોશી પોતે જ ૧૯૫૬મા પોતાના વ્યક્તિત્વમા પ્રવેશી ગયેલી છિન્નભિન્નતાનુ સવેદન અનુભવે છે અને એને 'છિન્ન-ભિન્ન છુ' કાવ્ય દ્વારા વ્યક્ત કરે છે. 'છિન્નભિન્ન છુ' કાવ્ય સાથે આ ગાળાની કવિતાની સ્વ-વાચકની શોધ શરૂ થાય છે. વ્યક્તિનો સામાજિક સંદર્ભ તૂટી ગયો હોય અને એનુ પોતાનુ વ્યક્તિત્વ ખંડિત થઈ ગયુ હોય એવી વિભક્તતા આજની

કવિતામા જોવા મળે છે. વિરૂપ બનેલી વાસ્તવિકતામાં હિંસક સ્પર્શથી આ ગાળાની કવિતાનો જન્મ થાય છે. જીવનની ગૂંગળામણ અને મૃત્યુની ગમગીની આ કવિતામા સતત અનુભવવા મળે છે. આધુનિક જીવનની વિષમતા અને જટિલ પરિસ્થિતિ વચ્ચે પોતાનુ વ્યકિતત્વ ગુમાવી બેઠેલા માનવીની અસહાયતા એકલતા અને અનાથતાએ પ્રેરેલી વેદના આ કવિતાનો વિષય બને છે આ સંવેદન કવિને નિર્ભ્રાન્ત સત્યદર્શન કરાવવા પ્રેરે છે પરિણામે આજનો કવિ સમાજે નિશ્ચિત કરેલા ધર્મ અને નીતિના નિયમોને 'ધુમ્મસના પહાડ' ગણી એને તોડી નાખવાની હાકલ કરે છે. તમામ કૃતક વ્યવહાર પ્રત્યેનો તિરસ્કાર એને આદર્શ કે ભાવનાના ઓપ વિનાનુ નિર્મળ આત્મકથન કરવાનો ઉત્સાહ આપે છે.

આ સવેદન પ્રગટ કરવા માટે આજનો કવિ, આગળ કહ્યુ તેમ, સ્વ-તંત્રનો આગ્રહ સેવે છે અને કવિતાનો ઝોક અછાદસ રચનાઓ તરફ વળતો જાય છે. છંદના ત્યાગ બાદ લયયુક્ત ગદ્યનો પ્રયોગ શરૂ થાય છે. પરપરાના છદ સાથે અનુસંધાન કેળવી ચૂકેલા કવિઓ પણ અસ્તિત્વવાદની છાયા વ્યક્ત કરતા કાવ્યોમાં લયાન્વિત ગદ્યની વિવિધ લઢણોનો વિનિયોગ કરે છે

આ ગાળાની અસ્તિત્વવાદી કવિતામા પ્રતીકોનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમા થયો છે. સૂર્ય ઘૂવડ સાપ તડકો હબસી કાચીંડા ઇત્યાદિ ભાવપ્રતીકોના ઉપયોગ દ્વારા આજનો કવિ જીવનની વ્યર્થતા તેમ વેદનાને વાચા આપવાનો પુરુષાર્થ કરે છે.

ટૂંકમાં, આ ગાળાની કવિતાએ સામાજિક સદર્ભ અને છદ બનેનો ત્યાગ કર્યો છે, ભાષા કે શબ્દ સાથે જોડાયેલા અર્થનો પણ ત્યાગ કરવા પ્રયત્ન કરે છે ભાષા કે શબ્દ સિવાયના કોઇ પણ સદર્ભથી મુક્ત એવી 'શુદ્ધ' કવિતાની શોધ એ આજના કવિનો મુખ્ય પુરુષાર્થ છે.

આ ગાળાના કવિઓમાં સર્વશ્રી લાભશકર ઠાકર, ચિનુ મોદી, સિતાશુ મહેતા, આદિલ મન્સૂરી, ચંદ્રકાન્ત શેઠ, મણિલાલ દેસાઈ, રાવજી પટેલ, રઘુવીર ચૌધરી, રાજેન્દ્ર શુક્લ આદિ પરપરાના છંદોનો ઉપયોગ પણ કરે છે અને અનેક પ્રકારના ગદ્યલયવૈવિધ્યને પણ સિદ્ધ કરે છે. આમાના મણિલાલ દેસાઈ ને રાવજી પટેલ જેવા કવિઓની કવિતામા જૂના લોકગીતોના લયનો થયેલો નવીન વિનિયોગ નોંધપાત્ર બને છે.

સુરેશ જોશી આ ગાળાની કવિતાના અગ્રણી છે. નવીન કવિતાનાં તમામ લક્ષણો એમની કવિતામા જોવા મળે છે, છતાં એ આ કવિતાની રચનામાં થતા સ્વ-તંત્રના આગ્રહને 'કુત્સિત સાહસ' તરીકે ઓળખાવે છે એ કઈક અશે સાચું લાગે છે. ૧૯૬૬ પછીની કવિતામાં ગીત અને ગઝલનો મનહર મોદી, રમેશ પારેખ, અનિલ જોશી, માધવ રામાનુજ, મનોજ ખંડેરિયા આદિએ તેમજ રાવજી પટેલ, ચિનુ મોદી, આદિલ મન્સૂરી આદિએ કરેલા પ્રયોગો આ ગાળાની કવિતાને ધૂંધળાં પ્રતીકો અને ગદ્યની શુષ્કતામાંથી મુક્ત કરતા જણાય છે.

અછાદસ કાવ્યોમા વ્યક્ત થતા ભાવો ખૂબ મર્યાદિત થઈ ગયાનો આક્ષેપ તથ્યવાળો છે. એ ભાવો ધૂંધળા છે અને સાવ નજીવા વિષયોની આસપાસ ચકરાતા લાગે છે. બાહ્ય જગતના પ્રવેશથી કવિતા અશુદ્ધ બની જવાના ભયથી આ કવિઓએ પોતાના સવેદન-તંત્રને મર્યાદિત બનાવી મૂકયુ લાગે છે. અસ્પષ્ટ પ્રતીકો, તરંગીપણુ, વાચકની કલ્પના પર મુકાતો બોજો, કિલષ્ટ રૂપકો ઇત્યાદિ આ ગાળાની કવિતામાં તરત આંખે ચડે છે.

સ્વાતંત્ર્યોત્તર કવિતાના ઉપર્યુક્ત વિહંગદર્શન પરથી એ સ્પષ્ટ થાય છે કે આ ગાળાની કવિતામા બે પ્રવાહો સાથે વહેતા જણાય છે: એક પ્રવાહ અસ્તિત્વવાદની અસર ઝીલતા અછાદસ, નવીન ભાવપ્રતીકો પ્રયોજતા શબ્દની સાધના કરતા કાવ્યોનો છે, બીજો પ્રવાહ છંદોબદ્ધ કાવ્યો, ગીતો અને ગઝલનો છે. આ બને પ્રકારના કાવ્યો એકના એક કવિ સમર્થ રીતે સર્જતો હોય એવાં પણ ઘણાં ઉદાહરણો છે, પણ એકદરે પ્રયોગશીલ કવિતાનાં ડહોળાયેલા નીર હવે કઈક સ્વચ્છ બનતાં જઈ શબ્દ સાથે અર્થની સાધનાને પણ સયોજતા જણાય છે

કવિતા પછી અસ્તિત્વવાદનુ નિરૂપણ સૌથી વધારે નોંધપાત્ર રીતે ટૂંકી વાર્તામા થયું છે. આ પ્રકારની નવી ટૂંકી વાર્તાનો પ્રયોગ પણ સૌ પ્રથમ સુરેશ જોશીએ કર્યો છે. '૧૯૫૦-૫૫ની આસપાસમાં આપણા સાહિત્યક્ષેત્રમા સર્જન તેમજ વિવેચન બનેમા યુરોપીય આધુનિકતા-વાદની પ્રેરણા તેમ પ્રભાવ હેઠળ જે નવા વિચારવલણો પ્રગટ થવા લાગ્યા હતાં તેનો જ ચોક્કસ અને સ્પષ્ટ આવિર્ભાવ આ ગાળાની ટૂંકી વાર્તામા રચનારીતિની દૃષ્ટિએ ઘણું વૈવિધ્ય અને વૈચિત્ર્ય ધરાવે છે.

આ ગાળાના સર્વશ્રી સુરેશ જોશી, મધુ રાય, ચંદ્રકાન્ત બક્ષી કિશોર જાદવ, જ્યોતિષ જાની, ઇવા ડેવ, વિભૂત શાહ, સુધીર દલાલ, સરોજ પાઠક, શશી શાહ, સુવર્ણા, મહેશ દવે ઇત્યાદિ અનેક જુવાન સર્જકોએ નવી નવલિકાની આતરિક ક્ષમતા તાગી જોવાના સભાન પ્રયાસો કર્યા છે. જૂની નવલિકાનો દેહ વસ્તુ કે ઘટનાનો બનેલો હતો અને લેખકનું વક્તવ્ય પ્રસંગ પાત્ર રહસ્યના ગર્ભમાં છુપાઈ રહેતુ, પરતુ આજની નવલિકાને મિજાજ જુદો જ છે. ઘટના કે રહસ્યના બદલે આજની નવલિકામાં મનુષ્યના ચિત્તમાં ચાલતા સવેદનને કોઈક દાગ... નિરૂપી વાર્તાને આકાર આપવાનો પુરુષાર્થ થઈ રહ્યો છે. પહેલા ઘટનાનુ આકર્ષણ હતુ, હવે શૈલીનુ આકર્ષણ છે, એથી આજની નવલિકા ઊર્મિકાવ્ય પ્રતિ ગતિ કરી રહેલી લાગે છે.

આજની નવલિકા એ માત્ર આપણા જુવાન સર્જકોનાં બદલાયેલાં રુચિતંત્ર કે કલાદૃષ્ટિનો જ આવિર્ભાવ નથી. ભેદ જીવન પ્રત્યેના બદલાયેલા અભિગમને આભારી છે. આધુનિક અસ્તિત્વવાદી વિચારસરણી—માનવીની અસહાયતા એકલતા અને દિશાશૂન્યતા આ વાર્તાઓમા તાર સ્વરે ઉચ્ચારાય છે. જીવન પ્રત્યેની અશ્રદ્ધા, પ્રભુ માટેની અનાસ્થા અને માનવીય પરિસ્થિતિની વિષમતા આલેખવા માટે આજનો વાર્તાકાર 'સ્વ'ની અંદરની નક્કર ભૂમિકા શોધવા મથે છે. બાહ્ય પદાર્થોના સદર્ભમા સવેદનરૂપે થયેલા 'સ્વ'ના પરિચયને એ સ્વકીય સત્ય તરીકે પ્રતિષ્ઠિત કરવા માગે છે, એથી નવા નવલિકાકારો રૂઢ સ્વરૂપને અવગણી નવા પ્રયોગ તરફ વળે છે.

આ નવલિકાના પ્રથમ પુરસ્કર્તા સુરેશ જોશી કહે છે કે 'કૃતિમા વર્ણ્ય વસ્તુનુ તિરોધાન થવુ જોઈએ. પ્રશ્ન વર્ણ્ય વસ્તુના સાધારણીકરણનો નહિ, પણ વિલીનીકરણનો છે. કળાના ક્ષેત્રમા અનુભવ-જગતની ચિરપરિચિત ઘટનાઓ કે લાગણીઓના રૂપનુ યથાતથ પુનર્નિર્માણ કરવાનો પ્રશ્ન જ નથી, અહી તો પરિચિત ઘટના કે લાગણીનુ પણ પુનર્નિર્માણ કરવાનુ છે. કલાકારે તો પરિચિત ઘટનાને પણ તિર્યક્ દૃષ્ટિએ નિહાળીને તેનુ અપરિચિત રૂપ છતું કરવાનુ છે.'

આ રચનારીતિના નવા પ્રયોગના લીધે આજની વાર્તામા ઘટના તત્ત્વનો હ્રાસ થયો છે, પાત્રનો પૂર્વ પરિચિત ચહેરો ભૂસાઈ ગયો છે, અભિવ્યક્તિની શૈલીમાં નવીનતા આવી છે, અને પ્રતીકોનો વિશિષ્ટ વિનિયોગ થયો છે. આજની નવલિકામાં માનવીય સદર્ભ બદલાયો છે તેથી નિરૂપ્ય વિષય તરીકે સામાજિક–આર્થિક પ્રશ્નો કે એમાંથી નીપજતી વિષમતા આવતા નથી, પરતુ એને સ્થાને હવે અસ્તિત્વની વિચ્છિન્નતા કે હ્રાસની કથા કેન્દ્રમાં આવી છે. આજની નવલિકામાં માનવવૃત્તાત પોતે અભિપ્રેત રહ્યો નથી, એમા હવે એકાદબે ક્ષણની ઐતિહાસિક ગતિ પણ રચનાનો હેતુ બની શકે છે.

સમગ્ર રીતે જોતા સ્વાતત્ર્યપ્રાપ્તિ પછીના સમયની નવલિકા બહિરગ તેમજ અતરગ બન્ને દૃષ્ટિએ બદલાઈ ચૂકી છે. એમાં માનવીના જીવનના બાહ્ય પ્રશ્નો કરતાં એના અસ્તિત્વ સાથે સકળાયેલાં સવેદનોને વર્ણ્ય વિષય બનાવવામાં આવે છે. એની સાથે સાથે પ્રતીક કલ્પન પુરાકલ્પ આદિનુ મૂલ્ય વધ્યું છે.

ઉપર નિર્દેશેલા તમામ વાર્તાકારો આ એક જ રચનારીતિથી વાર્તાનુ સર્જન કરતા નથી. ઉદાહરણ તરીકે ચંદ્રકાન્ત બક્ષી અને મધુરાય રૂઢ શૈલીના ઘટનાનિરૂપણનો આશ્રય લઈને પરિચિત ઘટનાઓને તિર્યક્ દૃષ્ટિએ નિહાળી તેનુ અપરિચિત રૂપ છતું કરી આપે છે, તો ઇવા ડેવ, સરોજ પાઠક અને સુવર્ણા માનવ-ચિત્તના સૂક્ષ્મ વ્યાપારોનું આલેખન કરે છે. રજનીકાન્ત રાવળની વાર્તાઓ પણ એ રીતે ધ્યાનપાત્ર બને છે. આમ આ દરેક નવલિકાકારને પોતાની આગવી રચનારીતિ અને શૈલી છે, એથી આજની નવલિકા માટે ગતિશીલ વિવેચનની અપેક્ષા રાખવામા આવે છે.

આ નવીન શૈલીની વાર્તાઓ સાથે પન્નાલાલ પટેલ, સ્નેહરશ્મિ, ઈશ્વર પેટલીકર, પીતાબર પટેલ, ચુનીલાલ મડિયા, શિવકુમાર જોશી, કિશનસિંહ ચાવડા, ગુલાબદાસ બ્રોકર, ચદુભાઈ પટેલ, મોહનલાલ પટેલ, બકુલેશ, સ્વપ્નસ્થ, પૃથુનદ ભટ્ટ, વિનોદિની નીલકંઠ, ધીરજબહેન પટેલ, ધીરુબહેન પટેલ ઇત્યાદિ ત્રીસીના નવલિકાકારોમાથી કેટલાક પરપરાગત શૈલીની વાર્તાઓ લખવાનુ ચાલુ રાખે છે. એમાંના કેટલાંક પર નવી શૈલીની થોડી અસર પડેલી પણ જણાય છે. દાખલા તરીકે સ્નેહરશ્મિની આ ગાળાની વાર્તાઓ પ્રતીકાત્મક બનેલી જણાય છે.

આ ગાળાની નવલકથામા પણ અસ્તિત્વવાદ ડોકિયા કરી જાય છે. અસ્તિત્વવાદને વિષય બનાવતી આ નવલકથાઓનુ સવિધાન પણ વિશિષ્ટ પ્રકારનુ હોય છે. નવલકથામા સર્જનથી જુદો એવો કોઈ સામાજિક કે નૈતિક હેતુ સિદ્ધ કરવાનો હોતો નથી, સવિધાનની કળા જ વાચક માટે આસ્વાદનો વિષય બને છે. પાત્રનુ ચરિત્રમાં રૂપાંતર થવું આવશ્યક છે, આમ કહીને આ મતના પુરસ્કર્તા સુરેશ જોશીએ સ્થૂલ ને સૂક્ષ્મ બને ભૂમિકાઓ ભાવકના ચિત્તમાં યુગપદ્ રચાતી આવે એવી સંવિધાન-પદ્ધતિની હિમાયત કરી છે.

આ સૃષ્ટિમા મનુષ્યના સ્થાન અગે મોટો સશય ઉદ્ભવ્યો છે. માણસ એક કીટાણુ જેવો છે, એથી એને અનુભવવી પડતી યાતના પણ ગૌરવહીન બનતા એ કરુણનુ સાચુ અવલબન રહેતો નથી. પાત્ર પરિસ્થિતિને વશ રહીને વર્તે છે, એથી પાત્ર કરતા પરિસ્થિતિનુ આલેખન જ મહત્ત્વનુ થઈ પડે છે. પરિસ્થિતિ અને પાત્રના ચિત્તની સ્થિતિ વચ્ચેનો સબધ વાતાવરણમાંથી સ્ફુટ થવો જોઈએ. દરેક સર્જકે બાહ્ય વાસ્તવિકતા છોડીને પોતાની આગવી વાસ્તવિકતા સર્જવાની હોય છે. ઘટનાતત્ત્વ ઘટાડી દઈને તેને પ્રતીક કક્ષાએ લઈ જવામા આવે એ આવશ્યક છે.

નવી નવલકથામાં સર્જકનું ધ્યેય નિશ્ચિત ન હોવાથી એની ગતિ સીધી રહેવાના બદલે આવર્તો રચે છે, એથી પ્રતીકોની જરૂર પડે છે. આજની નવલકથા એના વસ્તુના આધારે નહિ, પણ એના આકારના આધારે ઉપભોગવાની હોય છે.

નવલકથાની આ નવી વિભાવના પ્રમાણે સુરેશ જોશીએ 'છિન્નપત્ર' નવલકથા આપી છે. 'લખવા ધારેલી નવલકથાના આ મુસદ્દા'માં એકલતા વિફલતા શૂન્યતા અને વિરતિનાં સવેદનો ઊર્મિમય સંવાદોમાં રજૂ થાય છે. એમાં પ્રણયનુ

આલેખન થાય છે, પણ એની રજૂઆત સીધી ગતિએ થતી નથી. સ્ત્રી અન્ય પુરુષોનો સંપર્ક ચાલુ રાખતી હોવાથી એનો પ્રેમી નિરાશા ને એકલતાથી ત્રાસી આપઘાત કરે છે. મનુષ્યના વ્યક્તિત્વની છિન્નભિન્નતા એમાં સૂચવાય છે, પણ નવલકથાનો ચોક્કસ આકાર બંધાતો નથી. એમ છતાં એના પાસાદાર ગદ્યના લીધે આ કૃતિ વાચવી ગમે છે.

ચદ્રકાન્ત બક્ષી, રઘુવીર ચૌધરી, મધુરાય, ઇત્યાદિ આ ગાળાના અન્ય અસ્તિત્વવાદી નવલકથાકારો મુકાબલે વધારે સફળ થયેલા લાગે છે. ચદ્રકાન્ત બક્ષીની 'આકાર' નવલકથામાં ઘટના અને પાત્રના કાર્યમા નિર્ભ્રાન્ત દશાનુ આલેખન થયું હોવાથી એનો નાયક એકલતા અને નિરાશામા માત્ર એક આકારરૂપે ભટકતો દેખાય છે ઘટનાનો હ્રાસ કર્યા સિવાય અહી લેખક અસલ નિરાશા અને વેદનાના સવેદનને પાત્રના કાર્યમા નિરૂપવામા સફળ થયા છે.

મધુરાયની 'ચહેરા' નવલકથામા પણ અસ્તિત્વવાદી વલણ જોવા મળે છે. એનો નાયક પણ નિર્લેપ-ભાવે જિંદગીને નિહાળે છે. નાયકને જુદા જુદા ચહેરા સાથે જીવવુ પડતુ હોવાથી તે ઊંડો અવસાદ અનુભવે છે. અહી પાત્રો અને પ્રસગો પરથી નહિ, પણ સવેદન દ્વારા કથાનુ પોત ઘડાય છે.

રઘુવીર ચૌધરીની નવલકથા 'અમૃતા' માંનો ઉદયન ઈશ્વરમા માનતો નથી; એ ઇન્દ્રિયોથી અનુભવી શકાય એટલા જગતને જ સાચુ માને છે અને પોતે જે માને છે એ રીતે જીવે છે. ઉદયનના પાત્ર દ્વારા લેખકે અસ્તિત્વવાદી વિચારસરણી રજૂ કરી છે, પણ લેખક આ નવલકથામાં વિઘટનમાંથી સાયુજ્ય અને સયોજનનો સદેશ આપવા માગે છે.

આ ઉપરાત રાધેશ્યામ શર્મા ('ફેરો'), હરીન્દ્ર દવે ('અનાગત' 'પળપળના પ્રતિબિંબ' 'માધવ ક્યાય નથી'), લાભશકર ઠાકર ('અકસ્માત'), રાવજી પટેલ ('અશ્રુઘર' 'ઝઝા'), શ્રીકાન્ત શાહ ('અસ્તા'), પિનાકિન દવે ('વિવર્ત'), મોહમ્મદ માંકડ ('ધુમ્મસ'), જયત ગાડીત ('આવૃત્ત') અને શશી શાહ ('ભૂરા આકાશ નીચે') ઇત્યાદિ આ ગાળાના નોધપાત્ર નવલકથાકારો છે

આ નવી નવલકથાનો પ્રવાહ ગુજરાતી નવલકથામા એક નવી તરાહ ઊભી કરે છે. પ્રતીકયોજના, અરૂઢ તાજગીભરી અને કાવ્યમય ગદ્યશૈલી, ચબરાકી-ભર્યા સવાદો, ઉત્કટ સવેદન અને જાતીય વૃત્તિનુ પ્રગલ્ભ નિરૂપણ આ નવી નવલકથાનાં વ્યાવર્તક લક્ષણો છે આજના માનવીના આતર ચિત્તને સમજવાનો પ્રયાસ કરતી આ નવી શૈલીની નવલકથા ગુજરાતી નવલકથાના સાહિત્યમાં મુક્ત હવાનો સંચાર કરે છે.

નવી નવલકથા સાથે પરંપરાગત શૈલીની નવલકથા પણ આ ગાળામાં લખાતી રહી છે. ત્રીસીના પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, પીતાંબર પટેલ ઇત્યાદિની સાથે આ ગાળાના શિવકુમાર જોશી, મોહમ્મદ માંકડ, ભગવતીકુમાર શર્મા, ચંદુલાલ સેલારકા, વિઠ્ઠલ પડયા ઇત્યાદિ અનેક નવલકથાકારો આ સ્વરૂપ પર હાથ અજમાવ્યે જાય છે. એમાંના કેટલાકના સર્જનમાં નવી શૈલીની અસર વરતાય છે, તો કેટલાક ભૂતકાળની પ્રતિષ્ઠા પર પોતાની આરભની સફળ કૃતિઓના નિષ્ફળ અનુકરણો કરી રહ્યા છે. કેટલાક માત્ર બજારુ માંગને પહોચી વળવાનો પ્રયત્ન કરતા હોય એમ પણ લાગે છે.

નવી-કવિતા વાર્તા અને નવલકથાની જેમ આ ગાળાના નાટકના સાહિત્યમાં પણ ઍબ્સર્ડ નાટકના પ્રયાસો થયા છે. લાભશકર ઠાકર, ચિનુ મોદી, આદિલ મન્સૂરી, વિનોદ જાની, સુભાષ શાહ આદિના આવા પ્રયાસો નોધપાત્ર છે. 'જદુનાથ અને ઉંદર' જેવુ ઍબ્સર્ડ રીતિનુ નાટક ભજવાયા પછી ઍબ્સર્ડ નાટકને ભજવવાના પ્રયાસો ખાસ થયા નથી, પરતુ અસ્તિત્વવાદી વિચારસરણી વ્યક્ત કરતા એકાકી ઠીક ઠીક પ્રમાણમા લખાયાં છે. અલબત્ત, ઍબ્સર્ડ નાટકની સાચી વિભાવના હજી આપણા સાહિત્યમાં સિદ્ધ થઈ જણાતી નથી

આ નવીન લલિત સાહિત્ય સાથે એના વિવેચનની તરાહો પણ બદલાવા લાગી છે. પડિતયુગ કે ગાધીયુગની જેમ આ ગાળાના વિવેચકો કૃતિનુ પૃથક્કરણ કરવામા અને એના અગેઅગનુ વિઘટન કરવામા માનતા નથી. આજનુ વિવેચન કર્તાલક્ષી નહિ, પણ કૃતિનિષ્ઠ બન્યું છે. વિવેચનક્ષેત્રે પણ સુરેશ જોશીનુ પ્રદાન વિશિષ્ટ અને નોધપાત્ર છે. એમણે વર્ણ્ય વિષયનુ સાધારણીકરણ નહિ, પણ વિલીનીકરણ કરવાનો અને સર્જનમાં તિરોધાન સાધવાનો આગ્રહ સેવ્યો છે. સામગ્રી કરતા તેઓ અભિવ્યક્તિને અને આકારને વધારે મહત્ત્વ આપે છે. આ ગાળાના વિવેચનમા પૃથક્કરણ નહિ, પણ સયોજનનો પ્રયોગ થતો જોવા મળે છે. આ ગાળાના વિવેચકની વાણી અણીદાર, વક્તવ્ય ધારદાર, અને મતદર્શન નિર્ભીક અને સ્પષ્ટ બન્યા છે. સુક્કુ સુક્કુ બોલવાની અને આડબર કરવાની આજના વિવેચકને સૂગ છે, એથી વિવેચનમાં વ્યગ કટાક્ષ આદિનું પ્રમાણ વધ્યુ છે. સામાન્ય રીતે આ ગાળાના મોટા ભાગના સર્જકો વિવેચકો પણ છે અને ભૂતકાળના સર્જકો તેમજ સમકાલીન સર્જકોની કૃતિઓના અવલોકનો તેઓ લખે છે. આ ગાળાના સર્જકોનો સાહિત્યપદાર્થને વિવેચન દ્વારા સમજાવવાનો અને સાહિત્યસ્વરૂપોની વિભાવના સ્પષ્ટ કરવાનો પુરુષાર્થ ધ્યાનપાત્ર છે. સ્વાતંત્ર્યોત્તર સાહિત્યમાં ચરિત્ર આત્મકથા નિબંધ ઇત્યાદિ સ્વરૂપોમાં કશી ખાસ વિશેષતા જણાતી નથી અને એકદરે એ પ્રકારના સાહિત્યનુ પ્રમાણ પણ

ઘટ્યું છે. અલબત્ત, નિબંધિકાના સાહિત્યમાં કંઈક વેગ આવ્યો છે અને ચિનુભાઈ પટવા, બકુલ ત્રિપાઠી, વિનોદ ભટ્ટ, 'પ્રિયદર્શી' ઇત્યાદિ લેખકો ખાસ કરીને આપણા સમાજ અને રાજકારણને લક્ષ્ય બનાવી હાસ્ય-કટાક્ષયુક્ત રચનાઓ કરે છે.

'કૃતિ' 'ઊહાપોહ' 'અનુભૂતિ' 'અભિવ્યક્તિ' 'ઉન્મૂલન' 'કવિતા' 'કવિલોક' 'ક્ષિતિજ' 'ગ્રથ' 'નચિકેતા' 'રુચિ' 'રે" સ્વાધ્યાય' 'પથિક' ઇત્યાદિ સામયિકોએ સ્વાતંત્ર્ય પછીના સાહિત્યના સર્જનમા નોંધપાત્ર ફાળો આપ્યો છે. એમાના મોટા ભાગના સામયિકો નવી શૈલીની વાર્તા-કવિતાના પુરસ્કર્તા છે અને એમના સર્જન-પ્રકાશનમા એમનો પ્રત્યક્ષ ફાળો છે.

આમ ૨૦મી સદીના પોણા ભાગના ગુજરાતી સાહિત્યનુ સિંહાવલોકન કરતા એમ લાગે છે કે આ સાહિત્યના વિવિધ સ્વરૂપો અંગ્રેજી સાહિત્યમાંથી લેવામાં આવ્યા છે, એટલું જ નહિ, પણ એનાં આકાર અને સવિધાન પર પાશ્ચાત્ય સાહિત્યની ઘેરી અસર પડી છે. પડિતયુગના હેતુપ્રધાન સાહિત્ય અને ગાધીયુગના વાસ્તવલક્ષી સાહિત્ય પછી અદ્યતન યુગનુ સાહિત્ય કેવળ આકારલક્ષી અને સૌદર્યલક્ષી બન્યું છે અને સાહિત્યની ગતિવિધિ જીવનની સપાટી પરની ઘટનાઓને અતિક્રમી માનવીના આતર ચેતનમાં પડેલી નિગૂઢ વૃત્તિઓ નિરૂપવા તરફ સચારિત થઈ છે, આધુનિક યત્રપ્રધાન સંસ્કૃતિના પરિવેશમાં જીવતા માનવીની સંકુલ જિંદગીના અટપટા રહસ્યો સાહિત્યમા વૈચિત્ર્ય દ્વારા પ્રતિબિંબિત થઈ રહ્યા છે.

અદ્યતન સાહિત્યના કવિતા નવલિકા નવલકથા નાટક આદિ પ્રકારો પ્રયોગદશામાથી પસાર થઈ એક વિશિષ્ટ સ્વરૂપો સિદ્ધ કરી રહ્યા છે, છતા પરંપરાગત શૈલીનો પ્રવાહ પણ ચાલુ જ રહ્યો છે. આ બનેના મિશ્રણથી નવા તાજગીભર્યા સ્વરૂપો પણ ઉદ્ભવી રહ્યા છે. સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી સાહિત્યના સર્જકોની સજ્જતા પ્રગલ્ભતા નિખાલસતા અને વિપ્લવવાદિતાએ આરભમા કેટલાક પ્રણાલિકાવાદીઓને ચોકાવી દીધા હતા, પરતુ આ લેખકો પણ હવે સ્વસ્થ બની આરભના આવેશને લગામ ચડાવી રહ્યા હોય એમ લાગે છે પ્રણાલિકાવાદીઓ પણ આ નવસર્જકોને સહાનુભૂતિથી સમજવા અને સ્વીકારવા સજ્જ થયા છે. પરિણામે સ્વાતંત્ર્યોત્તર સાહિત્યના નવા પ્રવાહને ચોક્કસ દિશા પ્રાપ્ત થઈ રહેલી જણાય છે.







